પ્રકાશન સ્થળ

**શ્રી મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર**

ઠે. રાવપુરા, મહાજન ગલી,

મુ. વડોદરા.



પ્રાપ્તિસ્થાનો

**બાબુ અમીચંદ પનાલાલ**

આદીશ્વરજી જૈન મંદિર,

૪૧, રીજ રોડ, વાલકેશ્વર,

મુંબઈ-૬.



**શ્રી ઋષભદેવ જૈન ટેમ્પલ,**

૧૦ મો રસ્તો, ચેમ્બુર,

મુંબઈ-૭૧.



**શાહ પનાલાલ નંદલાલ**

ઠે. રાવપુરા, કોઠીપોળ, નંદકુંજ,

મુ. વડોદરા.



મુદ્રક

**ધૈર્યકુમાર સી. શાહ**

આશા પ્રિન્ટર્સ,

૧૦૮, કેશવજી નાયક રોડ,

મુંબઈ-૯ (B.R.)

પૂજ્યપાદ પ્રાત:સ્મરણીય શાસનપ્રભાવક ગીતાર્થપ્રવર વ્યાખ્યાનવિશારદ



સ્વ. આચાર્યદેવ ૧૦૦૮ શ્રીમાન્ વિજયમોહન સૂરીશ્વરજી મહારાજ



# કરકમલમાં

આપ પૂજ્યશ્રીની વિપુલ જ્ઞાનશક્તિ, જૈન સંઘમાં સર્વત્ર સુપ્રસિદ્ધ વ્યાખ્યાનશક્તિ અને પંચમાંગ શ્રી ભગવતીજી સૂત્ર વિષયક અજોડ દેશનાલબ્ધિ વગેરે આદરણીય ગુણોનો પુન્યયોગે પ્રાપ્ત થયેલ જે વારસો તેના ફલસ્વરૂપે આ પ્રવચન ગ્રન્થનું પ્રકાશન હોઈ, આ ગ્રન્થની ત્રીજી આવૃત્તિ આપશ્રીના જ

એટલે

શાસનમાન્ય પ્રવચન-પ્રભાવક શુદ્ધપ્રરૂપક જૈન સિદ્ધાન્તના તલસ્પર્શી અભ્યાસક વ્યાખ્યાન વિશારદ સ્વર્ગસ્થ આચાર્ય ભગવંત શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના કરકમલમાં સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

ચરણોપાસક ધર્મસૂરિના
કોટિ કોટિ વંદન







## ચિત્ર પરિચય

તપ નિયમ અને જ્ઞાનરૂપી વૃક્ષ ઉપર આરૂઢ અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવાન તીર્થંકર દેવો ભવ્ય જીવોના બોધ માટે જ્ઞાનરૂપી પુષ્પોની વૃષ્ટિ કરે છે એટલે કે ધર્મદેશના આપે છે. ગણધર ભગવંતો નિર્મળ બુદ્ધિરૂપી વસ્ત્રમાં તીર્થંકરની ધર્મદેશનારૂપી પુષ્પવૃષ્ટિને સંપૂર્ણપણે ઝીલે છે અને શ્રી સંઘના કલ્યાણ માટે દ્વાદશાંગીરૂપી પુષ્પમાળાની રચના કરે છે. (ગુંથણી કરે છે)

—આવશ્યક નિર્યુક્તિ.

ત્રીજી આવૃત્તિના પ્રકાશન પ્રસંગે પ્રકાશકનું

# સંક્ષિપ્ત નિવેદન

પ પૂ પરમશાસન પ્રભાવક ગીતાર્થ પ્રવર શુદ્ધપ્રરૂપક સ્વ. આચાર્યદેવ ૧૦૦૮ શ્રીમાન્ વિજય મોહનસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર પ. પૂ. પ્રાત,સ્મરણીય ધર્મપ્રભાવક આચાર્યદેવ ૧૦૦૮ શ્રી વિજય પ્રતાપસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક પ. પૂ. યુગદિવાકર આચાર્ય શ્રી વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજના વિ. સ. ૨૦૦૫ની સાલમા વડોદરા શહેરમા થયેલ ચાતુર્માસ દરમિયાન અપાયેલ ખાસ મનનીય શ્રી ભગવતી સૂત્રની પ્રાથમિક પ્રસ્તાવના વિષયક પંદર વ્યાખ્યાનોના આ મહાગ્રંથની ત્રીજી આવૃત્તિનુ પ્રકાશન કરતાં અમોને અતિશય આનદ થાય છે.

આ પ્રવચન ગ્રથનું જે જે મહાનુભાવોએ ચિંતન-મનન પૂર્વક વાંચન કરેલ છે તે દરેક મહાનુભાવોના આ ગ્રથ માટેના અભિપ્રાયોનુ પ્રકાશન કરવામા આવે તો એ અભિપ્રાયોની એક નાની પુસ્તિકા બની જાય પ્રવચન ગ્રથનુ વાચન કરનાર દરેકના હૈયામાં એક છાપ ઉભી થઈ છે કે– દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ આ ચારેય અનુયોગ ગર્ભિત જૈન દર્શનના અભ્યાસ માટે તેમજ પરિશીલન માટે આ પ્રવચન ગ્રથ પૂર્વાચાર્ય વિરચિત અનેક સસ્કૃત પ્રાકૃત ગ્રથોની જેમ ગુજરાતી ભાષાને જાણવાવાળા માટે એક અપૂર્વ સાધન છે. આ અતિ ઉત્તમ કોટિનો ગ્રંથ છે.

આ ગ્રંથની પહેલી આવૃત્તિનું પ્રકાશન વિ. સ. ૨૦૧૨ થયા બાદ બીજી આવૃત્તિનું પ્રકાશન વિ. સ. ૨૦૧૮મા બાબુ અમીચંદ પનાલાલ શ્રી આદીશ્વર જૈન દેરાસરજી ટ્રસ્ટ વાલકેશ્વર મુબઇ તરફથી થયેલ હતુ. છેલ્લા ત્રણ ચાર વર્ષોથી આ પ્રવચન ગ્રથની એક પણ નકલ મળવી દુર્લભ થવાથી અને ધર્મપ્રેમી ચતુર્વિધસઘની આ પુસ્તક માટે વારંવાર જોરદાર માગણીઓ આવવાથી સ. ૨૦૨૯ના વાલકેશ્વર બાબુ અમીચદ પનાલાલ જૈન ઉપાશ્રયમાં થયેલ ચાતુર્માસ દરમિયાન પ. પૂ આચાર્ય મહારાજ વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજના શિષ્ય સાહિત્ય કલારત્ન પ. પૂ. મુનિપ્રવર શ્રી યશોવિજયજી મહારાજની મંગલમય પ્રેરણાથી વાલકેશ્વર મુબઇ અમીચદ પનાલાલ આદીશ્વરજી જૈન દેરાસરના ધર્મપ્રેમી ઉદાર ટ્રસ્ટી બધુઓએ ટ્રસ્ટ હસ્તકના જ્ઞાનખાતા તરફથી આ પ્રવચન ગ્રથની

તૃતીય આવૃત્તિના પ્રકાશન માટે કરેલા નિર્ણય અનુસાર આજે આ ગ્રંથને ચતુર્વિધ જૈન સંઘના કરકમળમા રજુ કરતા પ્રકાશક તરીકે અમોને ઘણો હર્ષ થાય તે સ્વાભાવિક છે.

આ ત્રીજીવાર થતી આવૃત્તિ એ પૂજ્યશ્રીના મહાન પ્રવચનોની લોકપ્રિયતાને જ આભારી છે.

વ્યાખ્યાનદ્વારા દ્રવ્યાનુયોગના જેવા તાત્વિક અને ગહન વિષયોને સરલતાથી સમજાવવા એ સામાન્ય જ્ઞાની કે સામાન્ય શક્તિ ધરાવનારનું કામ નથી. એ વિશિષ્ટ કોટિની જ્ઞાન શક્તિ અને પ્રવચન કરવાની વિશિષ્ટ કુશલતા માગી લે છે. પૂજ્ય આચાર્યશ્રીજીને એ શક્તિ વરેલી છે. એક પત્રકારના શબ્દોમા કહીએ તો જૈન સંઘમા વ્યાખ્યાન દ્વારા તાત્વિક રહસ્યોને તલસ્પર્શી રીતે સ્પર્શી સરલતાથી રજૂ કરવામા બીન હરિફ વક્તા છે. આવું મન્તવ્ય સેંકડો શ્રોતાઓ–વિદ્વાનો ધરાવે છે.

અને એથી જૈન સમાજમાં તેમના માટે એક ખ્યાતિ છે કે 'તાત્વિક વ્યાખ્યાન સાંભળવું હોય તો જાવ ધર્મસૂરિજી મહારાજના વ્યાખ્યાનમાં'

જૈન દર્શનના ઉત્સર્ગ અપવાદ, નિશ્ચય વહેવાર, કાર્ય કારણ ભાવની શૃંખલાઓ નય, નિક્ષેપાદિકની સૂક્ષ્મ વાતો, જૈન તત્ત્વજ્ઞાનના ગભીર વિષયોને અનોખી ઢબે સુગમતાથી સમજાવવા, આ બધુ પૂજ્યશ્રી અતિ સુદર રીતે સમજાવે છે. અનેક શ્રોતાઓ તેઓશ્રીની મધુર વાણીનુ પાન એક ધ્યાનથી કરે છે. એક સરખા જુસ્સાથી પ્રવાહ બદ્ધપણે નીકળતી વાણી શ્રોતા ડોકુ ઊંચુ કરી બરાબર સન્મુખ બની એક ધ્યાને જો ન સાંભળે તો તેની મજા ઉડી જાય, તાત્વિક વાતોને સમજવા માટે સતત ઉપયોગની બહુજ જરૂર પડે છે. પૂજ્યશ્રીની રોચક વાણીથી શ્રોતાઓના હૈયા ધર્મભાવનાથી પુલકિત બની જાય છે. પ્રેરક અને બોધક પ્રવચનો સાભળી જીવનનુ કોઈ નવુ ભાતુ બાધ્યાનો અનેરો આનંદ અનુભવે છે પૂજ્યશ્રી દોઢ દોઢ બબે કલાક સુધી એક ધારું પ્રવચન કરતાં જરાએ થાકતા નથી. વળી પ્રવચન વિના એક દિવસ જાય તે તેઓશ્રીને ઇષ્ટ નથી એટલે જ્યા જાય ત્યાં ઓછાવત્તા સમય માટેનુ પ્રવચન આપ્યા વિના રહેતા નથી. વ્યાખ્યાન આપવામા અને જ્ઞાન દાનમા સદાય અપ્રમત્તભાવ તેઓશ્રીને પ્રવર્તે છે

તેઓશ્રીની પાસે વાચના લેવી કે સાભળવી એ એક અનુપમ લ્હાવો લેવા બરાબર છે

અજમેરમા રહેતા જાણીતા વિદ્વાન અને અભ્યાસી લેખક શેઠશ્રી કસ્તુરમલજી બાંઠીયાએ તો આજથી 'બારેક વર્ષ' ઉપર પૂજ્યશ્રીના ભગવતી સૂત્રના પ્રવચનો વાચીને ભાવનગરથી પ્રગટ થતા 'જૈન' સાપ્તાહિકમા એક લેખ પ્રકાશિત કર્યો હતો, જેમા એમણે

લખ્યું હતું કે, "ભગવતીસૂત્ર ઉપર અન્ય મૂર્તિપૂજક સંપ્રદાયના જે પ્રવચનો પ્રગટ થયા છે એમા ભગવતીજી સૂત્રને સૌથી શ્રેષ્ઠ ન્યાય આપ્યો હોય તો પૂજ્ય આચાર્યશ્રી વિજય ધર્મસૂરિજીએ આપ્યો છે." આનું કારણ તાત્ત્વિક અને શાસ્ત્રીય વિષયોના તેઓશ્રીના ઊંડા ચિંતન ને મનનને આભારી છે.

આપણા સૌ માટે મોટી ખેદની વાત એ છે કે પચીસ પચીસ વરસ વીતવા, છતાં આગળના પ્રવચનોનો બીજો ભાગ પ્રાપ્ત કરવાને માટે સમાજ ભાગ્યશાળી બન્યો નથી. પૂજ્યશ્રીના શિષ્ય મુનિશ્રી યશોવિજયજી આ માટે તેમજ તત્વાર્થસૂત્ર વિગેરે ગ્રંથો ઉપર વિવેચન કરવા માટે વર્ષોથી વારવાર વિનંતી કરી રહ્યા છે, અન્ય સઘાડાના અનેક પૂજ્ય આચાર્યો, મુનિઓ અને વિદ્વાનો પણ પૂજ્ય શ્રી પોતાના શ્રેષ્ઠ ચિંતનનો અને અનેક વિષયોને વિશિષ્ઠ રીતે સમજાવવાની પોતાની અનોખી શક્તિનો લાભ શ્રી સંઘને આપે એમ વરસોથી ઇચ્છી રહ્યા છે. પણ આપણા માટે દુખની વાત છે કે શ્રી સંઘના યોગ અને ક્ષેમના અનેક કાર્યોમા વ્યસ્ત હોવાને કારણે પૂજ્યશ્રી એ દિશામાં પ્રગતિ કરી શક્યા નથી.

અમો જાણીએ છીએ કે તેઓશ્રીને હાર્ટ એટેક આવ્યા પછી, તેમજ જૈમણું સાથે આવેલી નબળાઈના કારણે લેખન કાર્ય કરવાનું મુશ્કેલ બન્યું છે. વળી પૂજ્યશ્રીની જૈફ ઉમર થઈ છે. અને સાતેય ક્ષેત્રોના ઉત્કર્ષ માટેના ધર્મકાર્યમા સતત રોકાએલા રહે છે. એટલે હવે ગ્રથ રચનાનું સર્જનાત્મક કાર્ય થવું આસાન નથી રહ્યુ. એમ છતાં અમારા નહીં પણ શ્રી સંઘના પરમાર્થના કારણે આજે પુનઃ તેઓશ્રીના શિષ્ય પરિવાર સહુ અમો સહુની નમ્રભાવે પૂજ્યશ્રીને અતિ આગ્રહભરી વિનતી કરીએ છીએ કે કોઈ પણ હિસાબે સમય કાઢીને ભાવી પ્રજાના લાભાર્થે પોતાની વિશિષ્ઠ શકિતનુ અનુદાન કરવાનો પ્રબલ સકલ્પ કરે, અને અમો સહુને સતોષ આપે!

અમારી વિનતિ એળે ન જાય એ માટે શાસનદેવને પ્રાર્થના કરી વિરમીએ.

પ. પૂ. સાધુ મહારાજાઓ, પૂ સાધ્વીજી મહારાજાઓ તેમજ શ્રાવક-શ્રાવિકાઓ આ પ્રવચન ગ્રંથની તૃતીય આવૃત્તિના પ્રકાશનનો વાચન ચિંતન મનન દ્વારા લાભ ઉઠાવે અને શ્રુત સામાયિક સાથે સમ્યકત્વ સામાયિક દેશવિરતિ સર્વવિરતિ સામાયિકના સર્વ શિરોમણિ લાભને પ્રાપ્ત કરે એજ મંગળ કામના!

બે મહિનાની અદર ૩૭ ફર્મા જેવા આ પુસ્તકનુ કામ ખતપૂર્વક અને સુંદર રીતે કરી આપનાર આશા પ્રીન્ટર્સના માલીક ધૈર્યકુમાર સી. શાહ અને આ પુસ્તકનુ ખૂબ જ ચીવટપૂર્વક પ્રુફરીડીગ કરવા માટે હસમુખલાલ અ. પરીખનો હાર્દિક આભાર માનીએ છીએ.

જાણીતા કુશળ ચિત્રકાર શ્રી ગોકુલભાઈ કાપડીઆએ જેકેટ માટે સુંદર ડીઝાઈન કરી આપી તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ.

દૃષ્ટિ–મતિદોષ કે પ્રેસ દોષથી જે કંઈ ક્ષતિ રહી ગઈ હોય તો તેની ક્ષમા માગવા સાથે સુધારી લેવા અને અમને જણાવવા વાંચકોને સાદર વિજ્ઞપ્તિ છે.

સ્થળ :–
નંદકુંજ, કોઠી પોળ, રાવપુરા, વડોદરા
જેઠ સુ. ૧૦, સં૦ ૨૦૩૦
તા. ૩૦–૫–૭૪

મંત્રી
પનાલાલ લાલચંદ શાહ



પૂજ્યપ્રવર ધર્મપ્રભાવક પ્રાત:સ્મરણીય આચાર્યદેવ



૧૦૦૮ શ્રીમાન્ વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજ

અનન્તલબ્ધિનિધાનાય શ્રીમતે ગૌતમગણધરાય નમઃ ।
પૂ૦ શાસનપ્રભાવક જૈનાચાર્ય શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરેભ્યો નમ ।

પ્રથમાવૃત્તિ પ્રસંગનું

# પ્રકાશકનું નિવેદન

જૈન સાહિત્યના પ્રકાશન માટે કાર્ય કરનારી અનેક સંસ્થાઓ પૈકી શ્રી **મુક્તિકમળ જૈન મોહન ગ્રન્થમાળાનું** સ્થાન જૈન સમાજમા જાણીતુ છે વિ, સ. ૧૯૭૪ માં પૂજ્યપાદ શાસન પ્રભાવક આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રીમાન્ **વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજના સદુપદેશથી આ ગ્રન્થમાળાની સ્થાપના થયેલ છે. આ ગ્રન્થમાળા તરફથી દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ તેમજ ધર્મકથાનુયોગના સખ્યાબધ ગ્રન્થો આજસુધીમા પ્રકટ થયા છે. પ્રતિમાશતક મોટી ટીકા, કર્મગ્રન્થ સટીક ભાગ ૧, માર્ગપરિશુદ્ધિ, પ્રતિમાસ્થાપન ન્યાય, ઉપદેશપદ મહાગ્રન્થ ભાગ ૧–૨, વિપાકસૂત્ર સટીક, ઉપદેશસાર, અભિધાનચિન્તામણિ કોશ રત્નપ્રભા ટીકા, નવતત્ત્વ સુમગલા ટીકા, જ્ઞાનસાર મૂળ, વગેરે અનેક સસ્કૃત પ્રાકૃત ગ્રન્થો ઉપરાંત શ્રી મહાવીર ચરિત્ર, પરિમાણ પુદ્ગલ–બન્ધ–નિગોદછત્રીશી સુંદર અનુવાદ ક્ષેત્રસમાસ વિસ્તૃત અનુવાદ સચિત્ર સયત્ર, બૃહત્ સગ્રહણી અતિ સુંદર ભાષાનુવાદ સચિત્ર સયંત્ર, શતકનામા પચમ કર્મગ્રન્થ વિસ્તૃત ભાષાન્તર, શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર અર્થદીપિકા ટીકાનો સુંદર અને અને સરલ ભાવાનુવાદ, પ્રશ્નોત્તર મોહનમાળા વગેરે અનેક ગ્રન્થો ગૂર્જર ભાષામા પણ પ્રકટ કર્યા છે. પૌષધવિધિ, આત્મકલ્યાણમાળા, જિનેન્દ્રસ્તવાદિગુણમોહનમાળા, સુયશસ્તવનાવલી વગેરે વિધ વિષયક તેમજ ભક્તિપ્રધાન સાહિત્યનુ પ્રકાશન પણ આ સસ્થા તરફથી કરવામાં આવેલ છે, લગભગ પચાસ ઉપરાંતની સખ્યામા પ્રગટ થયેલા આ ગ્રન્થમાળાના કેટલાંક પુસ્તકોની બબ્બે ત્રણ ત્રણ યાવત્ પાચ પાંચ આવૃત્તિઓ પણ પ્રકટ થયેલ છે, જે બાબત ગ્રન્થમાળા તરફથી પ્રકટ થતા ગ્રન્થો માટે ગૌરવનો વિષય છે.

આ ગ્રન્થમાળાના સત્તાવનમા પુષ્પરૂપે **શ્રી ભગવતી "સૂત્રનાં ધાર્મિક પ્રવચનો"** નામના આ ગ્રન્થનુ પ્રકાશન કરતાં અમોને ઘણો આનદ થાય છે. આજ સુધી આ ગ્રન્થમાળા તરફથી જે જે ગ્રન્થો પ્રગટ થયા છે તે ગ્રન્થોએ વિદ્દ્વર્ગ તેમજ અભ્યાસી વર્ગનું ખૂબ જ આકર્ષણ કર્યું છે, એમ છતાં સહકોઈ સરલતાથી સમજી શકે એ રીતે દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગના વિષયોથી ભરપૂર આ ગ્રન્થ ચતુર્વિધ સંઘમા વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરશે તેમ અમારુ મન્તવ્ય છે.

વર્તમાન શાસનની અપેક્ષાએ પચમાંગ શ્રી **ભગવતી સૂત્ર**ના અર્થરૂપે આદ્ય પ્રણેતા શ્રમણ **ભગવાન્ મહાવીર** છે. સૂત્રરૂપે સકલના કરનાર પચમ ગણધર ભગવાન **સુધર્મા સ્વામી** છે. પૂર્વાચાર્ય ભગવતોએ આ મહાસૂત્ર ઉપર ટીકા–ચૂર્ણિ વિગેરેની રચના કરેલ હોવા છતાં અલ્પ બુદ્ધિવાળા જિજ્ઞાસુ મહાનુભાવોનો પણ વિશદ બોધ થાય તે માટે પૂજ્ય પ્રવર **અભયદેવસૂરિ મહારાજા**એ વિસ્તૃત ટીકાની રચના કરી વર્તમાન કાળના શ્રમણવર્ગ માટે મહાન્ ઉપકારનુ કાર્ય કરેલ છે.

જૈન શાસનને આગણે ભૂતકાળમાં આગમ શાસ્ત્રોના જાણકાર મહાપુરુષો અનેક સંખ્યામાં થઈ ગયા. જૈન શાસનનો આજ સુધી જે ટકાવ જોવાય છે તે એ શાસનધોરી મહાપુરુષોને આભારી છે. નજીકના ભૂતકાળમાં એવા જ એક આગમાદિ શાસ્ત્રોના જ્ઞાતા આચાર્ય શ્રી થઈ ગયા જેઓશ્રીનુ પવિત્ર નામ **"જૈનાચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી"** હતુ. શાસ્ત્રીય વિષયોનું વિશિષ્ટ જાણપણું અને અસાધારણ વ્યાખ્યાનશક્તિ અગે તેઓશ્રીનુ નામ જૈન–જૈનેતર વર્ગમાં ખૂબ પ્રસિદ્ધ હતુ. ભગવતીસૂત્ર

ાયક વ્યાખ્યાનો માટે તેઓશ્રી સિદ્ધ પ્રવચનકાર તરીકે પંકાતા હતા. શ્રી ભગવતી સૂત્રના ધાર્મિક ચનોનો આ ગ્રન્થ તેઓશ્રીના પટ્ટાલંકાર અનન્ય ગુરુભક્ત પૂજ્યપાદ આચાર્ય શ્રીમાન્ **વિજયપ્રતાપ-રીશ્વરજી** મહારાજના શિષ્યરત્ન પૂજ્યપ્રવર ઉપાધ્યાય—હાલમાં આચાર્ય શ્રી **વિજયધર્મસૂરીશ્વરજી** ારાજે અમારા વડોદરા શહેરમા વિ. સ. ૨૦૦૫ મા ઘડીયાળી પોળ જૈન ધર્મશાળામા કરેલ ચાતુ-ર્સ પ્રસંગે શ્રેષ્ઠિવર્ય શ્રીમાન્ **રંગીલદાસ છગનલાલ**ની તેમજ સકલ સંઘની વિનંતિથી વ્યાખ્યાનમાં **ભગવતીસૂત્ર** સવાર–બપોર બે વાર વાંચીને સંપૂર્ણ કરેલ, તેમાંના શરૂઆતના પંદર વ્યાખ્યાનોના ગ્રહરૂપે છે.

દ્રવ્યાનુયોગાદિ વિષયક આગમગ્રન્થો, કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, લોકપ્રકાશ, તત્ત્વાર્થાધિગમસૂત્ર ગેરે મૌલિક ગ્રન્થોના અભ્યાસ માટે પ્રવચનકાર આચાર્યશ્રી **વિજયધર્મસૂરિ** મહારાજની જૈન સંઘમાં રી ખ્યાતિ છે. ગહન વિષયોને પણ દાખલા–દલીલોથી સમજાવવાની સુંદર શક્તિ માટે વિદ્વદ્વર્ગમાં ઓશ્રીનું સારું સ્થાન છે તેઓશ્રીના દાદાગુરુના શાસ્ત્રીય બોધનો તેમજ વ્યાખ્યાનશક્તિનો થોડો ઘણો શંસનીય વારસો આપણા પ્રવચનકારને મલ્યો છે એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી- તેનો ખરો ખ્યાલ તો આ પ્રવચનગ્રન્થ સાદ્યંત વાચવાથી આવી શકે તેમ છે.

આ ગ્રન્થની શરૂઆતમાં પ્રસ્તાવનારૂપે સુંદર **'સમુલ્લાસ'** લખી મોકલનાર વિશિષ્ટ જ્ઞાનાભ્યાસી મશ્રદ્ધાલુ શ્રીયુત **ફતેહચંદ ઝવેરભાઈ**નો અમો આભાર માનીએ છીએ.

અંતમા સૂત્ર વાચક બંધુઓ આ ગ્રન્થને સાદ્યન્ત વાચે, વિચારે અને તત્ત્વમંથન કરી જીવનમા વ્ય જ્ઞાનની જ્યોત પ્રગટાવે એજ શુભ કામના

વડોદરા . ઠે. કોઠીપોળ
મંજાસદન સં. ૨૦૧૨
ભાદ્રપદ પૂર્ણિમા

નિવેદક.
**શાહ લાલચંદ નંદલાલ વકીલ**

શ્રી આદીશ્વરાય નમોનમઃ

# બીજી આવૃત્તિ પ્રસંગનું પ્રકાશકનું નિવેદન

**'શ્રી ભગવતી સૂત્રના ધાર્મિક પ્રવચનો'** નામના ગ્રંથની પ્રથમ આવૃત્તિનું પ્રકાશન વિ. સં ૨૦૧૨ ની સાલમાં **શ્રી મુક્તિકમળ જૈન મોહન ગ્રંથમાળા** તરફથી થયા બાદ લગભગ બે વર્ષમાં જ પૂ૦ સાધુ સાધ્વી—શ્રાવક—શ્રાવિકા સંઘમાં બધી નકલોનો ઉપયોગ થઈ ગયો હતો અને આ ગ્રન્થમાં ચારે ય અનુયોગ સંબંધી સુંદર વિવેચન હોવાથી તેમજ સંખ્યાબંધ સાધુ મહારાજાઓ તથા શ્રાવકો તરફથી આ પ્રવચન ગ્રન્થની માગણીઓ અંગે બીજી આવૃત્તિ પ્રગટ કરવાની અમારી ભાવના હતી.

દરમ્યાન સં. ૨૦૧૫ માં પ૦ પૂ૦ આચાર્યદેવ ૧૦૦૮ **શ્રીમાન્ વિજયપ્રતાપસૂરીશ્વરજી** મહારાજના પટ્ટપ્રભાવક વિદ્વદ્વર્ય પ૦ પૂ૦ આચાર્યશ્રી **વિજયધર્મસૂરિજી મહારાજનું** પોતાના વિદ્વાન શિષ્ય પ્રશિષ્યોપૂ૦ મુનિપ્રવર શ્રી **યશોવિજયજી** મહારાજ, પૂ૦ મુનિરાજ શ્રી **જયાનંદવિજયજી** મહારાજ વગેરે પરિવાર સાથે સકલસંઘની વિનંતિથી **પુના** શહેરમાં ચાતુર્માસ થયું. પૂ૦ આચાર્યશ્રીને આ ચાતુર્માસમાં **વરસીતપ** ચાલુ હતો. ચાતુર્માસ પૂર્ણ થયા બાદ પુનામાં મહામંગલકારિ ઉપધાન તપની આરાધના અને પોરવાડ પંચના શ્રી આદીશ્વર ભગવંતના જિનમંદિરની પ્રતિષ્ઠા વગેરે શુભ કાર્યો ભવ્ય મહોત્સવ સાથે પૂર્ણ થયા. પુનાના સમગ્ર સંઘનો પૂ૦ આચાર્યશ્રીને વરસીતપનું પારણું પુનામાં જ કરાવવા માટે ઘણો આગ્રહ હતો, પરંતુ **મુંબઇ વાલકેશ્વર બાબુ અમીચંદ પનાલાલ આદીશ્વર પ્રભુના દેરાસરના ટ્રસ્ટીઓનો** તેમજ વાલકેશ્વરના સંઘનો વાલકેશ્વર આદીશ્વર પ્રભુની છાયામાં પારણું કરવા માટે પધારવા અત્યંત આગ્રહ હોવાથી તેમજ તે પ્રસંગે ૫૧) છોડનું ભવ્ય ઉજમણું અઠ્ઠાઈ મહોત્સવ, અષ્ટોત્તરી સ્નાત્ર વગેરે શુભ કાર્યો કરવાની ભાવના હોવાથી તેમની વિનંતિનો સ્વીકાર કરી પૂ૦ આચાર્યશ્રી સપરિવાર મુંબઇ—વાલકેશ્વર પધાર્યા.

પૂ૦ આચાર્ય મહારાજ મુંબઇ પધારતા વાલકેશ્વરના સંઘે તેઓશ્રીનું ભવ્ય સામૈયા સાથે સુંદર સ્વાગત કર્યું. ચૈત્ર સુદ ૧૪ થી વૈશાખ સુદિ ૬ સુધી બબ્બે મહોત્સવો, અષ્ટોત્તરી બૃહત શાન્તિસ્નાત્ર લઘુ શાંતિસ્નાત્ર, અનેક હાલતી—ચાલતી રચનાઓ, ૫૧ છોડનું ભવ્ય ઉજમણું અને તેના દર્શન માટે હમેશા હજારો ભાઇઓ—બ્હેનોની ગીરદી, આઠ દિવસ દરમિયાન લગભગ એક લાખ માણસોએ કરેલ દર્શન મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન **શ્રી ચવાણસાહેબ** તથા કોંગ્રેસના પ્રમુખ **શ્રી ભાનુશંકર યાજ્ઞિક** વગેરે મુખ્ય અધિકારીઓનું અને છેલ્લા દિવસે એક લાખથી વધુ લોકોનું પણ ઉજમણાના દર્શનાર્થે આગમન, પૂ૦ આચાર્યશ્રી તથા પૂ૦ મુનિરાજ **શ્રી યશોવિજયજી** મહારાજ સાથે એ અધિકારી વર્ગની ધાર્મિક ચર્ચાનો સુપ્રસંગ વગેરે વગેરે કારણે જૈનશાસનની અત્યંત પ્રભાવના થઈ.

પૂ૦ આચાર્ય મહારાજ તથા તેઓશ્રીના શિષ્ય પૂ૦ મુનિરાજ શ્રી કુમુદવિજયજી મહારાજનું ઇક્ષુરસનું પારણું હજારો ભાઈઓ બ્હેનોની હાજરીમાં અક્ષય તૃતીયાના પવિત્ર દિવસે પૂ૦ આચાર્યશ્રીનું ખૂબ ઉલ્લાસથી પારણું થયું પૂ૦ ગુરૂદેવના પારણાનો શુભ પ્રસંગ કાયમ યાદ રહે અને તેઓશ્રીની વાણીનો મુમુક્ષુ અનેક મહાનુભાવોને લાભ મળે આવી ભાવના પૂ૦ મુનિવર શ્રી યશોવિજયજી મહારાજના મનમાં થતા તેઓશ્રીએ આ ભાવના વાલકેશ્વર બાબુ અમીચંદ પનાલાલ શ્રી આદીશ્વરજી જૈન દેરાસર વગેરે ધાર્મિક ખાતાઓના ટ્રસ્ટીઓ પાસે રજુ કરી. અને ટ્રસ્ટીઓએ પણ [illegible] યાદગીરી નિમિત્તે ટ્રસ્ટના જ્ઞાનખાતામાંથી આ પ્રવચન ગ્રન્થની બીજી આવૃત્તિ છપાવવાનો નિર્ણય કર્યો આ નિર્ણય પ્રમાણે આજે આ બીજીઆવૃત્તિનું પ્રકાશન કરતાં અમારો આત્મા અનહદ આનંદ અનુભવે છે

વાલકેશ્વર બાબુ અમીચંદ પનાલાલ આદીશ્વરજી જૈન દેરાસરજીના ટ્રસ્ટીઓનો જ્ઞાન ખાતામાંથી આ ગ્રન્થના પુન:મુદ્રણ માટે સારી રકમ આપવા બદલ વારંવાર હાર્દિક આભાર માનીએ છીએ અને આ કાર્ય માટે ટ્રસ્ટી મહાનુભાવોને તેમ જ અમોને પ્રેરણા આપનાર વિદ્દવર્ય પૂ૦ મુનિપ્રવર શ્રી યશોવિજયજી મહારાજને અમારા અનેકશ: વંદન પાઠવીએ છીએ

નિવેદક

સં. ૨૦૧૮, શ્રા શુ. ૧

**લાલચંદ નંદલાલ વકીલ**

શ્રી મુ. ક. જૈન મોહન ગ્રન્થમાળા કાર્યાધિકારી



# સમુલ્લાસ

मद्दं मिच्छादंसणसमूहमइयस्स अमयसारस्स ।
जिणवयणस्स भगवओ, संविग्गसुहाहिगमस्स ॥

**મિથ્યાદર્શનોના [2]સમૂહરૂપ, અમરપણું આપનાર અને મુમુક્ષુઓ વડે અનાયાસથી સમજી શકાય, એવા પૂજ્ય જિનવચનનું ભદ્ર હો!**

સન્મતિસૂત્ર તૃતીયકાંડ-**શ્રીસિદ્ધસેનદિવાકરજી**

**મ**નુષ્યનું સાચું જીવન આધ્યાત્મિક જીવન છે, જૈન દર્શનની પરિભાષા અનુસાર 'આવીચિ મરણ' દરેક ક્ષણે પ્રત્યેક મનુષ્યનું થઈ રહેલું છે મતલબ કે જેમ જેમ સમય વીતતો જાય છે, તેમ તેમ પૂર્વબદ્ધ આયુષ્યમાંથી ક્ષણો ઓછી થતી જાય છે; આવી પરિસ્થિતિમાં જો કે બાહ્ય દશ પ્રાણો ધારણ કરતો મનુષ્ય જીવંત દેખાય છે પરંતુ વિભાવ દશામાં જેટલે અંશે જીવન વ્યતીત થતું હોય છે તે વાસ્તવિક કહી શકાતું ન હોવાને અંગે આત્માભિમુખ જીવનને જ સર્વજ્ઞ શાસ્ત્રોએ વાસ્તવિક જીવન પ્રબોધ્યું છે.

બીજી દૃષ્ટિએ આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ પશુધર્મો છે, મનુષ્યમાં વિવેકબુદ્ધિ અને તદનુસાર વર્તનરૂપ વિશેષ તત્ત્વો હોવાથી પશુસૃષ્ટિ ઉપર મનુષ્યનું રાજ્ય પ્રવર્તે છે, માનવજીવન અમૂલ્ય છે, પણ જો તેને વિવેકપૂર્વક યોગ્ય દિશામાં વાળી શકાય તો, જે માનવજન્મ પૂર્વપુણ્યના પ્રાગ્ભારથી પ્રાપ્ત થયેલો છે, તેની સફળતા તેને યોગ્ય સાધનોની પસંદગીમાં છે પ્રત્યેક વસ્તુની સિદ્ધિમાં નિમિત્ત અને ઉપાદાન એ કારણો હોય છે, આત્મા એ ઉપાદાન કારણ છે અને જ્ઞાન, ભક્તિ વૈરાગ્ય નિમિત્ત કારણો છે, સાધન તેવું સાધ્ય અને કારણ તેવું કાર્ય, એ સૃષ્ટિના નિયમાનુસાર મનુષ્યે શુભ સાધનો મેળવી ક્રિયામાં મૂકી તદનુસાર સાધ્યબિંદુ (Point of view) પ્રયત્ન કરવો જોઈએ.

દરેક આત્મા પોતાના કર્મવડે ગર્ભવાસમાં આવ્યા પછી અજાણપણે સ્વયમેવ પોતાનું કાર્ય કરવાની શક્તિ (પર્યાપ્તિ) ઉત્પન્ન કરે છે તેમજ અમુક શરીરમાં, દેશમાં, કાળમાં કે ભાવમાં સંકોચાઈ પોતાની મર્યાદા પણ પોતે જ જ્ઞાત-અજ્ઞાતપણે બાંધે છે, છતાં આ શક્તિઓને કે મર્યાદાને મીટાવવા તે સ્વતંત્ર છે, આ શક્તિ અને મર્યાદાને સંકુચિત પણ એ જ જીવ કરી શકે છે. કર્મના જે બંધનો મનુષ્યને નડે છે એ બંધનોને મજબૂત કરવાં કે ઢીલાં કરવાં અથવા તોડવા એ તેના જ હાથમાં છે, અનાદિકાળથી આપણી દૃષ્ટિ અશુભ નિમિત્તોની પ્રબળતાને લઈને પરાધીનતા તરફ ધસી રહી છે; પર પદાર્થોના નિમિત્તપણાને લઇને ઇષ્ટાનિષ્ટ કલ્પનાઓ આપણા ઉપર સવારી કરીને બેસી જાય છે, તેનો નાશ કરવો અને તેના નિમિત્તોને દૂર કરી આત્મદ્રવ્યની શુદ્ધ દૃષ્ટિ વિકસાવવી એ સત્ય મોક્ષમાર્ગ છે અને તે सम्यग्दर्शनज्ञान चारित्राणि मोक्षमार्गः એ સૂત્રના આંતર સ્વરૂપમાં સમાય છે

માનવજન્મ પુરુષાર્થપ્રધાન છે પરંતુ આંતરજગતમાં સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી અધ્યાત્મ દૃષ્ટિએ પુરુષાર્થની પ્રધાનતા અનેકગણી વધી જાય છે, તે માટે તત્ત્વસ્વરૂપ જાણવાની આવશ્યકતા ઊભી

૧ 'સમુલ્લાસ' પહેલી-બીજી આવૃત્તિ પ્રસંગે લખેલ તે જ લખાણ અત્રે આપવામાં આવેલ છે

૨ જૈન દર્શન સિવાય અન્ય સર્વ દર્શનો પરસ્પર નિરપેક્ષભાવે એક એક નયાવલંબી છે. જ્યારે જૈન દર્શન પરસ્પર સાપેક્ષભાવે સર્વ નયાવલંબી છે એ અપેક્ષાએ જૈન દર્શનને મિથ્યાદર્શનોના સમૂહરૂપે ગણવામાં આવેલ છે.

થાય છે, આત્મા અને તેનો વિરોધી પદાર્થ જડભાવ—આ બન્નેનુ સ્વરૂપ જાણવાથી સ્વભાવ તરફ પુરુષાર્થ કરવો સુગમ પડે છે અને તે પછી ક્રિયામાં મુકાય છે.

આત્મા શી વસ્તુ છે? આત્માને સુખદુઃખનો અનુભવ કેમ થાય છે? આત્મા પોતે જ સુખદુઃખના અનુભવનુ કારણ છે કે કોઈ અન્યના સસર્ગથી આત્માને સુખદુઃખનો અનુભવ થાય છે? કર્મનો સંસર્ગ આત્માને કેમ થઈ શકે છે? તે સસર્ગ અનાદિ છે કે આદિમાન્? અનાદિ હોય તો તેનો ઉચ્છેદ કેવી રીતિએ થઈ શકે કર્મનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે? આત્મા અને કર્મ સકલનના સ્વાભાવિક રીતે થતા પારસ્પરિક કાર્ય વચ્ચે ઈશ્વર નામના કર્તા—વ્યક્તિની દખલગીરીની આવશ્યકતા છે કર્મનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે? કર્મના ભેદાનુભેદ કેવી રીતે છે? કર્મનો બધ, ઉદય અને સત્તા કેવી રીતે નિયમબદ્ધ છે? મનુષ્ય જન્મ પામી જન્મ, જરા, મૃત્યુનો ફેરો ટાળવા માટે આ બધી બાબતો જાણવાની આવશ્યકતા છે અને તેથી જ સસારની નિર્ગુણતાનુ—અસારતાનુ અવલોકન જરૂરીઆતવાળુ બને છે.

અનાદિકાળથી આ આત્મા પરવસ્તુમાં રમણ કરતો આવ્યો છે, પોતાનુ શ્રેય શુ છે? પોતાનુ શ્રેય શુ કરવામા છે? પોતાનો આત્મવિકાસ કરવો યુક્ત છે કે નહિ? અને હોય તો કેવી રીતે થાય? એ સબધી એને વિચારો આવ્યા નથી પરતુ પૂર્વ પુણ્યયોગે માનવ જન્મ, આર્ય કુળ, પચેદ્રિય સપૂર્ણતા, જૈન દર્શનનો સુયોગ, શુદ્ધ દેવ ગુરુ ધર્મની પ્રાપ્તિ, શાસ્ત્રશ્રવણ અને તેમા રુચિ પ્રાપ્તિ થયા પછી પુરુષાર્થ ન કરે તો અમૂલ્ય માનવજન્મ નિરર્થક બને તેમાં આશ્ચર્ય નથી, પાચ કારણો મળે ત્યારે કાર્ય થાય, તે કારણોમા મુખ્ય પુરુષાર્થ છે, પુરુષાર્થ કરે તો જ શીઘ્ર મુક્તિ પ્રાપ્ત થાય. આત્માની શક્તિઓનો એક સરખો વિકાસ સાધ્યા વગર કોઈપણ સુદર ફળ પ્રાપ્ત કરી શકાય નહિ, એની શક્તિઓ મુખ્ય બે છે; એક ચેતના અને બીજુ વીર્ય, એ બન્ને શક્તિઓ પરસ્પર એવી સકળાયેલી છે કે એકના વિના બીજીનો વિકાસ અધૂરો રહી જાય છે. જેથી બન્ને શક્તિઓ સાથે જ આવશ્યક છે, ચેતનાનો વિકાસ એટલે જ્ઞાન મેળવવુ અને વીર્યનો વિકાસ એટલે જ્ઞાન પ્રમાણે જીવન ઘડવુ. જ્ઞાન અને ક્રિયા એ બન્ને [illegible] છૂટા છૂટા છેડાઓ છે, એ બન્ને છેડાઓ સાથે ગોઠવાય તો જ ફળસાધક બને, આ બાબતમા અધ—પગુ ન્યાય સુપ્રસિદ્ધ છે, ક્રિયા વગરનુ જ્ઞાન અને જ્ઞાન વગરની ક્રિયા સફળ નથી, એટલે કે ક્રિયા હોય તો જ જ્ઞાનની અને જ્ઞાન હોય તો જ ક્રિયાની સફળતા છે, બન્નેમા ગૌણપ્રધાન ભાવથી પરિસ્થિતિનો ભેદ છે, જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે, તે બન્નેમાથી એકનો નિષેધ કરનાર મોક્ષસાધક થઈ શકતા નથી; [illegible] કે ક્રિયા એ વીર્યની વિશુદ્ધિરૂપ છે, અને જ્ઞાન એ ચેતનાની વિશુદ્ધિરૂપ છે, જ્યારે ચેતના અને વીર્યની વિશુદ્ધિ થાય છે ત્યારે જ સર્વ સવરરૂપ મોક્ષ પ્રકટે છે

જૈન શાસનરૂપ રથને નિશ્ચય અને વ્યવહારનય રૂપ બે ચક્રો છે, જેઓ એ બે ચક્રોમાંથી એકનો પણ ઈન્કાર કરનારા હોય અથવા તેમ નહિ તો એકમા જ રાચતા હોય તેઓ અને એ ઉભયનો યથા-[illegible] અને અમલ નહિ કરનારાઓ બન્નેય રથને ભાગી નાખવાનુ પાપ કરનાર બને છે, જેમ બન્ને નેત્રો વગર વસ્તુનુ અવલોકન બરોબર થતુ નથી તેમ બે નયવિના દ્રવ્યોનુ અવલોકન યથાર્થ થતુ નથી, કેટલાક આત્માઓ વ્યવહાર નય વિના કેવળ નિશ્ચયનયથી આધ્યાત્મિક દૃષ્ટિએ નાશ પામ્યા છે જ્યારે કેટલાક જીવો નિશ્ચય નય વિના એકલા વ્યવહાર નયથી મુક્તિને પામી શક્યા નથી, પરતુ વ્યવહારની મુખ્યતા અને નિશ્ચયની ગૌણતા અથવા નિશ્ચયની મુખ્યતા અને વ્યવહારની ગૌણતાનો આત્માએ વિવેક કરી અનેકાંતદૃષ્ટિએ મોક્ષમાર્ગમા પ્રગતિ કરવાની છે, માટે જ પૂ૦ ઉ૦ શ્રીમદ્ **યશોવિજયજી** મહારાજે કહ્યુ છે કે,

**'નિશ્ચયદૃષ્ટિ હૃદયે ધરીજી, પાળે જે વ્યવહાર,**
**પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર.'**

વસ્તુસ્થિતિ આમ હોઈ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રય કે જે વ્યવહારદષ્ટિએ મુક્તિમાર્ગનું અમોઘ સાધન છે અને જે નિશ્ચય દૃષ્ટિએ આત્માના પોતાના જ ગુણો છે તે સાત નયથી સિદ્ધ કરીને સંપૂર્ણ રીતે પ્રકટ કરવામાં આવે તો આત્મિક આનંદ પૂર્ણ સ્વરૂપમાં પ્રકટે, એવંભૂત નયથી પૂર્વોક્ત રત્નત્રયનો વિકાસ થાય તે ખાતર તમામ ઉચિત સાધનોની આત્માને આવશ્યકતા છે, જેમ ક્ષીરથી થતી તૃપ્તિ અનુભવવા માટે અગ્નિ કોલસા, દૂધ ચોખા વગેરે વગેરે સાધનોની જરૂરિયાત પડે છે તે પ્રમાણે રત્નત્રયીના સંપૂર્ણ પ્રકટીકરણ માટે જ્ઞાન અને ક્રિયા ઉભય નયોની આવશ્યકતા છે, જે જે નયોદ્વારા આત્મવિકાસ સધાતો જાય, તે તે નયોનું અવલંબન લઈ સાધ્યસિદ્ધ કરતા જવાનું છે, જૈનદર્શનનો આ અનેકાંતવાદ છે, પુરુષાર્થસિદ્ધ્યુપાય ગ્રન્થમાં શ્રીમદ્ **અમૃતચંદ્રસૂરિએ** કહ્યું છે તેમ-ઉભય નયોની મુખ્ય ગૌણરૂપ દોરીવડે જૈની નીતિરૂપ દહિંમાંથી આત્માનું મોક્ષરૂપ ઘૃત તૈયાર કરવાનું છે, આત્મા અમર હોવાથી કાળની અનંતતા છતાં પણ જો જૈનદર્શનરૂપ મહાલયની સમ્યક્ત્વ રૂપ ચીનગારી દશ દૃષ્ટાંતથી દુર્લભ માનવજન્મમાં માત્ર અંતર્મુહૂર્ત પણ પ્રાપ્ત કરી લે તો અનેક જન્મોમાં પછીથી શુભ સંસ્કારોની વૃદ્ધિ કરતા કરતા તેના પરિપાકરૂપી સંપૂર્ણ આત્મશુદ્ધિ પોતાનામાંથી પ્રકટાવે છે અને હંમેશને માટે નિશ્ચય અને વ્યવહાર બન્ને દૃષ્ટિબિંદુથી અજર-અમર બને છે.

શ્રી તત્ત્વાર્થની કારિકામાં શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકશ્રીએ મુક્તિના સાધ્યપણા માટે કહ્યું છે કે "कर्मक्लेशाभावो यथा भवत्येष: परमार्थ:" અર્થાત્ 'કર્મકલેશનો અભાવ થાય ત્યારે આત્માની સ્વતંત્ર મુક્તિ સિદ્ધ થાય-આ કર્મકલેશનો અભાવ કરવા માટે જૈન દર્શનમાં શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ પ્રતિ અવિચલ શ્રદ્ધા, તથા ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યો, સાત નયો, ચાર નિક્ષેપાઓ, દ્રવ્યગુણ પર્યાય, દાન, શીલ, તપ, ભાવ, જૈન યોગદૃષ્ટિ, કર્મનો બંધ, ઉદય, ઉદીરણા, સંક્રમ, સત્તા વિગેરે પરિસ્થિતિઓ, ચાર અનુયોગો, અને સપ્તભંગીઓ વિગેરેનું સમ્યગ્જ્ઞાન અને સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, સંયમ, તપશ્ચર્યા વિગેરેનું રહસ્ય સમજી સક્રિય પાલનપૂર્વક દેશવિરતિ અને સર્વ વિરતિરૂપ સમ્યક્ ચારિત્ર, આ તમામ જૈનદર્શનનાં સત્વરૂપ છે, તે વડે આત્મજાગૃતિપૂર્વક પરિપાલન થતાં એ શુભ સાધનો વડે અવશ્ય જન્મ જન્માંતરે મુક્તિરૂપ સાધ્ય પ્રકટવાનું, આ સાધ્યની સિદ્ધિ માટે અમૂલ્ય માનવ જન્મનું અસ્તિત્વ છે, શુભ સાધનોથી પુણ્યાનુબંધી પુણ્ય અને નિર્જરા થતાં છેવટે વીતરાગ અવસ્થારૂપ શુદ્ધાત્માનો આવિર્ભાવ છે અને શ્રીમદ્ **હેમચંદ્રાચાર્યજી**ના કથન મુજબ

**आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवा यतेः -**

એ નિશ્ચયધર્મ ક્રમે ક્રમે આત્માને પ્રાપ્ત થાય છે અને તર્કવાદથી પર રહેલ આત્મામાં પ્રકટે છે.

શ્રમણ ભગવાન શ્રી **મહાવીરસ્વામી** ઇ. સ. પૂર્વે ૫૫૭માં સર્વજ્ઞ બન્યા, બીજે દિવસે એમણે અગિયાર વેદમૂર્તિ બ્રાહ્મણોને દીક્ષા આપી અને એમને ગણધરની લોકોત્તર પદવીથી નવાજ્યા, એ સમયે તીર્થ સ્થાપતી વેળાએ શ્રી વીરપ્રભુએ અગિયારે ગણધરોને જૈન દર્શનની મહામૂલી ચાવીરૂપ ત્રિપદીનો બોધ કરાવતા કહ્યું કે, 'પ્રત્યેક પદાર્થ સ્વયમેવ ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને ધ્રુવ સનાતન પણ છે,' આ ગહન ભાવવાળી ત્રિપદીને લક્ષ્યમાં રાખીને સર્વ ગણધરોએ સ્વતંત્ર દ્વાદશાંગી રચી. શ્રી **સુધર્માસ્વામી** શ્રી **મહાવીરસ્વામી**ના પાંચમાં ગણધર છે, એમણે જે દ્વાદશાંગી રચી તેનો પ્રથમના અગિયાર અંગો પૂરતો ભાગ આજે પણ જળવાઇ રહ્યો છે, એને તથા બારમા દૃષ્ટિવાદ અંગના અંતર્ગત 'પૂર્વવિભાગ'નો અનુલક્ષી કાલાંતરે અન્ય આગમો રચાયા, એ પૈકી અત્યારે મુખ્ય પીસ્તાલીશ આગમો મોજુદ છે; આશરે પંદરસો વર્ષથી બારમું અંગ વિચ્છેદ ગયેલું છે, દ્વાદશાંગીમાં પાંચમું અંગ શ્રી **ભગવતી વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ**-(વિવાહપણ્ણત્તિ) ના નામરૂપે છે, આજે વિદ્યમાન પીસ્તાલીશ આગમોમાં

૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ મૂળ, ૬ છેદ, ૧૦ પ્રકીર્ણક અને નંદીસૂત્ર તથા અનુયોગદ્વારસૂત્રનો સમાવેશ થાય છે. દ્વાદશાંગીને ગણિપિટક કહેવાય છે

**શ્રી ભગવતીસૂત્ર**ના હાલ એકતાલીશ વિભાગો છે, દરેકને શતક કહેવામાં આવે છે; એના પેટા વિભાગને ઉદ્દેશક કહે છે. આ અંગમા એકસો કરતાં વધારે અધ્યયનો, દશ હજાર ઉદ્દેશકો, છત્રીશ હજાર વ્યાકરણો (પ્રશ્નો) અને બે લાખ અઠ્ઠાસી હજાર પદો હતાં, પણ પૂજ્યશ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે આગમોને જ્યારે પુસ્તકારૂઢ કર્યા ત્યારે તે તે વિષયોની એકબીજા આગમોમાં ભલામણ કરવાના કારણે આજે તે તમામ બાબતો આ પ્રમાણે દેખાતી નથી આ અંગમાં મુખ્ય પ્રશ્નકાર **ઇંદ્રભૂતિ (ગૌતમસ્વામી), અગ્નિભૂતિ, વાયુભૂતિ, મંડિતપુત્ર, માકંદીપુત્ર, રોહક અણગાર, જયંતી શ્રાવિકા** અને કેટલીક અજૈન વ્યક્તિઓ છે. આમા વિષયોનુ વૈવિધ્ય છે, એમાં જીવાદિ છ પદાર્થો, કર્મસિદ્ધાંત વિગેરેને લગતી દાર્શનિક બાબતોની ચર્ચા કરવામા આવી છે, સપ્તભંગી અને સ્યાદ્વાદની મૌલિક વિચારણા, ગાંગેયના ભાંગારૂપ ગણિતનો વિષય, દેવો અને નારકોનુ સ્વરૂપ, મહાશિલાકંટક સંગ્રામ, રથમૂસલ સંગ્રામ અને વર્ગનવર્ગણાના પુદ્ગલોનુ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વગેરે વિજ્ઞાન (Science) તેમજ ભૂગોળ અને ખગોળને લગતી ઘણી ઘણી હકીકતો છે, પાર્શ્વાપત્યો, અજ્ઞાન તપસ્વી તામલિતાપસ કે જેઓ પછીથી ઈશાનેંદ્ર થયા હતા તેમના તેમજ જમાલિ, ગોશાલક, દેવાનંદા, અભયકુમાર અને કોણિક વિગેરેના ચરિત્રો પણ આ અંગસૂત્રમા અપાયા છે, આ સૂત્રમા ચારે અનુયોગોને ઓછે વધતે અંશે સ્થાન અપાયુ છે, આ આગમનુ પરિમાણ અત્યારે ૧૫૭૫૧ શ્લોક જેટલુ છે, આ આગમ ઉપર ૩૧૧૪ શ્લોક જેવડી ચૂર્ણિ રચેલી છે જે હજી સુધી અપ્રસિદ્ધ છે, નવાંગી ટીકાકાર શ્રી **અભયદેવસૂરીએ** વિ. સં. ૧૧૨૮ માં ૧૮૬૧૬ શ્લોક જેવડી મોટી ટીકા રચી છે, વ્યાખ્યાવિશારદ શ્રી **મલયગિરિસૂરિજીએ** પણ અમુક શતક ઉપર વૃત્તિ રચી છે પણ તે અપ્રકાશિત છે. આ સૂત્રની લઘુવૃત્તિ ૧૨૯૨૦ શ્લોકની ઉપલબ્ધ છે.

આવા અર્થગંભીર આગમોના જ્ઞાતા તરીકે છેલ્લા ૨૫-૫૦ વર્ષોમાં થયેલા ગીતાર્થ સુવિહિત શુદ્ધપ્રરૂપક [illegible] આચાર્ય ભગવંત વગેરે સાધુ મહારાજાઓમાં પૂજ્યપ્રવર શાસનપ્રભાવક સમર્થ વ્યાખ્યાનકાર સ્વ. આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રી **વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજનું સ્થાન વિશિષ્ટ પંક્તિમા હતુ. આજે તેઓશ્રી હયાત નથી, છતા તેમની અસાધારણ વ્યાખ્યાનશક્તિ, અનુપમ વિદ્વત્તા, આગમોનો તલસ્પર્શી બોધ અને શુદ્ધપ્રરૂપકપણુ વગેરે સદ્‌ગુણોની મધમધતી સુવાસ તો વર્તમાનમાં પણ વિદ્યમાન છે. તેઓશ્રીના પ્રરિચયમાં આવેલો વર્ગ આજે પણ તેઓશ્રીના પૂર્વોક્ત ગુણોનુ પ્રસંગે પ્રસંગે વારંવાર સ્મરણ કરે છે.

**'શ્રી ભગવતી સૂત્રના ધાર્મિક પ્રવચનો'** નામનો આ ગ્રંથ સ્વ. પૂ. આચાર્ય શ્રી **વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજના પટ્ટાલંકાર પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય અનુપમ ગુરુભક્તિપરાયણ આચાર્યશ્રી **વિજયપ્રતાપસૂરીશ્વરજી** મહારાજના પટ્ટધર પૂજ્ય વિદ્વદ્વર્ય આચાર્ય શ્રી **વિજયધર્મસૂરી** (તે વખતે ઉપાધ્યાય ધર્મ વિ૦) **મહારાજે** વિ. સં ૨૦૦૫ મા વડોદરા શહેરમા ચાતુર્માસ પ્રસંગે શ્રેષ્ઠિવર્ય શ્રીયુત **ગોકળદાસ છગનલાલ**ની ખૂબ ઉલ્લાસભરી વિનંતિથી વ્યાખ્યાનમા ભગવતી સૂત્રના પ્રવચનો આપેલા, પૈકી શરૂઆતના પંદર પ્રવચનોના સંગ્રહરૂપે છે

શ્રી **ભગવતી સૂત્રનું** જ્ઞાન આત્મગત કરવુ અને તે વાણીદ્વારા વ્યાખ્યાનમા સમજાવવુ એ અસાધારણ શક્તિનુ કાર્ય છે. પૂ૦ પ્રવચનકાર આચાર્યશ્રીનો પરિચય ખાસ કરીને અમોને સં. ૨૦૦૬ ના મુંબઈના ચાતુર્માસ વખતે થયો મુંબઈમા તેઓશ્રીએ **ભગવતી** સૂત્રના વાંચનની શરૂઆત ઉત્સવપૂર્વક કરી; અને વ્યાખ્યાનોમાં જવાનુ અમોને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયુ; વચ્ચે વચ્ચે અમારા તરફથી તેમજ અન્ય

પૂજ્યપાદ સમર્થ વ્યાખ્યાતા યુગદિવાકર પરમશાસન પ્રભાવક
ભગવતી સૂત્રના પ્રવચનકાર



આચાર્યદેવ ૧૦૦૮ શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

તરફથી પ્રશ્નોત્તરી થતી હતી પરંતુ તેનું સમાધાન અસાધારણ વિદ્વત્તાપૂર્વક સરળ ભાષામાં કરી તેઓશ્રી સહુને સંતોષ આપતા હતા. સવિશેષપણે તેમનો પરિચય અમો તથા સ્વ૦ શ્રી **સૂરચંદ પી. બદામીજી** તેમની પાસે **કમ્મપયડી** ગ્રંથ બપોરના સમયમાં વાંચતા હતા ત્યારે થયો, તે પ્રસંગે કર્મવર્ગણાના સમ્બન્ધકો વિગેરેની સૂક્ષ્મ સમજાવટ–શક્તિથી અમોને આધ્યાત્મિક આનંદ થતો હતો અને કર્મપ્રકૃતિનું સૂક્ષ્મજ્ઞાન તેઓશ્રી અમોને આપતા હતા. શ્રી **ભગવતીસૂત્રનું** વાંચન સવારે અને બપોર એ વખત તેમણે રાખ્યું હતું તેનો લાભ અમોએ, શ્રી **સૂરચંદ**ભાઈએ અને મુંબઈના વિશાલ જૈન સંઘે હજારોની સંખ્યામાં લીધો હતો, જે બાબત આજે પણ મુંબઈની જૈન પ્રજા વારંવાર યાદ કરે છે

**વેરાવળ**માં અપાયલા આ પંદર પ્રવચનોમાં સિદ્ધ ભગવંતોને પર્યાયો શી રીતે? અનાદિ સાંત અને અનંતભાવો, આત્માગમ, અનંતરાગમ અને પરંપરાગમ, યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ અને અંતરકરણ, દ્રવ્ય અને પર્યાયનયની અપેક્ષાએ જૈન દર્શનની મહત્તા અસ્તિ નાસ્તિપર્યાય, દરેક દ્રવ્યમાં અનંત અગુરુલઘુપર્યાય, જીવદ્રવ્યના સ્વભાવ–વિભાવ પર્યાયો, ગુણસ્થાનકમાં સ્વભાવ–વિભાવ પર્યાયો સ્ત્રીની મોક્ષસિદ્ધિ, દાનાંતરાય–લાભાંતરાયનો વાસ્તવિક અર્થ, સાધુપણામાં દાનાદિ ચારે ધર્મની આરાધના લોકાકાશ અને સંયમના અધ્યવસાયસ્થાનનું સ્વરૂપ, ઉત્સર્ગ અપવાદની સાથે સંયમના અધ્યવસાયસ્થાનકોનો સંબંધ, ઉકાળેલા અચિત્ત પાણીની વૈજ્ઞાનિક દૃષ્ટિએ સિદ્ધિ, સ્યાદ્વાદ, હેતુ સ્વરૂપ અને અનુબંધ હિંસા વગેરે દ્રવ્યાનુયોગ સંબંધી અનેક વિષયોનું સુંદર વિવેચન કરવામાં આવેલ છે. ગણિતાનુયોગ ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ સંબંધી વિવિધ વિષયોની દાખલા–દલીલો સાથે મનનીય છણાવટ કરવામાં આવેલ છે. પ્રસંગે પ્રસંગે વૈરાગ્યમય ઉપદેશનાં ઝરણાઓ પણ આ ગ્રન્થના વાચકોને વાંચવાનો લાભ મળે તેમ છે.

આજ સુધીમાં ભગવતીસૂત્ર ઉપર અન્ય અન્ય આચાર્ય મહારાજાઓએ આપેલા પ્રવચનોના સંગ્રહો પુસ્તકરૂપે પ્રકાશિત થયેલ છે, પણ તે બધાય પ્રકાશનોની અપેક્ષાએ આ પ્રકાશન દ્રવ્યાનુયોગાદિ ચારે અનુયોગ સંબંધી વિષયોથી ભરપૂર હોઈ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરશે. પંદર પ્રવચનોનો આ પ્રથમ વિભાગ ૩૩ ફોર્મમાં પૂર્ણ થયો છે

શ્રી **ભગવતી**સૂત્રને ટીકાકારે **જયકુંજર** હાથીની ઉપમા આપી છે. **શ્રેણિક** રાજાના પુત્રો **હલ્લ-વિહલ્લ**નો ઉત્તમ હસ્તી **સેચનક** અથવા જયકુંજર નામે હતો. શ્રી **ભગવતી** સૂત્રરૂપ હાથીની શબ્દ અને સિદ્ધિ સુલભ બને છે; નિશ્ચય અને વ્યવહારરૂપ બે ગંડસ્થળો, નિગમનરૂપ અતુચ્છ પુચ્છ, દ્રવ્ય અને પર્યાયરૂપ બે દંતમુશલો, જ્ઞાન અને ચારિત્રરૂપ બે નયનયુગલ, ચાર અનુયોગોરૂપ ચાર પગો, સૂત્રરૂપ દેહ, પ્રસ્તાવનારૂપ સૂંઢ, ઉત્સર્ગ અને અપવાદરૂપ ઘંટાયુગલ, સ્યાદ્વાદરૂપ અંકુશ અને ઉદ્દેશકરૂપ સુવર્ણ અંબાડી–વિગેરે શ્રી ટીકાકારે ઘટાવેલ શ્રી ભગવતીસૂત્રરૂપ જયકુંજર હાથીના આધ્યાત્મિક અંગોપાંગો અને તેથી ફલિત થતી શર્મ અને સિદ્ધિ આ બધા વિષયોનું વ્યાખ્યાનકારે સુંદર શૈલીથી વિવેચન કર્યું છે. પ્રવચનોનો આ પ્રથમ વિભાગ ટીકાકાર પૂ. શ્રી અભયદેવસૂરિ મહારાજાએ ભગવતીસૂત્રને જયકુંજર હાથીની ઉપમા આપવારૂપે જે શાસ્ત્ર પ્રસ્તાવના કરેલ છે તેના વિવેચનમાં સમાપ્ત થાય છે. શ્રી ભગવતી-સૂત્રની શરૂઆતમાં મંગલરૂપે બ્રાહ્મીલિપિને નમસ્કાર કર્યો છે.

**શ્રી મહાવીર** પરમાત્માએ શ્રી ભગવતીસૂત્રમાં **શ્રી ગૌતમ**સ્વામીજીના પ્રશ્ન કિમયં ભંતે ! કાલોત્તિ પુચ્છના ઉત્તરમાં જીવ અને અજીવના પર્યાયરૂપે નિશ્ચય કાળ છે તેમ ખુલાસો કરેલ છે, એ દૃષ્ટિએ અજીવ અને આત્માના પર્યાયો ક્ષણેક્ષણે (Ever varying) પલટાય છે, અનંતકાળથી આત્મપર્યાયો ભિન્ન શરીર અથવા અન્યરૂપે પલટાતા આવ્યા છે પરંતુ તે અનંતકાળને આત્મા પચાવી ગયેલો છે.

આત્માને કાળ ગ્રસી શકયો નથી, શકશે નહિ, કેમકે અનંતકાળમાં એક અને અખંડરૂપે રહેતો આત્મા આખા વિશ્વમાં શાશ્વત જીવનને અનુભવે છે અને 'હું છું તે જ શાશ્વત છું—અમર છું.' એવા પ્રકારની એકતા અનુભવી શકે છે. આ વસ્તુસ્થિતિને અનુરૂપ વેદાંત દર્શનના આધારે સ્વામી વિવેકાનંદ કહે છે કે 'I was never born, yet my birth of breath are as many as waves on the sleepless sea—અર્થાત્ હું વાસ્તવિક રીતે હું અજર-અમર છું, પરંતુ સ્થૂળ દૃષ્ટિએ મહાસાગરના મોજા તુલ્ય મારા જન્મો અને મરણો થાય છે.'—ખરેખર મનુષ્ય એ અનેક પ્રકારના અનુભવોના સંસ્કાર સહિતના વિકાસને અખંડ રાખનાર અમર આત્મા છે, તેનો વિકાસક્રમ (Evolution) અનંત અને સનાતન છે તે જુગજૂનો મુસાફર તથા ઘણા દેશનો મહાન યાત્રી છે; સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, જિનપૂજા, વ્યાખ્યાનશ્રવણ અને વ્રતોના સંસ્કારો, આત્માને ચારિત્રબળમાં તૈયાર કરવા માટે, આરસના પથ્થરને ગોળાકાર બનાવવા ટાંકણાઓ તુલ્ય છે, અનેક જન્મોમાં ઘડાતા શુભ સંસ્કારોની વૃદ્ધિ થતાં અશુભ સંસ્કારો વિલય પામતા જાય છે, વસ્તુસ્થિતિ આમ હોઈ કર્મચેતનાવડે ફલાભિમુખ થયેલી કર્મફલચેતના પ્રસંગે જો જ્ઞાનચેતના જાગૃત હોય તો અનેક કષ્ટ-પ્રસંગોમાં આત્મા જાગી ઉઠે છે અને વિચારે છે કે આ જગતની પરિસ્થિતિ નિષ્પ્રયોજન નથી પણ તેની પાછળ મહાન ભવિતવ્યતા રહેલી છે, આ પ્રસંગે જીવનનો હેતુ સ્પષ્ટ થાય છે અને આત્મામાં અલૌકિક પરિસ્પંદો પ્રકટ થવા સાથે સ્વરૂપાવસ્થાન શક્તિ (Power of self—subsistence) ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે.

ભવ એવ મહાવ્યાધિ જન્મમૃત્યુવિકારવાન્ એ શ્રીમાન્ હરિભદ્રસૂરિજીના યોગદૃષ્ટિસમુચ્ચયમાં આવેલા 'ઉદ્બોધક' વાકયનું સ્મરણ કરી શ્રી જિનેશ્વર પ્રભુએ નિવેદિત કરેલ અસંખ્ય યોગોમાંથી અભિનવ જ્ઞાનરૂપ પ્રસ્તુત શ્રી ભગવતીસૂત્રના પ્રવચનો પર આત્મસ્વરૂપ મેળવવાની કળા પ્રાપ્ત કરવા સમ્યગ્દર્શન-જ્ઞાન, ચારિત્ર અને તપોબળ અમોને તથા વાચકોને પ્રકટાવે તેમ સહાય કરવા શાસનદેવને મંગલમય પ્રાર્થના કરી એકોતેરમા વર્ષે અમોને પ્રસ્તુત 'સમુલ્લાસ' લખવા પ્રેરણા કરવા માટે આ ગ્રન્થના પ્રકાશક શ્રી મુક્તિકમલ જૈન મોહન ગ્રન્થમાળાના કાર્યવાહક—શ્રીયુત લાલચંદ નંદલાલભાઈ (વિરોદરા)નો અંતઃકરણપૂર્વક આભાર માની સ્વ. પૂ. ન્યાયાચાર્ય ન્યાયવિશારદ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીનો અન્ય જન્મમાં પણ જિનશાસન પ્રાપ્તિ બની રહે તેવા સ્વરૂપવાળો મંગલમય શ્લોક સાદર કરી, સિદ્ધાંત વિરુદ્ધ કાંઈ પણ લખવામાં આવ્યું હોય તે માટે મિથ્યાદુષ્કૃત દઈ વિરમું છું.

विषयानुवन्धवन्धुरमन्यन्न किमप्यतः फलं याचे ।
किन्त्वेकमिह जन्मनि, जिनमतरागं परत्राऽपि ॥

"હે પ્રભો ! આ પ્રયાસના ફલ તરીકે વિષયસુખની પરંપરાથી સુંદર એવું કાંઈ પણ હું યાચતો નથી, પરંતુ આ જન્મમાં તેમજ જન્માંતરમાં જિનદર્શન તરફનો પ્રશસ્ત રાગ બન્યો રહે ! એ માત્ર મારી પ્રાર્થના છે"

[ ન્યા પ્રશ. ઉ. શ્રી યશોવિજયજી ]

મુંબઈ
સં. ૨૦૧૨ (મૌન એકાદશી)
રવિવાર, માગશર શુદી ૧૧
તા. ૨૫-૧૨-૫૫

ફતેહચંદ ઝવેરભાઈ

# વિષયાનુક્રમ

[ વિષયાનુક્રમમાં જે જે વિષયો અમોને ખાસ વાચન-મનન યોગ્ય લાગ્યા છે ત્યાં તેમજ કથાનકના વિષયોમા મોટા ટાઇપ રાખવામાં આવ્યા છે. પ્રકાશક ]

## પ્રવચન પહેલું

વિષયનિર્દેશ — પૃષ્ઠસંખ્યા



## પ્રવચન બીજું

વિષયનિર્દેશ પૃષ્ઠસંખ્યા

विषयनिर्देश | પૃષ્ઠસંખ્યા



## પ્રવચન પાંચમું

## પ્રવચન ૬ઠ્ઠું



## પ્રવચન સાતમું

| વિષયનિર્દેશ | પૃષ્ઠસંખ્યા |
|---|---|

## શ્રી ભગવતીસૂત્રના ૧૫ પ્રવચનોમાં અપાયેલ કથાનકો-દૃષ્ટાન્તોની સ્વતંત્ર અનુક્રમણિકા

**વિષયનિર્દેશ** **પૃષ્ઠસંખ્યા**





## બાબુ શેઠશ્રી અમીચંદજી પનાલાલજી



**જન્મ : ૧૭-૫-૧૮૫૦** **સ્વર્ગવાસ : ૮-૩-૧૯૨૮**

જેઓએ સંવત ૧૯૬૦ મુંબઈ વાલકેશ્વર ઉપર તીર્થધામસમું ભવ્ય જિનાલય બંધાવીને નીચેના ભાગે પ્રથમ તીર્થાધિપતિ આદીશ્વર ભગવંતને મૂળ નાયકજી તરીકે અને પ્રથમ મજલે શ્રી પાર્શ્વનાથ વગેરેને બિરાજમાન કર્યા. આજે હજારો જૈન જૈનેતરો પ્રતિદિન દર્શન પૂજનનો લાભ લઈ રહ્યા છે.

બાબુ શેઠશ્રી અમીચંદજી પનાલાલજીના ધર્મપત્ની
ધર્મશ્રદ્ધાળુ શેઠાણી શ્રી કુંવરબાઇ



જન્મ : સવત ૧૯૨૨, શ્રાવણ સુદ ૫,
સ્વર્ગવાસ : સવત ૧૯૬૭, શ્રાવણ વદ ૧૩.
જેમની ખાસ પ્રેરણાથી વાલકેશ્વરનુ જિનમંદિર બંધાયુ.

# મુંબઈ, વાલકેશ્વર બાબુ અમીચંદજી પનાલાલ જૈન દહેરાસરના મૂલનાયક ભગવાન શ્રી આદીશ્વરજીની મૂર્તિની આશ્ચર્યજનક ઘટના

## શેઠાણી કુંવરબાઈને જિનમંદિર બંધાવવાની ભાવના પ્રગટી

વિ. સં. ૧૯૫૯ ના અરસાની આ વાત, ત્યારે વાલકેશ્વરમાં જૈનોનાં ગણતરીનાં ઘરો, ઇતરોની વસ્તી પણ ઓછી. એ વખતે વાલકેશ્વરમા બાબુ શેઠ અમીચંદજી પનાલાલજી કુટુમ્બ પરિવાર સાથે રહે. તેમની ધર્મપત્નીનુ નામ શેઠાણી શ્રી કુવરબાઈ. શેઠ શ્રી મુલવતની તો ગુજરાત–પાટણના પણ વરસોથી મુંબઈ–વાલકેશ્વરમાં આવીને વસેલા, ઝવેરાતનો એમનો ધધો. શેઠશ્રીના ધર્માત્મા ધર્મપત્ની કુવરબાઇ ખૂબ જ ધર્મ ભાવનાવાળા હતા એટલે એમને એક વાતનો હમેશા રજ રહ્યા કરતો કે આત્મ કલ્યાણમા પરમાલંબન જેવા જિનેશ્વરદેવની મૂર્તિના દર્શનનો મને–સહુને લાભ ન મળે એ તો એક મોટા દુર્ભાગ્યનીજ બાબત ગણાય એટલે એક જિન મદિર અહીં બધાવાય તો કેવુ સારૂ ! એવો પુણ્ય વિચાર એક શુભ પળે પ્રગટ્યો. એ વિચાર એમના પોતાના પતિ બાબુ અમીચંદજી આગળ વ્યક્ત કર્યો. શેઠ બાબુ અમીચંદજી પણ અત્યન્ત ધર્મશ્રદ્ધાળુ સુશ્રાવક હતા. શેઠશ્રીએ શેઠાણીની ઉત્તમ ભાવનાને વધાવી લીધી અને સાશનદેવ આપણી ભાવનાને સફળ કરે એવા ઉદ્‌ગારો કાઢ્યા.

## શેઠ બાબુ અમીચંદજી ને આવેલું સ્વપ્નું.

બાબુ શેઠ શ્રી અમીચદજીને પૂજ્ય મુનિરાજ શ્રી મોહનલાલજી મહારાજ ઉપર ઘણી આસ્થા તેથી ઝવેરી બજારમાં જવા પહેલા ભુલેશ્વર લાલબાગમા બિરાજમાન ગુરુદેવને હમેશા દર્શન વદન કરતા અને તે પછી જ દુકાને જતા હતા

પોતાની ધર્મપત્નીની ભાવનાને મૂર્તસ્વરૂપ આપવા વાલકેશ્વરમા અત્યારની જે જગ્યા છે તે જગ્યા જિનમદિર માટે શેઠ શ્રી વગેરેએ પસદ કરી યથા સમયે મેઘનાદ મડપથી ઓળખાતુ એક મજલાળુ શિખરબધી ભવ્ય જિનમદિર પોતાના ખર્ચે તૈયાર કરાવ્યુ પણ મૂલનાયક તરીકે પ્રાચીન પ્રતિમા ક્યાંથી લાવવી ? તેની શેઠ શેઠાણી ચિતા કરતા હતા, ત્યા એક મગલ રાતે શેઠ બાબુ અમીચદજીને સાશનદે સ્વપ્નું આપ્યુ, સ્વપ્નમાં અત્યારે જે મૂલનાયક શ્રી આદીશ્વરભગવાન બિરાજમાન છે તેના જ દર્શન કરાવ્ય અને સાથે જણાવ્યુ કે 'આ ભગવાન ખભાતના એક જિનમદિરના ભોંયરામાં છે તમે ખભાત જાવ અને એ જ ભગવાનને તમારા બધાવેલા દહેરાસરમાં બિરાજમાન કરો.'

## સ્વપ્નની સફળતા અને પ્રતિષ્ઠા

આવું સુંદર સ્વપ્નું આવવાથી શેઠશ્રીનો હર્ષ સમાતો ન હતો. શેઠાણી પણ રાજી થયા. શેઠે પૂજ્ય મોહનલાલજી મહારાજને આ વાત કરી અને પ્રતિષ્ઠાના મુહૂર્ત માટે પૂછ્યુ ગુરુદેવે કહ્યુ કે 'સબ અચ્છા હો જાયગા' ગુરુદેવના આશીર્વાદ લઈ શેઠ બજારમા ગયા, ત્યા એકાએક ગુરુદેવે તેડુ મોકલ્યુ, શેઠ ગુરુદેવ પાસે આવ્યા, પૂજ્ય ગુરુદેવે આજ્ઞા કરી આજે જ ખભાત જાવ અને ત્યાના સઘપતી જે મૂર્તિઓ આપે તે લઈને મુબઈ તરફ પ્રયાણ કરો શેઠને ગુરુદેવ ઉપર અનન્ય શ્રદ્ધા એટલે તેઓ ખંભાત ગયા, સુશ્રાદ્ધ સઘપતી નગરશેઠ શ્રી પોપટભાઈને મળ્યા તેમની સાથે રહીને એ ચાર દેરાસરસ દર્શન કરતા એક દહેરાસરના ભોયરામા જે મૂર્તિ સ્વપ્નમા જોઈ હતી તેજ મૂર્તિ જોઈ, શેઠ ખુબ જ પ્રસન્ન થયા, નગરશેઠ પાસે માંગણી કરી, આ પ્રતિમા આપવાનુ શેઠ નગરશેઠશ્રીનુ મન ન હતુ પણ બાબુ અમીચંદજીએ લાભાલાભના કારણો સમજાવ્યા એટલે છેવટે સમ્મત થયા અને તુરત જ એ

પ્રતિમાજીને મુંબઈ લાવવામાં આવ્યા. સાશનદેવનું આપેલું સ્વપ્નું સફળ થયું. અને વિ. સં. ૧૯૬૦ નો માગસર સુદિ છઠ્ઠના દિવસે પૂજ્ય ગુરુદેવ મોહનલાલજી મહારાજની પુણ્ય નિશ્રામા બાબુ અમીચંદજી તથા તેમના ધર્મપત્ની શેઠાણી કુંવરબાઈએ સજોડે તથા તેમના કુટુંબીઓ સાથે ઘણા ઉલ્લાસ અને ઉત્સાહ-પૂર્વક ભવ્ય મહોત્સવ સહ પ્રતિષ્ઠા કરી.

અને પહેલા મજલે મૂળનાયક શ્રી પાર્શ્વનાયક ભગાવાનની પ્રતિષ્ઠા બાબુ અમીચંદજીના બાળ સુપુત્રો શ્રી દોલતચંદજી તથા શ્રી સીતાપચંદજીએ કુટુંબ સાથે રહીને કરી.

આમ આ દહેરાસરનો આ નાનકડો ઇતિહાસ છે.

પ્રકાશક



# વાલકેશ્વરના બાબુ અમીચંદ પનાલાલ જૈનદહેરાસરના મૂલનાયક ભગવાનને જોઇને એક બાળકને થયેલું જાતિસ્મરણજ્ઞાન

રજૂ કરનાર

**પૂ. આચાર્ય શ્રીમદ્ વિજય પ્રતાપસૂરિજી મહારાજ.**

પરમ પૂજ્ય ગુરૂદેવ આચાર્ય શ્રી વિજયમોહનસૂરિજી મહારાજ તે સમયે મુનિરાજ શ્રી મોહન વિજય મહારાજ પોતાના પરિવાર સાથે એટલે અમો સૌ સવત ૧૯૬૯ ના લગભગ ચૈત્ર માસમાં શ્રી સિદ્ધાચલજી પાલીતાણા શહેરમાં શ્રી મોતીકડિયાની મેડી ધર્મશાળામાં હતા. દરમ્યાન મુંબઈથી જયપુર વાળા ઝવેરી શ્રી ગુલાબચંદજી ઢઢ્ઢા કુટુંબ સાથે શ્રી સિદ્ધાચલજીની જાત્રાએ આવેલ હતા અમે લોકો ચમત્કાર તરીકે વાત કરતા હતા કે એક બાળકને જાતિસ્મરણજ્ઞાન થયુ છે અને તે ઢઢ્ઢાજીના ભાઇનો પુત્ર છે. પૂજ્ય ગુરુજીને અમો સહુને ઘણુ જ આશ્ચર્ય થયું કે એ બાળકને જોવા અને આ હકીકત જાણવા ઇતેજારી થવાથી શ્રી ઢઢ્ઢાજીને ગુરુદેવે કહેવડાવ્યુ કે તમારો ફુરસદના સમયે બાળકને લઈને અહી આવવા ધ્યાન દેજો અને ઢઢ્ઢાજી પણ એક દિવસે બપોરે લગભગ ૪ વાગ્યાના સુમારે પૂજ્ય ગુરુજી પાસે બાળકને લઈને આવી પહોચ્યા, વંદન વિધિ કરી શાતા પૂછી, બાળક પણ વંદન કરી રમવા લાગ્યો, એ વખતે એની ઉંમર અંદાજે પાચ વર્ષની હતી. ઢઢ્ઢાજીનો પૂજ્ય ગુરુદેવને સારો એવો પરિચય હતો જ ગુરુજીએ પુછયું કે આ બાળકને જાતિ સ્મરણ જ્ઞાન થયુ છે એ વાત સાચી છે? ઢઢ્ઢાજીએ કહ્યુ કે હા. ગુરુજીએ પૂછયુ એ હકીકત અમને જણાવો, શ્રી ઢઢ્ઢાજીએ જાતિસ્મરણનુ નીચે મુજબ વર્ણન કર્યું.

'મારા નાના ભાઈને ત્યાં સંવત ૧૯૬૫ ની સાલમા એક પુત્રરત્નનો જન્મ થયો, લગભગ ચાર વર્ષ થયા પરંતુ બોલે નહિ, ઘણા ઉપાયો છતા એમ જ લગ્યુ કે તે મુગો છે.

એક દિવસે એ મુંબઈ વાલકેશ્વરના બાબુ અમીચંદ પનાલાલના બધાવેલા આદીશ્વરજી મંદિરમાં આ બાળકને લઈને પૂજા કરવા ગયા. ભગવાનની પૂજા કરી, મંડપમાં બાળકને બેસાડીને હુ પૂજા કરવામાં રોકાયો. એકાએક અવાજ થયો કે 'ઇસસે તો બહોત બડે ભગવાન વહાં હૈ. અવાજ સાંભળતાં હું ચમકયો, કોણ બોલે છે ? એ જાણવા ગભારામાંથી મંડપમાં આવ્યો, પરંતુ બાળક સિવાય ત્યાં કોઇપણ ન હતું. બાળક તો મુગો છે. ત્યારે બોલ્યુ કોણ ? એટલામાં ફરી બાળક બોલ્યો, ઇસસે તો બહોત બડે ભગવાન વહાં હૈ' મારા આનંદ નો પાર ન રહ્યો, આ બાળક બોલતો થઈ ગયો. મેં તેને છાતી સરખો લઈ પૂછયું કે કયાં મોટા ભગવાન છે ? તે કયા દેખ્યા ? બાળક બોલ્યો સિદ્ધાચલજીમાં આદીશ્વરજી બહુ મોટા ભગવાન છે. મે પૂછયુ તને શી ખબર ? તે તે કયા જોયાં ? જવાબમા બાળક બોલ્યો, હુ તો ત્યં જ હતો, મે ભગવાનની પૂજા કરી છે. આ સાંભળી ને અતિ આનંદમાં આવી હુ બાળકને લઈ ઘરે ગયો અને કુટુંબ અને મારા માતાજી બધા ભેગા થઈ ગયા. ચાર ચાર વર્ષ સુધી જેની જીભ બોલતી ન હતી શ્રી આદીશ્વર દાદાજીનાં દર્શનથી જાતિસ્મરણ જ્ઞાન થયુ અને તેના પ્રભાવે એકાએક વાચા ખુલી ગઇ કોને આનંદ ન થાય ! ખુબ આનંદમાં આવી ગયા. અમે બાળકને તુ સિદ્ધચલજીમાં કોણ હતો ? કયાં હતો ? બાળક કહે છે કે હુ પોપટ (તોતા) હતો અને મેં ભગવાનની કેસરથી ફુલથી બે ચાર વખત પૂજા કરી હતી. આટલી વાત ઉપરથી એના કહેવા ઉપરથી વિશ્વાસ બેઠો કે ચાર વર્ષ સુધી આ બાળક મુગો

# આભાર દર્શન

આ ગ્રંથની ત્રીજી આવૃત્તિના પ્રકાશનન માટે અને એ રીતે શિષ્ટ જૈન સાહિત્યના પ્રચાર માટે મુંબઈ વાલકેશ્વર બાબુ અમીચંદ પન્નાલાલ આદીશ્વરજી જૈન દેરાસર ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ આ પુસ્તકનું પ્રકાશન કરવા ઉદાર રકમ અર્પણ કરી છે. તે માટે ટ્રસ્ટી મંડળનો અમો ખૂબ ખૂબ હાર્દિક આભાર માનીએ છીએ. આવો સહકાર અમોને હંમેશાં મળતો રહે તેવી ધર્મ શ્રદ્ધાળુ ટ્રસ્ટીઓને નમ્ર વિનંતી કરીએ છીએ.

અન્તમાં શાસનદેવ ! આવા ઉત્તમ ગ્રંથના પ્રકાશન દ્વારા અમોને સમ્યક્ શ્રુત જ્ઞાનની ભક્તિ કરવાનું વધુમાં વધુ બળ આપે એ જ પરમાત્માને અમારા હાર્દિક પ્રાર્થના.

લિ. પનાલાલ લાલચંદ

*

# શ્રી
# ભગવતીસૂત્રનાં
# પ્રવચનો



: પ્રવચનકાર :

યુગદિવાકર પ૦ પૂ૦ આચાર્યશ્રી
વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

મહાપ્રભાવક શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ

પરમપવિત્ર

## શ્રી ભગવતીજી સૂત્રનાં

# ધાર્મિક પ્રવચનો

પ્રવચનકાર યુગદિવાકર પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

सर्वज्ञमीश्वरमनन्तमसङ्गमग्र्यं, सार्वीयमस्मरमनीशमनीहमिद्धम् ।

सिद्धं शिवं शिवकरं करणव्यपेतं, श्रीमज्जिनं जितरिपुं प्रयतः प्रणौमि ॥ १ ॥

**મ**હામંગલકારી **શ્રી ભગવતીજી નામક** જે સૂત્ર છે, જે સૂત્રના અર્થરૂપે કથન કરનાર વર્તમાન શાસનની અપેક્ષાએ શ્રી **શ્રમણભગવંત મહાવીર પ્રભુ** છે, અને પદ-વાકયમય સૂત્રરૂપે સંકલના કરનાર ગણધર ભગવાન શ્રી **સુધર્માસ્વામિજી** છે, તે મહા-સૂત્રની વિવેચનરૂપે ટીકા કરનાર પૂજ્ય શ્રી **અભયદેવસૂરિ મહારાજ** ટીકાના પ્રારંભમાં 'સર્વજ્ઞમ્' એ આદ્ય પદવાળા શ્લોક વડે શ્રી જિનેશ્વર ભગવંતને નમસ્કાર કરવારૂપે આ પ્રમાણે મંગલાચરણ કરે છે

### ટીકાના મંગલ શ્લોકનો સંક્ષિપ્ત અર્થ

"જેઓ સર્વ ક્ષેત્રે અને સર્વ કાલવિષયક સર્વ દ્રવ્યના સર્વ ભાવોને જાણનાર હોવાથી **સર્વજ્ઞ** છે, જેઓ સર્વશક્તિમાન્ **ઇશ્વર** છે, જેઓનું જ્ઞાન અનન્ત દ્રવ્યભાવવિષયક તેમજ અનન્તકાલવિષયક હોવાથી અનંત છે અને જ્ઞાન અનંત હોવાથી ગુણ અને ગુણીના અભેદની અપેક્ષાએ જેમનો આત્મા પણ **અનંત** છે, રાગદ્વેષાદિ અંતરંગ વિકારી ભાવો અને શરીરાદિ બાહ્ય ઉપાધિઓના સંગથી જેઓ રહિત હોવાથી **અસંગ** છે, સકલ ગુણસંપન્ન હોવાથી જેઓ **શ્રેષ્ઠ** છે, જેઓ સર્વ જીવાત્માઓના **હિતકારી** છે, વેદોદયજન્ય કામ-વિકારોથી જેઓ રહિત–**અવેદી** છે, સ્વયંસમ્બુદ્ધ હોવાથી તેમજ પંચ પરમેષ્ઠીમાં પ્રધાન-(પ્રથમ) હોવાથી જેઓનો કોઈ ઇશ અર્થાત્ સ્વામી નથી પરંતુ પોતે જ જગતના **ઈશ** છે, મોહનીયકર્મનો સર્વથા આત્યન્તિક ક્ષય થયેલો હોવાથી જેઓ સર્વ પ્રકારની અભિલાષાઓ-કામનાઓથી અતીત–**વીતરાગ** છે, જેઓ બાહ્ય–અભ્યન્તર ગુણસમૃદ્ધિવડે **દેદીપ્યમાન** છે, અર્થસ્વરૂપે દ્વાદશાંગીના રચયિતા હોવાથી જેઓ **આગમસિદ્ધ*** છે, અથવા જેઓ કૃતકૃત્ય હોવા સાથે મંગલસ્વરૂપ છે, જેઓ રોગાદિ ઉપદ્રવોથી સ્વયં રહિત છે, જ્યાં જ્યાં

* 'षिधू' माङ्गल्ये शास्त्रे च એ ધાતુપાઠના આધારે અહિં સિદ્ધપદનો આ પ્રમાણે અર્થ કરેલ છે,

વિચરે છે ત્યાં ત્યા પણ અ-શિવાદિનો વિનાશ થતો હોવાથી **શાન્તિ કરનાર** છે, કેવલજ્ઞાન પ્રાપ્ત થયેલ હોવાથી ચક્ષુ વિગેરે ઇન્દ્રિયોના વ્યાપારનું હવે જેઓને પ્રયોજન નથી, તેમજ બાહ્ય-અભ્યન્તર બને પ્રકારના શત્રુઓને જેઓએ જીતી લીધા છે, એવા શ્રી જિનેશ્વર ભગવંતને હું ઉપયોગપૂર્વક ઉત્કૃષ્ટ ભાવે નમસ્કાર કરૂ છુ."

ટીકાકાર ભગવાન્ શ્રી અભયદેવસૂરિ મહારાજાએ 'સર્વજ્ઞમ્' એ આદ્યપદવાળા જે શ્લોકથી આ મહાસૂત્રની અર્થગંભીર ટીકાનું મંગલાચરણ કર્યું, તે શ્લોકનો શબ્દાર્થ જ ફક્ત અહિંયા આપણે હાલ જણાવ્યો છે. એ મંગલ શ્લોકના પ્રત્યેક પદોનું થોડું-ઘણું વિવેચન તો હવે પછી કરવાનું છે. પરંતુ તે વિવેચન કરવા અગાઉ જે મહાસૂત્રની વાચના આજથી વ્યાખ્યાનમા શરૂ થાય છે તે સૂત્રના અર્થથી તેમજ સૂત્રથી રચયિતા કોણ છે ? અર્થાત્ એ મહાસૂત્રમા જણાવેલા સુંદર ભાવોનુ કયા મહાપુરૂષે કયારે નિરૂપણ કર્યું ? અને કયા મહાન્ આત્માએ ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે એ ઉપદેશામૃતની સૂત્રરૂપે સંકલના કરી ? એ જાણવુ આપણા માટે ખૂબ જ જરૂરી છે. સાથે સાથે આજથી શરૂ થતા એ મહાસૂત્રમા કયા કયા વિષયોનુ વર્ણન આવવાનું છે ? અને બધાય સૂત્રોની અપેક્ષાએ આ ભગવતી સૂત્રનો મહિમા આપણા શ્રી સંઘમા વધુ પ્રમાણમા જોવાય છે તેનું શું પ્રયોજન છે ? આવી આવી કેટલીક જરૂરી બાબતો જણાવ્યા બાદ આગળ વધીશું તો આપણને આ મહાસૂત્રના વાચન-શ્રવણમા વધુ આનંદ આવશે

### જડવાદથી જગતનું અધઃપતન અને અધ્યાત્મવાદથી જગતની ઉન્નતિ

આ જગતમા અનાદિકાલથી જડવાદ-ભૌતિકવાદનું જોર વધુ પ્રમાણમા ચાલ્યુ આવે છે, છતાં વર્તમાન સમયમા તો એ જડવાદ-ભૌતિકવાદે પોતાનો પ્રચંડ પંજો નાના-મોટા દરેક માનવો ઉપર લગભગ વધુ પ્રમાણમા અજમાવ્યો છે જેના પ્રભાવે આજે શ્રદ્ધા તેમજ ચારિત્રબલના પૂર ઓસરતા જાય છે આજે તો વાતવાતમા "ભાઈ, હાલ તો બુદ્ધિનો જમાનો છે. આ જમાનામા બાવા આદમના સમયની શ્રદ્ધાબલની વાતોથી કામ નહિ ચાલે" એવા વાકયો અમારા યુવાન ભાઈઓના મુખમાથી નીકળતા ઘણીવાર સાભળવામાં આવે છે અલબત્ત,આજે બુદ્ધિબળ, વિજ્ઞાન વિગેરે જરૂર આગળ વધ્યુ છે, પરંતુ શ્રદ્ધા અને ચારિત્રબળ વિનાના એ વિજ્ઞાન તેમજ બુદ્ધિબળથી જડવાદનુ જોર વધતા જગતને લાભ થવાને બદલે કેવલ એક-ધારૂ નુકશાન જ થતુ આવેલ છે. વિજ્ઞાન કે વિદ્યા ઓછી-વધુ હશે તે પ્રભુશાસનમા નભાવી લેવાશે, તેનાથી એટલું જગતને અહિત થવાનો પ્રસંગ નહિ પ્રાપ્ત થાય, પણ એ વિજ્ઞાન કે વિદ્યાબળ સાથે શ્રદ્ધાબળ તેમજ ચારિત્રબળનો જો સુમેળ નહિ સધાય તો આજે પ્રત્યક્ષ અનુભવાય છે, તે પ્રમાણે જડવાદનુ જોર જ વધતુ જશે અને પરિણામે જગતનુ અધઃપતન થવાનુ એ નક્કી છે જેટલુ જેટલું શ્રદ્ધા અને ચારિત્રબલનું ઉત્થાન તેટલો અધ્યાત્મવાદ વધુ, અને જેટલી અધ્યાત્મવાદની પ્રગતિ તેટલી જ દેશ અને સમાજની દરેક પ્રકારે ઉન્નતિ થયા કરે છે શ્રદ્ધા તેમજ ચારિત્રબલ વિનાનો જેટલો જેટલો બુદ્ધિવાદનો વિકાસ તેટલો જડવાદનો જ વધારો અને જેમ જેમ જડવાદનો વધારો તેમ તેમ દેશ અને સમાજનો દરેક પ્રકારે વિનાશ જ થાય છે. આપણે આટલો પણ ટૂંકમા આ વિચારનો

નિર્દેશ કરવો પડયો છે તેનુ કારણુ એક જ છે કે—આજે અમારા ભાઈઓમાનાં કેટલાક કે જેમને પ્રાયઃ સાચી વસ્તુનું જાણપણુ હોતુ નથી અને શ્રધ્ધાબળમા શિથિલતા આવેલી છે તેવાઓ આજે એવું પણ બોલવા તૈયાર થાય છે કે—આપણા આગમો તીર્થંકર—ગણુધર ભગવતોએ રચેલા છે તેમા શું પ્રમાણુ છે? અને માનો કે શ્રી તીર્થંકરદેવોએ રચેલા છે તો તેઓએ રચેલા આગમો એ જ આજના આગમો છે, તેની શી ખાત્રી? આવુ કાઈ કાંઈ અજ્ઞાનદશાને અગે બોલાય છે અને અમારા એ બંધુઓ આગમભક્તિના લાભોથી વચિત થાય છે. આપણે સર્વ કોઈને એ બાબતમા થોડો પ્રકાશ મળે એટલુ જ નહિ પણ આપણા તરણુતારણુ વર્તમાન આગમો એ અનન્ત જ્ઞાનીયોનાં જ વચનો છે, એવો આપણા અતરમા નિર્ણય થવા સાથે એ પૂજ્ય આગમો તરફ આપણો આદર, આપણુ બહુમાન અને ભક્તિભાવના વધે એ પ્રસગ માટે જ આ મહાસૂત્ર શ્રી ભગવતીજીના પ્રણેતા કોણુ છે? એ અંગે વિચાર કરીને આગળ વધવાનુ આપણે નક્કી કર્યુ છે.

## આત્માને અપૂર્વ શાંતિ આપનાર જૈનદર્શન અને તેણે માનેલા દેવ—ગુરુનું સ્વરૂપ.

અનતકાળથી સસારના ત્રિવિધ સતાપોથી સતપ્ત બનેલ આત્માને અપૂર્વ શાતિ આપનાર જો કોઈપણુ દર્શન યા ધર્મ હોય તો તે જૈનદર્શન યા જૈનધર્મ જ છે. જૈનદર્શનનાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણેય તત્ત્વો સુવિશુદ્ધ છે. જૈનદર્શન કોઈ અમુક વ્યક્તિને જ દેવાધિદેવ તરીકે સ્વીકારનારુ નથી એ દર્શને તો

सर्वज्ञो जितरागादि—दोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥ (यो॰ १ प्र॰ २ श्लो॰ ४)

"જે સર્વજ્ઞ છે, રાગદ્વેષાદિ દોષોને સર્વથા જેમણે જીતી લીધા છે, ત્રણેય લોકના આત્માઓથી જે પૂજિત છે અને વસ્તુનું વસ્તુસ્વરૂપે યથાર્થ જેઓ નિરૂપણુ કરનાર છે તેઓ અરિહત પરમેશ્વર દેવ છે." આવા કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચદ્રસૂરીશ્વરજી-મહારાજના શબ્દોદ્વારા જે આત્મામા સર્વજ્ઞતા આદિ આત્મિક ગુણો પ્રગટ થયા છે તે વ્યક્તિ ભલે પછી નામથી ગમે તે નામવાળી હોય તો પણુ ઈશ્વર છે એમ માન્યું છે. એ જ પ્રમાણે

महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मो—पदेशका गुरवो मताः ॥ (यो. १ प्र. २ श्लो. ८)

"અહિસા—સત્ય—અસ્તેય—બ્રહ્મચર્ય—સતોષ એ પાચેય મહાવ્રતોને ધારણુ કરનારા, આપત્તિ પ્રસગે પણુ એ મહાવ્રતનુ પાલન કરવામા ધીર, ગોચરી—માધુકરી વૃત્તિદ્વારા શરીરને અનાસક્તભાવે પોષણુ આપનારા, સદાય સમભાવમા રહેનારા અને જેનાથી આત્માની ઉન્નતિ થવા સાથે દ્રવ્ય—ભાવ બન્ને પ્રકારના સુખની પ્રાપ્તિ થાય તેવા ધર્મનો ઉપદેશ આપનારા જે હોય તેઓ સદ્ગુરુઓ છે." આ શ્લોકમાં જણાવેલા બાહ્ય—અભ્યતર

બન્ને પ્રકારના ગુણોથી સંપન્ન હોવા છતાં મોક્ષમાર્ગસાધક સાધુ પુરુષોને જ જૈનદર્શને ગુરુપદે સ્વીકાર્યા છે અને જે નિર્દોષ અનુષ્ઠાનથી વિષય-કષાયના પરિણામ ઘટવા સાથે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રાદિ આત્મિક ગુણોનો આવિર્ભાવ થાય તેમજ પરંપરાએ સકલ કર્મોનો ક્ષય થવા સાથે આત્મા મુક્તિપદનો અધિકારી બની શકે એ ધર્મને જ કારણ-કાર્યભાવ તરીકે જૈનદર્શનમા ધર્મ તરીકે સ્વીકારવામા આવેલ છે.

## જૈનદર્શનની શરૂઆત ક્યારથી થઇ?

આવુ વિશાલદૃષ્ટિ જૈનદર્શન ક્યારે ઉત્પન્ન થયુ ? એ બાબતમા આજે બહુ ચર્ચાઓ ચાલ્યા કરે છે કોઈ કહેશે કે-મહાવીર પ્રભુથી જૈનધર્મની શરૂઆત થઈ, કોઈ ભગવાન પાર્શ્વનાથથી શરૂ થયાનુ જણાવશે, તો કોઇ શ્રી આદીશ્વર ભગવંતથી એ ધર્મનો પ્રારંભ થયાનુ બોલશે પરંતુ આ વાત એકંદર યથાર્થ રીતે જુદી છે

મૂળ વાત તો એ છે કે-આ સંસાર કે જેને જગત્, વિશ્વ, બ્રહ્માડ વગેરે જુદા જુદા નામોથી બોલાય છે તે જગત્ અનાદિ છે જગત્ કેવી રીતે અનાદિ છે? જગતનો કોઈ કર્તા હોઈ શકે કે નહિ ? વગેરે વિષયો પણ વિચારવા જેવા જ છે, પણ તે બાબતો આગળ રાખીને આજે તો આ ચાલુ વિષયને જ જરા પુષ્ટ કરવાની જરૂર છે. જેમ જગત્ અનાદિ છે તેમ મોક્ષ પણ અનાદિ છે. ' અમુક સમયે અમુક જીવ સર્વથી પહેલો સકલ કર્મનો ક્ષય કરી મોક્ષે ગયો ' એવુ આપણુ મન્તવ્ય નથી. એમ માનવા જઈએ તો તે અગાઉ મોક્ષના દ્વાર બંધ માનવા પડશે અને એ માન્યતા શાસ્ત્ર તેમજ યુક્તિ બન્ને રીતિએ વિરુદ્ધ છે વસ્તુ એ નક્કી થઈ કે-સંસાર જેમ અનાદિ છે તેમ મોક્ષ પણ અનાદિ છે. મોક્ષની પ્રાપ્તિ શુદ્ધ ધર્મની આરાધના સિવાય સંભવી શકતી જ નથી એટલે મોક્ષની માફક મોક્ષપ્રાપ્તિમા કારણભૂત શુદ્ધ ધર્મ એ પણ અનાદિ છે, એમ નક્કી થયું. જે શુદ્ધ ધર્મની આરાધનાથી મોક્ષ પ્રાપ્ત થાય એ જ આપણો જૈનધર્મ, એજ આપણુ જૈનદર્શન. એથી એ જૈનદર્શન પણ અનાદિ છે, એ સાબિત થયુ

## જૈનધર્મનું અનાદિપણું તેમજ જૈનધર્મનો ઉદય તથા અસ્ત

એ જૈનધર્મ મહાવિદેહ* ક્ષેત્રમા સદાકાળ અવિરહપણે હોય છે જ્યારે ભરત તથા ઐરવત ક્ષેત્રમાં અમુક કાળે એ ધર્મ પ્રગટ થાય છે, અમુક કાળે વિનાશ પામે છે. જેમકે વર્તમાન અવસર્પિણી+ કાળમાં થએલા ચોવીશ તીર્થંકરો પૈકી પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવંતની હયાતી પહેલા આ ભરતક્ષેત્રમા અઢાર કોડાકોડી સાગરોપમ જેટલો કાળ જૈન-

* જંબૂદ્વીપ, ધાતકીખંડ અને અર્ધ પુષ્કરદ્વીપ એમ અઢીદ્વીપ એ મનુષ્યલોકનુ સ્થાન છે. આ મનુષ્ય લોકમાં ૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ એમ ૧૫ કર્મભૂમિના ક્ષેત્રો છે. તે પૈકી મહાવિદેહ ક્ષેત્રમાં હમેશા ચોથા આરાના ભાવ છે, ત્યાં કાયમ તીર્થંકર હોય છે અને મોક્ષની પ્રાપ્તિ તે ક્ષેત્રમા કાયમ ચાલુ હોય છે.

+ અવસર્પિણી એટલે જે કાળે બુદ્ધિબળ, આયુષ્ય, ધાન્યના રસકસ વગેરેનો ક્રમે ક્રમે ઘટાડો થાય તે કાળનું નામ અવસર્પિણી.

ધર્મનો અભાવ હતો. પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવંતને કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ તેમનાથી જૈનધર્મનો પ્રારંભ થયો અર્થાત્ ધર્મતીર્થની સ્થાપના થઈ. વચ્ચે વચ્ચે તેમાં શૈથિલ્ય આવતા તે તે સમયે થયેલા બીજા ત્રેવીશ તીર્થંકરોએ પુનઃ એ ધર્મતીર્થને સ્થિર કર્યું. એમ છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુએ પણ એજ પ્રણાલિકા મુજબ ધર્મતીર્થની સ્થાપના કરી, અઢી હજાર વર્ષો પસાર થવા છતાં આજે પણ એ ધર્મ વિદ્યમાન છે. હજી બીજા સાડાઅઢાર હજાર વર્ષો સુધી પણ ભવિષ્યમા એ જૈન ધર્મતીર્થ આ ભરતક્ષેત્રમા અવશ્ય જીવંત રહેવાનું છે. ત્યારબાદ જૈનધર્મનો પુન' સર્વથા અમુક સમય માટે આ ભરતક્ષેત્રમા અભાવ થશે. વળી આવતી ઉત્સર્પિણીના પ્રથમ તીર્થંકર એ ધર્મની સ્થાપના કરશે. આ બધાય વિવેચનનો સાર એ છે કે-પ્રવાહ-પરંપરાની દૃષ્ટિએ **જૈનધર્મ અનાદિ** છે. અને આત્માને અખંડ સુખનો ભોક્તા બનાવવા માટે એ વિશુધ્ધ ધર્મનું આલંબન એ જ એક અસાધારણ કારણ છે.

## શ્રુતધર્મ અને ચારિત્રધર્મરૂપે જૈનદર્શનના બે વિભાગો

જે જૈનધર્મ પરંપરાની અપેક્ષાએ શ્રી આદીશ્વર ભગવંતના સમયથી પણ પહેલાનો અર્થાત્ અનાદિ છે, અને આત્માને મોક્ષપ્રાપ્તિમા જે પરમ આલંબનભૂત છે, એ જૈનધર્મ કિંવા જૈનદર્શન બે વિભાગોમા વ્હેંચાયેલ છે એક વિભાગનું નામ શ્રુતધર્મ અને બીજા વિભાગનુ નામ ચારિત્રધર્મ. જીવ, અજીવ, પુન્ય, પાપ આદિ ભાવોનું જેનાથી વાસ્તવિક જાણપણુ થાય, ષડ્ દ્રવ્યો, તેના ભિન્ન ભિન્ન ગુણો અને દરેક દ્રવ્યના પર્યાયો વગેરે ભાવોનો જેનાથી સાચી રીતે ખ્યાલ થાય તેનું નામ '**શ્રુતધર્મ**' છે. આચારાંગ સૂત્રાદિ દ્વાદશાગી, અગિયાર ઉપાગ, પયન્ના, મૂલસૂત્ર, છેદસૂત્રો તેમજ સમ્યક્શ્રુત તરીકે ગણી શકાય તેવા સર્વ પ્રકરણાદિ ગ્રન્થોનો એ શ્રુતધર્મના સાધનમા સમાવેશ થાય છે. જીવ, અજીવ, પુન્ય, પાપાદિ ભાવોને જાણ્યા બાદ તે ભાવો પૈકી 'હેય' ભાવો ઉપર હેય તરીકેની અને 'ઉપાદેય' ભાવોમા ઉપાદેય તરીકેની શ્રદ્ધા થવા સાથે આત્માનુ અહિત કરનાર પાપ, આશ્રવાદિ હેય ભાવોનો ત્યાગ કરવો અને આત્માનુ જેનાથી હિત થાય તેવા પુન્ય, સંવરાદિ ભાવોનો આદર કરવામા પુરુષાર્થ ફોરવવો તેનુ નામ '**ચારિત્ર ધર્મ**' છે. આપણી વ્યવહારુ પ્રવૃત્તિઓમા પણ જ્યારે કોઈ કાર્ય કરવાની ભાવના થાય છે ત્યારે સામાન્ય રીતિએ પ્રથમ તે કાર્ય અંગેનું જાણપણુ મેળવાય છે અને પછી તે કાર્ય કરવાની પ્રવૃત્તિ થાય છે. વડોદરાથી અમદાવાદ જવું હોય તો પ્રથમ વડોદરાથી અમદાવાદના માર્ગનુ જાણપણું હોવુ જરૂરી મનાય છે. અને ત્યારબાદ અમદાવાદ જવાના માર્ગ સિવાય બીજા માર્ગોનો ત્યાગ કરી અમદાવાદ જવાના માર્ગનો આશ્રય લેવામા આવે છે, તે જ પ્રમાણે સંસારના અનાદિ બંધનમાથી આત્માને મુક્ત કરી મોક્ષપુરીમાં પહોચાડવા માટે પ્રથમ આત્મસ્વરૂપનું જાણપણુ, ત્યારબાદ બંધનભાવ થવાના તેમજ તે બંધનભાવ અટકાવવાના હેતુઓનુ પરિજ્ઞાન થવાની ખાસ જરૂર હોય છે. અને એ જાણપણુ થયા બાદ શ્રદ્ધાપૂર્વક બંધનભાવ અટકે તેવી પ્રવૃત્તિમા આત્માને જોડવો પડે છે અને તોજ ક્રમે ક્રમે મોક્ષપર્યાય આત્મામા પ્રગટ થાય છે.

તાત્પર્ય એ થયુ કે-આત્માને કર્મજંજીરમાથી મુક્ત કરવા માટે સર્વથી પ્રથમ પોતાના સ્વરૂપનુ ભાન થવાની જરૂર છે. જીવ, અજીવાદિ તત્ત્વોનો બોધ એ આત્મોન્નતિનું

પ્રથમ પગથિયું છે. જેનાથી એ તત્ત્વભૂત પદાર્થોનો અવબોધ થાય તે જ આપણો શ્રુતધર્મ છે. જે મંગળમય ભગવતી સૂત્રનો આજે આપણે પ્રારંભ કરીએ છીએ તે પણ આત્માને તત્ત્વભૂત પદાર્થોનો બોધ કરાવનાર શ્રુતધર્મના સાધનમાં ગણાતા બાર અંગો (દ્વાદશાંગી) પૈકી પાંચમું મહાન અંગસૂત્ર છે.

## પ્રત્યેક તીર્થંકરના શાસનકાળમાં શ્રુતધર્મરૂપે દ્વાદશાંગીની પ્રધાનતા

આ દ્વાદશાંગીની રચના કેવી રીતે ક્યારે થાય છે? એ આપણે ટૂંકમાં જો જાણીશું તો તે બાબતના જાણપણા સાથે શ્રી ભગવતી સૂત્રની રચનાના વિષયમાં જે આપણે જાણવું છે તે પણ જાણવાનું બની આવશે. દ્વાદશાંગીમાં આવતા સમગ્ર ભાવોનું ધર્મદેશનાદ્વારા અર્થ-રૂપે નિરૂપણ કરનારા મૂલ પુરુષો જો કોઈ પણ હોય તો તે તીર્થંકર ભગવંતો જ છે. જ્યારે જ્યારે કોઈ પણ ધર્મતીર્થ પ્રવર્તમાન હોય છે ત્યારે ત્યારે સંપૂર્ણ દ્વાદશાંગી અથવા તેમાંનો અમુક અંગોપાંગરૂપી શ્રુતધર્મ અવશ્ય વિદ્યમાન હોય છે. શ્રી આદીશ્વર ભગવંતના શાસનમાં આદીશ્વર ભગવાનની ઉપદેશેલી અને તેમના ગણધરોએ સૂત્રરૂપે સંકલિત કરેલી દ્વાદશાંગી વિદ્યમાન હતી. શ્રી શાંતિનાથ ભગવંતના શાસનમાં શ્રી શાંતિનાથ પ્રભુએ ઉપદેશેલી અને તેમના ગણધરોએ સૂત્રરૂપે રચેલી દ્વાદશાંગી હતી. શ્રી નેમનાથ, શ્રી પાર્શ્વનાથ વગેરે સર્વ તીર્થંકરોના શાસનમાં પણ એ જ વ્યવસ્થા સમજવાની છે. આજે પ્રભુ શ્રી મહાવીરદેવના શાસનમાં જે દ્વાદશાંગીના નામો વર્તે છે તે શ્રી મહાવીરસ્વામીએ અર્થરૂપે ઉપદેશેલી, તથા ભગવાન સુધર્માસ્વામિજીએ સૂત્રરૂપે સંકલિત કરેલી છે અને તે દ્વાદશાંગી પૈકી આચા-રાંગાદિ અગિયાર અંગો હાલમાં વિદ્યમાન છે.

## સૂત્રના અક્ષરોરૂપે દ્વાદશાંગીનું ભિન્નપણું તેમજ અનિત્યપણું અને અર્થોની અપેક્ષાએ અભિન્નપણું તથા નિત્યપણું

સભામાંથી પ્રશ્ન શું દરેક તીર્થંકરોની દ્વાદશાંગી જુદી જુદી હોય? તેમાં કરવામાં આવતું વર્ણન શું એક બીજાની દ્વાદશાંગીથી ભિન્ન ભિન્ન પ્રકારે હોય કે સમાન હોય?

ઉત્તર પ્રત્યેક તીર્થંકરના શાસનમાં દ્વાદશાંગી ભિન્ન ભિન્ન હોય. તેની રચના, તેમાંના સૂત્રો, વાક્યો, પદો વગેરે પણ (નવકાર મંત્ર વગેરે અમુક સૂત્રો સિવાય) ભિન્ન ભિન્ન હોય. બધાય સૂત્રો તથા પદો સરખા જ હોય તેવું ન સંભવે. એમ છતાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિ-કાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય આદિ અસ્તિકાયોનું સ્વરૂપ, જીવાજીવાદિ નવ તત્ત્વો, દ્રવ્ય–ગુણ–પર્યાય, ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય, સપ્તનય, સપ્તભંગી વગેરે ભાવોની વ્યાખ્યાઓ તો પ્રત્યેક તીર્થંકરના દ્વાદશાંગીમાં એક સરખી જ છે. અનંતકાલ પહેલાની દ્વાદ-સાંગીમાં ષડ્‌દ્રવ્યોની જે વ્યાખ્યાઓ હતી, આજની દ્વાદશાંગીમાં પણ ષડ્‌દ્રવ્યના ભાવોનું સ્વરૂપ તે રીતે જ છે. મહાવિદેહ ક્ષેત્રમાં જીવ, અજીવાદિ તત્ત્વોનું ભગવાન્ સીમંધરસ્વામી આજે જે રીતે ધર્મદેશનાદ્વારા સ્વરૂપ સમજાવે છે, ભગવાન્ શ્રી મહાવીર પ્રભુએ પણ જીવા-જીવાદિ ભાવોનું સ્વરૂપ પોતાની હયાતીમાં એ રીતિએ જ સમજાવેલ છે તાત્પર્ય એ છે કે–પ્રત્યેક તીર્થંકરના શાસનની દ્વાદશાંગીમાં દ્રવ્ય–ગુણ–પર્યાય આદિ મૌલિક ભાવોનું-નિરૂપણ

સમાન જ હોય છે. તેના અર્થોમાં ક્યાય વિસંવાદ હોતો નથી. અને વિસંવાદ હોવાનું કારણ પણ નથી. આગળ આપણે હમણા જ સમજીશું તે રીતે કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ જ તીર્થંકર ભગવતો ધર્મદેશનાદ્વારા વસ્તુના ભાવો વસ્તુસ્વરૂપે સમજાવી ધર્મતીર્થની સ્થાપના કરે છે. બીજા મતિ–શ્રુતાદિ જ્ઞાનો અપૂર્ણ છે, પરંતુ કેવલજ્ઞાન એ તો સંપૂર્ણ જ્ઞાન છે. લોકાલોકવર્ત્તી સર્વદ્રવ્યોના ત્રૈકાલિક ભાવોનું તેનાથી યથાર્થ જાણપણું થાય છે. આવા સંપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ જે નિરૂપણ થાય તેમા વિસંવાદ હોવાનો સંભવ જ નથી. અર્થાત્ મૌલિક ભાવોની અપેક્ષાએ દ્વાદશાગીમાં જરા પણ ભિન્નપણું નથી, અને એથી જ અર્થાપેક્ષયા દ્વાદશાગીને **નિત્ય** ગણવામાં આવેલ છે. સૂત્રની સંકલના કરનાર ગણધર ભગવંતો છે. છદ્મસ્થ અવસ્થામા એ સંકલના થાય છે. તેથી શબ્દો, વાક્યો કોઈ અવસરે એક તીર્થંકરની દ્વાદશાંગીની અપેક્ષાએ જુદા જુદા હોઈ શકે છે. વળી ચરિત્રો પણ જુદા જુદા આવે છે. આજના **ઉપાસકદશાંગ**માં **આણંદ કામદેવાદિ** ભગવંત શ્રી મહાવીર પ્રભુના દશ શ્રાવકોના જીવનચરિત્રો જોવાય છે. જ્યારે શ્રી આદીશ્વર પ્રભુ, શ્રી શાંતિનાથ કે શ્રી પાર્શ્વનાથ ભગવંતના શાસનની દ્વાદશાંગીમા, તે તે શાસનમાં મુખ્ય ગણાતા શ્રાવકોના જીવનવૃત્તાંતો હોઇ શકે એ બનવાજોગ છે, એમ ફારફેર હોવા છતા દેશવિરતિ ધર્મની આરાધનાનો મૌલિક ભાવ તો દરેક **ઉપાસક** અંગમાંથી લગભગ એક સરખો મળી આવે એ સ્પષ્ટ બાબત છે એ જ પ્રમાણે પ્રથમ અને ચરમ–છેલ્લા જિનેશ્વરોના શાસનમાં મોક્ષસાધક આત્માઓની યોગ્યતા અમુક પ્રકારની હોવાથી બાવીશ તીર્થંકરોના શાસનની દ્વાદશાંગીમા જે આચારધર્મ જોવાતો હોય તેનાથી પ્રથમ તેમજ ચરમ તીર્થંકરોની દ્વાદશાગીમા આચારધર્મમા ભિન્નતા જણાશે. એમ આચારધર્મમા ભિન્નતા હોવા છતા સંવરધર્મનુ સાધ્યબિંદુ બનેમા સમાન ભાવે જ મળી આવે છે. આખાય વિવેચનનો સાર એ છે–સૂત્રરૂપે વર્તતી તે તે શાસનકાલની દ્વાદશાગીઓમા અક્ષરોરૂપે, ચરિત્રોરૂપે અથવા આચારધર્મ વગેરે સ્વરૂપે, તફાવત ભલે હોય પણ ષડ્દ્રવ્યાદિનુ મૂલભૂત સ્વરૂપ અને સર્વવિરતિ ધર્મના વિશદભાવો વગેરે તો એકરૂપે જ હોય છે અને એથી જ શાસ્ત્રકાર ભગવંતોએ **દ્વાદશાંગી અર્થરૂપે નિત્ય** તેમજ **અભિન્ન** અને **સૂત્રરૂપે અનિત્ય તથા ભિન્ન જણાવેલ છે.**

## તીર્થંકર ભગવંતના આત્માનો જીવનક્રમ

આટલા વિવેચનથી સામાન્ય રીતે આપણે એટલુ તો જાણી શક્યા કે આ ભગવતીસૂત્ર એ દ્વાદશાગી પૈકી પંચમ અંગ છે. વર્તમાન શાસનની એ સમગ્ર દ્વાદશાગીના અર્થરૂપે પ્રણેતા **શ્રમણ ભગવાન મહાવીર દેવ** છે સૂત્રરૂપે પ્રણેતા **ગણધરશ્રી સુધર્માસ્વામિજી** છે. હવે પ્રભુશ્રી મહાવીર દેવ, અથવા કોઈપણ તીર્થંકર ભગવંતનો આત્મા ભવચક્રમા પરિભ્રમણ કરતાં કેવી રીતે આત્મદર્શન પામે છે અને છેવટે તીર્થંકર થઇ કેવી રીતે દ્વાદશાંગીના ભાવોનું ધર્મદેશનાદ્વારા રહસ્ય ઉપદેશે છે તે આપણે વિચારીએ. પ્રભુ શ્રી મહાવીરદેવ અથવા કોઈપણ તીર્થંકર ભગવંતના જીવનની ગણતરી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થયા બાદ શરૂ થાય છે યદ્યપિ આત્મા અનાદિ છે, અનાદિ કર્મ સંયોગે અનંતકાલથી સંસારમાં પરિભ્રમણ કરતા અનંત જન્મ–મરણ આ જીવે કર્યા છે. એમ છતાં આત્માને જ્યા સુધી

સમ્યગ્દર્શનની પ્રાપ્તિ ન થાય અને એ ગુણની પ્રાપ્તિ દ્વારા આત્મસ્વરૂપનું ભાન ન આવે ત્યાં સુધી તે આત્માનો સર્વ પુરુષાર્થ લગભગ મોક્ષની અનુકૂળતા માટે હોઈ શકતો નથી. અને તે કારણથી તેવા પુરુષાર્થવાળા જીવનની ગણતરી સફલ તરીકે ન ગણાય તે બરાબર છે. પ્રભુ શ્રી મહાવીરદેવને નયસારના ભવમાં પવિત્ર મુનિવરને આપેલા દાનથી તેમજ એ ઉત્તમ મુનિવરના શ્રીમુખેથી શ્રવણ કરેલ સુંદર સદુપદેશથી અનાદિની રાગદ્વેષની નિબિડ ગ્રન્થિનો ભેદ થયો, અંતરના દ્વાર ઉઘડયા અને સ્વપરનો વિવેક–દીપક પ્રગટ થવા સાથે આત્મસ્વરૂપનું યોગ્ય ભાન થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો અર્થાત્ સમ્યગ્દર્શન ગુણ ઉત્પન્ન થયો

નયસારના ભવથી મહાવીર દેવના ભવ સુધીની ગણત્રી ૨૭ની છે. તે ભવોમા કેટલાક ભવો આરાધકપણાના છે ત્યારે કેટલાક ભવોમાં કર્મસત્તાની પ્રબળતા તેમજ પુરુષાર્થની નબળાઈને અંગે એ પરમતારક પ્રભુનો આત્મા વિરાધક પણ બન્યો છે, એ પરમાત્માનો આત્મા સત્યાવીશ ભવો દરમ્યાન પુન્યોદયે દેવલોકમા તેમજ મનુષ્ય જીવનમા ઉચ્ચકોટિનાં ગણાતા ચક્રવર્તી, વાસુદેવ અને રાજા–મહારાજાના ઐશ્વર્યને ભોગવનારો બન્યો છે, જ્યારે તીવ્ર પાપોદયથી સાતમી નારકના સ્થાને પણ એ પ્રભુના આત્માએ જન્મ લીધો છે. અનંત કાળથી જ્યા એક સરખો વિરાધકભાવ વર્તતો હોય, અને તે કારણે આત્મિક સંપત્તિનો જ્યા કેવળ વિઘાત ચાલુ રહેતો હોય, એવા સંયોગોમાંથી આત્માની ભવ્યત્વ દશાનો પરિપાક તેમજ સદ્ગુરુ, સત્શાસ્ત્ર શ્રવણ–વાંચન વગેરે નિમિત્તો મળતા ભવ્ય આત્માને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ તો થઈ જાય, પરંતુ એ મળેલુ સમ્યગ્દર્શન મોક્ષ–પ્રાપ્તિ સુધી કાયમ ટકી જ રહે અને આત્માની ઉત્તરોત્તર પ્રગતિ જ થાય એવો એકાંત નિયમ નથી. પ્રાપ્ત થયેલ સમ્યગ્દર્શન ઔપશમિક ભાવનુ અથવા ક્ષયોપશમ ભાવનુ હોવાથી તેવા પ્રકારના અશુભ નિમિત્તો મળતા અનંત કાળની વિષય–કષાયોની વાસનાને અંગે આત્મા પોતાનું ભાન ભૂલી જાય અને પુન મિથ્યાદૃષ્ટિ બની જાય છે, જો કે એક વાર પણ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ દ્વારા આત્મસ્વરૂપનુ જેને દર્શન થયેલ છે તે આત્મા છેવટમા છેવટ અપાર્ધ પુદ્ગલપરાવર્તન જેટલા કાળમા અવશ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે, એ નિઃશંક વાત છે, છતા ક્ષાયિક ભાવે જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણોની જ્યા સુધી આત્માને પ્રાપ્તિ ન થાય ત્યા સુધી તે તે ગુણો એક વાર પ્રાપ્ત થયેલ હોવા છતા કોઇ કોઇ વાર તે તે આવરણોથી દબાઈ જાય છે.

## ભગવંત શ્રી મહાવીરદેવની આત્મસાધના અને પ્રગતિ

પ્રભુ મહાવીર દેવને પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ પછીના ભવોમા અમુક ભવો સુધી લગભગ એમજ બન્યુ છે, છતા એ સત્તાવીશ ભવો પૈકી ત્રેવીશમા પ્રિયમિત્ર ચક્રવર્તીના ભવથી અને તેથી પણ વધુ પચ્ચીસમા નંદનમુનિના ભવથી એ પરમાત્માના જીવનમા લગભગ આત્મિક પ્રગતિ ચાલુ રહેલી આપણને જાણવા મળે છે. છ ખંડનુ ઐશ્વર્ય મળવા છતાં એ મહાન આત્મા ઘાસના તણખલાની માફક એ બાહ્ય ઐશ્વર્યનો પરિત્યાગ કરી ચારિત્રની આરાધનામા પરાયણ બને છે. પચીસમા ભવમાં તો એ તરણ–તારણ આત્મા આત્મસાધનામાં ખૂબ જ આગળ વધે છે. એક સમૃદ્ધિશાલી રાજાને ત્યાં રાજકુમાર તરીકે જન્મ લેવા છતા બાહ્ય

રાજ્ય કરતાં અંતરંગ આત્મિક સામ્રાજ્યની પ્રાપ્તિ માટે તૈયાર થયેલા એ **નંદનરાજકુમાર** પરમકૃપાલુ સદ્‌ગુરુ પાસે ચારિત્ર ગ્રહણ કરી એક લાખ વર્ષ પર્યંત નિરતિચાર ચારિત્ર પાળે છે. ચારિત્રના પ્રારંભથી જ આયુષ્યની સમાપ્તિપર્યંત માસક્ષમણ-માસક્ષમણની (મહિના-મહિનાના ઉપવાસની) ઉગ્ર તપશ્ચર્યાને આદરે છે. એક બાજુથી નિર્મળ સમ્યગ્દર્શન વડે આત્મસ્વરૂપનુ યથાર્થ ભાન, બીજી બાજુએથી એ આત્મસ્વરૂપને પ્રગટ કરવા માટેના પુરુષાર્થ તરીકે અદ્‌ભુત સંયમ અને ઘોર તપશ્ચરણ, તેમાં વળી આચાર્ય ભગવંત-ગુરુદેવની પાસે વિનયપૂર્વક અગિયાર અંગોનો શાસ્ત્રાભ્યાસ, આમ જ્ઞાન-દર્શન-ચારિત્રના ત્રિવેણી સંગમના પુનિત જળવડે એ આપણા નંદનમુનિવરને અનાદિથી આત્મા સાથે ઘર કરીને બેઠેલ કર્મોના મળને દૂર કરવા ઉપરાત સમગ્ર આત્માઓનો ઉદ્ધાર કરવાની, સંસારના ત્રિવિધ સંતાપથી એ સર્વ સંસારી આત્માને રહિત કરી અખંડ અવિનાશી સુખના ભોકતા બનાવવાની તાલાવેલી લાગી છે. "મારો આત્મા મારી મુક્તિ સાથે સંસારના સમગ્ર જીવોને મુક્તિ મેળવવામા કેવી રીતે સહાયક થાય ? એવો ઉત્તમોત્તમ વીર્યોલ્લાસ ક્યારે પ્રગટ થાય કે મારો આત્મા એ સર્વ જીવોને મુક્તિપથનો માર્ગદર્શક બને ? જેને આપણે **'સવિ જીવ કરું શાસનરસી'** એ શબ્દોમા વારંવાર ઉચ્ચારીએ છીએ એવી જ ભાવદયામય ભાવના એ ઉત્તમ મુનિવર વાર વાર ભાવે છે. એક બાજુથી ઉગ્ર તપશ્ચર્યા સાથે અરિહંતાદિક વિંશતિ સ્થાનકનું અનુપમ આરાધન, બીજી બાજુથી હમણા જણાવી ગયા તેવી લોકોત્તર ભાવદયાના કારણે એ મહાન આત્મા **નંદન** મુનિના ભવમા નિકાચિતપણે તીર્થંકરનામગોત્ર કર્મ ઉપાર્જન કરે છે.

## દ્રવ્યતીર્થંકર તથા ભાવતીર્થંકરપણું.

જે જે આત્માઓ તીર્થંકરપદની યોગ્યતાવાળાઓ હોય છે, તે તે આત્માઓ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પહેલાના ભવોમા પણ બાદર પૃથ્વીકાય વગેરે સ્થળોએ જ્યા જ્યા જન્મ લ્યે છે ત્યા ત્યા પણ ઘણા ભાગે સ્ફટિકરત્ન, તીર્થજળ વગેરે ઉચ્ચ જાતિમા ઉત્પન્ન થાય છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ બાદ તીર્થંકરપદની યોગ્યતામાં વિશિષ્ટતા આવે છે અને તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ થયા બાદ તો જ્યાં સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યા સુધી તે આત્માને 'દ્રવ્ય તીર્થંકર' કહેવામા આવે છે. જે આત્માને જે ભવમા ભાવતીર્થંકરપદ પ્રાપ્ત થવાનુ હોય તે આત્માઓ તે ભવથી આગળના ત્રીજા ભવમા અગાઉ જણાવ્યા મુજબ "સવિ જીવ કરું શાસન રસી"એ ભાવદયામય મહામંત્રની આરાધનાના પ્રતાપે તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ કરે છે એ તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ થયા પછી બાકીનુ આયુષ્ય પૂર્ણ કરીને એ મહાન આત્મા મોટે ભાગે વૈમાનિક નિકાયમા દેવ તરીકે ઉત્પન્ન થાય છે. જ્યારે કોઈક શ્રેણિક મહારાજા સરખા આત્માઓ તીર્થંકરનામકર્મનો બંધ થવા અગાઉ અજ્ઞાનદશામા બંધાઈ ગયેલા નરકાયુષ્યને અંગે પહેલી, બીજી કે ત્રીજી નરકમા પણ ઉત્પન્ન થાય છે. એ દેવ અથવા નરકના ભવનુ આયુષ્ય પૂર્ણ થયા બાદ ત્યાથી ચ્યવીને મનુષ્યલોકમા કર્મભૂમિના આર્યક્ષેત્રમા ઉત્તમ કુલવંત રાજા-મહારાજાને ત્યા એ પ્રભુનો દિવ્ય આત્મા અવતાર ધારણ કરે છે એ પરમાત્મા જે માતાની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થાય તે માતાને મહા પુન્યવંત જગદુદ્ધારક ગર્ભના

પ્રભાવે ગજ, વૃષભાદિ ચૌદ મહાન સ્વપ્નો જોવાનો સુપ્રસંગ પ્રાપ્ત થાય છે. ગર્ભકાળ પૂર્ણ થયે પરમાત્માનો જન્મ થાય છે. જન્મ થયા બાદ છપ્પન દિશાકુમારી તેમજ ઈન્દ્રાદિ દેવો સાથે રાજા જન્મમહોત્સવ ઉજવે છે. જે સમયે એ પરમાત્માનો જન્મ થાય છે તે સમયે મધ્યરાત્રિનો સમય છતા અખિલ વિશ્વમાં ક્ષણભર અજવાળું થવા સાથે નિરંતર ભયંકર દુઃખમા રીબાતા નરકના જીવો વગેરે જગતના સર્વ સંસારી આત્માઓને સુખશાતિનો અનુભવ થાય છે. કાલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યુ છે કેઃ

"नारका अप्यमोदन्त, यस्य कल्याणपर्वसु ।
पवित्रं तस्य चारित्रं, को वा वर्णयितुं क्षमः ? ॥

[**ભાવાર્થઃ** જે ભગવતના જન્મ વગેરે કલ્યાણક પ્રસગોમા નારકીના જીવો પણ આનંદ પામે છે તે ભગવતનું જીવનચરિત્ર વર્ણવવા કોણ સમર્થ થઈ શકે ? ]

## ભાવ તીર્થંકરના ભવમાં ભગવંતના જ્ઞાનાદિ ગુણો.

એ તારક પ્રભુ જે અવસરે માતાની કુક્ષિમા પધારે છે ત્યારથી મતિ, શ્રુત અને અવધિજ્ઞાન સાથે જ ઉત્પન્ન થાય છે પોતાનુ ભોગાવલી કર્મ કેવું છે ? દીક્ષાનો કાળ કયારે છે ? એ બધી બાબતો જ્ઞાનથી જાણતા હોય છે. ભોગાવલી કર્મ અવશેષ હોય તો એ પરમાત્મા પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમમા ઉદાસીનભાવે રહી ભોગકર્મની નિર્જરા કરે છે. કોઇ કોઈ આત્માઓ રાજ્યાસન ઉપર આરૂઢ થઇ રાજવી તરીકેની પોતાની ફરજો બજાવે છે અને છેવટ દીક્ષાનો અવસર આવે છે ત્યારે દીક્ષાગ્રહણ કરવા અગાઉ વાર્ષિક દાનદ્વારા સખ્યાબધ દુખી આત્માઓના દુખને દૂર કરી, લોકાતિક દેવોના **"જયજય નંદા, જયજય ભદ્દા બુજ્ઝાહિ ભગવં લોગનાહ ! સયલજગજ્જીવહિયં ધમ્મતિત્થં પવત્તેહ"** વગેરે મગલમય આચાર કથનને શ્રવણ કરવાપૂર્વક સ્વ-પરના ઉદ્ધાર માટે એ મહાનુભાવો ચારિત્ર ગ્રહણ કરે છે. ચારિત્ર ગ્રહણ કરવાના પ્રસંગમા **"કરેમિ સામાઇયં સવ્વ સાવજ્જં જોગં પચ્ચક્ખામિ"** એ સૂત્રની ઉચ્ચારણા સાથે જ તે સમયે ઉત્પન્ન થયેલ અતિ વિશુદ્ધ ભાવનાવડે મનઃપર્યવજ્ઞાન એ ભગવતોને પ્રગટ થાય છે જે મન પર્યવજ્ઞાનવડે અઢીદ્વીપવર્તિ સજ્ઞિપચેન્દ્રિય જીવોના મનોગત ભાવોને અર્થાત્ મનમા ચિતવેલા ભાવોને યથાર્થપણે જાણી શકાય છે.

## પ્રભુ મહાવીરદેવનું સંક્ષિપ્ત જીવન

આપણા શાસનપતિ શ્રમણ ભગવાન્ મહાવીરદેવ, **અષાઢ શુદિ છઠ્ઠ**ના દિવસે મધ્યરાત્રે પ્રાણત નામના દશમા દેવલોકમાથી ચ્યવી બાકી રહેલા નીચગોત્રકર્મના ઉદયને અંગે **દેવાનંદા બ્રાહ્મણીની** કુક્ષિમા ગર્ભપણે અવતર્યા. ૮૨ દિવસ બાદ નીચગોત્ર કર્મ સપૂર્ણ ક્ષીણ થઈ જતા હરિણગમેષી દેવદ્વારા દેવાનદા માતાની કુક્ષિમાથી **ત્રિશલામાતાની** કુક્ષિમા સક્રમણ થયુ. તે રાત્રિએ ત્રિશલામાતાને ગજ, વૃષભાદિ ચૌદ સ્વપ્નો આવ્યા. અનુક્રમે નવ માસ અને સાડાસાત દિવસનો ગર્ભકાળ સપૂર્ણ થતા ત્રિશલામાતાએ **ચૈત્ર શુદિ ૧૩**ના મંગલમય દિવસે એ જગદુદ્ધારક પરમાત્માને જન્મ આપ્યો. છપ્પન દિશાકુમારી તેમજ

ચોસઠ ઈન્દ્રોએ કરેલ જન્મમહોત્સવ બાદ **સિદ્ધાર્થ રાજા**એ પણ દશ દિવસ સુધી પ્રભુનો જન્મમહોત્સવ ઉજવ્યો. સર્વ જ્ઞાતિ સમુદાય–મિત્રમંડળ વગેરેને નિમંત્રણ આપી સર્વની હાજરીમા પ્રભુનું **શ્રી વર્દ્ધમાનકુમાર** એવું ગુણનિષ્પન્ન નામ સ્થાપન કર્યું. આમલકી ક્રીડા, નિશાલગરણું, યશોદા સાથે પાણિગ્રહણનો પ્રસંગ, અનાસક્તભાવે સંસારસુખનો અનુભવ, પુત્રીનો જન્મ વગેરે ભાવોના અનુક્રમ બાદ પ્રભુ અઠ્ઠાવીશ વર્ષની ઉંમરે પહોચતા પ્રભુના માત–પિતા આયુષ્ય પૂર્ણ થવાથી સ્વર્ગે સિધાવ્યા. ગર્ભાવસ્થામા કરેલો અભિગ્રહ પૂર્ણ થતા **નંદીવર્ધને** રાજા–વડિલ બંધુની પાસે ચારિત્ર ગ્રહણ કરવાની ભાવના વ્યક્ત કરી. નંદીવર્ધન બંધુના વિશિષ્ટ આગ્રહથી તેવી જ ભવિતવ્યતાના યોગે સંસારમા એ પરમાત્મા ભાવ–સાધુની માફક બે વર્ષ વધુ રહ્યા. લોકાંતિક દેવોના મંગળમય આચાર–કથનપૂર્વક છેવટે વાર્ષિક દાન આપી, ત્રીશ વર્ષની ઉંમરે આપણા તરણતારણ શાસનનાયક પ્રભુશ્રી **મહાવીર દેવે** ચારિત્રનો સ્વીકાર કર્યો, અને તે જ સમયે તે ભગવંતને મનપર્યવ જ્ઞાનની પણ પ્રાપ્તિ થઈ.

## ભગવંત મહાવીર પ્રભુનું સંયમી જીવન અને ઘોર તપશ્ચર્યા

ચારિત્ર ગ્રહણ કર્યા બાદ પ્રત્યેક તીર્થંકરોને અમુક કાળ છદ્મસ્થપણાનો અર્થાત્ અસર્વજ્ઞપણાનો હોય છે. **આદીશ્વર** ભગવંતને દીક્ષા ગ્રહણ કર્યા બાદ એક હજાર વર્ષને અંતે ઘાતિ કર્મનો ક્ષય થયો, અને કેવલજ્ઞાન–સંપૂર્ણજ્ઞાન પ્રાપ્ત થયુ. **નેમીશ્વર** ભગવંતને ચારિત્ર ગ્રહણ કર્યા બાદ પંચાવનમા દિવસે કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. **પાર્શ્વનાથ** ભગવંતને દીક્ષા ગ્રહણ કર્યા પછી ૮૪ દિવસે કેવલજ્ઞાન–કેવલદર્શન પ્રગટ થયું. એક **મલ્લિનાથ** ભગવંતને જ જે દિવસે દીક્ષા ગ્રહણ કરી તે જ દિવસે કેવલજ્ઞાન પ્રાપ્ત થયું છે. બાકી સર્વ તીર્થંકરને ઓછો–વધુ છદ્માસ્થકાળ હોય છે. આપણા શાસનપતિ પ્રભુ મહાવીરદેવને દીક્ષા ગ્રહણ કર્યા બાદ લગભગ સાડાબાર વર્ષનો છદ્મસ્થ પર્યાય–કાળ હતો. ત્રીશ વર્ષની ઉંમરે ભગવંતે ચારિત્ર ગ્રહણ કર્યુ, અને બેતાલીશ વર્ષની ઉંમરે પ્રભુને કેવલજ્ઞાન–કેવલદર્શન ઉત્પન્ન થયું. સાડાબાર વર્ષના છદ્મસ્થકાળમા એ આપણા પરમાત્માની તપશ્ચર્યા, ઘોર અભિગ્રહો, દેવ મનુષ્યો વગેરેથી થયેલા ભયંકર, અતિભયંકર ઉપસર્ગોના પ્રસંગોમા પણ કોઈ અદ્ભુત ક્ષમાશીલતા, પરિષહો સહન કરવામા મેરુસમાન ધીરતા અને અવર્ણનીય અપ્રમત્ત ભાવ વગેરે પ્રસંગો દર વર્ષે પર્યુષણ પર્વમા કલ્પસૂત્ર–શ્રવણ કરવાના પ્રસંગે આપણે સાભળેલ હોવાથી અત્યારે એ પ્રસંગોનુ લંબાણથી વિવેચન કરવાનુ નથી રાખ્યુ. બાકી તો એ પરમાત્માની તપસ્યા વગેરે એક એક વિષયો ઉપર વિવેચન કરવાનું રાખીએ તો દિવસોના દિવસો જોઈએ અને એમ કરવા છતાં એ લોકોત્તર વિભૂતિના અનંતગુણો પૈકી એક ગુણના અનંતમા અંશનુ પણ વર્ણન ન થઈ શકે. સાડાબાર વર્ષના કાળમા ભગવંતની તપશ્ચર્યાનું સરવૈયુ જ્યારે શાસ્ત્રકારોએ કાઢ્યુ ત્યારે ફક્ત ૩૪૯ પારણાના દિવસોની ગણતરી થઈ. મહાનુભાવો! વિચારજો, સાડાબાર વર્ષમા એક વર્ષના પણ પૂરા દિવસો ભગવંતના પારણાના નથી. ભગવંતે છ–છ મહિનાના ઉપવાસ વધુમા વધુ કર્યા. તે છ મહિનાના ઉપવાસ પણ ચોવિ-

હાર, આહાર–પાણી વિનાના છ મહિનાના ઉપવાસનું કે પાંચ મહિના અને પચીસ દિવસના ઉપવાસનુ પારણુ હોય, છતા બીજા દિવસથી પુનઃ તપશ્ચર્યાનો પ્રારભ, પારણામા પણ એક જ વખતે ત્રીજા પ્રહરે બાર વાગ્યા પછી મધ્યાહ્ન સમયે આહાર, જે ક્ષેત્રમાં તપશ્ચર્યા કરી હોય ત્યા પારણુ નહિ પણ ત્યાથી વિહાર કરીને અન્ય સ્થલે. આવા તો પ્રભુની તપસ્યાના કંઈ કઇ અતિશયો કહ્યા છે. આપણે છદ્મસ્થ–અલ્પજ્ઞાનીઓ એ પરમાત્માના ગુણનો લવલેશ પણ શી રીતે વર્ણવી શકીએ ?

એ આપણા પ્રભુ દીક્ષા લીધા બાદ કેવલજ્ઞાનની પ્રાપ્તિ પર્યંત જમીન ઉપર પલાંઠી વાળીને નિરાતે બેઠા નથી. મોટો ભાગ ઊભા ઊભા કાઉસ્સગ્ગ ધ્યાનમા જ પસાર કરેલ છે. કોઈ વાર જમીન ઉપર બેઠા હશે તો પણ ઉભડક આસને (ગોદોહિકાસને) બેઠા છે એ ભગવંતે સાડાબાર વર્ષમા શાતિથી એક કલાક પણ ઊઘ નથી લીધી. ફક્ત દર્શનાવરણીય કર્મનો ઉદય વિદ્યમાન હોવાથી કોઈવાર કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઊભા ઊભા અથવા તેવા કોઈ પરીષહ-ઉપસર્ગના પ્રસગે ક્ષણ–અર્ધાક્ષણ, સેકડ–અર્ધા સેકડ, મિનિટ–અર્ધા મિનિટ આખોમા નિદ્રા આવી હોય તે જ, એ સિવાય ભગવતનો બધો કાળ જાગૃત અવસ્થાનો છે. મિનિટ-અર્ધા મિનિટ છૂટી–છવાઈ ભેગી કરી ત્યારે સાડાબાર વર્ષમા ફક્ત બે ઘડી જેટલો નિદ્રાના કાળનો સરવાળો થયો છે આત્મિક સામ્રાજ્યની પ્રાપ્તિ માટે એ આપણાં તારક પરમાત્માની જાગ્રત દશા કેટલી ઉચ્ચ કક્ષાની હશે ?

## પ્રભુની અદ્‌ભુત ક્ષમા અને ભાવદયા

ગોવાળીઆ જેવાઓએ ભગવતના કાનમા ખીલા ઠોકયા, અને સગમ જેવા દેવે ભગવતના શિર ઉપર કાળચક્ર મૂકયુ આ અને એનાથી ઓછા–વધુ પ્રમાણમા બીજા ગમે તેવા ઉપસર્ગો–ઉપદ્રવો સહન કરવાનો પ્રસગ આવ્યો છતા શાત–પ્રશાત એ આપણા પ્રભુએ ક્ષમાના અવતાર તરીકે એ પ્રત્યેક પ્રસગે દૃષ્ટાત પૂરૂ પાડયુ, મેરુની માફક અડગ રહ્યા એટલુ જ નહિ, પરતુ કરુણાના સાગર એ તારક પરમાત્માએ એ સગમ તેમજ ગોવાળીઆ જેવા આત્માઓ ઉપર પણ ભાવદયાની અમીદૃષ્ટિ જ વરસાવી. આપણા એ શાસનપતિના કેટલા ગુણગાન કરીએ ?

આજે પહેલા જ વ્યાખ્યાનના પ્રસગમા જરા આ વિવેચન અમારા બધુઓને વધુ-પડતુ જણાતુ હશે, પરતુ આજે એ ભગવતના જીવનપ્રસગો તેમજ આત્માના ગુણોનું વર્ણન કરવાનો એક જ આશય છે કે–આપણા શાસનપતિના અનંતગુણોનો મહિમા જાણીને તે તારક પ્રભુ પ્રતિ આપણો આદર–ભાવ વધે, અતરમા ભક્તિ–બહુમાનનો ઉછાળો આવે એટલુ જ નહિ પણ એ વીર પ્રભુની આપણા કલ્યાણ અર્થે ફરમાવાયેલી આજ્ઞાઓનો અમલ કરવા માટે આપણામા વીર્યોલ્લાસ જાગે વળી શ્રી ભગવતી સૂત્રની અર્થરૂપે વ્યાખ્યા કરનારા એ મહાન્ પુરુષ આવા લોકોત્તર ગુણોથી પરિપૂર્ણ છે એ જાણવાથી શ્રી ભગવતી સૂત્રના શ્રવણાદિમા પણ ભક્તિ–બહુમાન અને આદરભાવ ઉત્પન્ન થાય.

## પ્રભુને કેવલજ્ઞાનની પ્રાપ્તિ અને ધર્મતીર્થની સ્થાપના

ચારિત્રગ્રહણ કર્યા પછી સાડાબાર વર્ષ બાદ **વૈશાખ શુદ ૧૦** ની સાંજે *ઋજુવાલિકા નદીના કિનારે ' શ્યામક ' નામના ખેડૂતના ખેતરમા ' શાલવૃક્ષ 'ની નીચે ગોદોહિકાસન અવસ્થામાં છઠ્ઠની તપશ્ચર્યા જેઓએ કરેલી છે, એવા એ શ્રમણ ભગવંત મહાવીર પ્રભુને શુકલધ્યાનના બીજા–ત્રીજા ભાગના મધ્યમાં ( ધ્યાનાતરિકામા ) વર્તતા અનંત દ્રવ્ય–ક્ષેત્ર–કાલ અને ભાવ વિષયક **કેવલજ્ઞાન, કેવલદર્શન** ઉત્પન્ન થયુ . જે સ્થલે તીર્થંકર ભગવતને કેવલજ્ઞાન પ્રગટ થાય તે જ સ્થલે ચોસઠ ઈન્દ્રાદિક દેવો આવી પોતપોતાના કલ્પની મર્યાદા પ્રમાણે સમવસરણની રચના કરે. તીર્થંકર ભગવતો એ સમવસરણમા બિરાજમાન થાય અને ત્યાં એકઠી થયેલી પર્ષદામા ભવ્યજીવોના કલ્યાણ માટે ધર્મદેશના આપે. ધર્મદેશનાને શ્રવણ કર્યા બાદ ગણધર પદની યોગ્યતાવાળા આત્માઓ સંયમ ગ્રહણ કરી ભગવંતની પાસેથી **'ઉપ્પન્નેઇ વા વિગમેઇ વા ધુવેઇ વા'** એ ત્રિપદી પ્રાપ્ત કરે. તીર્થંકર ભગવતો પણ એ ગણધર પદની યોગ્યતાવાળા આત્માઓ વગેરેને દીક્ષા આપે અને બીજબુદ્ધિના નિધાન ગણધર ભગવતો એ ત્રિપદી ઉપરથી અન્તર્મુહૂર્તમા **દ્વાદશાંગીની** રચના કરે. અનેક બીજા સ્ત્રી પુરુષો પણ પ્રભુની વાસ્તવિક ભાવોને જણાવનારી વૈરાગ્યમય ધર્મદેશના શ્રવણ કરી ચારિત્રમાર્ગનો સ્વીકાર કરે, અને કેટલાક ભાઇ–બ્હેનો ગૃહસ્થજીવનમા રહીને જેટલે અંશે ધર્મની આરાધના થઈ શકે તેવા ગૃહસ્થોચિત શ્રાવકધર્મની મર્યાદાનો સ્વીકાર કરે. એમ પ્રથમ સમવસરણમા જ શ્રુતધર્મ–ચારિત્રધર્મ યાવત્ સાધુ–સાધ્વી–શ્રાવક અને શ્રાવિકારૂપ **ચતુર્વિધ સંઘની–** ધર્મતીર્થની સ્થાપના થાય.

## મહાવીર પ્રભુની પ્રથમ ધર્મદેશનામાં કોઈને વિરતિ આદિના પરિણામ ન થયાં.

સામાન્ય રીતે પ્રત્યેક તીર્થંકર ભગવતો માટે ઉપર જણાવ્યા મુજબ પ્રથમ સમવસરણમાં જ ધર્મતીર્થની સ્થાપનાની મર્યાદા હોય છે, પરંતુ આપણા શાસનપતિ પ્રભુ મહાવીરદેવ માટે એમ નથી બન્યું. પ્રભુ મહાવીરદેવને **વૈશાખ શુદિ ૧૦**ની સાંજે કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઈ. કલ્પ પ્રમાણે ઈન્દ્રાદિ દેવોએ તે જ સ્થલે સાયંકાલે સમવસરણની રચના કરી, અને ભગવંતે સમવસરણમા બિરાજમાન થઈ ધર્મદેશના પણ આપી. પરંતુ તે અવસરે સાયંકાલના કારણે અથવા તેવા પ્રકારની ભવિતવ્યતાને અંગે ભગવંતના સમવસરણમાં દેવો અને દેવીઓ સિવાય બીજા કોઈની હાજરી ન હતી. કોઈપણ મનુષ્યો એ વખતે પ્રભુની ધર્મદેશનામા હાજર ન થયા. એટલે પ્રથમ સમવસરણમા જ ભગવંતની ધર્મદેશના શ્રવણ કરીને ગણધરાદિ આત્માઓને દીક્ષાનો પ્રસંગ, દ્વાદશાંગીની રચનાનો અને ચતુર્વિધ સંઘરૂપ ધર્મતીર્થની સ્થાપનાનો પ્રસંગ જે આવવો જોઈએ તે ન આવ્યો પ્રભુની ધર્મદેશના સાંભળીને કોઈને પણ વિરતિના પરિણામ–ત્યાગ–વૈરાગ્યની ભાવના થવી જોઈએ તે ન થઈ. કારણ કે ત્યાગ–વૈરાગ્યના પરિણામ થવાને લાયક કોઇ મનુષ્યો ત્યા હાજર હતા જ નહિ. દેવ–દેવીઓની ભલે હાજરી હતી,

* આ નદી પૂર્વ દેશમા ' ચમ્પા ' ગામની નજીક હોવા સંભવ છે. ચોક્કસ સ્થળ–નિર્ણય ઇતિહાસવિદો કરી શકયા નથી

પરંતુ ભવ પરત્વે જ દેવો અને દેવીઓ અવિરતિના ઉદયવાળા હોવાથી તેમને ત્યાગ–વૈરાગ્યનો ભાવ જાગે નહિ. પ્રભુની ધર્મદેશના શ્રવણ કરીને વધુમાં વધુ ભાવના થાય તો પણ સમ્યગ્દર્શનને લાયક ભાવ જાગ્રત થાય. આશ્રવને હેય તરીકે અને સંવરને ઉપાદેય તરીકે સમ્યગ્દર્શનના પ્રભાવે જરૂર માને. પણ આશ્રવની પ્રવૃત્તિનો ત્યાગ કરવા માટે તેમજ સંવરની પ્રવૃત્તિનો આદર કરવા માટે એ દેવો પુરુષાર્થ ન કરી શકે. તાત્પર્ય એ કે–ભગવંતની પ્રથમ ધર્મદેશના નિષ્ફલ ગઈ. જે ભાવો કોઈ વાર ન બને એ ભાવો પણ બનવાનો પ્રસંગ થવાથી શાસ્ત્રમા એ બાબતને દશ આશ્ચર્યકારક બનાવો પૈકી '**અભાવિતા પર્ષદ્**' નામના અચ્છેરામાં ગણવામા આવી.

## પ્રભુ મહાવીરના શાસનમાં દ્વાદશાંગીની રચના

પ્રભુ મહાવીર પરમાત્મા વૈશાખ શુદિ ૧૧ ના દિવસે **અપાપાપુરી**ના મહસેન વનમા પધાર્યા. ત્યા સમવસરણ થયુ **ઈન્દ્રભૂતિ** વગેરે અગિયારે પંડિતો પોતપોતાના વિશાલ શિષ્ય પ્રશિષ્યો સાથે આવ્યા. સર્વજ્ઞપણાના અભિમાનને રાખનાર એ ઈન્દ્રભૂતિ વગેરેના દિલમાં જીવ–કર્મ વગેરે બાબતો અંગે વર્તતા સંશયોનું વેદની પંક્તિઓના અર્થથી જ ભગવંતે નિરાકરણ કર્યું. સંશયોનું સમાધાન અને ભગવંતની વૈરાગ્યમય ધર્મદેશના શ્રવણ કરવાથી એ અગિયાર બ્રાહ્મણ પંડિતોએ ૪૪૦૦ શિષ્યો સાથે ભગવંતની પાસે દીક્ષા ગ્રહણ કરી. ચંદનબાળા વગેરે બાળાઓએ પણ ત્યાં ચારિત્ર સ્વીકાર્યું. અનેક ભવ્ય આત્માઓએ–સ્ત્રી–પુરુષોએ ગૃહસ્થોચિત શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો. સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘની સ્થાપના થઈ. ગૌતમગોત્રીય ઈન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ વગેરેના મસ્તક ઉપર વાસ–ક્ષેપ કરી ગણધરપદની તેજ અવસરે ભગવંતે પ્રતિષ્ઠા કરી. ગણધર ભગવંતોએ પણ ત્યા તે જ સમયે ભગવંત પાસેથી શ્રવણ કરેલ "ઉપન્નેઈ વા વિગમેઇ વા ધુએઈ વા" એ ત્રિપદી ઉપરથી બીજબુદ્ધિના પ્રભાવે અન્તર્મુહૂર્તમા જ દ્વાદશાગીની રચના કરી. એ દ્વાદશાગી પૈકી પંચમાંગ શ્રી **ભગવતીસૂત્ર**ની વાચનાનો આજે અહિં પ્રારંભ થાય છે.

## ભગવંતની વાણીમાં યથાર્થતાનુ કારણ

આટલા વિવેચન ઉપરથી આપણે એટલું અવશ્ય જાણી શકયા કે–તીર્થંકર ભગવંતો માતાની કુક્ષિમા ગર્ભપણે પધાર્યા ત્યારે મતિ, શ્રુત, અવધિ એ ત્રણ જ્ઞાન સહિત હતા, જ્યારે ચારિત્રનો સ્વીકાર કર્યો ત્યારે ચોથુ મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થાય છે. એમ ચાર જ્ઞાન પ્રગટ થયેલા હોવા છતા લોકાલોકના સર્વ ભાવોને જણાવનારુ કેવલજ્ઞાન જ્યા સુધી પ્રાપ્ત ન થાય ત્યા સુધી ધર્મદેશના ન આપે, પ્રથમ રાગદ્વેષરૂપ મોહનીય કર્મનો સર્વથા ક્ષય થતા વીતરાગદશાની બારમે ગુણસ્થાનકે પ્રાપ્તિ થાય અને ત્યારબાદ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય તથા અંતરાય એ ત્રણ ઘાતિકર્મનો ક્ષય થતા તેરમા ગુણસ્થાનકના પ્રથમ સમયે કેવલજ્ઞાન, કેવલદર્શનની પ્રાપ્તિ થાય ત્યારે જ ધર્મદેશના આપે છે. જે પરમાત્મામા રાગ ન હોય, દ્વેષ ન હોય અને અજ્ઞાનનો અંશ પણ ન હોય તે પરમાત્માના કથનમાં વિપરીતપણું યા વિસંવાદ સંભવી શકે જ નહિ, જ્ઞાની ભગવંતોએ 'रागाद् वा द्वेषाद् वा मोहाद् (अज्ञानाद्) वा अनृतं ब्रूयात्' એ વાકયથી 'રાગ, દ્વેષ, અને અજ્ઞાન એ ત્રણ કારણોથી

જૂઠું બોલાય છે ' એમ જણાવેલ છે. એ ત્રણ કારણોનો સર્વથા જ્યાં અભાવ હોય ત્યા અસત્ય બોલવાનું બને જ નહિ. કારણ હોય તો જ કાર્યની ઉત્પત્તિ થાય. કારણના અભાવે કાર્યની નિષ્પત્તિ ક્યાંથી હોય ? એટલા જ માટે મહાપુરુષોએ કહ્યુ છે કે

" वीतरागा हि सर्वज्ञा, मिथ्या न ब्रुवते क्वचित् ।
यस्मात्तस्माद्वचस्तेषां, तथ्यं भूतार्थदर्शनम् ॥"

[ ભાવાર્થ : સર્વજ્ઞ ભગવંતો વીતરાગ હોય છે. તેઓ કદાચિત્ પણ મિથ્યા–અસત્ય બોલતા નથી. તે કારણથી તેમનું વચન સાચું અને જે વસ્તુ જેમ છે તેને તે પ્રમાણે દેખાડનારું છે.]

## દ્વાદશાંગીની રચના કરનાર ગણધર મહર્ષિઓ છદ્મસ્થ છતાં તેમની રચનામાં પણ અવિસંવાદિપણું.

**પ્રશ્ન** તીર્થંકર ભગવંતો ભલે સર્વજ્ઞ અને વીતરાગ હતા, પણ સૂત્રરૂપે દ્વાદશાંગીની રચના કરનાર ગણધરો તો છદ્મસ્થ હતા. તેઓએ એ દ્વાદશાગીની રચનામાં વસ્તુના યથાર્થ ભાવો જ રચ્યા છે, એ કેમ માની શકાય ?

**ઉત્તર** મહાનુભાવ ! તમારો પ્રશ્ન બરાબર છે, પરંતુ ફક્ત એટલું જ ધ્યાનમાં લેવાની જરુર છે, કે–છદ્મસ્થ એવા પણ ગણધરોએ છદ્મસ્થ અવસ્થામાં જે દ્વાદશાગીની સંકલના કરી હતી તે પોતાની બુદ્ધિથી સ્વતંત્રપણે સંકલના કરી હતી કે તીર્થંકર ભગવંતોએ ધર્મ-દેશનાદ્વારા દ્રવ્ય ગુણ પર્યાયાદિની જે યથાર્થ વ્યાખ્યાઓ કરેલ તેના આધારે જ એ દ્વાદશાંગી રચનામા સ્વબુદ્ધિનો ઉપયોગ કર્યો હતો ? આજના વ્યાખ્યાનના પ્રસગમા જ એ વસ્તુ સ્પષ્ટપણે જણાવેલ છે કે બીજબુદ્ધિના નિધાન ગણધરો પણ ભગવતે કહેલા યથાર્થભાવોને અનુલક્ષીને જ દ્વાદશાગીની રચના ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે કરે છે. આજે કોલેજોમાં વિદ્વાન્ પ્રોફેસર કોઈપણ વિષય ઉપર કલાક બે કલાક એક સરખુ ભાષણ કરી જાય, કલાસમાં બેઠેલા વિદ્યાર્થીઓ પૈકી કોઈ બુદ્ધિશાલી વિદ્યાર્થી એ ભાષણ પોતાના હૈયામાં બરાબર ધારી લે અને પછી પોતાના ઘેર આવીને એ ભાષણનો સાર ટૂંકમા જેમ લખી નાખે, તો તેમા મૌલિક ભાવોમા તફાવત નથી પડતો. આજનો એક વિદ્યાર્થી પણ જ્યારે એ પ્રમાણે ધારણા શક્તિ ધરાવે છે તો પછી તદ્ભવમાં મુક્તિગામી અને બીજબુદ્ધિના નિધાન એવા ગણધર ભગવંતો ગણધરપદની લબ્ધિ અગે ભગવંતે કહેલા ભાવોને હૃદયમા રાખી દ્વાદશાગીની રચના કરે અને તે યથાર્થ જ હોય એમા શુ આશ્ચર્ય છે ? એ ગણધરભગવંતોની શકિત તો કોઈ અપૂર્વ હોય છે જન્મ–જન્મની જ્ઞાનની આરાધનાનું ફલ એ મહાપુરુષોને પ્રગટ થયેલુ હોય છે. એમના અતરમાં જ્ઞાનનો ખજાનો ભરેલો હોય છે. પ્રભુ પાસેથી એમને વધુ લાબું સાભળવાની જરૂર પડતી નથી. એ આત્માઓને તીર્થંકર ભગવંતનો જ્યા સમાગમ થાય અને ' ભગવન્ કિં તત્ત્વમ્ ? ' એમ ત્રણવાર પૂછેલા પ્રશ્નોના ઉત્તરમા–उप्पन्नेइ वा विगमेइ वा અને धुवेइ वा ' એમ ત્રણ પદોમાં ઉત્તર મલે ત્યા જ જગતના ભાવોનો વાસ્તવિક ખ્યાલ આવી જાય છે. ત્રણ પદને શ્રવણ કરવાની સાથે દ્વાદશાગીની રચના કરવાની શકિત

પ્રગટ થાય અને એથી જ એ ત્રિપદીને સિદ્ધાંતમા **માતૃકાપદ** તરીકે કહેવામાં આવેલ છે. દૂધમા દહિં, માખણ અને ઘીની શકિત તો હોય છે. ફકત એ શકિતને પ્રગટ થવા માટે દૂધમા છાસના મેળવણની જરૂર પડે છે. છાશનું મેળવણ થતા તેમાથી દહિં, માખણ અને ઘી બધું તૈયાર થાય છે તેમ અહિ ગણધર ભગવંતના આત્માઓમાં શકિત તો અચિન્ત્ય હોય છે. ફકત તીર્થંકર પરમાત્માનો સમાગમ અને ત્રિપદીના શ્રવણની જ તેમને જરૂરીયાત છે, જગતમા ઊંચામાં ઊંચું પુન્યપ્રકૃતિનું સ્થાન કોઈપણ જો ગણવામા આવ્યું હોય તો તે તીર્થંકર ભગવંતનુ છે. અને તેનાથી બીજા નંબરનુ પુન્યપ્રકૃતિનુ સ્થાન જો કોઈનું હોય તો તે ગણધર મહારાજાનુ છે. આ પરિસ્થિતિનો જો બરાબર વિચાર કરાય તો ગણ-ધર ભગવંતોએ ભલે છદ્મસ્થ અવસ્થામા દ્વાદશાગીની રચના કરેલી હોય તો પણ એમની રચનામા કયાય ફેરફાર આવવાનો સંભવ નથી, એ વાત બરાબર નક્કી છે આ પ્રસંગે સ્વાધીન ધર્મદેશના, પરાધીન ધર્મદેશનાનુ સ્વરૂપ, તેના અધિકારી કોણ હોઇ શકે ? તે ઉપરાત આત્માગમ, અનન્તરાગમ, પરંપરાગમના વિભાગો વગેરે ઘણુ વિવેચન કરવાની જરૂરીયાત છે પરંતુ અવસરે અવસરે આગળ ઉપર એ બધાય વિષયોનુ વર્ણન મૂલતવી રાખી આજે તો આપણે હવે આપણા મૂલ વિષય ઉપર આવીએ.

## પ્રથમ વ્યાખ્યાનનો ઉપસંહાર

ટીકાકાર ભગવાન્ શ્રી **અભયદેવસૂરિ** મહારાજાએ આ ભગવતીજી જેવા મહાન સૂત્રના પ્રારંભમા સર્વજ્ઞમીશ્વર એ આદ્યપદવાલા શ્લોકથી શ્રી જિનેશ્વર ભગવંતને **નમસ્કાર** કરી ટીકાની શરૂઆતમા મંગલાચરણ કર્યું છે. એ શ્લોકના પ્રત્યેક પદોનો શબ્દાર્થ તો પ્રારંભમા જ આજે જણાવી દીધેલ છે ફકત તે પ્રત્યેક પદોમા જે ગંભીર ભાવ રહેલો છે, એક એક વિશેષણથી જિનેશ્વર ભગવંતના અસાધારણ ગુણોનુ અભયદેવસૂરિ મહારાજાએ જે નિદર્શન કર્યું છે તે સ્વરૂપ સમજવાની આપણે ખૂબ જરૂર છે આજે તો એ સ્વરૂપ સમ-જવા અગાઉ આ મંગળમય ભગવતી સૂત્રના મૂલ પ્રણેતા કોણ છે ? તેનુ જ મુખ્યત્વે વિવેચન કરાયુ છે. સાથે સાથે સાથે **જૈનદર્શન** કેવું અસાધારણ અને અનાદિ દર્શન છે ? દ્વાદશાગી કઈ અપેક્ષાએ નિત્ય-અનિત્ય છે ? તીર્થંકરભગવંતોનુ એકંદર જીવન કેવુ હોય છે ? કયારથી એમના આત્માનુ ઉત્થાન થાય છે ? કેવી રીતે તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ કરી તીર્થંકર પદવી પ્રાપ્ત કરે છે? કેવી રીતે કેવલજ્ઞાન પામે છે? અને ત્યારબાદ ધર્મતીર્થની સ્થાપના કરવા સાથે અર્થરૂપે દ્વાદશાગીનું પ્રકાશન કરે છે ? ઇત્યાદિ અનેક વિષયો બહુ જ ટૂંકમા આજે કહેવાયા છે ભગવતીજીના અર્થરૂપે પ્રણેતા શ્રમણ ભગવાન્ **મહાવીર પ્રભુ** અને સૂત્રરૂપે રચયિતા ગણધર શ્રી **સુધર્માસ્વામીજી** છે એ વાત પણ લગભગ નક્કી થઇ છે. હવે ટીકાકાર શ્રી **અભયદેવસૂરિ** મહારાજના ટીકાના મંગલશ્લોકનુ કેવી રીતે વિવેચન થશે ? સાથે સાથે એ પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજનુ જીવનચરિત્ર પણ ટૂંકામાં કેવી રીતે કહેવાશે ? તે અધિકાર અગ્રે વર્તમાન.

॥ श्री जीरावलापार्श्वनाथाय नमोनमः ॥

# પ્રવચન બીજું.

सर्वज्ञमीश्वरमनन्तमसङ्गमग्र्यं, सार्वीयमस्मरमनीशमनीहमिद्धम् ।
सिद्धं शिवं शिवकरं करणव्यपेतं, श्रीमज्जिनं जितरिपुं प्रयतः प्रणौमि ॥ १ ॥

**શ્રી** જૈનશાસનમા અન્ય સર્વ સૂત્ર–સિદ્ધાન્તો–આગમોની અપેક્ષાએ જે આગમનું ઘણુ ઘણુ બહુમાન છે, જે આગમમા અનન્તલબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામીજી, ગણુધરશ્રી અગ્નિભૂતિજી, ગણુધર શ્રી વાયુભૂતિજી વગેરે અનેક મહર્ષિઓએ શ્રમણુ ભગવત પ્રભુ શ્રી મહાવીરદેવને આત્મા, કર્મ, મોક્ષ, પરમાણુ, પુદ્ગલાદિ સબધી વિવિધ પ્રશ્નો વિનયપૂર્વક વંદન કરવા સાથે અતિ નમ્રતાભાવે પૂછ્યા અને સર્વજ્ઞ ભગવાન શ્રી મહાવીર પ્રભુએ સર્વ પ્રશ્નોના અતિમનનીય યથાર્થ ઉત્તરો આપ્યા, એમ પ્રશ્નોત્તરરૂપે ઘણી જ સુદર સકલના છે તે મગલમય **શ્રી ભગવતી** સૂત્રની વાચનાનો ગઈકાલે આપણે પ્રારંભ કર્યો છે.

## શ્રી ભગવતીજીના પ્રથમ શતકના પ્રથમ ઉદ્દેશાના પ્રારભમાં આવતા વિષયો.

આ ભગવતીસૂત્રના હાલ ૪૧ શતક છે એક એક શતકમા અનેક ઉદ્દેશાઓ છે અને એક એક ઉદ્દેશામા અનેક પ્રશ્નો તેમજ ઉત્તરો છે ૪૧ શતક પૈકી પ્રથમ શતકના પહેલા ઉદ્દેશાની શરૂઆતમા શ્રી ગૌતમસ્વામીજીએ से नूण भंते ! चलेमाणे चलिए ? (१) उदीरिज्जमाणे उदीरिए ? (२) वेइज्जमाणे वेइए ? (३) पहीज्जमाणे पहीणे ? (४) छिज्जमाणे छिन्ने ? (५) भिज्जमाणे भिन्ने ? (६) दड्ढमाणे दड्ढे ? (७) मिज्जमाणे मए ? (८) निजरिज्जमाणे निज्जिण्णे (९) એ પ્રમાણે નવ પ્રશ્નો કર્યા છે. એ નવે પ્રશ્નો અને પ્રભુએ આપેલા તેના ઉત્તરોનું વિવેચન થવાનુ તો હજુ ઘણુ દૂર છે. એ પ્રશ્નોના પ્રારભ થવા અગાઉ સૂત્રકાર ભગવાન શ્રી સુધર્માસ્વામીએ કરેલ પચપરમેષ્ઠીને નમસ્કાર કરવારૂપ મગલાચરણુ, ભાવશ્રુતની પ્રાપ્તિમા કારણુભૂત દ્રવ્યશ્રુતને નમસ્કાર, ભાવશ્રુતના આધારભૂત તીર્થને નમસ્કાર, કઈ નગરીના કયા ઉદ્યાનમા તેમજ કયા રાજાના શાસનકાળમા પ્રશ્નો પુછાયા ? તથા ઉત્તરો અપાયા ? તે અધિકાર, ઉત્તર આપનાર શ્રમણુ ભગવાન મહાવીર પ્રભુમા કેવા લોકોત્તર ગુણો છે ? તેનો અધિકાર અને પ્રશ્ન કરનાર ગૌતમ મહારાજા પણુ બાહ્ય તેમજ અભ્યતર ગુણોથી કેવા અલકૃત છે ? ઈત્યાદિ અનેક વિષયો વર્ણવવાના છે અને ત્યારબાદ પ્રશ્નોત્તરોની શરૂઆત થવાની છે.

ગઈકાલે આ સૂત્ર વાચવાની જે શરૂઆત કરી છે તેમા પણુ આપણે ટીકાકાર શ્રી

અભયદેવસૂરિ મહારાજના મંગલશ્લોકનું ઉચ્ચારણ કરી ફક્ત તેનો શબ્દાર્થ કહીને, આ સૂત્રના અર્થરૂપે રચયિતા કોણ છે? સૂત્રરૂપે સંકલના કરનાર કોણ મહાપુરુષ છે? વગેરે વિષયોનુ જ મુખ્યત્વે નિરૂપણ કર્યું છે, અને એ નિરૂપણદ્વારા એટલી વાત નક્કી થઇ છે કે—અર્થરૂપે આ આગમસૂત્રના ઉપદેશક શ્રમણ ભગવાન મહાવીર છે અને પ્રભુના ઉપદેશને યથાર્થ ઝીલનાર બીજબુદ્ધિના ધણી ગણધરભગવંતો, આ આગમની સૂત્રરૂપે સંકલના કરનાર છે.

## સૂત્ર ઉપર નિર્યુક્તિ–ભાષ્ય–ચૂર્ણિ અને ટીકા રચવાનું પ્રયોજન

જે કાળમા બુદ્ધિની તીવ્રતા હોય, ક્ષયોપશમની વિશેષતા અંગે મૂળસૂત્ર ઉપરથી જ યથાર્થ ભાવગ્રહણ કરવાની શક્તિ હોય, તેવા કાળમા સૂત્રો ઉપર સંક્ષિપ્ત યા વિસ્તૃત વિવેચનની જરૂરીઆત નથી હોતી. જેમ જેમ બુદ્ધિમા મંદતા આવતી જાય, અવસર્પિણી કાળના પ્રભાવે ક્ષયોપશમમા ઘટાડો થતો જાય છે તેમ તેમ સૂત્રો ઉપરથી જ મૌલિક રહસ્યને સમજવાની શક્તિ મંદ થતી જાય અને તેવા કાળમા તે તે સૂત્રોના રહસ્યો ભવિષ્યની પ્રજાને પણ સમજવામાં આવે તે હેતુએ સુવિહિત ગીતાર્થ મહાપુરુષો નિર્યુક્તિ–ભાષ્ય–ચૂર્ણિ અને ટીકારૂપે તે તે સૂત્રોના વિવેચનો કરે છે. એ સૂત્રો તેમજ તેના ઉપર નિર્યુક્તિ–ભાષ્ય–ચૂર્ણિ અને ટીકારૂપે ભિન્ન ભિન્ન જે વિવેચનો થયા છે તે જ આપણી પંચાંગી છે. સુત્ર જેટલું પ્રામાણિક તેટલુ જ નિર્યુક્તિ–ભાષ્ય–ચૂર્ણિ અને ટીકાનુ પ્રામાણિકપણુ છે. આજે આપણા સ્થાનકવાસી સંપ્રદાયમા નિર્યુક્તિ વગેરેને પ્રમાણ તરીકે માનવામા નથી આવતાં, એ અતિ દુઃખદ બીના છે. આજથી સો–બસો વર્ષો પહેલા થયેલા સાધુઓએ એ સૂત્રો ઉપર રચેલા ટબા (ભાષાનુવાદ) ને પ્રામાણિક માનવામા જરાય વિરોધ નહિ અને સુવિહિત શાસ્ત્રાનુસારી ભવભીરુ ગીતાર્થ મહાપુરુષોએ સ્વ–પરના કલ્યાણ માટે રચેલ નિર્યુક્તિ–ભાષ્ય વગેરેને પ્રમાણ તરીકે ગણવામા વિરોધ કરાય! એ અંગે વધારે શુ કહેવુ? **સંપ્રદાયનો મોહ કોઈ વાર સત્ય વસ્તુનો સ્વીકાર કરવામાં પ્રતિબંધક થઈ જાય છે.**

**પ્રશ્ન:** ટીકાકારોએ સૂત્રના ભાવોને સાચવીને જ ટીકા કરેલ છે અને એ ટીકાઓમાં સ્વમતિકલ્પનાથી સૂત્રમા ન હોય તેવી વાતો દાખલ નથી કરી તેની શી ખાત્રી?

## ટીકાકારોનું ભવભીરુપણું તેમજ સૂત્રાનુસારિતા

**ઉત્તર:**—મહાનુભાવ! આપણા આચાર્ય ભગવંતોનુ પવિત્ર જીવન, એ પૂજ્ય મહર્ષિઓનુ વિશુદ્ધ ચારિત્ર, એ મહાત્માઓની અસાધારણ વિદ્વત્તા, અનુપમ વિદ્વત્તા સાથે દરેક દર્શનોના મંતવ્યોનો સાપેક્ષભાવે સમન્વય કરવાની શક્તિ, અનુમોદનીય મધ્યસ્થદૃષ્ટિ તેમજ અવર્ણનીય ભવભીરુતા વગરે સદ્ગુણો તરફ જો ધ્યાન દેવાય તો નવુ નવું ઘુસાડી દેવાની બાલિશ કલ્પનાઓ ઊભી થવાનો પ્રસંગ જ ન આવે એ આચાર્ય ભગવંતોએ જે જે ટીકાઓ કે વિવેચનો રચ્યાં તે રચવા અગાઉ પ્રારંભમા જ તેઓશ્રીએ જણાવેલુ હોય છે કે આ સૂત્રો ઉપર અમે જે ટીકા કે અવચૂરિ લખીએ છીએ તે પૂર્વમહર્ષિઓએ, રચેલ નિર્યુક્તિ–ભાષ્ય વગેરેના આધારે જ રચીએ છીએ એ ટીકાકાર ભગવંતોએ પૂર્વમહર્ષિઓના વિવેચનોને પોતાની સમક્ષ આદર્શ તરીકે રાખીને જ ટીકાઓ રચી છે, એમ છતા બુદ્ધિ-

બલની તેવી વિશિષ્ટતા અંગે કોઈ પણ ગંભીર વિષયો ઉપર પૂર્વપક્ષ-ઉત્તરપક્ષરૂપે વિશદ અને વિસ્તૃત ચર્ચાઓ જ્યાં જ્યાં કરી છે, ત્યાં ત્યાં ભવભીરુતાના સદ્ગુણને અંગે એક પણ અક્ષરનો અર્થ વિરુદ્ધ થઈ જવાના પાપથી બચી જવાના શુભાશયથી "तत्त्व केवलिगम्यम्" એ વાક્યનો અવશ્ય ઉલ્લેખ છેવટના ભાગમા કરેલો જોવાય છે, તદુપરાંત જે જે ટીકાઓ કે વિવેચનો રચેલાં છે, રચના કર્યા બાદ સમકાલીન શાસ્ત્રાનુસારી ગીતાર્થ મહાપુરુષોને સંશોધન માટે તે સોંપેલ છે અને ગીતાર્થ મહાપુરુષોના સંશોધન બાદ શ્રી સંઘમા તે ટીકાના અભ્યાસનો પ્રચાર થયો છે. એટલેથી જ એ મહાપુરૂષો અટક્યા નથી, પરંતુ આ બધુ કરવા યોગ્ય કર્યા બાદ છદ્મસ્થને સુલભ પ્રમાદજન્ય કોઈ અર્થમાં અપૂર્ણતા રહી હોય અથવા કોઈ સૂત્ર કે પદનો અર્થ બીજી રીતે લખાઈ ગયો હોય તો તે માટે અંતમા 'मिथ्या दुष्कृतम्' એ અક્ષરોનુ પણ આલેખન કરેલ છે.

## ઉત્સૂત્રપ્રરૂપણા એ મોટામાં મોટું પાપ છે

બીજી વાત-પ્રભુશ્રી જિનેશ્વરદેવના શાસનમા ઉત્સૂત્રપ્રરૂપણાના પાપને બીજા બધાય પાપો કરતા વધુ ભયંકર ગણવામા આવેલ છે. ચારિત્રમોહના તીવ્રોદય અંગે કદાચ કોઈ સાધુપુરૂષ ચારિત્રમા શિથિલ થઈ જાય પરંતુ શ્રદ્ધામા શાસ્ત્રાનુસારી સિદ્ધાન્તોને વળગી રહેનાર હોય તો તેવા આત્માને જૈન સંઘમા હજુ સ્થાન મળ્યુ છે, પરંતુ સુંદર અને બાહ્યદૃષ્ટિએ વિશુદ્ધ સંયમી જીવન છતા જે સાધુ મહાત્માએ ઉત્સૂત્રપ્રરૂપણા કરેલ હોય તો તેવા આત્માનુ જૈન સંઘમા સ્થાન ક્યાય નહિ જોવાય પરમયોગી શ્રી **આનંદઘનજી** મહારાજ પણ શ્રી **અનંતનાથ** પ્રભુના સ્તવનમા એ જ વાત સમજાવે છે કે

**'પાપ નહિં કોઈ ઉત્સૂત્રભાષણ જીશ્યો, ધર્મ નહિં કોઈ જગ સૂત્ર સરિખો'**

આ બધી બાબતોનો વિચાર કરવામાં આવે તો આપણા પરમઉપકારી આચાર્ય ભગવંતો માટે ટીકા વગેરે રચનાઓમા સ્વમતિકલ્પનાથી જિનપ્રણીત તત્ત્વ સિવાય બીજું દાખલ કરવા અંગે વિચાર સરખોય નહિ આવે

આ ભગવતી સૂત્રના ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજનો પ્રસંગ જ આ બાબત ઉપર આપણે વિચારીએ તો પણ એ વાતની ખાત્રી થશે કે એ ટીકાકાર મહર્ષિઓ કેટલા ભવભીરુ હતા? ભગવતીજીના અર્થરૂપે પ્રણેતા પ્રભુ મહાવીરદેવ છે, સૂત્રરૂપે રચયિતા ગણધર શ્રી સુધર્માસ્વામીજી છે એ બંને બાબતો ગઈ કાલે કહેવાયેલ છે. ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજને કેવા સંજોગોમાં ટીકા રચવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે? ઇત્યાદિ બાબત આજ ઉપર મુલતવી રાખેલ હતી કુદરતે આજે તે જ વાત સમજાવવાનો અનુકૂલ યોગ આવ્યો છે. પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજનું જીવન ખૂબ જાણવા જેવુ છે. જન્મથી માંડીને તેમના સ્વર્ગગમન સુધીનુ જીવન જો વર્ણવવામા આવે તો ઘણો સમય જોઇએ. તેમના જીવનચરિત્રનો સ્વતંત્ર લઘુ ગ્રન્થ બની શકે. આપણે તેટલો વિસ્તાર ન કરતા તેમના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ જ વર્ણવાના છે.

## ટીકાકાર મહર્ષિ શ્રીમાન્ અભયદેવસૂરિ મહારાજા

પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજ જૈનશાસનમા એક પ્રાવચનિક તેમજ પરમ શાસન-પ્રભાવક મહર્ષિ તરીકે પ્રસિદ્ધ છે. વિક્રમની અગિયારમી સદીના છેલ્લા ભાગમાં ધારાનગરીના મહીધર શેઠની ધનદેવી નામની સ્ત્રીથી અભયકુમારનો જન્મ થયો હતો. એક અવસરે જિનેશ્વરસૂરિમહારાજ ગ્રામાનુગ્રામ વિહાર કરતા ત્યા પધાર્યા. શ્રેષ્ટી મહીધર પોતાના પુત્ર સાથે ગુરુવદન કરવા ગયા ગુરુદેવે સસારની અસારતા જણાવનાર વૈરાગ્યમય ધર્મદેશના આપી. પરિણામે અભયકુમારને સયમની ભાવના થઈ અને પિતાની સમતિપૂર્વક ગુરુદેવ પાસે ચારિત્ર ગ્રહણ કર્યુ અભયદેવ મુનિ એવુ તેમનુ નામ રાખવામા આવ્યું યોગ્યતા પ્રાપ્ત થયે ફક્ત સોળ વર્ષ જેવી નાની વયમા વિ. સ. ૧૦૮૮મા એ મુનિવર્યને આચાર્યપદથી વિભૂષિત કરવામા આવ્યા. સયમની અદ્ભુત આરાધના, સિદ્ધાન્તોનો તલ-સ્પર્શી ઊડો અભ્યાસ તેમ જ પ્રખર પુન્યબલવડે સૂર્યની માફક તેમનો જ્ઞાન અને ચારિત્રનો પ્રભાવ ચારેય દિશામા વિસ્તાર પામ્યો. આચાર્યપદ પ્રાપ્ત થયા બાદ વિહાર કરતા કરતા એક અવસરે તેઓશ્રી **પ્રલ્હપદ્ર** નગરે પધાર્યા દરમ્યાન તે સમયે ઊભા થયેલા દુષ્કાળના ઉપદ્રવે દેશની અત્યન્ત દુર્દશા કરી હતી. દુષ્કાળના કારણે પઠન–પાઠનની પ્રણાલિકામા ઘણો ઘટાડો થયો, શાસ્ત્રજ્ઞાનની વિસ્મૃતિ વધવા લાગી, સિદ્ધાતો તથા તેની વૃત્તિઓનો ઉચ્છેદ થવા લાગ્યો, જે કાઈ સૂત્રો રહ્યા તેનો શબ્દાર્થ પણ દુર્બોધ થયો. દુષ્કાળના ભીષણ પ્રસંગોમા આ પ્રમાણે બને તેમા કાઈ આશ્ચર્ય નથી. એવા પ્રસંગોમા સર્વ કોઇને ચિત્તની આકુલતા વધુ પ્રમાણમા હોય. ગૃહસ્થને ગૃહસ્થની દૃષ્ટિએ, સાધુને સાધુની દૃષ્ટિએ જોઇએ તેવી માનસિક શાતિ ન હોય અને તેવા અશાત કાળમા બુદ્ધિબળમા તેમજ અભ્યાસ-ક્રમમા વધુ પડતી ખામી આવી જાય એ સભવિત છે દુર્ભિક્ષના દુર્ગમ પજામાથી શાસનનુ શુ થશે ? શાસ્ત્રજ્ઞાનમા કેટલી હાનિ પહોચશે ? એવી એવી અનેક ચિતાઓમાં મગ્ન બનેલ શ્રી અભયદેવસૂરિ મહારાજ દિવસ અને રાત્રિ વીતાવે છે, તેવામા એક અવસરે મધ્યરાત્રિએ શાસનદેવીએ પ્રત્યક્ષ થઈને અભયદેવસૂરિને જણાવ્યુ કે.–' પૂર્વે **શીલાંકાચાર્ય** નામના સમર્થ આચાર્યે અગિયાર અગો ઉપર જે વૃત્તિઓ બનાવેલ હતી તેમાથી કાળદોષ વગેરે કારણે પ્રથમના આચારાગ–સૂયગડાંગ' બે અંગની વૃત્તિ સિવાયની સર્વ વૃત્તિઓ–ટીકાઓ વિચ્છેદ પામેલ છે, માટે તમો બાકીના નવે ય અગો ઉપર નવી વૃત્તિ–ટીકા રચવાનો ઉદ્યમ કરો. શાસનદેવીના વચનને સાભળી શ્રી અભયદેવસૂરિજીએ કહ્યુ કે–'હે દેવિ ! અલ્પમતિ હુ જડ જેવો છુ. શ્રી સુધર્માસ્વામી ભગવતે રચેલ સૂત્રનો અવબોધ કરવાની પણ મારામા પ્રજ્ઞા નથી. તો તેના ઉપર વૃત્તિ તો મારાથી કેમ રચી શકાય ? વળી અવબોધના અભાવે ઉત્સૂત્ર-પ્રરૂપણા થઇ જાય તો હે શાસનદેવી ! હું ભયકર પાપનો ભાગી બનું ! એક બાજુ મારી પોતાની આ સ્થિતિ છે, બીજી બાજુ તમારા જેવા શાસનદેવી મને આદેશ કરે તે પણ મારા માટે વિચારવા જેવુ છે. તમારા આદેશનુ ઉલ્લઘન પણ કેમ થાય ? માટે તમે જ મને આ બાબતમાં સુદર ઉપાય બતાવો.'

## શ્રી અભયદેવસૂરિમહારાજને શાસનદેવીનો જવાબ.

શ્રી અભયદેવસૂરિના આ વચનો સાભળી શાસનદેવીએ કહ્યુ કે-"હે સુજ્ઞશિરોમણિ! તમે ચિતા ન કરો. તમારામા યોગ્યતા છે, શક્તિ છે તે સમજીને જ હુ તમોને વિનંતિ કરૂં છું. માટે તમો ઉદ્યમશીલ બનો. એમ છતા વૃત્તિ રચવામા કંઈ સંશય જેવું રહેશે તો તેનો ખુલાસો હુ **ભગવાન સીમંધરસ્વામીને** પૂછીને લાવી આપીશ અને આ કલ્યાણકારી કાર્ય અગે જ્યારે તમો મને યાદ કરશો ત્યારે હાજર થઇશ." શાસનદેવીની વિનતિથી શ્રી અભયદેવ સૂરિમહારાજે ટીકા રચવારૂપ ભગીરથ કાર્યનો પ્રારભ કર્યો અને મહાન્ કાર્ય સંપૂર્ણ થવામાં નિરાબાધપણુ રહે, કોઈ પણ વિઘ્ન ન આવે તે માટે જે દિવસથી એ અગસૂત્રો ઉપર ટીકા રચવાના કાર્યનો પ્રારભ કર્યો ત્યારથી એ મગલમય કાર્યની પૂર્ણાહુતિ પર્યત **આયંબિલ તપ** કરવાની આકરી પ્રતિજ્ઞા કરી મહાપ્રયત્ને અને અથાગ પરિશ્રમે ટીકાઓ રચવાનુ કાર્ય તો પૂર્ણ થયું પરતુ દિન-રાતના ઉજાગરા તેમ જ આયબિલના રૂક્ષ ભોજનના કારણે એ પૂજ્ય આચાર્યશ્રીનુ શરીર રક્તદોષના ભીષણ દર્દથી ઘેરાઈ ગયુ

હરકોઇ કાળે આ વિશ્વમા સજ્જન અને દુર્જન, જ્ઞાની-અજ્ઞાની, સમ્યગ્દષ્ટિ-મિથ્યાદષ્ટિ, પ્રશસક તેમ જ નિંદક એમ દ્વન્દ્વ ચાલતુ આવ્યુ છે. અમુક કાળે સજ્જનના પ્રશસકો વધુ હોય તો કોઈ કાળે ઓછા હોય. જે કાળમા અધ્યાત્મવાદનુ જોર હોય, તેને લાયક જ અનુકૂલ વાતાવરણ હોય તેવા સમયે સતો અને સજ્જનોના સત્કાર-સન્માન આ સસારમા વધુ પ્રમાણમાં હોય. જે કાળમા જડવાદનુ જોર હોય, વિલાસ અને વૈભવની વાતો જ વધુ આનંદ આપનારી લાગતી હોય તેવા કાળમા સંત અને સજ્જનોની અપેક્ષાએ નિદક તેમજ દુર્જનોની સંખ્યા વધુ પ્રમાણમાં દેખાય અને અજ્ઞાનથી ભરેલા જગતમા તેવાઓના માન-સન્માનના સમારભો પણ વિશેષ પ્રમાણમા દૃષ્ટિગોચર થાય. આપણા ટીકાકાર મહર્ષિ શ્રી અભયદેવસૂરિ મહારાજે શાસનદેવીની વિનતિથી સ્વ-પરના કલ્યાણ માટે એક જબ્બર કાર્યનો આરભ કર્યો હતો. એ આરભેલા કાર્યમા જરાપણુ ક્ષતિ ન રહે તે માટે તેઓ સદા જાગરૂક હતા. પોતાના ક્ષયોપશમની વૃદ્ધિ સાથે ભવિષ્યના જૈન સઘને આત્મકલ્યાણની સાધનામા પોતાની રચના સુદર અને સાચા માર્ગદર્શનની ગરજ સારે તે માટે તેઓના અતકરણમા રાત્રિદિવસ મનોમન્થન ચાલતુ હતુ. મન, વાણી અને કાયા એ ટીકા રચવાના મગલ કાર્યમાં સમર્પિત કર્યા હતા. સતત આયબિલનો તપ એટલે આહારમા રૂક્ષતા હતી મનોબલ ગમે તેવું મજબૂત હોય છતા સયોગોની અસર શરીર ઉપર પ્રાય થઈ જવાનો સભવ છે અને એ જ કારણે આપણા એ ટીકાકાર આચાર્ય ભગવાન ભયકર રોગના ભોગ થઇ પડયા એમ છતા તે કાળે વર્તતા ઇર્ષ્યાળુ નિદકોએ તો જનતામા વિપરીત પ્રચાર શરૂ કર્યો કે-'જોયુ! ટીકાઓ તો રચી પણ એમા શાસ્ત્રવિરુદ્ધ (ઉત્સૂત્ર) રચનાના દોષને અંગે આ આચાર્યના શરીરમા કોઢનો રોગ શરૂ થઈ ગયો.' જન સમાજમા એ વાતનો પ્રચાર થયો. શ્રી અભયદેવસૂરિ મહારાજને પણ પોતાના માટે થતા વિપરીત પ્રચારનુ જાણપણુ થયુ પોતાના માટે વ્યક્તિગત નિંદાનો તેમને જરાય ડર ન હતો, પરતુ આવા કારણે થતી શાસનની લઘુતાએ તેમના અત.કરણને શોકાકુલ કરી મૂક્યુ ઉત્તમ આત્માઓને પોતાના દેહના સરક્ષણ કરતા શાસન-સરક્ષણ માટે

ખૂબ જ તાલાવેલી હોય છે. દેહના ભોગે પણ શાસનની રક્ષા માટે એ મહાપુરૂષો તૈયાર રહે છે. શ્રી અભયદેવસૂરિમહારાજ પણ શાસનના રક્ષણ માટે પોતાનો ભોગ આપવા તૈયાર થયા અને રાત્રે સૂતી વખતે ધરણેન્દ્રદેવને યાદ કર્યા. રાત્રિમાં ધરણેન્દ્રને પોતાનો દેહ ચાટતા જોયા એટલે પોતાનું આયુષ્ય અલ્પ સમજીને અનશન ગ્રહણ કરવાનો વિચાર કર્યો પરંતુ ધરણેન્દ્રે પ્રત્યક્ષ થઈને જણાવ્યુ કે તમારો દેહ નિરોગી થશે. તમારા પવિત્ર હસ્તે શાસનપ્રભાવનાનાં અનેક મહાન કાર્યો હજુ થવાના છે, માટે તમો ચિંતા ન કરો. શ્રી અભયદેવસૂરિ મહારાજે પણ ધરણેન્દ્રના કથનથી અનશનનો વિચાર બંધ રાખ્યો અને અધિષ્ઠાયકની સૂચના પ્રમાણે સકલ સંઘ સાથે સેઢી નદીના કિનારે જઈ जयतिहुअण સ્તોત્રવડે શ્રી **સ્થંભન પાર્શ્વનાથપ્રભુને** પ્રકટ કર્યા. એ પાર્શ્વપ્રભુના સ્નાત્રજલથી શ્રી અભયદેવસૂરિ મહારાજનો રોગ પણ સર્વથા વિલય પામ્યો.

શ્રી અભયદેવસૂરિજીનુ ચરિત્ર ઘણું જ વિસ્તૃત છે. એ મહાપુરુષે નવ અંગની ટીકાઓ ઉપરાત પંચાશક વગેરે અનેક ગ્રન્થો ઉપર સુંદર વિવરણ કરેલ છે. ૧૧૩૫ની સાલમાં કપડવંજ મુકામે તેઓશ્રીનુ સ્વર્ગગમન થયુ છે. શાસનદેવીના કથનથી એ આચાર્યભગવંતે નવ અંગની ટીકાઓ રચી એ બાબતમા કોઈ કોઈ સ્થળે નવ ઘુંચવાયેલાં સૂતરના કોકડાંની વાત પણ આવે છે. ગમે તે હો, એટલું તો ચોક્કસ છે કે—શાસનદેવીની વિનંતિ આ ટીકાઓ રચવામા મુખ્ય કારણ હતુ, તે વાતમા શ્રધ્ધાળુ વર્ગ સર્વકોઈ સંમત છે.

## પ્રાવચનિક પુરુષોના આધારે જ આજસુધી જૈનશાસન જયવંતું છે.

આટલુ પ્રાસંગિક ટીકાકાર મહર્ષિનુ ઘણું જ સંક્ષિપ્ત જીવન જણાવવાની આપણને શાથી જરૂર પડી? સભામાથી આપણા એક ભાઈએ પ્રશ્ન કર્યો હતો કે—આચાર્ય ભગવંતોએ ટીકાની રચનામા નવુ દાખલ ન કર્યું હોય એની શી ખાત્રી? શ્રી અભયદેવસૂરિ મહારાજ આ ભગવતી-સૂત્રની ટીકા રચનાર મહાન પુરુષ હોવાથી તેમનું જીવન જાણવાની આપણે ખાસ જરૂર તો હતી જ, દરમ્યાન આપણા ભાઈનો પ્રશ્ન થતાં એ મહર્ષિનું જીવન બહુ જ ટૂંકમા અહીં જણાવ્યુ. જ્યાં શાસનદેવીની વિનંતિ હોય, શાસનદેવીની વિનંતિ છતા 'હુ અલ્પમતિ જડ છુ, મારામા સૂત્રોના અવબોધની શક્તિ નથી તો ટીકા કેમ રચી શકાય? ઉત્સૂત્રના ભયંકર પાપનો હુ ભાગી બનુ' આટલી હદ સુધીની લઘુતાના અક્ષરો જેમના પવિત્ર મુખકમલમાથી નીકળતા હોય તેવા સમર્થ પ્રાવચનિક પુરુષો માટે ટીકામા નવું નવું દાખલ કરી દેવાની કલ્પના કરવી એ કોઈ પણ રીતે ઉચિત નથી. પ્રભુશ્રી મહાવીરદેવનુ નિર્વાણ થયે આજે લગભગ અઢી હજાર વર્ષો થયાં એમ છતા વર્તમાનમા પણ જૈનશાસન અમુક અંશે જે જીવતુ—જાગતુ છે તે આવા શાસનના સ્થંભ સમાન પ્રાવચનિક પુરૂષોને જ આભારી છે. આ બધી બાબતો સૂત્ર અને તેની ટીકાના વિવેચન પ્રસંગે અવસરે અવસરે કહેવાતી જશે.

પ્રાસંગિક આટલુ કહ્યા બાદ હવે આપણે ટીકાકાર ભગવંત પૂજ્યશ્રી અભયદેવસૂરિ-મહારાજના ટીકાના મંગળ શ્લોકનુ વિવેચન કરવા તરફ લક્ષ્ય આપીએ—શ્લોકમા श्रीमज्जिन એ વિશેષ્યપદ છે અને सर्वज्ञम्, ईश्वरम् વગેરે ત્રણેય પાદના બધાય પદો વિશેષણરૂપે

આપવામાં આવ્યા છે. ચોથા પાદમા प्रयत (અધ્યાહારથી अहं) એ કર્તા છે. અને प्रणौमि એ ક્રિયાપદ છે.

## 'જિન'ની ટૂંકી વ્યાખ્યા અને બાહ્ય તેમજ અંતરંગ શત્રુઓનું સ્વરૂપ

'जयति रागादिशत्रूनिति जिन.' રાગ-દ્વેષ વગેરે અંતરંગ શત્રુઓને જીતે તે જિન કહેવાય છે. શત્રુના બે પ્રકાર છે. એક બાહ્ય શત્રુ તથા બીજા અંતરંગ શત્રુ. શરીરને, સંપત્તિને, માલમિલકત તથા સ્ત્રી, પુત્ર, ઘરબાર વગેરે વસ્તુઓને નુકશાન પહોંચાડવાની જેઓ પ્રવૃત્તિ કરી રહ્યા છે તે બાહ્ય શત્રુઓ છે. એક રાજા બીજાના રાજ્યનો કબજો લેવા પ્રયત્ન કરે તો તે તેનો બાહ્ય શત્રુ છે. એક ગુંડો બીજાના શરીર ઉપર આક્રમણ કરે તો તે તેનો બાહ્ય શત્રુ છે. એક લૂંટારો રસ્તે ચાલ્યા જતા એક મુસાફર પાસેથી મિલકત લૂંટવાનો પ્રયાસ કરે તો તે તેનો બાહ્ય શત્રુ છે. વાસ્તવિક રીતે શરીર, સંપત્તિ કે સ્ત્રી-પુત્રાદિક સર્વ પરિવાર એ આત્માની પોતાની વસ્તુ નથી. શુભાશુભ કર્મના ઉદય દ્વારા પ્રાપ્ત થનાર એ સર્વ અનુકૂલ-પ્રતિકૂલ બાહ્ય ભાવો છે. અનંત-કાલની મમતાનો અધ્યાસ અને અજ્ઞાન દશાના પ્રબલ કારણે આત્માએ બાહ્યભાવોમાં મારાપણું માનેલું હોવાથી એ બાહ્યભાવોની અનુકૂલતા હોય ત્યારે આત્મા રાજી થાય છે, અને પ્રતિકૂલતા થાય ત્યારે નાખુશ થાય છે, એટલું જ નહિ પરંતુ એ બાહ્યભાવોની અનુકૂલતામા કે પ્રતિકૂલતામા નિમિત્તરૂપે જે કોઈ સહાયક કિંવા વિઘાતક થાય તેના ઉપર પણ આત્માને તુરત **રાગ-દ્વેષ** પેદા થાય છે તેમજ એ રાગદ્વેષની પરિણતિ અંગે અનંતસંસારની પરંપરા અવિચ્છિન્નપણે ચાલ્યા કરે છે. તત્ત્વદૃષ્ટિએ વિચારીએ તો અન્ય કોઈ પણ વ્યક્તિ આપણો શત્રુ નથી તેમજ આપણો મિત્ર નથી **રાગ-દ્વેષ વગેરે વિભાવ પરિણામ એ આપણો કટ્ટર શત્રુ છે, અને ક્ષમા-નિરીહતા વગેરે સ્વભાવપરિણામ એ આપણો પરમ મિત્ર છે.**

## બાહ્યશત્રુઓ તરફ જ દૃષ્ટિ રાખનારાઓ વાંદરાઓ અને કૂતરાઓ કરતાં પણ હલકી કોટિમાં છે.

ધન-દોલત વગેરે બાહ્ય પદાર્થોમા વિઘાતક જે જે કોઈ કારણો તે બધાય બાહ્ય શત્રુઓ છે, અને સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાદિ આત્માની અંતરંગ સંપત્તિમા વિઘાતક રાગ-દ્વેષાદિ જે કોઈ કારણો તે બધાય અંતરંગ શત્રુઓ છે આત્મામા જ્યા સુધી અજ્ઞાનદશાનુ જોર છે, મિથ્યાત્વનો પ્રબલ ઉદય વર્તતો હોય છે, અને કષાયોદયની તીવ્રતા છે, ત્યા સુધી એક ગાંડા મનુષ્ય કરતા પણ તે આત્માની વધુ ભયંકર દશા હોય છે, અથવા એક શરાબી-દારુ પીધેલા માણસ કરતા તેની કફોડી હાલત છે. એકેન્દ્રિયથી અસંજ્ઞિપંચેન્દ્રિય સુધીના જીવોમાં અલબત્ત અજ્ઞાનદશા, મિથ્યાત્વનો ઉદય વગેરે બધાય દૂષણો છે. પરંતુ સંજ્ઞિ પંચેન્દ્રિયના ભવમા એ મિથ્યાત્વ, અજ્ઞાન તેમજ કષાયોદયની જેટલી તીવ્રતાનો સંભવ છે એટલી તીવ્રતા અસંજ્ઞિજીવોમા નથી સંભવી શકતી આત્મકલ્યાણની અનુકૂળતા જેમ અસંજ્ઞિના ભવમાં નથી તેમ સાતમી નારકીના બંધ લાયક તીવ્ર અશુભપરિણામનો પણ ત્યા સંભવ નથી. મનુષ્યના ભવમાં મોક્ષપ્રાપ્તિની જેમ અનુકૂળતા છે તેમ તીવ્ર રાગાદિ પરિણામના યોગે સાતમી નારક

અને નિગોદાદિ જેવા છેલ્લી કોટિના અધોગતિ સ્થાનમાં પણ જવાનો સંભવ છે. એકેન્દ્રિયથી અસંજ્ઞિ પંચેન્દ્રિય સુધીના આત્માઓ અવ્યક્ત મિથ્યાત્વના ઉદયવાળા છે. જ્યારે સંજ્ઞિપંચેન્દ્રિય જીવોમા વ્યક્ત મિથ્યાત્વનો ઉદય છે. અવ્યક્ત મિથ્યાત્વ કરતાં કોઈ કોઇ વાર અપેક્ષાએ વ્યકત મિથ્યાત્વ વધુ નુકશાન કરે છે. એકેન્દ્રિય વગેરે આત્માઓ તો અવ્યક્ત મિથ્યાત્વના ઔદયિક ભાવથી મૂર્ચ્છિત જેવી દશામાં હોય છે. જ્યારે વ્યકત મિથ્યાત્વના ઉદયવાળા સંજ્ઞિ પંચેન્દ્રિય જીવો શરાબી–દારુડિયાના જેવી કારમી દશા ભોગવે છે. આપણે બધાય પણ લગભગ આ દશાને ભોગવનારા છીએ. તત્ત્વદૃષ્ટિએ જે આપણું ન હોય અને તેને આપણું માનીએ, એટલુ જ નહિ પણ તેની પાછળ સમગ્ર જિંદગી ફના કરીએ છીએ તો પછી શરાબીમા અને આપણામા શું તફાવત ? મિનિટ, બે મિનિટ કે પાચ મિનિટના વિષયસુખની પાછળ આપણી અણમોલ અંતરગ સંપત્તિ ઉપર દીવાસળી ચાપી દઈએ તો ગાંડા મનુષ્યમા અને આપણામાં શુ તફાવત ? બાહ્યશત્રુઓને જ શત્રુરૂપે માનીને રાત્રિ–દિવસ તે બાહ્ય-શત્રુઓ તરફ જ કૂતરાની જેમ ભસભસાટ અથવા વાંદરાની જેમ દાતીયા કર્યા કરીએ તો પછી મનુષ્યની ગણનામા આપણી કેમ ગણતરી થાય ?

બાહ્યશત્રુઓ તેમજ તેના તરફથી કરવામા આવતુ ધનદોલત, શરીર, ઘરબાર, વગેરે અંગેનું નુકશાન–એ બધાયમા મુખ્ય ભાગ ભજવનાર અંતરંગ શત્રુ સિવાય કોઈ નથી. રાગ એ જબ્બર અતરંગ શત્રુ છે, દ્વેષ એ પ્રબલ અંતરંગ શત્રુ છે રાગદ્વેષમાથી ઉત્પન્ન થતા ક્રોધ–માન–માયા–લોભ–ક્લેશ–કલહાદિ એ સર્વ આપણા અતરંગ રિપુઓ છે **અંતરંગ રિપુઓનું જેટલું જોર એટલી પરિણામની મલિનતા અને પરિણામની જેટલી મલિનતા તેટલો અશુભ કર્મનો તીવ્ર બંધ.** બંધાયેલાં અશુભ તીવ્ર કર્મો ઉદયમા આવે ત્યારે શારીરિક, આર્થિક તેમજ માનસિક અનેક ઉપાધિઓ આવીને ખડી થઈ જાય, મિત્રો શત્રુ બને, સગાવ્હાલા વગેરે સહુ કોઈ સો ગાઉ દૂર ભાગી જાય અને માનવે મનમા ઊભી કરેલી મનોરથની મહેલાતો ધૂળભેગી થઈ જાય

**ક્ષમાના સાગર ખંધક અણગાર અને તેમની અદ્ભુત ક્ષમા.**

બાહ્યદૃષ્ટિએ કોઈપણ પ્રકારની આપત્તિ આવે ત્યારે કોઈ ને કોઈ નિમિત્તની હાજરી તો હોય જ છે. રસ્તે ચાલ્યા જતા માણસને પગે ઠેસ વાગે તે સમયે પત્થર એ નિમિત્તરૂપે અવશ્ય ત્યા હોય છે. ' પત્થરથી ઠેસ વાગી અને લોહી નીકળ્યુ ' વ્યવહારમા એમ બોલાય પણ છે. પોતાની ગફલતના કારણે કોઈ મનુષ્ય થાભલા સાથે અફળાય અને માથુ ફૂટે ત્યારે વ્યવહારથી એમ બોલાય કે થાભલાથી માથુ ફૂટયું. પરતુ પગે ઠેસ વાગવા સાથે લોહી નીકળવામા તેમ જ થાભલાથી માથુ ફૂટવામા પત્થર અને થાભલો એ મુખ્ય કારણ નથી એ બન્ને વસ્તુઓ તો તે સમયે નિમિત્તરૂપે હાજર છે. પગે તેમજ માથે વાગવામા અને તે કારણે પીડા થવામા મુખ્ય કારણ તો તેટલે અશે તે આત્માનો અશાતાનો ઉદય છે. જે વ્યકિતને ઠેસ વાગી અથવા માથું ફૂટયું તે વ્યકિતએ ભૂતકાળમા કરેલી અન્યને પીડા આપવાની પ્રવૃત્તિદ્વારા અશાતાવેદનીય કર્મનો બધ કરેલો હોય છે. અને અવસરે તે બાધેલુ કર્મ ઉદયમાં આવતા કોઇ ને કોઇ નિમિત્તે તે આત્માને પીડા ભોગવવી પડે છે. મહાતપસ્વી અને **ક્ષમાના સાગર**

**ખંધક અણગારને** સંસારપક્ષના સગા બનેવી તરફથી પ્રાણાંત ઉપસર્ગ થવાનો પ્રસંગ આવ્યો. નૃપતિ ( સગા બનેવી ) ના નોકરોએ આવીને શરીર ઉપરથી જીવતી ખાલ ઉતારી. આ પ્રસંગે ખંધક અણગારે કેવા વિશુદ્ધ અધ્યવસાયમા આત્માને આરૂઢ કર્યો છે ? તે આપણે સહુ કોઈ જાણીએ છીએ. સમ્યગ્દર્શનના પાચ લક્ષણો પૈકી ઉપશમ નામના પ્રથમ લક્ષણને એ મહર્ષિએ બરાબર અમલમા મૂકેલ છે. રાજા કિંવા તેમના નોકરો પ્રત્યે લવલેશ પણ બીજો વિચાર તેમના અંતઃકરણમાં નથી ઉત્પન્ન થયો. તે મહાત્માએ તો ઠાકોરને તેમજ નોકરોને પોતાના નિબિડ કર્મોની નિર્જરા કરવામા સહાયક માન્યા છે. આત્માને તે સમયે એ શ્રમણ મહર્ષિએ એકજ શિક્ષણ આપેલ છે કે–' અજ્ઞાન દશામા કર્મસત્તાનુ ઊભુ કરેલ દેવું આજે ચૂકવવાનો ટાઈમ આવેલ છે. ચેતન ! આ અવસરે દેવું ચૂકવવામા કાયર ન બનીશ. ' ઉદયમા આવેલ કર્મ સમભાવે ભોગવાય તો કર્મની ( સકામ ) નિર્જરા થાય. આત્મા કર્મના બોજામાથી તેટલે અંશે હળવો બને અને નવા કર્મ પણ ન બંધાય. પણ ઉદયમા આવેલ કર્મને ભોગવવામા સમભાવને બદલે વિષમભાવ આવી જાય, આર્ત્તધ્યાન ઊભું થાય, સંપત્તિમા છકી જવાય અને આપત્તિમાં હાયવોય શરૂ થાય તો તો નવા નવા અનેક કર્મ બંધાતા જાય ઉદયમાં આવ્યું છે એટલે સમભાવથી કે વિષમભાવથી ભોગવવું તો પડે જ છે પણ **સમભાવવાળો આત્મા સંસારનો પાર પામી જાય છે; જ્યારે વિષમ ભાવવાળો આત્મા સંસારસાગરમાં ગોથાં ખાય છે.**

કર્મનો બંધ કેવો કરવો એ આપણા કબજાની વાત છે, પણ અજ્ઞાનદશામા ઊંધુ ઘાલીને ગમે તેવી અયોગ્ય પ્રવૃત્તિ આપણે ચાલુ રાખીએ, માનવને બદલે તે અવસરે દાનવ બની જઈએ, ક્ષણિક સુખ અથવા ધનની લાલસામાં માનવતાના લીલામ કરવા તૈયાર થઈ જઈએ અને પછી બંધાયેલાં અશુભ કર્મ ઉદયમા આવે ત્યારે બૂમ–બરાડા પાડીએ તે કેમ ચાલે ? ખંધક અણગારની સજ્ઝાયના ' **નમો નમો ખંધક મહામુનિ, ખંધક ક્ષમા ભંડાર રે** ' વગેરે સુંદર પદો મધુર સ્વરે અનેક વખત આપણે પ્રતિક્રમણમા બોલીએ અથવા સાંભળીએ છીએ, બોલતી વખતે કે સાભળતી વખતે કોઈ કોઈ વાર આત્મા સંવેગ રંગમા રંગાઇ પણ જાય છે, પરંતુ આપણો એ સંવેગ–રંગ હળદરીયા રંગ જેવો હોય છે, સાસારિક પ્રવૃત્તિઓના પ્રસંગમા જરા ક્ષમા રાખવાનો અવસર આવે ત્યાં ક્ષમા આઘી ભાગી જાય છે, ક્ષમાના સ્થાને ક્રોધરૂપી કર્મચંડાલ હાજર થઇ જાય છે. આપણી આ વિષમતામા જ્યા સુધી સુધારો નહિ થાય, **અનાદિનું વિભાવદશાનું જોર ઘટવા સાથે આત્મામાં સ્વભાવદશાની રુચિ અને તેને અંગેનો પુરુષાર્થ પ્રગટ નહિં થાય ત્યાં સુધી સંસારના પરિભ્રમણનો અંત નહિં જ આવે.** ખંધક અણગારે તો પ્રાણાંત કષ્ટમા આત્માને એ જ જાગૃતિ આપેલ છે કે–

सह कलेवर खेदमचिन्तयन्, स्ववशता च पुनस्तव दुर्लभा।
धनतरं च सहिष्यसि जीव रे! परवशो न च तत्र गुणोऽस्ति ते ॥ १ ॥

હે શરીર ! જરા પણ ખેદનો વિચાર કર્યા સિવાય આવેલ કષ્ટને સહન કરવામા શૂરવીર થઈ જા. સ્વાધીન અવસ્થામા કષ્ટ અને ઉપસર્ગ સહન કરવાનો અવસર પ્રાપ્ત થવો

એ અત્યંત દુર્લભ છે. નરક, નિગોદ જેવાં સ્થાનોમા પરાધીનપણે ગમે તેટલું સહન કર્યું અથવા હવે પછી સહન કરીશ, પરંતુ તેમા આત્માને જરા પણ લાભ નથી. આવા ઉત્તમ પરિણામના યોગે એ ખંધક મહર્ષિ ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થયા, ઘાતિકર્મનો ક્ષય થયો કેવલજ્ઞાન તેમજ કેવલદર્શન પ્રાપ્ત થયું અને અંતકૃત્ કેવલી થઈ મુક્તિપુરીમાં પહોચી ગયા.

## અનાદિથી આજ સુધી આપણી કારમી દશા. દ્રવ્યશત્રુની ઉત્પત્તિનું કારણ ભાવશત્રુઓ.

આ દૃષ્ટાન્ત તો વચ્ચે પ્રાસંગિક અપાયું છે. આપણે તો ' જિન ' એ પદના અર્થની વિચારણાના પ્રસંગમા દ્રવ્યશત્રુ અથવા બાહ્યશત્રુ તેમજ અંતરંગ શત્રુ અથવા ભાવશત્રુનો વિચાર કરીએ છીએ. અનંતકાળથી આત્મા સંસારમાં રઝળે છે. અજ્ઞાનદશાની પ્રબળતાના કારણે દ્રવ્યશત્રુ અને ભાવશત્રુના ભેદોનો એને ખ્યાલ જ નથી આવ્યો. એ અજ્ઞાની આત્માએ તો આજ સુધી શરીરને મારુ માન્યું. ધન–દોલત, હીરા–મણિ–માણેક, સોના–ચાદી તેમજ તેના આભૂષણોને મારા માન્યા. બાગ-બગલાને પોતાના ગણ્યા અને આ મારી માતા, આ મારો પિતા. આ મારો પુત્ર, આ મારી પત્નિ એમ દરેક પદાર્થોમાં મારું મારુ જ કરતો રહ્યો એ મારા મનાયેલા પદાર્થોને કોઈ અડયુ, એને નુકશાન કર્યું, એને માટે કોઈએ વિરુધ્ધ વચનો ઉચ્ચાર્યા એટલે એ અજ્ઞાની આત્માની આખો તુર્ત જ લાલ બની અને આ મારા શત્રુઓ છે એવી વિપરીત બુધ્ધિ ઊભી થવા સાથે તેને મારવા દોડયો, તેને માટે ગમે તેવા અયોગ્ય શબ્દો પણ બોલવાની શરૂઆત કરી અને એ રીતે હિંસા, અસત્ય વગેરે અનેક પાપોની પરંપરાનો પ્રારંભ શરૂ કર્યો આજે આપણો આત્મા લગભગ આવી કારમી સ્થિતિમા રહ્યો છે અને ભાવશત્રુ કોણ છે ? તેનો ખ્યાલ જ નથી આવ્યો. ભાગ્યયોગે માનવજન્મ, આર્યક્ષેત્ર, ઉત્તમકુળ એ બધુ મળવા ઉપરાત મહામોઘુ શ્રી જિનેશ્વરદેવનુ શાસન આજે આપણને મળ્યું છે અને એ લોકોત્તર શાસનના પ્રતાપે જ ભાવશત્રુ–દ્રવ્યશત્રુના વિભાગો સમજવાનો સુયોગ પ્રાપ્ત થયો છે દ્રવ્યશત્રુની ઉત્પત્તિમા ભાવશત્રુ એજ મુખ્ય કારણ છે. ભાવશત્રુઓની જેટલી પ્રબળતા એટલી જ સાંસારિક સંજોગોની પ્રતિકૂલતા અને દ્રવ્યશત્રુઓનુ વિપુલપણુ **ભાવશત્રુઓનો જેટલો ઘટાડો તેટલી જ બાહ્ય તેમજ અંતરંગ બન્ને પ્રકારે સાંસારિક અનુકૂલતા અને દ્રવ્યશત્રુઓનો અભાવ.** जिन એ પદનો અર્થ આપણે ત્યાં એ જ કરેલ છે કે–રાગદ્વેષાદિ ભાવશત્રુ–અંતરંગ શત્રુને જીતે તે જિન કહેવાય ટીકાકાર ભગવતે जिन એટલુ વિશેષ્ય પદ નથી રાખેલ પણ श्रीमज्जिन વિશેષ્યપદ રાખેલ છે તેનુ આ કારણ એ છે કે–અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય તેમજ વચનાતિશય એ ચારે મૂલ અતિશયો તથા અશોકવૃક્ષાદિ અષ્ટ મહાપ્રાતિહાર્યોરૂપી જે બાહ્ય લક્ષ્મી, તે લક્ષ્મીથી સંપન્ન એવા શ્રી જિનેશ્વર ભગવંતને હુ નમસ્કાર કરુ છું. એ પ્રમાણે કથન કરેલ છે.

## સામાન્ય કેવલી અને તીર્થંકર કેવલીમાં તફાવત

સામાન્ય કેવલી અને તીર્થંકર કેવલી એ બન્ને માટે ' જિન ' પદનો પ્રયોગ ઘણી-

વાર શાસ્ત્રોમા જોવાય છે, પરંતુ અહીં જિનપદથી સામાન્ય કેવલીનું ગ્રહણ નથી. અહિંયા તો તીર્થંકર કેવલી જિનપદથી લેવાના છે. અને એ માટે જ 'श्रीमज्जिन' શબ્દનો પ્રયોગ ટીકાકાર ભગવંતે કર્યો હોય તો તે વાસ્તવિક છે. સર્વજ્ઞપણાની સમાનતા બન્નેમા બરાબર હોવા છતાં અતિશયોનુ ઐશ્વર્ય તીર્થંકર કેવલીઓને જ હોઈ શકે છે. સામાન્ય કેવલીઓને અતિશયોની પ્રાપ્તિ નથી, કારણ કે આગલા ત્રીજા ભવમા તીર્થંકરનામકર્મનો જે આત્માએ નિકાચિત બંધ કરેલ હોય તે જ આત્માને અતિશયો હોઈ શકે છે. ચોત્રીશ અતિશયો, વાણીના પાંત્રીસ ગુણો એ બધોય વૈભવ તીર્થંકર પરમાત્મા સિવાય બીજા સામાન્ય કેવલી ભગવંતોને હોઈ શકતો નથી.

સભામાંથી **પ્રશ્ન :** અરિહંત, સિદ્ધ વગેરે પંચપરમેષ્ઠિમા સામાન્ય કેવલી ભગવંતને કયા પરમેષ્ઠિરૂપે ગણવા ?

**ઉત્તર** મહાનુભાવ ! સામાન્ય કેવલીને સાધુ નામના પંચમ પરમેષ્ઠિમા ગણવામા આવ્યા છે. એ વાતનું સ્પષ્ટીકરણ નવકાર મંત્રની વ્યાખ્યામા 'नमो लोए सव्वसाहूण' એ પદની વ્યાખ્યા જ્યારે થશે ત્યારે કરવામાં આવશે, છતા સામાન્ય રીતે એટલુ તો આપણે સમજીએ છીએ કે–એક શહેરની વિશાલ રાજસભામા રાજા સિંહાસન ઉપર બિરાજે છે. મંત્રીશ્વરો, ઉપમંત્રીઓની ખુરશીઓ રાજાના સિંહાસન પછી પ્રથમ આવે છે અને શહેરના શેઠની તેમજ બીજા શ્રીમંતોની ખુરશી ત્યારબાદ ગોઠવાયેલ હોય છે, શેઠ કિંવા શ્રીમંત પાસે માનો કે રાજાના જેટલી જ મિલ્કત છે, છતા રાજ્યશાસનનો અધિકાર એ શેઠ તેમ જ અન્ય શ્રીમંત પાસે ન હોવાથી એ શેઠની તેમજ બીજા શ્રીમંતોની પ્રજા તરીકે ગણતરી ગણવામા આવે છે તે જ પ્રમાણે **અરિહંત પ્રભુ એ ધર્મશાસનના મહારાજા છે. સિદ્ધ પદની** ( આત્મિક સામ્રાજ્યની )**પ્રાપ્તિ માટે જ એ અરિહંત મહારાજાનું ધર્મશાસન છે. આચાર્ય ભગવંતો એ ધર્મશાસનના મંત્રીશ્વરો છે, ઉપાધ્યાય મહારાજાઓ ઉપમંત્રીઓ છે અને એ ધર્મશાસનની આજ્ઞાનું બહુમાન તથા પાલન કરનાર સાધુ તેમ જ તેના અંગભૂત સાધ્વી–શ્રાવક–શ્રાવિકાનો સંઘ એ અરિહંત મહારાજાની પ્રજા છે.** એ દૃષ્ટિએ સામાન્ય કેવલી ભગવંતને કેવલજ્ઞાનની સંપત્તિ તીર્થંકર કેવલીના સરખી જ હોવા છતા શાસનના સંચાલન માટે પુન્યબલથી પ્રાપ્ત થતા અધિકારના અભાવે પ્રજા તરીકે સાધુપદમા સામાન્ય કેવલી ભગવંતોની ગણના કરવામાં આવે તો તે વાસ્તવિક છે

બાહ્ય તેમ જ અભ્યંતર સંપત્તિથી વિભૂષિત જે જિનેશ્વરદેવને શ્રી અભયદેવસૂરિ મહારાજા તરફથી ટીકાના મંગલ શ્લોકમાં નમસ્કાર કરવામા આવેલ છે, તે જિનેશ્વરદેવ કેવા કેવા ગુણોથી અલંકૃત છે તે માટે એ ટીકાકાર મહારાજાએ सर्वज्ञम्, ईश्वरम् વગેરે પંદર વિશેષણો શ્લોકમા આપ્યા છે તે પંદર વિશેષણોનો આપણે અનુક્રમે થોડો થોડો વિચાર કરીએ. એ પંદર વિશેષણો પૈકી સર્વથી પ્રથમ વિશેષણ 'सर्वज्ञम्' છે, એનો અર્થ–'લોકાલોકના સર્વભાવોને જાણનારા' એવો થાય છે આ પ્રથમ વિશેષણ અંગે જરા વધુ બારીકાઈથી વિચારણા કરવાની જરૂર છે.

## સર્વજ્ઞપદની વિચારણાના પ્રસંગમાં, અસંખ્યના અસંખ્યાત અને અનંતના અનંત ભેદની સુંદર વ્યાખ્યા

અખિલ વિશ્વમા આત્માની—જીવોની સંખ્યા અનંત છે અને નવ પ્રકારના અનંતા પૈકી જીવોની સખ્યા આઠમા અનંતે છે. અભવ્યજીવો ચોથે અનંતે, સિદ્ધના જીવો પાંચમે અનતે અને ભવ્ય જીવો આઠમા અનંતે છે, સર્વજીવોની સંખ્યા પણ આઠમા અનંતે છે. એકદર ગણિતના વિષય તરફ દૃષ્ટિ કરીએ તો અનતની સંખ્યાના અનંત ભેદો છે. આજના જીવોને એ વાત એકદમ હૃદયમા નહિ ઉતરે પણ આપણા ઉપયોગમાં આવતી સેકડોની, હજારોની કે લાખો વગેરેની સખ્યાનો વિચાર કરીશું, તેના ભેદો વિચારીશું તો અનત સખ્યાના અનત પ્રકારો, અસંખ્યના અસંખ્ય પ્રકારો માનવામા જરાપણ આનાકાની નહિ થાય, તમોને કોઈ પૂછે કે સેકડોની સખ્યાના પ્રકાર કેટલા? ગણિતના વિષયમા કુશલ ગણાતો મનુષ્ય તુર્તજ બોલશે કે સેકડો. એક, બે, ત્રણ યાવત્ નવાણું સુધીની સખ્યા સેકડોમાં નહિ ગણાય, પરતુ ૧૦૦ ની સંખ્યા સેકડોમા ગણાશે. ૧૦૧ની સંખ્યા પણ સેકડોમા એમ એકોત્તર વૃદ્ધિથી વધતા વધતા ૯૯૯ ની સખ્યા સુધી સેંકડોની સંખ્યા ગણાશે, પણ ૯૯૯મા એકની સખ્યા ઉમેરતા ૧૦૦૦ થાય એટલે હવે તે રકમ માટે સેકડો શબ્દનો પ્રયોગ નહિ થઈ શકે, પરતુ હજાર (સહસ્ર) શબ્દનો પ્રયોગ શરૂ થશે. ૧૦૦ ની સખ્યા એ જઘન્ય અર્થાત્ ઓછામા ઓછી સેકડોની સંખ્યા છે. ૯૯૯ની સંખ્યા એ મોટામા મોટી અર્થાત્ ઉત્કૃષ્ટ સેકડોની સંખ્યા છે. અને ૧૦૧થી ૯૯૮ સુધીના બધાય આકડાઓ મધ્યમ સેકડોની સખ્યામા ગણવામા આવે છે. સેકડોની સખ્યાના કુલ આંકડા ૯૦૦ થાય છે એટલે કે સેકડોના સેંકડો પ્રકાર છે. એ જ પ્રમાણે હજારની સંખ્યાના હજારો પ્રકારો છે. ૧૦૦૦થી હજારની સંખ્યાનો પ્રારભ થયો. ૯૯૯૯૯ (નવાણુ હજાર નવસો નવાણુ) સુધી હજારની સખ્યા ગણાશે સેંકડોની સખ્યા માફક હજારની સખ્યામા પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ત્રણેય વિભાગ સમજવાના છે. ૧૦૦૦ ની સહસ્ર સખ્યા ઓછામા ઓછી છે ૯૯૯૯૯ હજારની સહસ્ર સખ્યા મોટામા મોટી છે અને ૧૦૦૧ થી ૯૯૯૯૮ સુધીની બધી સખ્યાઓ મધ્યમ હજારના પ્રકારમા આવે છે. કુલ હજારની સંખ્યાના આકડા ૯૯૦૦૦ થાય છે. અર્થાત્ સેકડોની સખ્યાના જેમ સેકડો પ્રકાર થયા તે પ્રમાણે હજારની સંખ્યાના હજારો પ્રકાર થઈ શકે છે તે જ પ્રમાણે લાખની સખ્યાના લાખો પ્રકાર, ક્રોડની સંખ્યાના ક્રોડો પ્રકાર, અબજની સખ્યાના અબજો પ્રકાર યાવત્ સખ્યાતી સખ્યાના સંખ્યાતા પ્રકાર, અસંખ્યાતી સખ્યાના અસખ્યાતા પ્રકાર અને અનતી સખ્યાના અનત પ્રકાર બુદ્ધિગમ્ય જરૂર થઈ શકે છે સ્થૂલ દૃષ્ટિએ આવી સૂક્ષ્મ બાબતો આજના બંધુઓના અંતઃકરણમાં એકદમ નથી ઉતરતી પરતુ ઉપર જણાવેલ યુક્તિથી વિચારવામા આવે તો અતીન્દ્રિય સંખ્યાના અસખ્યાત કે અનત પ્રકાર માટે જરૂર હૃદયની કબુલાત થઈ જશે

### અસંખ્ય તેમજ અનંતની તરતમતા.

સભામાથી **પ્રશ્ન** અસખ્ય તેમજ અનત બન્ને સખ્યામા શુ તફાવત છે? ભાવાર્થની દૃષ્ટિએ તો બન્ને પદો સમાન જેવા લાગે છે.

**ઉત્તર :**–મહાનુભાવ! ગણિતની સંખ્યાથી જેની ગણના ન થાય, તે અસંખ્ય, અને જેનો અંત–છેડો નહિં તે અનન્ત. આ પ્રમાણે અસખ્ય તેમજ અનન્ત એ બન્ને પદોના શબ્દાર્થ માત્રથી આપણને સંતોષ નહિ થાય. જરા એ બાબતમા વધુ વિચાર કરવો જોઈએ. વિશ્વ-વૃત્તિ જીવોના મુખ્ય બે વિભાગો છે, એક વિભાગમાં કેવલી–સર્વજ્ઞ ભગવતોનો સમાવેશ જ્યારે બીજા વિભાગમા છદ્મસ્થ જીવોનો સમાવેશ થાય છે. કેવલજ્ઞાન એ સપૂર્ણજ્ઞાન છે. એટલે જે જે આત્માઓને એ જ્ઞાનની પ્રાપ્તિ થયેલ હોય તે સર્વના જ્ઞાનમા સમાનતા જ હોય છે. સયોગી કેવલી હોય, અયોગી કેવલી હોય કે સિદ્ધ કેવલી હોય, પરતુ ત્રણેયના કેવલ-જ્ઞાનમાં જરા પણ તરતમતા નથી. **ક્ષયોપશમભાવે પ્રગટ થયેલા ગુણમાં તરતમતા હોઈ શકે પરંતુ ક્ષાયિકભાવે પ્રગટ થયેલા ગુણમાં તરતમતાનો લેશ પણ સંભવ નથી.** અર્થાત્ કેવલી ભગવતોના કેવલજ્ઞાનમા સમાનતા છે. તેમજ કેવળજ્ઞાન એ સપૂર્ણ જ્ઞાન હોવાથી લોકાલોકના સર્વદ્રવ્યો, એક એક દ્રવ્યના ભૂત, વર્તમાન અને ભવિષ્યના અનતપર્યાયો એ કેવલજ્ઞાનનો વિષય છે અનંતદ્રવ્યો તેમજ અનતપર્યાયો એ કેવલજ્ઞાન સિવાય બીજા કોઈ જ્ઞાનના જ્ઞેયરૂપે વિષયો બની શકતા નથી અર્થાત્ અનંત સખ્યાવાળા ભાવો જાણવા માટે અધિકારી ફક્ત સર્વજ્ઞ ભગવતો જ છે. હવે જે છદ્મસ્થ આત્માઓ છે, તેમાં અનેક વિભાગોનો સંભવ છતા મુખ્યત્વે બે વિભાગો જ ગણવાના છે. એક વિભાગ સામાન્ય રીતે મતિ તેમજ શ્રુતજ્ઞાનવાળાઓનો અને બીજો વિભાગ સાતિ-શયજ્ઞાનવાળાઓનો. સાતિશય જ્ઞાનમાં અવધિજ્ઞાન, મનપર્યવજ્ઞાન તેમજ પૂર્વનું જ્ઞાન ગણવાનું છે, સામાન્ય રીતે મતિ અને શ્રુતને ધારણ કરનારા આપણા જેવા છદ્મસ્થ આત્માઓ માટે ગણિતની સખ્યાદ્વારા ગણવામા આવતા આંકડાઓ જેમકે અન્ત્ય, મધ્ય અને પરાર્ધ્ય (શાસ્ત્રદૃષ્ટિએ શીર્ષપ્રહેલિકા) સુધી જ બુદ્ધિની મર્યાદા હોય છે, તેથી આગળ બુદ્ધિનો ઉપયોગ થઈ શકતો નથી; જ્યારે છદ્મસ્થ છતા સાતિશયજ્ઞાનવાળા આત્માઓ ભલે વિશ્વના સમગ્ર (અનંત) ભાવો જાણી શકતા નથી તો પણ વિશિષ્ટ જ્ઞાનના બલે આપણી ગણિતની સંખ્યા જ્યા કામ ન કરે તેવી અસખ્યાત સખ્યાના ભાવોને પ્રત્યક્ષ જાણી શકે છે. આ પ્રમાણે સર્વ આત્માઓના જ્ઞાનમા જેમ ત્રણ વિભાગો છે, તેમ વિશ્વમા વર્તતા જ્ઞેય–જાણવા યોગ્ય ભાવો પણ ત્રણ વિભાગમા વહેંચી શકાય છે અમુક ભાવો સખ્યાતી સંખ્યાવાળા જેમકે મનુષ્યો વગેરે, અમુક ભાવો અસખ્યાતી સખ્યાવાળા જેમકે દેવો, નારકો વગેરે અને અમુક ભાવો અનંતની સખ્યાવાળા જેમકે નિગોદાદિ તિર્યચો વગેરે સખ્યાતી સખ્યાવાળા ભાવોને આપણા જેવા સામાન્ય જ્ઞાનીઓ જાણી શકે, સખ્યાતી તેમજ અસખ્યાતી સખ્યાવાળા ભાવોને અવધિ, મનપર્યવી કે શ્રુતકેવલી વગેરે જાણી શકે અને સખ્યાત, અસખ્યાત તેમજ અનતભાવોને સર્વજ્ઞ ભગવંત જાણી શકે. આટલું જો વિચારવામા આવે તો તો અસંખ્ય અને અનત એ બન્ને પદોની તરતમતાનો જરૂર ખ્યાલ આવી જશે. તાત્પર્ય એટલું જ કે–અસંખ્ય એ સાતિશયજ્ઞાની છદ્મસ્થનો વિષય છે અને અનત એ કેવલીભગવતનો જ વિષય છે.

### શુદ્ધનયની અપેક્ષાએ આત્મા સર્વજ્ઞ છતાં અનાદિની અજ્ઞાનદશાએ આત્માની કરેલી દુર્દશા.

આટલી બાબત પ્રશ્નના ઉત્તર રૂપે કહેવામા આવી. હવે આપણે સર્વજ્ઞ પદના વિવરણ

ઉપર વિચાર કરવાનો છે. વિશ્વવર્તિ સર્વ આત્માઓની સંખ્યા અનંત છે પ્રત્યેક આત્મા શુદ્ધનયની અપેક્ષાએ સર્વજ્ઞ છે, પરંતુ અનાદિકાલથી આત્માની સાથે જ્ઞાનાવરણીયાદિ કર્મોનો સબંધ થયેલો હોવાથી આત્માનુ સર્વજ્ઞપણુ દબાઈ ગયેલ છે. સૂર્યમા પ્રકાશ આપવાની શકિત છતાં અષાડ મહિનાના ઘનઘોર વાદળથી સૂર્યનો પ્રકાશ જેમ ઢંકાઈ જાય છે તે જ પ્રમાણે આત્મા માટે પણ સમજવાનું છે. સૂર્યનો પ્રકાશ તો મર્યાદિત છે, તેમજ સ્થૂલ અર્થાત્ મૂર્ત અને વર્તમાન પદાર્થો ઉપર અજવાળું આપનાર છે. જ્યારે આત્માનો જ્ઞાન પ્રકાશ જો સપૂર્ણ સ્વરૂપે પ્રગટ થાય તો અનતવિશ્વના સ્થૂલ તથા સૂક્ષ્મ, મૂર્ત, અમૂર્ત, ભૂત, વર્તમાન તથા ભાવિ સર્વ ભાવો ઉપર અજવાળું આપે છે, પરતુ અનાદિકાલથી આત્મામાં અજ્ઞાનનું જોર ભર્યું છે, એ અજ્ઞાનદશાએ આત્માની ભયંકર ખાનાખરાબી કરી છે. હું શું કરું છુ ? તેનુ એ અજ્ઞાની આત્માને ભાન નથી. એ અજ્ઞાની આત્મા ન કરવા લાયક ભયકર પાપાચરણમા પરાયણ બને છે. પાપાચરણમા તેને આનદ આવે છે. મારાં આ પાપાચરણથી ભવિષ્યમા મારે નરક, નિગોદાદિની કેવી ભયકર યાતનાઓ ભોગવવી પડશે ? તેનો વિચાર સરખોય તેને આવતો નથી. **ભુંડને જેમ ઉકરડો પ્યારો લાગે તેમ એ અજ્ઞાની આત્માને પાપની પ્રવૃત્તિ પ્યારી લાગે છે.** એને ધર્મ તેમજ ધર્મના સાધનો અકારાં લાગે છે આત્માને બાહ્ય અભ્યન્તર બને પ્રકારની શાન્તિ આપનારા પવિત્ર અનુષ્ઠાનો તેને ગમતા નથી તેને તો જુગારીઓના ટોળામા રમવું હોય તો મોજ આવે છે. મદિરાપાનની વાત આવે એટલે રાજી થાય છે. ગમે તેવા દુરાચારના સ્થાને જવાનું હોય તો તેમાં તે તૈયાર હોય છે અજ્ઞાન દશાની પ્રબલતાથી તેનું જીવન ઉન્માદી બની ગયેલું છે. જ્ઞાની પુરુષોએ એટલા માટે જ બધાય પાપો કરતા અજ્ઞાન દશાના પાપને વધુ ભયંકર ગણેલ છે.

**'अज्ञानं खलु भो कष्टं, क्रोधादिभ्योऽपि सर्वपापेभ्यः'**

એ વાકય આપણે ઘણી વખત સાભળ્યુ છે. ક્રોધની ઉત્પત્તિનુ કારણ અજ્ઞાનદશા, માન, માયા, લોભ વગેરે બીજા સર્વ પાપોની ઉત્પત્તિનુ કારણ પણ અજ્ઞાનદશા છે, એ જો ઘટે તો તેની પાછળ ઊભા થતા બધાય પાપો ઘટે. જ્યા સુધી અજ્ઞાન દશા હોય ત્યા સુધી કષાયો પણ અનન્તાનુબધીના ઘરના હોય, અજ્ઞાન દશા ટળે અને સમ્યગ્જ્ઞાન પ્રગટ થાય એટલે અનન્તાનુબંધી કષાયોનો ઉદય ન હોઈ શકે. અજ્ઞાન દશાની તીવ્રતામા બાહ્યભાવની રમણુતા (અવિરતિ)ની જ રુચિ હોય પરતુ જ્ઞાનદશા જાગે એટલે રુચિ તો સ્વરૂપરમણુતા (વિરતિ)ની જ હોય સસારણા પરિભ્રમણ કરતા કરતા આ આત્માને અનન્ત પુદ્‌ગલપરાવર્તન જેટલો કાળ પસાર થઈ ગયો. એ દરમ્યાન વ્યવહારરાશિમાં વર્તતા આત્માએ પચેન્દ્રિયપણુ, મનુષ્ય ભવ, આર્ય ક્ષેત્ર વગેરે સામગ્રીઓ અનેક વાર પ્રાપ્ત કરેલ છે એમ છતા અજ્ઞાનદશાવડે એ મળેલી સામગ્રીનો ખાન, પાન, મોજમજાહ, પચેન્દ્રિયના વિષયભોગોમા દુરુપયોગ મોટે ભાગે કર્યો છે અને તેથી જ એ આત્માની રખડપટીનો અંત નથી આવ્યો

**એક યુવાનનું દૃષ્ટાંત અને આત્માને અનુકૂળ પુરુષાર્થની જરૂર.**

શ્રીમતને ઘેર જન્મેલા એક યુવકને વારસામા લાખોની મિલ્કત તો મળી. દૈવયોગે શરીરાદિ સર્વ બાહ્ય સાધનો પણ સુંદર પ્રાપ્ત થયા, પરતુ એ યુવાનમા સાચુ ડહાપણુ જરાય

ન હતું, એ મૂર્ખ હતો, વ્યસની મિત્રોની એને સોબત હતી, એ દુષ્ટ મિત્રોએ એની મૂર્ખાઈનો બરાબર લાભ ઉઠાવ્યો, એને કુછંદે ચઢાવ્યો, જુગાર અને શરાબ જેવા વ્યસનોનુ જોર એ યુવાનમા દિનપ્રતિદિન વૃદ્ધિ પામ્યુ, વેશ્યા અને પરસ્ત્રીમા પણ લંપટ બન્યો, પરિણામે નવી કમાણી કરવાની વાત તો દૂર રહી પરંતુ વારસામા મળેલી લાખોની મિલ્કત ઉપર પણ પાણી ફરી વળ્યું. લક્ષ્મીના અભાવે પેલા સ્વાર્થી દુષ્ટ મિત્રો પલાયન કરી ગયા અને એક વખતનો શ્રીમંત યુવાન આજે ભિખારી બની રખડતો થઇ ગયો. આપણા આત્માની પણ શુદ્ધનયની અપેક્ષાએ સિદ્ધ છતાં વર્તમાનમાં ભિખારી બનેલા યુવાન કરતા વધુ ભયંકર દશા આજે બની ગઈ છે. હમણાં જ કહેવામા આવ્યું તે પ્રમાણે અજ્ઞાનદશાથી ક્ષણે ક્ષણે બંધાતાં કર્મોરૂપી આવરણથી આત્માનો જ્ઞાન-પ્રકાશ દબાઈ ગયો છે. આત્માની અનંતજ્ઞાનની મૂડીમાથી તેની પાસે આજે અનંતમા ભાગ જેટલી મૂડી માડ માંડ બચી છે. જે અનંતમા ભાગ જેટલી મૂડી બચી છે, તે મૂડી પોતાના સ્વરૂપમાં હોત, નિર્મળ હોત તો તો કોઈ વાંધો ન હતો, પરંતુ મિથ્યાત્વમોહના ઉદયથી એ અનંતમા અંશ જેટલી જ્ઞાનની મૂડી આત્માને અવળે રસ્તે દોરનારી બની ગઈ છે પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજાએ ટીકાના પ્રારંભમાં કરેલ શ્રી જિનેશ્વરદેવની સ્તુતિ પ્રસંગે સર્વથી પ્રથમ 'सर्वज्ञ' એ વિશેષણ આપીને આપણને જાગૃતિ આપી છે. 'જેની સ્તુતિ કરવામા આવે છે, તે પ્રભુ જ એકલા સર્વજ્ઞ છે' એમ હે આત્મન્! તુ ન સમજીશ. પ્રભુનો આત્મા જેમ સર્વજ્ઞ છે તેમ તારો આત્મા પણ સર્વજ્ઞ છે, બન્નેનુ આત્મદ્રવ્ય તો સમાન છે, પરંતુ પ્રભુનું જેવુ આત્મદ્રવ્ય છે તેવો જ શુદ્ધપર્યાય તેમને પ્રગટ થયેલો છે, જ્યારે તારૂ આત્મદ્રવ્ય વર્ત્તમાનમા અશુદ્ધ પર્યાયવાળુ છે **જેવું આત્મદ્રવ્યનું સ્વરૂપ તેવો જ તેનો શુદ્ધ પર્યાય તેનું નામ મોક્ષ, અને આત્મદ્રવ્ય શુદ્ધ છતાં કર્મના યોગથી વર્તમાનમાં અશુદ્ધ પર્યાય તેનું જ નામ સંસાર.** આત્મામાં જ્યા સુધી અવળો પુરુષાર્થ ચાલે છે, ત્યા સુધી તેનો સંસારપર્યાય ટકે છે. આજે તમે તમારા આત્માને પૂછી જુઓ કે તમારી માનસિક, વાચિક અને કાયિક જે જે પ્રવૃત્તિઓ ચાલે છે તે આત્મા માટે અનુકૂલ છે કે પ્રતિકૂલ છે? શરીર માટે, સ્ત્રી માટે, પુત્રાદિ પરિવાર માટે, સંપત્તિ માટે જેટલી પ્રવૃત્તિઓ આનંદપૂર્વક કરવામા આવે છે તે બધી આત્મા માટે ખૂબ જ પ્રતિકૂલ છે, **બાહ્ય ભાવોની અનુકૂલતા માટે આપણું આજે જેટલું લક્ષ્ય છે, તે તે અપેક્ષાએ આત્માની, આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોની અનુકૂલતા માટે અમુક અંશે પણ લક્ષ્ય હોય તો આજે આપણી આ દશા ન હોય.** અનંતકાળથી આ આત્માએ બાહ્ય સુખોની અનુકૂલતામા ખૂબ આનંદ માન્યો છે એટલે આજે પ્રભુના શાસનનો યોગ અને મંગલમય જિનવાણી વારંવાર શ્રવણ કરવા છતા લાબા વખતના બાહ્યભાવો તરફનો અધ્યાસ અંતરમાથી ખસતો નથી. અહિં બેઠા હો, જિનવચનોનુ શ્રવણ કરતા હો તે અવસરે ક્ષણવાર બાહ્યભાવો ઉપર, આ સંસાર ઉપર વૈરાગ્યનો રંગ આવી જાય, પરંતુ અહીથી જ્યા બહાર નીકળો એટલે એ ઉપરચોટીયો વૈરાગ્યનો રંગ અદૃશ્ય થઈ જાય અને પુનઃ આત્મા માટે પ્રતિકૂલ પ્રવૃત્તિનો પ્રારંભ શરૂ થાય છે, શરીરાદિ બાહ્યભાવો કરતા આત્મિક ગુણોની કિંમત વધારે અંકાય તેમજ એ વાત હૃદયમા બરાબર ઠસી જવા સાથે આત્મા માટે અનુકૂલ પુરુ-

ષાર્થ થાય તો આત્મગુણનો ઘાત કરનાર કર્મનાં આવરણો અદૃશ્ય થઈ જાય. અનુક્રમે સમ્યગ્દર્શનાદિ ગુણો પ્રગટ થવા સાથે આત્મા સર્વજ્ઞ પણ બની શકે છે.

## શ્રી જિનેશ્વર ભગવંતને સર્વજ્ઞપણું પ્રાપ્ત થવાની પ્રણાલિકા

શ્રી જિનેશ્વર ભગવંતને જે ભવમા સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય તે ભવમા આત્મસ્વરૂપની પીછાણ થાય છે, આત્મા માટે અનુકૂલ પુરુષાર્થની તે ભવથી તેમને રુચિ જાગે છે. રુચિ જાગૃત થવા છતાં હજુ ચિરકાલના પરિચય અંગે પ્રતિકૂલ પ્રવૃત્તિનો–પુરુષાર્થનો ત્યાગ થઈ શકતો નથી. એમ છતાં એ પ્રતિકૂલ પ્રવૃત્તિમા હવે એ સમ્યગ્દૃષ્ટિ આત્માને તીવ્ર રુચિ તો નથી જ હોતી, અમુક અંશે અનુકૂલ પ્રવૃત્તિ, અમુક અંશે પ્રતિકૂલ પ્રવૃત્તિ, અનુકૂલ પ્રવૃત્તિમા રુચિ અને પ્રતિકૂલ પ્રવૃત્તિમા અરુચિ એ પ્રમાણે અમુક કાળ સુધી ચાલ્યા કરે છે. ક્રમે ક્રમે અનુકૂલ પ્રવૃત્તિ અને તેની રુચિ વૃદ્ધિ પામતા આત્મા કોઈ લોકોત્તર આનંદનો અંશ અનુભવે છે. અખિલ વિશ્વના સર્વ જીવાત્માઓ આ લોકોત્તર આનંદ કેમ પ્રાપ્ત કરે ? એ લોકોત્તર આનંદની પ્રાપ્તિમા હું નિમિત્તરૂપે કેવી રીતે બનુ ? એવી અવર્ણનીય ઊર્મિઓ આ ભગવંતના અંતઃકરણમા ઉછાળા મારે છે, અને એ ઊર્મિઓ દ્વારા તીર્થંકરનામકર્મ નિકાચિત કરી ત્રીજે ભવે તીર્થંકરરૂપે અવતરી ભોગ્યકર્મ અવશિષ્ટ હોય તે પ્રમાણે સાંસારિક સુખો ઉદાસીનભાવે ભોગવી, અવસર થયે ચારિત્ર ગ્રહણ કરી, નિરતિચાર ચારિત્રનું પાલન કરતાં અનુકૂલ પુરુષાર્થની પરાકાષ્ઠાએ પહોચવાથી આત્મા કેવલજ્ઞાનની જ્યોતિ પ્રગટાવે છે. આત્મા સર્વજ્ઞ બને છે. એવા સર્વજ્ઞ જિનેશ્વરને જ અહિં આ નમસ્કાર કરવામા આવેલ છે.

સભામાથી **પ્રશ્ન**–જેટલા જેટલા જિનેશ્વરો તે બધાય સર્વજ્ઞ જ હોય, તો પછી સર્વજ્ઞ એવુ વિશેષણ આપવાની શી જરૂર છે ? संभवव्यभिचाराभ्या स्याद् विशेषणमर्थवत् એ ન્યાય તો આપ ઘણી વખત સભળાવો છો.

**ઉત્તર** ભાઈ ! વાત તો બરાબર છે. સંભવ અને વ્યભિચાર આવતો હોય તો જ વિશેષણ સફળ છે. અહિં શ્રી જિનેશ્વર ભગવત માટે પણ એ જ વાત વિચારવા યોગ્ય છે, એ જિનેશ્વર ભગવતો જ્યારથી તીર્થંકરનામકર્મનો નિકાચિત બધ કરે છે ત્યારથી જ દ્રવ્ય તીર્થંકરરૂપે ગણાય છે, પ્રભુ દેવલોકમાથી કે નરકમાથી ચ્યવીને અહિં માતાની કુક્ષિમાં ઉત્પન્ન થાય, ગર્ભકાળ પૂર્ણ થાય અને પ્રભુનો જન્મ થાય ત્યારે પણ પ્રભુનુ ચ્યવન કલ્યાણક થયું, પ્રભુનુ જન્મકલ્યાણક થયું, એમ પ્રભુ, ભગવત, તીર્થંકર કે જિનેશ્વરરૂપે વ્યવહાર થાય છે. ભાવથી તીર્થંકર કે જિનેશ્વર તો તેરમા ગુણસ્થાનકના પ્રથમ સમયથી સર્વજ્ઞપણાની શરૂઆત થયા બાદ ગણવામા આવે છે, જો કે જેમનો ભાવનિક્ષેપો પૂજનીય છે, તેમનુ નામ, તેમની સ્થાપના અને તેમનું દ્રવ્ય એમ ત્રણેય નિક્ષેપાઓ પૂજનીય છે, છતા અહિ ભાવનિક્ષેપાની પ્રધાનતા સમજવાની છે. અને એ કારણે અપાયેલ સર્વજ્ઞ વિશેષણ સફલ છે.

## બીજું વિશેષણ 'ईश्वरम्' ની વ્યાખ્યા

શ્રી જિનેશ્વર ભગવંતના પદર વિશેષણો પૈકી પ્રથમ વિશેષણની વ્યાખ્યા કર્યા બાદ બીજા વિશેષણમા ભગવત શ્રી જિનેશ્વરદેવને ईश्वरम् એ પદથી અલકૃત કરવામા આવ્યા છે.

શ્રી જિનેશ્વરદેવના એક એક વિશેષણો એવાં છે કે જેનું સવિસ્તર વિવેચન કરવામાં આવે તો દિવસોના દિવસો જોઇએ, પરંતુ એમ કરવા જતાં શ્રી ભગવતીસૂત્રના વાચનનો આશય યથાર્થ સફલ ન બને એટલા મુદ્દા પૂરતું જરૂરી વિવેચન કરીને આપણે આગળ ચાલવાનુ રાખેલ છે.

## જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો પૈકી ઘાતી કેટલાં ? અને અઘાતી કેટલાં ? તથા તેનું સ્વરૂપ.

આઠ પ્રકારના કર્મો પૈકી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મોને ઘાતી કર્મો કહેવામા આવે છે. વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચારેય કર્મોને અઘાતી કર્મો ગણવામા આવ્યા છે. આત્માના ગુણોનો સ્વતંત્રપણે ઘાત કરનારા જે કોઈ કર્મો તેનુ નામ ઘાતીકર્મ અને આત્મગુણોનો સ્વતંત્ર રીતે જેનામા ઘાત કરવાની શક્તિ નથી એવા જે કોઈ કર્મો તે અઘાતી કર્મ. જ્ઞાનાવરણીય કર્મનો ઉદય આત્માના અનંત જ્ઞાનગુણનો ઘાત કરે છે, દર્શનાવરણ કર્મનો ઉદય આત્માના અનંત દર્શનગુણનો વિઘાતક બને છે, મોહનીય કર્મનો ઉદય આત્માના સમ્યગ્દર્શન તેમજ ચારિત્ર ગુણમા નુકશાન પહોચાડે છે અને અંતરાય કર્મના ઉદયથી આત્માની અનંત શક્તિ હણાય છે. એ પ્રમાણે આત્માના અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્યનો ઘાત કરનાર હોવાથી જ્ઞાનાવરણ વગેરે ચારેય કર્મોને શાસ્ત્રમા ઘાતીકર્મરૂપે કહેવામા આવ્યા છે જ્યારે વેદનીયાદિ બાકીના ચારેય કર્મોના ઉદયની અસર સીધે સીધી આત્મા ઉપર નથી થતી. વેદનીયનો ઉદેલ ભલે પછી શાતાનો હોય કે અશાતાનો હોય પરંતુ તેની અસર આત્મા ઉપર ન થતા શરીર ઉપર થાય છે જે શરીર ઉપર એ વેદનીયના ઉદયની અસર થાય છે, તે શરીર ઉપર આત્માને જેટલા પ્રમાણમા મમત્વભાવ હોય તેટલા પ્રમાણમા 'મને તાવ આવ્યો, મારુ માથુ દુઃખ્યુ, મને પેટમા પીડા થઈ, મને બહુ વેદના થાય છે, મારાથી રહેવાતુ નથી.' એવા અનેક વિકલ્પો આત્માને જાગે છે અને એ વિકલ્પોદ્વારા એ આત્મા પુન નવા નવા કર્મનો સંચય કરતો જાય છે, પરંતુ સમ્યગ્દર્શનાદિ આત્મિક ગુણોના પ્રભાવે જે આત્માને જડ અને ચેતનનો વાસ્તવિક ભેદ સમજાયો છે, સમજાયો છે એટલુ જ નહિ પણ ભેદજ્ઞાનનુ અંતરમા જેને પરિણમન થયુ છે અને તે કારણથી શરીરાદિ બાહ્ય પદાર્થો ઉપર જેને આસક્તિ–મમતા નથી એ આત્માને શરીર સંબંધી સુખ દુખના પ્રસંગોમા હર્ષ શોક થતો નથી, તેમજ હર્ષશોકના અભાવે પુન નવા કર્મ બાધવાનો પ્રસંગ આવતો નથી.

## ઔદયિકભાવની આધીનતાએ જ આત્માની અનંત શક્તિનો ઘાત કર્યો છે

પગમા જરા કાંટાની અણી વાગે તો આપણે બૂમો પાડીએ છીએ, જરા માદગી આવે એટલે આખાય ઘરને આકુલ–વ્યાકુલ તથા માદુ બનાવી દઈએ છીએ, રાત્રિદિવસ આર્તધ્યાનની પરંપરા ચાલ્યા કરે છે અને તેથી આગળ વધતા દવાના નામે હિંસા વગેરે અનેક આશ્રવોના કારણો સેવવા તૈયાર થઈ જઇએ છીએ. આપણી આ દશા છે, જ્યારે ચક્રવર્તીના વૈભવનો ત્યાગ કરનાર **સનત્કુમાર મહર્ષિ** શરીરમા રોગોની તીવ્ર પીડા છતાં દ્રવ્યરોગના નિવારણ માટે ધ્યાન ન દેતાં ભાવરોગના નિવારણ માટે જ પ્રયત્નશીલ બન્યા છે. જૈન

શાસનમા આવા તો અનેક દૃષ્ટાન્તો છે. વાસ્તવિક રીતે વસ્તુ પોતાની નહિં છતાં પોતાની માનવી એનું જ નામ મમતા છે. શરીરની પ્રાપ્તિ એ નામકર્મનો ઔદયિક ભાવ છે, શરીરમા રોગાદિનો પ્રાદુર્ભાવ એ અશાતાનો ઔદયિક ભાવ છે, શરીરનું સુખાકારીપણું એ શાતાવેદનીયનો ઔદયિક ભાવ છે, શરીરમા સુંદર આકાર–રૂપની પ્રાપ્તિ એ સંસ્થાન નામ કર્મનો ઔદયિક ભાવ છે, શારીરિક બલનો લાભ એ સંઘયણનામકર્મનો ઔદયિક ભાવ છે. **ઔદયિક ભાવ એ આત્માનો સ્વભાવ પરિણામ નથી, ક્ષાયિક ભાવ એ જ આત્માનો શુદ્ધ સ્વભાવ પરિણામ છે.** ઔપશમિક ભાવ અને ક્ષયોપશમ ભાવ એ બંને ભાવો પણ અપેક્ષાએ અમુક અંશે આત્માના સ્વભાવ પરિણામો છે. ઔદયિક ભાવ તો વિભાવ પરિણામ જ છે. એ વિભાવ પરિણામ ઉપરની મમતા વડે જ આત્માની અનંત શક્તિઓનો વિનાશ થયો છે. તાત્પર્ય એ છે કે–અઘાતી કર્મના ઉદયની અસર સીધેસીધી આત્મા ઉપર થતી નથી, ઘાતીકર્મ અને તેમાં પણ મોહનીયનો ઉદય જેને મંદ પણે પ્રવર્તતો હોય અથવા મોહના ઉદયનો ઉપશમ કિંવા ક્ષય થયો હોય તેવા આત્માને અઘાતી કર્મના અનુકૂલ કે પ્રતિકૂલ ઔદયિક ભાવમાં આર્તધ્યાન થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. જ્યારે મોહનીયના ઉદયનુ જે આત્માને વધુ પડતુ જોર છે તે આત્માને અઘાતીકર્મના સામાન્ય અનુકૂલ–પ્રતિકૂલ ઉદયના પ્રસંગમાં પણ તુરત જ આર્તધ્યાનાદિ શરૂ થાય છે, અને જ્ઞાનાવરણીયાદિ સાત અથવા આઠેય કર્મનો તે આત્માને બંધ ચાલ્યા કરે છે.

આઠ કર્મો પૈકી જ્ઞાનાવરણીયાદિ ચાર ઘાતી કર્મોમાંથી જ્ઞાનાવરણીયનો સર્વથા ક્ષય થવાથી જેમ સર્વજ્ઞ દશા પ્રગટ થાય છે, તેમ અંતરાય કર્મનો ક્ષય થતા આત્મા **ઇશ્વર** બને છે. સંસ્કૃત વ્યાકરણોમાં ईश सामर्थ्ये એવો ધાતુપાઠ છે. અને એ ધાતુ ઉપરથી જ ईष्टेऽसौ ईश्वरः सर्वशक्तिमान् इत्यर्थ, એ રીતિએ 'ઇશ્વર' પદ તૈયાર થયુ છે. અંતરાય કર્મના ઉદયથી જ અનંતશક્તિ–અનંતવીર્ય તિરોભાવે હતું એ અનંતવીર્ય અંતરાયકર્મનો ક્ષય થતા સર્વાંશે પ્રગટ થયુ છે. આત્મા પોતાના સ્વરૂપને સમજે, સમજ્યા બાદ તેના ઉપર શ્રદ્ધા–પ્રતીતિ થાય અને પ્રતીતિ સાથે તેને લાયક અનુકૂલ પુરુષાર્થની પ્રવૃત્તિ કરે તો અનુક્રમે સર્વજ્ઞદશા–અનંતવીર્ય વગેરે બધાય પોતાના ગુણો પ્રગટ થવામા જરા પણ વિલંબ ન થાય.

પુરુષાર્થ તો આજે તમે ઘણોય કરો છો જેટલી શક્તિ અને જેટલો ટાઇમ તેથી પણ વધુ પુરુષાર્થ કરવાની તમારી ઇચ્છાઓ છે અહોરાત્રના ૨૪ કલાક પણ આજે તમારા કામકાજ માટે તમોને ઓછા પડે છે આપણા **રંગીલભાઇ** શેઠને હદ ઉપરાતના કામકાજમા બપોરે બે વાગતા પહેલા રસોઈ જમવાની ફુરસદ નથી મળતી અને રાત્રે પણ બાર વાગ્યા સુધી વ્યાપાર–ધંધાની દોડધામમા શાંતિથી શરીરનો થાક ઉતારવાનો સમય મળતો નથી. આવા સંજોગોમા સામાયિક, પ્રતિક્રમણ વગેરે ધર્મકરણીની આશા તો ક્યાથી રાખી શકાય ? ઘરના માણસો એ બાબતમા ગમે તેટલી આત્મીયભાવે ફરિયાદો કરે તો પણ તે લક્ષમા લેવાતી નથી. એટલે કે પુરુષાર્થ તો ઘણો થાય છે. અતીત અનંતકાળમાં પણ પુરુષાર્થ કરવામા બાકી રાખી નથી. નરક, નિગોદ જેવા સ્થાનમા ગયા હશો ત્યા પણ બાહ્ય સુખની પ્રાપ્તિ અને તેના સાધનોનું સંરક્ષણ કરવા માટે જેટલા અને તેટલા પ્રયાસો

કરવામાં બાકી રાખી નથી, પણ જરા એકાંતમા બેસીને આત્માને પૂછી જોશો કે એ બધોય પુરુષાર્થ આત્માના હિત માટે, આત્માની ઉન્નતિ માટે અવળો હતો કે સવળો હતો? આત્મા માટે અનુકૂલ હતો કે પ્રતિકૂલ હતો? આજે તો શરીર અને આત્માના ભેદનો ખ્યાલ ન હોય એવા અમારા ભાઈઓને આત્માને અનુકૂલ પુરુષાર્થ કયો? અને પ્રતિકૂલ પુરુષાર્થ કયો? તેની એકદમ સમજ નહિ પડે. ટૂકમા એટલી જ વાત કે-અનત કાળની કામ, ક્રોધાદિ વાસનાઓ તથા રાગદ્વેષાદિ પરિણામો ઘટે, આત્મા ઉપર વર્તતા કર્મના આવરણો ઓછા થાય અને જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ આત્માના સહજ ગુણો જેનાથી પ્રગટ થાય તેવી કોઈ પણ માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિ, તેનુ નામ આત્મા માટે અનુકૂલ પુરુષાર્થ અને તેથી વિરુદ્ધ જેટલી પ્રવૃત્તિઓ તે આત્મા માટે પ્રતિકૂળ પુરુષાર્થ,' આપણે જિનમદિરમા કે ઉપાશ્રયમાં જઈએ, દેવદર્શન, પૂજા, સામાયિક કે પ્રતિક્રમણ કરીએ, આયબિલ કે ઉપવાસાદિ તપશ્ચર્યા કરીએ પરતુ એ કરવા માત્રથી અનુકૂલ જ પુરૂષાર્થ છે એવું માની લેવાની જરૂર નથી. એ તો વ્યવહાર પૂરતો અનુકૂળ પુરૂષાર્થ ગણાય. એ વ્યવહારની યદ્યપિ ઘણી જ જરૂર છે પણ એ ધર્મકરણી કરવા પાછળ અનાદિના રાગ-દ્વેષને ઘટાડવા સાથે શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવાનુ લક્ષ્ય રાખવુ, અવસરે અવસરે આત્મા કેટલો નિર્મળ બન્યો છે? અને પોતાના દૂષણો કેટલા ઘટયા છે? તેનુ સરવૈયું કાઢવુ, તેનુ નામ અનુકૂળ પુરુષાર્થ કહેવાય. આવો અનુકૂળ પુરુષાર્થ જે જે આત્માએ આદર્યો તે તે આત્માઓ સંસાર-સાગરને તરી ગયા, અને અનુકૂળ પુરુષાર્થના સ્થાને પ્રતિકૂલ પુરુષાર્થમા જેણે ઝુકાવ્યુ તેઓ આપણી માફક સસાર અટવીમા રખડતા રહ્યા

ટીકાકાર ભગવતે 'સર્વજ્ઞમ્', 'ઈશ્વરમ્' એવા જે જે વિશેષણો શ્રીજિનેશ્વરદેવ માટે ઉચ્ચાર્યા છે તેમાથી આપણે તો એક જ તત્ત્વ ગ્રહણ કરવાનુ છે કે આપણે પણ કયારે આત્મસ્વરૂપને સમજી તેના માટે અનુકૂલ પુરૂષાર્થ પ્રગટ કરી સર્વજ્ઞતા, ઇશ્વરત્વ વગેરે ગુણો પ્રગટ કરવા માટે ભાગ્યશાલી બની શકીએ? ટીકાકાર મહર્ષિપ્રણીત મગલશ્લોકમા આપેલા સર્વજ્ઞ, અને ઈશ્વિર એ બે વિશેષણોની યત્કિચિત્ વ્યાખ્યા થઈ, હવે ત્રીજુ અનંત, ચોથું અસંગ વગેરે બાકીના વિશેષણોની વ્યાખ્યા કેમ કરવામા આવશે? તે અધિકાર અગ્રે વર્તમાન.



# પ્રવચન ત્રીજું.

સર્વજ્ઞમીશ્વરમનન્તમસઙ્ગમગ્ર્યં, સાર્વીયમસ્મરમનીશમનીહમિદ્ધમ્ ।
સિદ્ધં શિવં શિવકરં કરણવ્યપેતં, શ્રીમજ્જિનં જિતરિપું પ્રયતઃ પ્રણૌમિ ॥ ૧ ॥

મહામંગલકારી **ભગવતી સૂત્ર** કે જેના અર્થરૂપે પ્રણેતા શ્રમણ ભગવાન્ **મહાવીર પ્રભુ** છે, સૂત્રરૂપે સંકલના કરનાર ગણધર ભગવાન **સુધર્માસ્વામી છે,** એ સૂત્રની ટીકાના પ્રારંભમાં પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજે જે મંગલશ્લોકોની રચના કરેલ છે તે શ્લોકોની બે દિવસથી વ્યાખ્યા ચાલતાં શ્રી જિનેશ્વર મહારાજાના પંદર વિશેષણો પૈકી 'સર્વજ્ઞ' તથા 'ઇશ્વર' એ બે વિશેષણોનું યત્કિંચિત્ સ્વરૂપ સમજાવવામાં આવેલ છે. ત્રીજા વિશેષણમાં 'અનન્તમ્' પદ આપવામાં આવ્યું છે. તેનું વિવેચન આજે કરવાનું છે.

## અખિલ વિશ્વના સમગ્ર પદાર્થોમાં સાદિ–સાન્ત વગેરે પ્રકારે કાળ–વ્યવસ્થા

વિશ્વમાં વર્તતા સર્વ પ્રકારના ભાવો પૈકી કેટલાક ભાવો **સાદિ–સાન્ત** અર્થાત્ શરૂઆતવાળા અને અંતવાળા છે, કેટલાક ભાવો **સાદિ–અનંત** એટલે કે શરૂઆતવાળા પણ અંત વિનાના છે, કેટલાક ભાવો **અનાદિ–સાન્ત** અર્થાત્ શરૂઆત વિનાના પરંતુ અંતવાળા છે અને કેટલાક ભાવો **અનાદિ–અનંત** અર્થાત્ શરૂઆત વિનાના અને અંતવિનાના છે. ભવચક્રમાં પરિભ્રમણ કરનાર આત્મા કર્મયોગે મનુષ્યગતિમાં ઉત્પન્ન થયો, એટલે મનુષ્ય તરીકે તેની આદિ થઈ. પચીશ–પચાસ, સો કે છેવટે ત્રણ પલ્યોપમનું મનુષ્યભવ સંબંધી આયુષ્ય પૂર્ણ થાય એટલે મનુષ્ય તરીકે હવે તે આત્માનો અંત થયો. એજ પ્રમાણે એકેન્દ્રિયપણું, બેઇન્દ્રિયપણું, તેઇન્દ્રિયપણું, ચઉરિન્દ્રિયપણું, દેવપણું, નારકીપણું, તિર્યંચપણું વગેરે ભાવો સાદિ–સાન્ત ભાગે સમજવા પુદ્ગલમાં પણ એ જ રીતે વ્યવસ્થા સમજવાની છે. અમુક પુદ્ગલો વર્તમાનમાં સાકરરૂપે પરિણમેલા હોય, કાલાન્તરે તે જ પુદ્ગલો કવીનાઇનરૂપે પરિણમે એટલે સાકરપણું અથવા કવીનાઇનપણું એ બધાય ભાવો પણ સાદિ–સાંત ભાગામાં ઘટી શકે છે, કોઈપણ દ્રવ્યના કોઈપણ પર્યાયો હમેશા સાદિ–સાન્ત ભાગે જ હોય. પર્યાયની અવશ્ય ઉત્પત્તિ હોય તેમજ અમુક કાળે પર્યાયનો વિનાશ પણ અવશ્ય થાય. દ્રવ્યની ઉત્પત્તિ ન હોય અને વિનાશ પણ ન હોય. તમને કોઇ પ્રશ્ન કરે કે–આત્મા ક્યારે ઉત્પન્ન થયો? તો શું જવાબ આપશો? જૈનદર્શનના મૂળભૂત સિદ્ધાન્તો અમુક અંશે પણ તમે જાણ્યા હશે તો તુર્ત જ બોલશો કે–'આત્માની ઉત્પત્તિ નથી. એ તો અજર છે, અમર છે, અનાદિ છે, અનંત છે.'

## સંસારી અને સિદ્ધ એ બંને પર્યાય હોવા છતાં અનુક્રમે બંનેનું અનાદિપણું–અનંતપણું કેવી રીતે ?

સભામાંથી **પ્રશ્ન** પર્યાય માત્ર જો ઉત્પત્તિ અને વિનાશ ધર્મવાળા હોય તો આત્માના સંસારી પર્યાયની ઉત્પત્તિ એટલે કે આદિ નથી અને સિદ્ધ પર્યાયનો અંત નથી તેનુ કેમ ?

**ઉત્તર** મહાનુભાવ ! પ્રશ્ન તો ઘણો સુંદર પૂછ્યો. શ્રોતાઓ હંમેશાં તત્ત્વના જાણકાર હોય તો આવા સુંદર પ્રશ્નો તથા તેના ઉત્તરો દ્વારા અનેક વિષયો જાણવાના મળે. આજે આપણા સમાજમાંથી તાત્ત્વિક અભ્યાસ લગભગ નષ્ટપ્રાય બની ગયો છે. સાધુઓની સંખ્યા હાલમાં વધતી જાય છે, પણ દ્રવ્યાનુયોગાદિ તાત્ત્વિક વિષયોના અભ્યાસીઓની સંખ્યા ઘણી જુજ મળશે શ્રાવક સમાજમા તો તાત્ત્વિક વિષયોના અભ્યાસમા ખૂબ જ ઉદાસીનતા આવી ગઇ છે. પ્રભાતમા ઊઠીને સામાયિક કરવા સાથે થોડો ઘણો સ્વાધ્યાય કરવાની વાત અમારા બંધુઓને આજે નથી ગમતી. સવારમા ઊઠતા સાથે છાપુ વાચવુ હોય તો તે માટે ટાઇમ મળે છે, જે છાપુ લગભગ વિકથાનુ ઘર અને કર્મબંધનનુ જ કારણ છે, તેમા આટલો પ્રેમ છે ! બે આના સાધર્મિકબંધુની ભકિતમા કે માનવબંધુની રાહતમા આપવાની વાત આવે ત્યા મુઠી વાળી દેવાય. જ્યારે છાપા માટે આનાને બદલે ચાર આના રોજ ખર્ચવાના હોય તો જરાય અગવડ ન પડે. બહુ પ્રાચીનકાળની વાત બાજુમા રાખો, પરંતુ આજથી પચીશ–ત્રીશ વર્ષ અગાઉની આપણી સ્થિતિનો વિચાર કરવામા આવે તો, સાજના સમયે પ્રતિક્રમણાદિ ધર્મક્રિયા કર્યા બાદ સદ્ગુરુનો યોગ હોય તો તેઓશ્રીની પાસે ભાગ્યવાન્ આત્માઓ ભેગા થાય અને અનેક ધાર્મિક વિષયોની જિજ્ઞાસુ બુદ્ધિથી ચર્ચા કરે સદ્ગુરુનો યોગ ન હોય તો ઉપાશ્રયે અથવા દેરાસરના બહારના ચોકમા શ્રદ્ધાળુ આત્માઓ એકઠા થાય. તેમાથી જાણકાર કોઇ એક ભાગ્યવાન્ સદ્બોધદાયક ધાર્મિકગ્રંથનુ વાચન કરે. બીજાઓ શાતિથી શ્રવણ કરે. વચ્ચે સુંદર પ્રશ્નોત્તરી ચાલે. એ પ્રમાણે અનુપમ આનંદમા કલાકનો ટાઇમ કયા પસાર થાય તેની ખબર પણ ન પડે આજે અમુક શ્રીમંતોને મોજ માણવા માટે કલબોમા જવાની નિયમિત ફુરસદ મળે છે અમુક વર્ગને સાજ પડે એટલે બગીચામા ફરવા જવાનો સમય બરાબર મળે છે. રંગભૂમિના શોખીનોને સિનેમામા જવા માટે સમય તેમજ પૈસા અવશ્ય મળે છે. પરંતુ **આત્માને અનેક વિષયોનું જેનાથી જાણપણું થાય, અનંતકાલની વાસનાઓનું વિષ જેનાથી ઘટવા પામે એવી મંગલમય જિનવાણીના સ્વાધ્યાય માટે થોડોઘણો પણ ટાઇમ ન લેવાય એ કમભાગ્યની વાત** છે. સામાયિક, પૂજા, પ્રતિક્રમણ, વ્રત, પચ્ચક્ખાણ, ઉપધાન, ઉદ્યાપન કે મહોત્સવાદિ સર્વ ધાર્મિક પ્રવૃત્તિઓનુ વાસ્તવિક પોષણ આપનાર જિનવાણી સિવાય બીજુ કોઈ નથી. જિનવાણીના શ્રવણ, ચિન્તન અને મનન સિવાયના ધર્માનુષ્ઠાનોમા રસ જોઇએ તેવો નથી આવતો. એક ખેતરના જુદા જુદા કયારાઓમા અનેક જાતના છોડ વાવેલા હોય પરંતુ તે બધાય નવપલ્લવ રહેવા સાથે ફલ–ફૂલ ત્યારે જ આપે કે જ્યારે નીકદ્વારા પાણીનુ પોષણ મળતુ હોય. એજ પ્રમાણે આત્મારૂપી ક્ષેત્રમા સામાયિકાદિ અનેક ધર્માનુષ્ઠાનોને વાવવામા આવેલ હોય, પરંતુ એ બધાય ધર્માનુષ્ઠાનો વિધિપૂર્વક થવા સાથે સમ્ય-

ગ્દર્શનાદિ ફલ આપનાર ત્યારે જ બને કે જ્યારે સ્વાધ્યાયદ્વારા જિનવાણીનુ પોષણ મળતું હોય. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા મોક્ષપ્રાપ્તિના ચાર જે મુખ્ય અંગો કહેવામાં આવ્યાં છે તે મુખ્ય અંગોમાં મનુષ્યનો ભવ એ પ્રથમ અગ જણાવ્યા બાદ બીજા અંગ તરીકે જિનવાણીના શ્રવણને જ ગણવામા આવેલ છે.

## આત્માનો સંસારી પર્યાય એ વિકારી પર્યાય છે. સિદ્ધપર્યાય એ અવિકારી પર્યાય છે.

જિનવાણીનુ થોડુ ઘણું શ્રવણ થયેલ હોય તો જ આત્માનો સસારી પર્યાય અનાદિ છે અને સિદ્ધપર્યાય અનંત છે, એ વાત ખ્યાલમા આવી શકે. આત્માનો સંસારી પર્યાય એ વિકારી પર્યાય છે અને સિદ્ધપર્યાય એ અવિકારી પર્યાય છે. આત્માનો સંસારી પર્યાય ભલે અનાદિ છે, પરતુ કઈ અપેક્ષાએ અનાદિ છે ? તે પણ સમજવું જોઈએ. **પંચસૂત્ર** ગ્રન્થના 'अणाइ जीवे, अणाइ जीवस्स भवे, अणाइकम्मसंजोगनिव्वत्तिए' ઈત્યાદિ પદોદ્વારા જીવ અનાદિ છે, જીવનો સસાર અનાદિ છે અને સસારના કારણભૂત કર્મનો સયોગ પણ અનાદિ છે, વગેરે વાત સ્પષ્ટપણે જણાવવામા આવેલ છે યુક્તિથી પણ આત્માનુ, આત્માના સસારનુ અને સસારના કારણભૂત કર્મસંયોગનુ અનાદિપણુ માન્યા સિવાય ચાલે તેમ નથી. તે વિષયની યુક્તિઓ વળી અવસરે કોઈ વાર સમજાવવામા આવશે, અત્યારે તો આત્માનો સસારી પર્યાય કઈ અપેક્ષાએ અનાદિ છે? તે જ સમજવાનું છે. એકેન્દ્રિયપણુ એ પણ સસારી પર્યાય છે. બેઇન્દ્રિયપણુ એ પણ સસારી પર્યાય છે, યાવત્ પંચેન્દ્રિયપણુ એ પણ સંસારી પર્યાય છે, સ્થાવરપણુ એ પણ સસારી પર્યાય છે, ત્રસપણું એ પણ સંસારી પર્યાય છે, પ્રત્યેકપણુ એ પણ સસારી પર્યાય છે અને સાધારણપણું એ પણ સંસારીપર્યાય છે. દેવ, નારકી, તિર્યંચ અને મનુષ્ય એ પણ બધાય સસારી પર્યાયો છે. એ બધાય સંસારી પર્યાયો અઘાતી કર્મના ઉદયદ્વારા પ્રાપ્ત થાય છે. અનાદિકાલથી સસારમા વર્તતા આત્માને એ પર્યાયો પૈકી કોઇને કોઈ પર્યાય અવશ્ય વર્તતો હોય છે, પરતુ જે પર્યાય વર્તતો હોય તે કાયમનો નથી હોતો. અમુક કાળ સુધી તે પર્યાય ટકે, પુન તે પર્યાયનો વિનાશ થાય અને નવા કોઈ પર્યાયની ઉત્પત્તિ થાય પરંતુ તે અવાતર પર્યાયોની ઉત્પત્તિ તથા વિનાશ છતા સસારી પર્યાય એ તો દરેક પર્યાયમા સાથે હોય છે. બાલ અવસ્થામાંથી યુવાન થાય, યુવાનમાથી પ્રૌઢ થાય અને પ્રૌઢ અવસ્થામાથી વૃદ્ધ થાય છતા એ બાલ, યુવાન, પ્રૌઢ કે વૃદ્ધ મનુષ્ય તો કહેવાય જ છે. એ પ્રમાણે અઘાતીના ઔદયિકભાવથી પ્રગટ થયેલા નારકી, દેવ, મનુષ્ય કે તિર્યંચાદિ પર્યાયોમા અને ઘાતી કર્મોદયજન્ય અજ્ઞાની, મિથ્યાદષ્ટિ, ક્રોધી વગેરે પર્યાયોમા સંસારી પર્યાય તો અનુગત જ રહેલો છે. અમુક સંસારી પર્યાયની ઉત્પત્તિ અને વિનાશ સભવી શકે છે, પરતુ પ્રવાહની અપેક્ષાએ સંસારી પર્યાયની ઉત્પત્તિનો સભવ નથી. આ દૃષ્ટિ ખ્યાલમા આવે તો જીવનો સંસારી પર્યાય પર્યાય છતાં અનાદિ કેમ હોય ? એ પ્રશ્નનું જરૂર સમાધાન થઈ જશે.

જીવના સસારી પર્યાય અગે અનાદિપણાનો આટલો વિચાર કર્યા બાદ જીવના સિદ્ધ પર્યાયનુ અનતપણું કેવી રીતે ? તે અગે થોડો વિચાર કરી લઈએ. પહેલા તો સિદ્ધપણું

એટલે શુ ? તે જરા સમજવાની જરૂર છે. શ્રી **આનંદઘનજી મહારાજે** ભગવાન્ **પદ્મપ્રભુ**સ્વામીના સ્તવનમાં જણાવેલ છે કે–

**'અન્ય સંયોગી જિહાં લગી આતમા રે, સંસારી કહેવાય'**

આત્માને આત્માથી અન્ય કોઈપિણ દ્રવ્યનો તાદાત્મ્ય સંબંધ જ્યાં સુધી હોય ત્યાં સુધી તેને **સંસારી** કહેવાય છે. અહિં કર્મસ્કંધો વિના બીજા કોઈના સંબંધની વિચારણાનો અવકાશ નથી. કર્મસ્કધોનો જ્યા સુધી આત્માની સાથે તાદાત્મ્ય સંબંધ છે ત્યા સુધી આત્માનો સંસાર છે, પરંતુ કર્મનો એ સબંધ આત્માથી સર્વથા છૂટી ગયો એટલે હવે એ સંસારી નથી પણ સિદ્ધ છે, કર્મ વર્ગણાના સ્કંધોનો સંયોગસબંધ તો સિધ્ધાવસ્થામા વર્તતા આત્માઓને પણ હોય છે. પરંતુ એ સંયોગ સંબંધમાત્રથી કર્મસ્કંધોની અસર આત્માને જરાય થતી નથી. જ્યા સિદ્ધ ભગવતો છે ત્યા સૂક્ષ્મ નિગોદના જીવો યાવત્ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાચે ય પ્રકારના સૂક્ષ્મ જીવો રહેલા છે. આઠેય વર્ગણાના સ્કધો પણ ત્યાં રહેલા છે. નિગોદના જીવો સમયે સમયે અવ્યક્ત વિભાવ પરિણામવડે તે કર્મસ્કંધોને ગ્રહણ કરે છે. જ્યારે સિધ્ધ ભગવતોને સ્વભાવ પરિણામની પૂર્ણતા અને અવિકારીભાવ હોવાથી સંયોગસબધ છતા એ કર્મસ્કંધોનુ યત્કિંચિત્ પણ ગ્રહણ નથી થતુ. તાત્પર્ય એ થયુ કે–સકલ કર્મનો ક્ષય થવો અને આત્માનુ આત્મસ્વભાવમા જ રહેવું તેનું નામ સિધ્ધાવસ્થા છે. આ સિધ્ધાવસ્થા પ્રાપ્ત થયા બાદ હવે ભવિષ્યમા અનતકાળે પણ એ સિદ્ધ અવસ્થામાંથી બીજી અવસ્થા આવવાની નથી. અને તેથી જ સિધ્ધપણુ શાસ્ત્રમા **સાદિ અનંતભાવે** કહેલ છે. જે સમયે સકલ કર્મનો ક્ષય થાય તે સમયે સિદ્ધપણાની આદિ, અને ભવિષ્યમાં એ સિધ્ધાવસ્થાનુ અનતકાળ પર્યત રહેવાપણું એટલે સિધ્ધપણુ અનત છે. સિધ્ધ દશા અનંતકાળ પર્યત બરાબર રહેવાની છે, છતા એ સિધ્ધપણામા પ્રતિસમય અવાન્તર પર્યાયોની ઉત્પત્તિ અને વિનાશ તો ચાલુ જ છે.

## સિદ્ધ ભગવંતોને પર્યાયો કેવી રીતે હોય ? તેની વિચારણા.

સભામાથી **પ્રશ્ન** સંસારી અવસ્થામા તો કર્મના ઉદયજન્ય પર્યાયની ઉત્પત્તિ અને વિનાશ થાય એ બરાબર છે, પરતુ સિદ્ધદશામા કર્મના બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનો સર્વથા અભાવ છે, તો તેમને પર્યાયની ઉત્પત્તિ અને વિનાશ કઇ અપેક્ષાએ માનવા ?

**સમાધાન** કર્મના ઉદયથી જેમ આત્મામા ભિન્ન ભિન્ન પર્યાયોની ઉત્પત્તિ તેમજ વિનાશ થાય છે, તે પ્રમાણે પર્યાયની ઉત્પત્તિ તથા વિનાશના બીજા અનેક કારણો છે. સિદ્ધ ભગવતનો આત્મા આરિસાના જેવો નિર્મળ છે. આરિસામા જેમ સન્મુખ રહેલા પદાર્થનુ પ્રતિબિબ પડે છે. તે પ્રમાણે સિદ્ધ ભગવતના આત્મામા ભૂત, વર્તમાન અને ભવિષ્ય એમ ત્રણે ય કાળના સર્વ ભાવોનુ પ્રતિબિબ પડે છે. અર્થાત્ અખિલ વિશ્વના ત્રૈકાલિક ભાવોને સિદ્ધ ભગવતો ક્ષણે ક્ષણે જાણે છે અને દેખે છે. જાણવા–જોવા યોગ્ય જે અનંત જ્ઞેય પદાર્થો છે, તેમા પ્રતિક્ષણે કોઈ ને કોઇ પ્રકારનુ પરિવર્તન થાય છે અને એવા ક્ષણે ક્ષણે પરિવર્તન ભાવને પ્રાપ્ત થનારા અનત જ્ઞેય પદાર્થોના જ્ઞાનમા પણ પરિવર્તન થતું

હોવાથી ગુણ અને ગુણીના અભેદની અપેક્ષાએ સિદ્ધ ભગવંતમા પણ પર્યાયની ઉત્પત્તિ તથા વિનાશ માનવામા કશી અગવડ નથી આવતી. તમો હાથમાં નવકારવાલી લઈને બેઠા હો તે સમયે તમારું પ્રતિબિંબ આરિસામાં તેવા આકારવાળું પડશે. એના એ જ તમો નવકારવાલી બાજુમાં મૂકીને હાથમાં પુસ્તક રાખશો એટલે તે આરિસામાં તમારું પુસ્તક સાથેનું પ્રતિબિંબ પડશે. આરિસો તો તેનો તે જ છે, છતા નવકારવાળી હાથમા હતી ત્યારે નવકારવાળીના પ્રતિબિંબવાળો આરિસો હતો નવકારવાલીને બદલે પુસ્તક હાથમાં લીધું એટલે નવકારવાળીના પ્રતિબિંબવાળા આરિસાનો વિનાશ થયો. અને પુસ્તકના પ્રતિબિંબવાળા આરિસાની ઉત્પત્તિ થઇ. જેમ આરિસો કાયમ તેનો તે જ છતા તેમા પડતા નવાં નવાં પ્રતિબિંબોની અપેક્ષાએ આરિસાના ભિન્ન ભિન્ન પર્યાય માનવામા આવે છે, તે જ પ્રમાણે આત્મામાં નવા નવા પર્યાયવાળા જ્ઞેય પદાર્થોના જ્ઞાનરૂપે પ્રતિબિંબો ક્ષણે ક્ષણે પડતા હોવાથી તે રીતે સિદ્ધ ભગવંતને પણ સિદ્ધપણું સાદિ–અનતભાવે કાયમ છતા અવાન્તર પર્યાયો માનવામા જરા પણ વિરોધ આવે તેમ નથી. ઉપરાંત કાળની અપેક્ષાએ પણ ક્ષણે ક્ષણે સિદ્ધ ભગવંતને પર્યાયની ઉત્પત્તિ અને વિનાશ માનવામા આવે છે તે કેવી રીતે મનાય છે એ વાત વળી બીજી કોઈવાર વિચારીશુ. બહુ બારીક વ્યાખ્યા વધુ ચાલશે એટલે તમો મુંઝાશો, બાકી સૂક્ષ્મ વિષયોના ચિતનમા આત્મા એકાગ્ર બની જાય તે વખતે તેનો કેટલો સમય પસાર થયો તેનો ખ્યાલ નથી રહેતો એટલુ જ નહિં પણ આવા વિષયોની એકાગ્રતા એટલે ઉચ્ચ કોટિનો **અનુપ્રેક્ષા** નામનો સ્વાધ્યાય થાય અને એ સ્વાધ્યાયથી કર્મની સકામનિર્જરા પણ જરૂર વધુ પ્રમાણમા થાય.

## અનાદિસાન્ત અને અનાદિઅનંત ભાવો.

જગતમા વર્તતા સર્વ ભાવોની સ્થિતિ સાદિસાન્ત, સાદિઅનત, અનાદિસાંત અને અનાદિ અનત એ ચાર પ્રકારમાથી કોઈ પણ એક પ્રકારની હોઈ શકે, એ વિષયની આજે વ્યાખ્યા શરૂ થયેલ છે. દરમ્યાન પ્રશ્નોત્તરી થતા સસારી અને સિદ્ધના પર્યાયો સબંધી વિવેચન કરવામા આવ્યુ તાત્પર્ય એ થયુ કે–મનુષ્યપર્યાય, દેવપર્યાય વગેરે સાદિસાન્ત ભાવો છે, કેવલજ્ઞાન, કેવલદર્શન, સિદ્ધત્વ, વગેરે ભાવો સાદિઅનત ભાવો છે, અર્થાત્ પ્રગટ થયા બાદ તે ભાવો સદાકાળ અવસ્થિત રહેવાના છે. ભવ્યજીવની અપેક્ષાએ સસારી પર્યાય, મિથ્યાદષ્ટિ પર્યાય, અજ્ઞાની પર્યાય, અવિરતિ પર્યાય એ બધાય અનાદિસાન્ત ભાવો છે. એ ભવ્ય આત્માને સકલ કર્મનો જ્યારે ક્ષય થાય ત્યારે કર્મજન્ય અનાદિના સસારી પર્યાયનો પણ ક્ષય થાય. એ ભવ્ય આત્મા અનાદિ મિથ્યાદષ્ટિપણામાથી જ્યારે પ્રથમ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે એટલે અનાદિ મિથ્યાદષ્ટિ પર્યાયનો અત થાય, એ ભવ્ય આત્માને સમ્યગ્દર્શન થાય એટલે તેના સહયોગથી સમ્યગ્જ્ઞાન પ્રગટ થતા અનાદિનો અજ્ઞાન પર્યાય વિનાશ પામે. એ ભવ્ય જીવને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ ભાવથી સર્વવિરતિના પરિણામ આવે અર્થાત્ છઠ્ઠા ગુણસ્થાનકે પહોંચે એટલે અનાદિનો અવિરતિપર્યાય ચાલ્યો જાય આ પ્રમાણે અનાદિસાન્ત નામના ત્રીજા પ્રકારને ઘટાવવો. ચોથા પ્રકારમા–આત્મા અનાદિ છે અને અનત છે, ધર્માસ્તિકાય અનાદિઅનત છે. એ પ્રમાણે અધર્માસ્તિકાય વગેરે બધાય

દ્રવ્યો અનાદિઅનંત ભાંગે ઘટી શકે છે. લોક પણ અનાદિઅનંત છે તેમજ આલોક પણ અનાદિઅનંત છે. આ પ્રમાણે વિશ્વના બધાય ભાવોમા યથાયોગ્ય રીતે કાળની ઘટના થઈ શકે છે.

## ક્ષાયિક ભાવે પ્રગટ થયેલ શક્તિઓ અનંત જ હોય છે.

ટીકાકાર ભગવંતે શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર કરવાના પ્રસંગમા સર્વજ્ઞ-ઈશ્વર એ બે વિશેષણો આપ્યા બાદ ત્રીજું **'અનંત'** વિશેષણ આપેલ છે. એ અનતપદના નિરૂપણ પ્રસંગે ઉપરના ચારેય ભાગાઓ જણાવવામા આવ્યા છે. આપણા જિનેશ્વર ભગવંત પણ સિધ્ધદશાની અપેક્ષાએ અનત છે અથવા અનંત જ્ઞેય ભાવોના જ્ઞાતા હોવાથી પણ અનત છે. બીજી વાત પણ એક ખાસ આ પ્રસંગે સમજવાની છે. માનો કે તમોને તમારા પુન્યયોગે રાજા-મહારાજાનુ બિરુદ મળ્યું અથવા વાસુદેવ કે ચક્રવર્તી પદની પ્રાપ્તિ થઇ પરતુ એ રાજા મહારાજાનુ બિરુદ કે ચક્રવર્તી પદવી અનતકાળ પર્યંત રહેવાની નથી. આયુષ્ય પૂર્ણ થતા એ પદ કે બિરુદનો વિનાશ થાય છે, પુન્ય વેલાસર ભોગવાઈ જાય તો આયુષ્ય પૂર્ણ થવા અગાઉ પણ એ રાજા-મહારાજાના બિરુદો ઠેકાણે પડી જાય છે વર્તમાનમા તમો બધાય જાણો છો કે રાજા-મહારાજાઓ પોતાની નીતિ અને કર્તવ્યથી ચૂકયા, મોજશોખ અને વૈભવવિલાસની પ્રવૃત્તિ હદ ઉપરાંત વધારી દીધી, પ્રજાના પાલકને બદલે કોઈ કોઈવાર પ્રજાના કાળ જેવા બન્યા, પરિણામે પુન્યાઈ ખલાસ થતા સત્તાના સિંહાસનથી નીચે ઉતરવુ પડયુ. જે વ્યક્તિને જે અધિકાર મલ્યો હોય તે અધિકારની ફરજ જો ન સમજાય અને વિરુદ્ધ વર્તન થાય તો ઘણા ભાગે તે અધિકારનો ભોગવટો દીર્ઘકાળ સુધી નથી ચાલી શકતો. કદાચ પડખીયાઓ અનુકૂલ હોય તો પણ છેવટે વ્હેલા મોડી કર્મસત્તા પોતાનો પ્રભાવ જરૂર અજમાવે છે. આપણે પણ આ પ્રસંગે ખૂબ ખૂબ સમજવાનું છે કે આપણને માનવ તરીકેનો પ્રશંસનીય અધિકાર મલ્યા બાદ માનવ તરીકેની ફરજ ચૂકીએ, માનવતાના અલકારસમા ન્યાય-નીતિ-પ્રામાણિકપણું વગેરે પ્રાથમિક સદ્ગુણોથી દૂર રહીએ, તેમજ તેથી વિરુદ્ધ અન્યાય-અનીતિના અખાડા સેવીએ તો સમજવુ કે કર્મસત્તા આપણને મળેલો માનવ અધિકાર ખુંચવી લીધા સિવાય નહિ જ રહે. તાત્પર્ય એ છે કે ચક્રવર્ત્તિપણાનુ બિરુદ કે રાજરાજેશ્વરની પદવી એ વ્હેલી મોડી વિનાશ પામનારી છે. જ્યારે સર્વજ્ઞપણુ પ્રાપ્ત થયા બાદ અનતકાળ સુધી કાયમ તે પદ ટકે છે. ઔદયિક ભાવ, ઔપશમિકભાવ, ક્ષાયોપશમિકભાવ એ કાયમ ટકવાવાળા ભાવો નથી, ક્ષાયિક ભાવ કાયમ ટકવાવાળો ભાવ છે. જ્ઞાનાવરણીયનો ક્ષય થવાથી સર્વજ્ઞપણુ પ્રાપ્ત થયુ, એટલે સર્વજ્ઞપણુ એ ક્ષાયિકભાવ છે. અંતરાયના ક્ષયથી ઈશ્વરપણુ પ્રગટ થયુ છે, માટે તે પણ ક્ષાયિકભાવ છે. ક્ષાયિકભાવ અનત જ હોય છે એ દૃષ્ટિએ ત્રીજુ વિશેષણ પણ સાર્થક છે.

## શ્રી જિનેશ્વરદેવના ચોથા વિશેષણમાં અસંગની વ્યાખ્યા.

ચોથા વિશેષણમા 'असङ्गम्' એ પદ આપવામા આવ્યુ છે. આત્મા પોતાના સ્વરૂપે નિરંજન-નિરાકાર છે કમળની પાખડી માફક અથવા કાસાના વાસણની માફક આત્મા નિર્લેપ છે. કમળની પાંખડી પાણીથી લેપાતી નથી, કાસાની થાળી પણ પાણીથી ખરડાતી નથી, તેમ આત્મા પોતાના સ્વરૂપમા હોય તો તે પણ કર્મદ્રવ્યથી જરા ય લેપાતો નથી. આપણો આત્મા

પોતાના સ્વરૂપે તો ઉપર જણાવ્યા પ્રમાણે નિરંજન છે, નિરાકાર છે, નિર્લેપ છે, નિઃસંગ છે. એમ છતા વર્તમાનમાં અનેક પ્રકારના કર્મોથી લેપાય છે તેનું કારણ એક જ છે કે–આપણા આત્માનો વર્તમાન પર્યાય નિરંજન કે નિરાકાર નથી, સત્તામા રહેલા મોહનીય કર્મની પ્રકૃતિઓનો જે આત્માને જેટલા પ્રમાણમા ઉદય છે, તેટલા પ્રમાણમા તે આત્મા લેપાયેલો છે. કોઈ એક મનુષ્ય શરીર ઉપર તેલનુ માલીશ કરીને બહાર ફરવા માટે નીકળે, તેવામાં અચાનક વ ટોળીઓ શરૂ થાય. શરીર ઉપર લંગોટ સિવાય બીજું કોઈ વસ્ત્ર તે મનુષ્યે પહેરેલ નથી, એટલે આખા શરીર ઉપર જેમ ધૂળ ચોંટી જાય અને શરીર ધૂળવડે મલિન બની જાય, તે જ પ્રમાણે મોહનીય કહો કે રાગ–દ્વેપ કહો, તેનો જ્યા સુધી આત્માને ઉદય વર્તે છે ત્યા સુધી તે આત્મામા ચિકાશ છે અને તેથી યોગવડે ગ્રહણ કરવામા આવતા કર્મવર્ગણાના સ્કધોમા સ્થિતિ અને રસ પેદા થાય છે, રાગદ્વેષનો ઉદય જ્યાં અટકી ગયો અર્થાત્ મોહનીયનો સર્વથા ઉપશમ થયો કે ક્ષય થયો એટલે આત્મા નિર્લેપ, નિર્વિકારી બને છે. પછી એ આત્માને સંસારમા રખડાવનારુ સાંપરાયિક કર્મ બંધાતું નથી.

## જેટલું કષાયોદયનું જોર તેટલો કર્મના સ્થિતિબંધમાં વધારો, જેટલી કષાયોદયની મંદતા તેટલી સ્થિતિબંધની અલ્પતા

શાસ્ત્રોમા બે પ્રકારના કર્મબધ જણાવવામા આવેલા છે. એક સાપરાયિક બધ અને બીજો ઇર્યાપથિકબંધ संपरैति पर्यटति ससारेऽनेनेति संपराय જેનાવડે સંસારમા પરિભ્રમણ થાય તેનુ નામ સપરાય છે, સપરાય બોલો કે કપાય બોલો, બન્ને પર્યાયવાચક–એકાર્થક શબ્દો છે. પ્રથમ ગુણસ્થાનથી દશમા ગુણસ્થાનક પર્યંત કષાયોદય વિદ્યમાન છે અને ત્યા સુધી જે કર્મબધ થાય તે સાપરાયિક કર્મબધ કહેવાય છે. કપાયની તીવ્રતા હોય તો કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટ બધાય, કપાયની મદતા હોય તો કર્મની જઘન્ય સ્થિતિ બધાય પ્રથમ ગુણસ્થાનકમા વર્તતા આત્માને અનતાનુબધી–અનંતાનુબધી કપાયોનો ઉદય વર્તતો હોય તો જ્ઞાનાવરણીયાદિ કર્મોની ત્રીશ કોટાકોટી વગેરે સાગરોપમની સ્થિતિ બાધે, તે જ આત્મા ચારિત્ર ગ્રહણ કરી ક્ષપકશ્રેણિ ઉપર આરોહણ કરે, દશમા ગુણસ્થાનકે પહોચે ત્યા કષાયની અત્યત મદતા હોવાથી અન્તર્મુહૂર્તનો જઘન્ય સ્થિતિબધ કરે, અને તે જ આત્મા બારમા ગુણસ્થાનકે પહોચે એટલે તે અવસ્થામા કષાયોદયનો સર્વથા અભાવ હોવાથી ત્યાં કર્મનો અતર્મુહૂર્ત જેટલો પણ સ્થિતિબધ ન હોય. ત્યા તો ફક્ત શાતાવેદનીયનો જ બધ હોય અને તે પણ પહેલા સમયે બાધે, બીજા સમયે ભોગવે અને ત્રીજા સમયમા નિર્જરા થાય, આત્મામાં નિસગપણુ આવે એટલે સ્થિતિબધનો અભાવ થાય અને સ્થિતિબધનો અભાવ થાય એટલે સસારરૂપી કેદખાનામાથી પણ મુક્તિ થાય. જેટલો કપાયનો સગ વધુ તેટલો સ્થિતિબંધ વધુ અને તેટલો ટાઈમ સસારરૂપી કેદખાનામા રહેવાની મુદત પણ વધારે. વ્યવહારમાં પણ જોવાય છે કે ગુન્હો કરનાર મનુષ્ય આવેશપૂર્વક બદદાનતથી ગુન્હો કરેલો હોય તો વધુ–લાબી જેલની શિક્ષાનો પાત્ર થાય છે, અને અજાણતા ગુન્હો થયો હોય અથવા ગુન્હો કરવામાં ખાસ તેવી બદદાનત તેમજ આવેશ ન હોય તેમ કોર્ટમા સાબિત થાય તો તેને ઘણી ઓછી શિક્ષા થાય છે. કોઈ કોઇવાર બિનગુન્હેગાર સાબિત થઈને છૂટી પણ જાય છે.

## સંસાર એ તો ગુન્હેગાર આત્માઓ માટેનું કેદખાનું છે. જેવો ગુન્હો તેવી કોટડીમાં જવું પડે છે.

આત્મા માટે સંસાર એ એક જાતની જેલ છે. અનાદિકાલથી આત્મા ગુન્હેગાર બનતો આવ્યો છે. અજ્ઞાનદશામા તો ગુન્હા થાય, પણ આજે તો ડાહ્યા અને સમાજમા અક્કલવાન-બુદ્ધિવાન તરીકે ગણાતા આત્માઓની અંતરંગ પરિસ્થિતિ વિચારાય તો ગુન્હેગારીનો પાર નથી. અપરંપાર ગુન્હાઓનું સેવન થાય છે. જેટલા પ્રમાણુમા આત્મસ્વરૂપમા આત્મા ટકે તેટલા પ્રમાણુમા તે બીનગુન્હેગાર છે, જેટલા પ્રમાણુમા પોતાના સ્વરૂપથી બીજી પ્રવૃત્તિ કરે તેટલા પ્રમાણુમા આત્મા ગુન્હેગાર છે. **જગતના સર્વ ભાવો જાણવા, જોવા અને પોતાના સ્વભાવમાં જ રમણુતા થવી, એ આત્માનું શુદ્ધસ્વરૂપ છે.** તે કક્ષાએ આત્મા જ્યારે પહોચે ત્યારે આત્મા સર્વથા બીનગુન્હેગાર છે, પરંતુ પોતાના સ્વરૂપમા જેટલા પ્રમાણુમા ખામી તેટલા પ્રમાણુમા આત્મા અપરાધી છે. આપણા આત્માની દશાનો આજે વિચાર કરશો તો અપરાધનું-ગુન્હાઓનુ જ જાણે ઘર ન હોય તેવી આપણી દશા છે. જે વસ્તુ જેમ હોય તેને તે પ્રમાણે જાણવી અને માનવી તે આત્માનો શુદ્ધસ્વભાવ. જરા વિચારો કે આજે તે પ્રમાણે જાણવાની અને માનવાની વાત છે ખરી? મોટા ભાગના જીવોને તો જડ અને ચેતનના ભેદનુ જ્ઞાન જ નથી અને કદાચ કોઈ કોઈ વ્યક્તિઓને જિનવાણી-શ્રવણ કરવાના પ્રભાવે જડ અને ચેતનનુ ભેદજ્ઞાન થયુ હોય તો તે શબ્દરૂપે હોય છે પણ માન્યતા તે પ્રમાણે નથી અહિં જ્યારે બેઠા હો, વ્યાખ્યાનવાણી શ્રવણ કરતા હો, ત્યારે બધી બાબતની હા પાડો તમને પૂછવામા આવે કે શરીર-સંપત્તિ-ઘર-બાર-કુટુંબ-કબીલો એ આત્માના પોતાના છે કે પરાયા છે? જવાબ તો 'પરાયા છે' એમ જ આપશો, પરંતુ જવાબ શબ્દ પૂરતો જ છે. માન્યતા તેને લાયકની હજુ નથી થઈ, જેને શરીરાદિ ભાવો આત્માથી પર છે એવુ જાણપણું તેમજ માન્યતા થયેલ હોય તેની પ્રવૃત્તિમા ખૂબ તફાવત પડે. શરીરાદિ બાહ્ય ભાવોને સાચી રીતે માનનારો આત્મા એ પરભાવોથી દૂર રહેવાનો પ્રયાસ કરે મહાનુભાવો! તમો દૂર રહેવાનો પ્રયાસ કરો છો કે વધુ નજીકમા જવાનો પ્રયાસ કરો છો? એ માન્યતા જેના અંતરમા યથાર્થ પ્રગટી છે તે તો એક જ ભાવના ભાવે કે 'ક્યારે મને અવસર મળે અને આ સર્વ બાહ્ય જંજાળમાથી મુક્ત બની સંયમનો સ્વીકાર કરુ કદાચ સંયમને લાયક વીર્યોલ્લાસ ન જાગે અને સંસારમા રહે તો પણ સંસારી પ્રવૃત્તિઓમા તેનો ઉદાસીનભાવ હોય. સાચી માન્યતા તેનું નામ સમ્યગ્દર્શન. અને એ સમ્યગ્દર્શન પ્રગટ થયા બાદ કદાચ સંસારમા રહેવુ પડે તો નિરુપાયે રહે પણ સંસારમા રમે નહિં રહેવું અને રમવુ એમાં આસમાન જમીન જેટલુ અંતર છે જ્ઞાનીઓ પણ જણાવે છે કે-"सम्यग्दर्शनपूतात्मा रमते न भवोदधौ" સમ્યગ્દર્શનથી પવિત્ર થયેલો આત્મા સંસારમા રમતો નથી. સંસારમા ગમે તેટલા બાહ્ય સુખના સાધનો મળે તો પણ તેમા તે આનંદ માનતો નથી. સમ્યગ્દર્શનના પ્રભાવથી એને આત્મસ્વરૂપમાં રુચિ જાગૃત થઈ છે. આત્મસ્વરૂપને પ્રગટ કરવા તેનું લક્ષ્ય હોય છે. અનાદિકાલના કર્મના બંધનમાથી મુક્તિ માટે તે ભાવના ભાવે છે, દેવલોકના સુખો પણ આત્માના સ્વાભાવિક સુખ પાસે તેને તુચ્છ ભાસે છે એ તો એમ જ માને કે-ભલે ટાઈમસર, સારામા સારુ ખાવા-પીવાનું, પહેરવા-ઓઢવાનુ મળતું હોય પરંતુ હાથ-

પગમા સાકળના બધન હોય અથવા પાચ હાથની ઓરડી બહાર જવા માટે સખ્ત પ્રતિબંધ હોય તો ખાવા-પીવા તરફ કે પહેરવા-ઓઢવા તરફ જેમ પ્રેમ નથી થતો તેમ **આત્મા જ્યાં સુધી કર્મની બેડીઓમાં બંધાયેલો હોય ત્યાં સુધી દેવલોકના દિવ્ય-સુખમાં પણ કેમ આનંદ આવે ?** આપણે તો એ વાત વિચારીએ છીએ કે આપણને ઘણાભાગે વસ્તુનુ વસ્તુસ્વરૂપે જાણપણુ નથી અને કદાચ કોઈવાર જાણપણું થાય તો તેને લાયક હજુ માન્યતા નથી અને માન્યતા થઈ તો તેને લાયક વર્તન નથી, **સાચું જાણ-પણું થવું તેનું નામ સમ્યગ્જ્ઞાન, સાચી માન્યતા થવી તેનું નામ સમ્યગ્-દર્શન અને માન્યતા પ્રમાણે યથાર્થ વર્તન થવું તેનું નામ સમ્યક્ચારિત્ર.** એ ત્રણેય ગુણો પરિપૂર્ણપણાએ આત્મામાં પ્રગટ થાય ત્યારે આત્મા સર્વથા બિનગુન્હેગાર ગણાય પણ જ્યા સુધી સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રના સ્થાને અજ્ઞાન, મિથ્યાત્વ અને અવિરતિ જ વર્તતી હોય, જાણપણાનું ઠેકાણુ ન હોય, માન્યતા પણ વિપરીત હોય અને સ્વરૂપરમણતાના બદલે બાહ્ય ભાવની જ રમણતા હોય ત્યા સુધી આત્મા સપૂર્ણતયા ગુન્હેગાર છે, આત્માને ભવ્યત્વદશાનો પરિપાક થાય અને સમ્યગ્દર્શન ગુણ પ્રાપ્ત થાય એટલે અલબત્ત તેટલા પ્રમાણમા ગુન્હેગારી ઘટી છે પરતુ હજુ બાર કષાયોના ઉદયજન્ય અવિરતિ એટલે બાહ્ય ભાવની રમણતા વર્તે છે, ત્યા સુધી તેટલા પ્રમાણમા ગુન્હેગારી છે, **આત્માનું પોતાનું કામ પોતાના ઘરને સંભાળવાનું છે પારકી પંચાત કરવાનું નથી. અવિરતિ એટલે પારકી પંચાત છે.** એ પારકી પચાત ટળે, અવિરતિના સ્થાને સર્વવિરતિ આવે અને આવ્યા બાદ પણ તેમા જાગૃતિ રહે ત્યારે તે આત્મા બીલકુલ નિરપરાધી ગણાય. સર્વવિરતિ આવ્યા બાદ નિમિત્ત મળતા શિથિલતા આવી જાય તો તેટલા પ્રમાણમા અપરાધી થયો કહેવાય. દુનિયામા થતા અપરાધની બાહ્ય શિક્ષાઓમાથી કોઈવાર બચી પણ જવાય પરતુ અહિ આત્માના ઘરમા જેટલા જેટલા અપરાધ થાય તેટલા પ્રમાણમા સાપરાયિક બંધ થાય અને તેટલે અશે સસારની ચાર ગતિ પૈકી યથાયોગ્ય કોઈપણ ગતિમાં તેને બધાઈને કેદની માફક રહેવુ પડે.

## ચાર ગતિ પૈકી કઈ ગતિમાં કોણ આત્મા ઉત્પન્ન થાય ?

આજની તમારા શહેરની જેલમા જેમ ફર્સ્ટ કલાસ, સેકડ કલાસ, થર્ડ કલાસ વગેરે વિભાગવાર કોટડીઓ છે અને જેવો ગુન્હો તેને લાયક તે તે કોટડીમા ગુન્હેગારને પૂરવામા આવે છે તેમ સંસારરૂપી જેલમા પણ ફર્સ્ટ કલાસ, સેકંડ કલાસ, થર્ડ કલાસ અને ફોર્થ કલાસ એમ ચાર કલાસ છે. દેવલોક એ પહેલા નબરની જેલ છે. મનુષ્યલોક એ બીજા નબરની, તિર્યંચ-ગતિ એ ત્રીજા નબરની અને નારકીનુ સ્થાન એ ચોથા નબરની જેલ છે, આ તો સ્થૂલ દૃષ્ટિએ વિભાગો પાડ્યા છે, પેટા વિભાગો બીજા ઘણાય પાડી શકાય. આત્મા દ્રવ્યથી કે દ્રવ્ય તેમજ ભાવથી ધર્મની પ્રવૃત્તિમા જોડાયો હોય, હિસા-જૂઠ વગેરે પાપસ્થાનકોનો ત્યાગ હોય, ઉપરથી કે અતરથી કષાયની મદતા હોય તે આત્મા દેવગતિ-દેવઆયુષ્યનો બધ કરે છે તત્ત્વાર્થાધિગમ સૂત્રમા પણ લખેલ છે કે-'सरागसंयमसंयमासंयमाकामनिर्जराबालतपांसि देवस्य' [ તત્ત્વાર્થ-અધ્યાય ૬, સૂ ૨૦ ] સરાગ સંયમ, દેશવિરતિ, અકામ નિર્જરા અને અજ્ઞાન તપસ્યા એ

દેવગતિ–દેવાયુષ્યના હેતુઓ છે. ચારિત્ર જો કે મોક્ષનું કારણ છે. છતા એ ચારિત્રમાં વીતરાગ દશા જ્યા સુધી પ્રગટ ન થાય, સરાગદશા અમુક પ્રમાણમા વર્તતી હોય ત્યાં સુધી તેટલા પ્રમાણમાં આત્મા શુભ વિકારી ભાવવાળો છે, અને શુભ વિકારી ભાવ–દ્વારા સંસારના ચાર વિભાગો પૈકી દેવગતિરૂપી પહેલા નંબરની જેલમા તે આત્માને અમુક સમય રહેવુ પડે છે. દેવભવમાથી પુનઃ મનુષ્યપણું પામી સંયમની આરાધનાના સંસ્કાર અંગે ચારિત્ર ગ્રહણ કરી, વીતરાગસંયમ કેવળજ્ઞાન અને મુક્તિનો છેવટ સાત આઠ ભવમા તે આત્મા જરૂર અધિકારી થાય છે, પરંતુ જ્યા સુધી સંયમની સાથે રાગભાવ અમુક હદનો પણ રહેલો છે ત્યા સુધી તેને મોક્ષ નથી મળતો. આ હકીકત ઉપરથી 'સરાગ સંયમ સંસારનું કારણ છે' એવી અવળી માન્યતા ઊભી કરવાની જરાપણ જરૂર નથી. જ્યારે જ્યારે આત્મા ચારિત્ર ગ્રહણ કરશે ત્યારે પહેલાં તો સરાગ સંયમ જ તેને પ્રાપ્ત થશે અને સંયમમા વીતરાગપણાનું લક્ષ્ય રાખી તેને લાયક પુરુષાર્થ જે ફેરવશે તે આત્મા રાગભાવને ઘટાડતો ઘટાડતો અનુક્રમે વીતરાગ દશાએ પહોચી જશે સંયમ એ તો મુક્તિનુ અસાધારણ કારણ છે, પરંતુ એમા જેટલો રાગભાવનો અંશ છે તેટલા પ્રમાણમા જ તેને સંસારમા રહેવુ પડે છે, અને તે રાગભાવ પણ પ્રશસ્ત હોવાથી પુણ્યાનુબંધી પુણ્યનો હેતુ છે. દેશવિરતિ માટે પણ એ પ્રમાણે વિચારવુ. સરાગ સંયમ કરતા દેશવિરતિમા રાગદશાનુ પ્રમાણ વધારે છે, તેમજ અવિરતિનો વધુ અંશ પણ સાથે બેઠો છે, એટલે સરાગસંયમી આત્માની અપેક્ષાએ દેશવિરતિવંતને સંસારમા દેવલોક–મનુષ્યાદિના સ્થાનમા વધારે ટાઇમ રહેવુ પડે છે અકામ નિર્જરા અને અજ્ઞાન તપસ્યામાં તો બાહ્ય કષ્ટક્રિયા અને વ્યવહાર પૂરતો જ ધર્મ છે, એ કષ્ટક્રિયા તેમજ વ્યવહાર ધર્મથી એક વાર દિવ્ય સુખો તે આત્માને પ્રાપ્ત તો થઈ જાય, પણ દેવભવનુ આયુષ્ય પૂર્ણ થાય એટલે સંસારનુ પરિભ્રમણ પુનઃ તેવુ ને તેવુ ચાલ્યા કરે. **જ્ઞાનયોગ સાથેનો ઓછો પણ ધર્મ આત્માને પરંપરાએ મુક્તિ પ્રાપ્ત કરાવે, જ્યારે જ્ઞાનયોગ વિનાનો વધુ પણ કરેલો ધર્મ મોક્ષ સુધી પહોંચાડવા સમર્થ ન થાય.** સ્વભાવમા સરળતા હોય, બહુ અભિમાની સ્વભાવ ન હોય, પરિગ્રહની તીવ્ર મૂર્છા ન હોય એવો આત્મા અમુક પ્રકારના કષાયોનો સંગ હોવાથી મનુષ્યગતિ, મનુષ્ય આયુષ્ય બાંધી બીજા નંબરની સંસારરૂપી જેલની કોટડીમા જાય છે, જેનામા કૂડ–કપટ, અન્યાય, અનીતિનુ જોર છે અને તેથી કષાયના સંગનુ પ્રમાણ વધુ છે તેવા આત્માઓ તીર્યંચ પશુ પક્ષી વગેરેનું આયુષ્ય બાંધી ત્રીજા નંબરની દુઃખભરેલી કોટડીમા ઉત્પન્ન થાય છે અને જે આત્માઓ મિથ્યાદૃષ્ટિ છે, મહારંભી છે, પરિગ્રહની મૂર્છામા મમ્મણ શેઠ જેવી દશાને ભોગવનારા છે, તીવ્ર ક્રોધના પરિણામવાળા છે, પાપી વિચારોથી જેનુ હૈયુ ભરેલુ છે અને આચારવિચારનુ જરા પણ ઠેકાણુ નથી એવા આત્માઓ કષાયના તીવ્ર સંગવાળા હોવાથી નરકનુ આયુષ્ય, નરકગતિ બાંધી અત્યંત દુઃખથી ભરપૂર એવી ચોથા નંબરની સંસારરૂપી જેલની કોટડીમા ઉત્પન્ન થાય છે. બધાય વિવેચનનો સાર એક જ છે કે–જ્યા સુધી આત્મામા કષાયનો યત્કિંચિત્ પણ સંગ છે અને તેની સાથે પ્રમાદભાવ છે ત્યા સુધી જે કર્મબંધન ચાલુ છે, તે **સાંપરાયિક કર્મબંધન** કહેવાય છે. એટલે તેને ભોગવવા માટે તે આત્માને સંસારરૂપી કેદખાનામા જકડાઈ રહેવુ પડે છે, તેમ જ કષ [illegible] ભાવ થયો, ફક્ત મન, વચન

કાયાના વ્યાપારવડે જે કર્મ બધાય છે તે **ઈર્યાપથિક કર્મ** કહેવાય છે. એ કર્મનો બંધ છતા તે આત્મા નિ:સગ છે એટલે શીઘ્ર મોક્ષમા ચાલ્યો જાય છે.

આપણા ભગવાન્ જિનેશ્વરદેવ જેમ સર્વજ્ઞ છે, ઈશ્વર છે, અનંત છે, તેમ અસંગ પણ છે. જ્ઞાનાવરણના ક્ષયથી સર્વજ્ઞપણું સમજવાનું છે, અહિં સર્વજ્ઞપણાની સાથે સર્વદર્શિપણાનું વિશેષણ પ્રગટ આપવામા નથી આવ્યુ તો પણ ઉપલક્ષણથી ભગવંતને સર્વદર્શી સમજી લેવાના છે જે સર્વજ્ઞ હોય તે સર્વદર્શી અવશ્ય હોય જ એટલે જ્ઞાનાવરણના ક્ષયથી જેમ સર્વજ્ઞપણુ માન્યુ તેમ દર્શનાવરણના ક્ષયથી સર્વદર્શીપણુ માની લેવાનું છે. અતરાય કર્મના ક્ષયથી ઈશ્વરપણુ સમજવાનુ છે ( એ બધાય ગુણો ક્ષાયિકભાવે હોવાથી 'અનંત' વિશેષણ આપ્યુ છે ) તેજ રીતે મોહનીય કર્મના ક્ષયથી ભગવંતને અહિં 'અસંગ'નું વિશેષણ આપવામા આવેલ છે. ટીકાકાર ભગવાન અભયદેવસૂરિ મહારાજાએ જે જે વિશેષણો ઉચ્ચાર્યા છે તે એમ ને એમ અવ્યવસ્થિત રીતે નથી ઉચ્ચાર્યા સર્વજ્ઞ હોય તેજ ઈશ્વર હોય, સર્વજ્ઞપણુ, ઈશ્વરપણુ સાદિ અનત ભાવે રહેવાનુ છે અને એવું અનંતકાળ પર્યત રહેનાર સર્વજ્ઞપણુ તેમજ ઈશ્વરપણુ મોહનીયના ક્ષય સિવાય અને તે ક્ષયથી ઉત્પન્ન થયેલા અસંગપણા સિવાય સભવી શકે જ નહિં **મોહ–માયામાં જે મુંઝાયા તે કોઈ કાળે આત્મવિકાસ ન સાધી શકયા. મોહ–માયાને લાત મારી જે મહાનુભાવો નિ:સંગ બન્યા તે જ આત્માઓ આત્માનો વિકાસ સાધી સર્વજ્ઞ તેમજ ઈશ્વરપદના ભોક્તા થયા.** આપણે પણ આત્માનો વિકાસ સાધવો હોય તો મોહ–માયાની મુઝવણ ઘટાડી આત્માને નિ.સગ બનાવવા પ્રયત્ન કરવો જ પડશે કોઈ પણ ઓછી કે વધુ ધર્મની પ્રવૃત્તિમા, ભલે પછી તે ધર્મકરણી શ્રાવકોચિત હોય કે સાધુની કરણી હોય પરતુ તેમા મોહને, રાગદ્વેષના પરિણામને, કષાયભાવને ઘટાડી આત્માને નિર્લેપ–નિ:સગ કરવા તરફ ધ્યાન રાખ્યા સિવાય નહિ જ ચાલે. **ધર્મકરણીમાં જોડાવાની જેટલી જરૂર છે તેનાથી અધિકપણે નિ:સંગ બનવા માટે લક્ષ્ય રાખવાની જરૂર છે.**

## એક રત્નના મોહમાં મુંઝાયેલા સાધ્વીજીની અદ્ભુત જીવનકથા

ચારિત્ર જેવી ઉત્તમ વસ્તુ એક આત્માને પ્રાપ્ત થઈ હોય, જ્ઞાન, ધ્યાન, ક્રિયાકાંડ, ત્યાગ, તપસ્યા વગેરે બધી પ્રવૃત્તિ બરાબર ચાલુ હોય પરતુ એકાદ વસ્તુ ઉપર જો આત્માને વધુ મોહ રહી જાય છે, તો એ જ્ઞાન, ધ્યાન, તપસ્યાના ફલસ્વરૂપ મોક્ષપ્રાપ્તિમા એક વાર જરૂર વિક્ષેપ ઊભો છે **વીરવિજયજી** મહારાજ **આયુષ્યકર્મની** પૂજામા લાવ્યા છે કે–

**'થઈ ગીરોલી સાધવી, શેઠ સુંદર હો નંદન મણિયાર કે'**

એમા સાધ્વીજીનો પ્રસગ ખૂબ જ મનન કરવા લાયક છે એક મોટા ઘરમાં ઉત્પન્ન થયેલ કુલીન બાળા જન્માતરના સસ્કારના પ્રભાવે ભરયુવાવસ્થામા વૈરાગ્ય રગથી બરાબર રંગાઈ સસારના બીજા બધાય ભોગસુખને તિલાજલિ આપી, અતિ ઉત્તમ ચારિત્રપાત્ર સાધ્વીજીની પાસે દીક્ષા ગ્રહણ કરે છે. દીક્ષા ગ્રહણ કરતી વખતે, માતા, પિતા વગેરે સર્વ કુટુબપરિવારનો મોહ છોડયો છે, વૈભવ–વિલાસના સાધનોને છોડવામા પણ તે આત્મા તૈયાર થઈ ગયેલ છે,

એમ છતાં અત્યાર સુધી અંગુલીમા પહેરેલ મુદ્રિકા-વીંટીમાં જડેલ એક કિંમતી તેજસ્વી રત્નનો મોહ નથી છૂટી શકતો. દીક્ષા લીધી ત્યારે પણ પેલું મુદ્રિકામા જડેલુ રત્ન કોઈ ન જાણે તે પ્રમાણે લુગડાને છેડે બાધી રાખેલ છે. દીક્ષા લેનાર આત્મા કુલીન છે. અતર્ગત મુક્તિની યોગ્યતા ભરેલી છે. આત્મકલ્યાણની ભાવનાથી ચારિત્ર ગ્રહણ કરેલ છે. અને તેથી દીક્ષા લીધા બાદ વિનય, વિવેક, વૈયાવચ્ચ, જ્ઞાન, ધ્યાન, આવશ્યક ક્રિયાકાડ વગેરે પ્રવૃત્તિમાં બરાબર સાવધાન છે. તપસ્યામા પણ ખૂબ ઉજમાળ છે. શરીરની મૂર્છા ઘટાડી ઉગ્ર તપસ્યામા આત્માને ઝુકાવે છે. એ બધું છતા પેલા લુગડાના છેડે બાધેલા રત્નનો મોહ હજુ ઓછો થયો નથી અને તેથી જ જ્ઞાન-ધ્યાન કે આવશ્યક પ્રવૃત્તિમા પણ વારંવાર પેલી ગાઠ તરફ ધ્યાન રહ્યા કરે છે. બુદ્ધિની કુશલતા અને વિનયગુણનો યોગ હોવાથી શાસ્ત્રના સુંદર અભ્યાસી બન્યા છે, સાધ્વીજીવનની મર્યાદામા રહી, અનેક આત્માઓના હૃદયને ભીંજાવે તેવો સુંદર ઉપદેશ આપે છે. અનેક બાળાઓએ તેમની પાસે ચારિત્ર અગીકાર કરી એ સાધ્વીજીને પોતાના ગુરૂણી બનાવ્યા છે, અર્થાત્ અનેક શિષ્યાઓનો તેમને પરિવાર પણ થયો છે. એટલુ જ નહિ પરતુ ગુરૂજીના કાલધર્મ બાદ સમુદાયની સાધ્વીઓનુ સુકાન પણ તેમના શિરે જ આવેલ છે. આટલી ઉચ્ચ કક્ષાએ પહોચવા છતા હજુ પેલા રત્નનો મોહ તો ચાલુ જ છે. કોઈવાર રત્ન કપડાને છેડે બાધી રાખે છે તો કોઈવાર સ્થાપનાચાર્ય ભગવાન પધરાવવાના બાજોઠની નીચેના ભાગમા જરા છિદ્ર જેવો પોલાણનો ભાગ છે, તેમાં મૂકી રાખે છે. આવશ્યકાદિ સર્વ પ્રવૃત્તિ કરવા છતા વારંવાર ધ્યાન તો રત્ન તરફ જ રહે છે,

## સાધ્વીજીનો કાળધર્મ અને ત્યારબાદ એક ગીરોલીનું બાજોઠ ઉપર વારંવાર આવવું

દૈવયોગે સાધ્વીજી બિમાર પડયા અને થોડા સમયની બિમારી ભોગવી કાળધર્મ પામ્યા. પાસે રહેલ સાધ્વીઓએ મૃત્યુના પ્રસગે પોતાના ગુરૂણીજીને સારી રીતે નિઝામણા કરાવી, પરતુ તે સાધ્વીજીનો રત્ન તરફનો મોહ છેલ્લા સમયે પણ અતરમાથી દૂર ન થયો. સાધ્વીજીનુ આયુષ્ય પૂર્ણ થયા બાદ થોડા સમય પછી એક ગીરોલી હમેશા સ્થાપનાચાર્ય પધરાવવાના બાજોઠ ઉપર આવીને બેસે છે. એ ગીરોલીને ત્યાથી દૂર કરવા માટે સાધ્વીઓ તેને ત્રાસ ન થાય તે પ્રમાણે જયણાપૂર્વક પ્રયત્ન કરે છે. ગીરોલી ત્યાથી લગભગ ખસતી નથી અને કદાચ ખસે છે તો તુર્ત જ પાછી ત્યા બાજોઠ ઉપર આવીને હાજર થઇ જાય છે. આ પ્રમાણે ઘણો વખત ચાલ્યા કર્યું. સાધ્વી સમુદાયમા સુશીલ અને બુદ્ધિશાલી સાધ્વીઓના ચિત્તમા વિચાર આવ્યો કે "આ ગીરોલી અહિથી દૂર જતી નથી, દૂર કરવા છતા વારવાર આ બાજોઠ ઉપર આવીને પાછી હાજર થઈ જાય છે, માટે આમા પણ કાંઈક કારણ હોવુ જોઈએ" ગુરૂણીજીના કાલધર્મ બાદ જ આ પ્રસગ બન્યો છે. તે પહેલા કોઈ દિવસ આવો બનાવ નથી જોયો. આમ સાધ્વીઓના દિલમા આ બનાવ અગે શંકા પ્રગટ થયેલ છે.

એક અવસરે ગ્રામાનુગ્રામ વિહાર કરતા કોઈ સાતિશયજ્ઞાની આચાર્ય ભગવત તે નગરમા પધાર્યા. સાધ્વીઓ વદન તેમજ ધર્મ-દેશનાના શ્રવણ નિમિત્તે આચાર્ય ભગવતની

પાસે ગઈ. વંદના તેમજ ધર્મદેશના શ્રવણ કર્યા બાદ આચાર્ય ભગવંતને વિનયપૂર્વક પ્રશ્ન કર્યો. ભગવન્! અમારા ગુરૂણીજી આયુષ્ય પૂર્ણ કરીને કઈ ગતિમા ઉત્પન્ન થયેલાં છે? તેમજ સ્થાપનાચાર્ય પધરાવવાના બાજોઠ ઉપર એક ગીરોલી વારંવાર આવીને બેસે છે, દૂર કરવાનો પ્રયાસ કરવા છતા ત્યાથી ગીરોલી ખસતી નથી, તો ગીરોલીનો આત્મા કોણ છે? આચાર્ય ભગવંતે સાધ્વીજીનો પ્રશ્ન સાંભલી જ્ઞાનોપયોગ મૂકી તુરત ઉત્તર આપ્યો અને જણાવ્યું કે-તમારા ગુરૂણીજી પોતે જ આયુષ્ય પૂર્ણ કરીને ગીરોલી તરીકે અવતર્યાં છે. આચાર્ય ભગવંતના શ્રીમુખેથી સાધ્વીઓએ જ્યા આ શબ્દો શ્રવણ કર્યા એટલે બધોય સાધ્વી સમુદાય આશ્ચર્યમગ્ન તથા દુઃખમા ગરકાવ બની ગયો. વર્ષો સુધી જે ઉત્તમ આત્માએ ચારિત્ર પાળ્યુ હોય, જ્ઞાન-ધ્યાન, આવશ્યક વગેરે પ્રવૃત્તિમા જે આત્મા ઉજમાળ વર્તતો હોય, ત્યાગ વૈરાગ્યમય જેવુ જીવન દેખાતું હોય અને શરીરની મૂર્છાનો ત્યાગ કરી ઉગ્ર તપસ્યામા જે આત્મા પરાયણ હોય એવો આત્મા ગીરોળી તરીકે અવતરે એ વાત સાભળતા સાધ્વી-ઓને આશ્ચર્ય સાથે દુઃખ થાય તેમા કાંઇ નવાઇ ન ગણાય. સાધ્વીઓ બે હાથ જોડી આચાર્ય ભગવંતને પુનઃ પ્રશ્ન કરે છે કે-પ્રભો! આપ જ્ઞાની છો. આપનું જ્ઞાન અતીન્દ્રિય છે. વિશિષ્ટ જ્ઞાનના પ્રભાવે આપ અમારા ગુરૂણીજી માટે ગીરોલીરૂપે જન્મ લેવાનુ કહો છો, તે સાચુ જ હોય છતા અમારા ગુરૂણીજીનુ પવિત્ર જીવન જે રીતે અમે અનુભવ્યુ છે, વર્ષો સુધી એમની નિશ્રામા રહીને આત્મકલ્યાણની સાધનાનો અમોને જે યોગ મલ્યો છે, તે અપેક્ષાએ આપે જણાવેલી ગીરોલીના અવતારની વાત અમારા દિલને શંકાનુ સ્થાન બનાવે છે કૃપાલો! એ અમારા ગુરૂણીજીનું ઉચ્ચ સાધ્વીજીવન છતાં ગીરોલી તરીકે અવતાર ગ્રહણ કરવામા શો હેતુ છે? કૃપા કરી અમોને કારણ જણાવો અને અમારા દિલને નિઃશંકિત બનાવો. આચાર્ય ભગવંત જ્ઞાની હતા આપણા જેટલુ જ મતિ-શ્રુતજ્ઞાન એ ગુરુદેવમા ન હતુ પરંતુ આત્મપ્રત્યક્ષ અવધિ અને મનઃપર્યવજ્ઞાન પણ વિશુદ્ધ ચારિત્રના પ્રભાવે પ્રગટ થયેલા હતા શ્રુતજ્ઞાન પણ ભૂત અને ભવિષ્ય પર્યાય જાણી શકાય તેવો ઉચ્ચ કક્ષાવાળુ હતુ.

## વાસનાની ગુલામી એ જ જ્ઞાનની મલિનતાનો મુખ્ય હેતુ

વિભાવદશાનું જેટલુ વધુ જોર, વાસનાની જેટલી વધુ ગુલામી તેટલી જ જ્ઞાનમા અલ્પતા કિંવા મંદતા તેમજ કલુષિતપણું. જ્ઞાન તો ગંગાના જળથી પણ સ્વચ્છ અને નિર્મળ છે ગંગાનુ જળ ગમે તેટલું નિર્મળ હોવા છતા તેમા શહેરની ગટરનો કાદવ નાખવામા આવે તો મહાનુભાવો! નિર્મળ એવા જળની પણ કઈ દશા થાય? નિર્મળ જળ પીવા લાયક તેમજ કપડા સ્વચ્છ કરવા લાયક રહે ખરું? તમો સહુ કોઈ તે માટે શીઘ્ર જવાબ આપશો કે તેવું કાદવ-કીચડવાળુ ગંગાજળ પીવાના તેમજ ન્હાવા-ધોવાના ઉપયોગમા ન આવે જેમ ગંગાજળ સ્વયં સ્વચ્છ છતા પેલા નગરની ગટરના કાદવથી મલિન તેમજ નિરુપયોગી બન્યુ, તે જ પ્રમાણે જ્ઞાન અથવા બુધ્ધિ ઓછી હોય કે વધુ હોય, પરંતુ એ જ્ઞાન કે બુધ્ધિ સ્વયં તો ગંગાજળ કરતાં પણ વધુ સ્વચ્છ અને નિર્મળ છે. એ જ્ઞાન-કિંવા બુદ્ધિની સાથે વાસનાની ગુલામીથી ઊભા થયેલ ક્રોધ, માન, માયા અને લોભરૂપી ભયંકર કાદવનો યોગ થાય છે એટલે નિર્મળ એવી પણ બુદ્ધિ મલિન બને છે. આત્માને અવળે રસ્તે દોરે છે અને

દુર્ગતિની ભયંકર ખાડમા ફેંકી દે છે. વાસનાની ગુલામી ઘટે, ગુલામીને બદલે વાસના ઉપર વિજય મેળવાય તો ક્રોધાદિ કષાયોરૂપી કાદવ–કીચડથી બુદ્ધિ મલિન ન થાય, પરિણામે આત્માને સદાચાર તેમજ સંયમના સન્માર્ગે દોરી જવા સાથે શીઘ્ર મુગતિનો અધિકારી બનાવે. જ્ઞાન કિંવા બુદ્ધિને નિર્મળ બનાવી આત્માને સદાચારના સન્માર્ગે સંચરતો કરવો હોય તો મારા બંધુઓ ! કાદવ–કીચડથી પણ વધુ ખરાબ કામ–ક્રોધાદિ કષાયોને આધીન ન થશો, અને ક્રોધાદિને આધીન ન થવા માટે વાસના ઉપર કાબૂ રાખશો. **વાસનાનું વિષચક્ર આત્મા માટે પ્રાણઘાતક છે. એ વિષચક્રમાં જે ફસાયા તે ભાવનાદષ્ટિએ મૃતપ્રાયઃ જેવી સ્થિતિમાં મુકાયા.** રાજા–મહારાજા કે ચક્રવર્તીને પણ એ વાસનાના વિષચક્રે દુનિયાભરનો તિરસ્કાર અપાવ્યો હિટલર અને મુસોલીની જેવા માધાતાઓ એ વાસનાની ભયંકરતાના પ્રતાપે નામશેષ બની ગયા. મુસોલીનીના મૃતકને ભરચૌટે લટકાવીને પ્રજાએ તે મૃતક ઉપર ખાસડાના પ્રહારો કર્યા. આત્માને નિર્બળ બનાવવો હોય તો કષાય પરિણામને દૂર કરો અને કષાય પરિણામને દૂર કરવા માટે વાસના ઉપર વિજય મેળવો. વાસના ઉપર જો વિજય મેળવાય તો કામ, ક્રોધાદિક કષાયભાવો જરૂર પલાયન થાય અથવા મંદ થઈ જાય. અને કષાય પરિણામો મંદ થાય એટલે જ્ઞાન કિંવા બુદ્ધિમા નિર્મળતા સાથે અવશ્ય વૃદ્ધિ થાય. મતિ અને શ્રુતમા વૃદ્ધિ થવા ઉપરાંત અવધિ અને મનપર્યવ જેવા ઈન્દ્રિયનિરપેક્ષ આત્મપ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય, યાવત્ સર્વથા કષાયનો અભાવ થતા કેવલજ્ઞાન પણ પ્રગટ થઈ જાય.

### સાધ્વીજીને રત્ન ઉપરના મોહ અંગે આચાર્યભગવંતનો ખુલાસો

સાધ્વીજીની કથાના પ્રસંગમા આચાર્ય ભગવંતના જ્ઞાનની વિશિષ્ટતા અંગે વચ્ચે આટલી વાત થઈ. આચાર્ય ભગવંત સંયમી હતા, મોક્ષમાર્ગની આરાધના માટે પાંચેય આચારો પાળવામાં સ્વયં પરાયણ હોવા સાથે ભવ્યાત્માઓને પાંચેય આચાર પાળવા અંગે સતત ઉપદેશામૃતનો ધોધ વરસાવનારા હતા, પાંચેય ઈન્દ્રિય ઉપર પૂર્ણ કાબૂ, નવવિધ બ્રહ્મચર્યનું અદ્ભુત પાલન, ક્રોધાદિ ચારેય કષાયોની અત્યંત મંદતા, પંચમહાવ્રત, પંચ સમિતિ, ત્રણ ગુપ્તિની આરાધનામા અસાધારણ એકાગ્રતા વગેરે ગુણોના ભંડાર હતા. અને તે કારણે જ એ આચાર્ય ભગવંતને વિશિષ્ટ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હતી સાધ્વીઓએ 'પોતાના ગુરુણીજી પવિત્ર જીવનવાળા છતાં ગીરોલી જેવા ક્ષુદ્રભવમા કેમ ઉત્પન્ન થયા ?' એ બાબત ખુલાસો માગ્યો, એટલે વિશિષ્ટ જ્ઞાની આચાર્ય ભગવંતે ગુરુણીજીનું જીવન બીજી બધી રીતે પવિત્ર અને ઉજ્જવલ છતા દીક્ષા લીધી ત્યારથી આયુષ્યની પૂર્ણાહૂતિ પર્યંત એક ચણાના દાણા જેવડા રત્નનો મોહ છોડી ન શકયા, અને રત્નના મોહ અંગે ગીરોલીનું આયુષ્ય બાંધી ગીરોલીના ભવમા ઉત્પન્ન થયા, એ બધી વાત સ્પષ્ટપણે જણાવી એ ઉપરાંત એ ગીરોલી સ્થાપનાચાર્ય પધરાવવાના બાજોઠ ઉપર જ વારંવાર આવીને બેસે છે, ત્યાથી દૂર ખસેડવાનો પ્રયત્ન કરવા છતા ગીરોલી ત્યાથી ખસતી નથી, એ બાબતની શંકાના નિવારણ માટે પણ આચાર્ય ભગવંતે જણાવ્યું કે–આયુષ્ય પૂર્ણ થવા લગભગના ટાઈમમા એ રત્ન બાજોઠની નીચે જે છિદ્ર જેવો પોલો ભાગ છે તેમા તમારા ગુરુણીજીએ મૂકેલું હતું, મરતા

મરતા રત્નનો મોહ રહી ગયો. ગીરોલીના ભવમાં તો ગુરુણીજી ઉત્પન્ન થયાં, પરંતુ રત્નના મોહનો જે તીવ્ર સંસ્કાર તે ગીરોલીના ભવમાં પણ જાગૃત થયો અને એ કારણે એ ગીરોલી વારંવાર બાજોઠ ઉપર આવવા લાગી. તેમણે ખસેડવાનો પ્રયાસ વારંવાર કર્યો છતાં એ ગીરોલી ત્યાંથી ન ખસી. એક રત્નના મોહે વર્ષો સુધી ચારિત્ર પાળનાર આત્માને એકવાર કેવી હલકી જીવાયોનિમા ઉતારી નાંખ્યો ! સાધ્વીજી વ્યવહારચારિત્રમાં કુશલ હતા. એ જાણતાં પણ હતાં કે આ રત્નને ગમે તેટલુ સાચવી રાખું છતા મારાથી હવે ગૃહસ્થપણાની માફક એ રત્નનો ઉપયોગ થઈ શકે તેમ નથી, એમ છતાં મોહની વિષમતાએ રત્નનો ત્યાગ કરવાની બુદ્ધિમા પ્રતિબંધકપણું ઊભું કર્યું અને એક વાર તો આત્મા હલકી યોનિમા ચાલ્યો ગયો.

## સાધ્વીજીના દૃષ્ટાન્ત ઉપરથી આપણે વિચાર કરવાની જરૂરિયાત

મહાનુભાવો ! સાધ્વીજીનું દૃષ્ટાન્ત સાંભળીને આપણા હૈયામા પણ મોહ કેટલા ભરેલો છે ! તેનો જરા વિચાર કરજો સામાયિક કરવા આવો છો ત્યા પણ ધન, દોલત, બૈરાં, છોકરાં તેમજ બાગ-બગલાના મોહને સાથે લઈ આવો છો. દેરાસર આવો ત્યાં પણ એ અનાદિનો તમારો મિત્ર તમારી સાથે જ હોય છે. દાન, શિયલ કે તપસ્યારૂપે કોઈક ધર્મની આરાધના કરવાનો દેખાવ કરો તેમા પણ મોટે ભાગે મોહના પોષણની ભાવના ભરી હોય છે. એક રત્નના મોહે સાધ્વી જેવાં સાધ્વીને આવા ગીરોલી સરખા ક્ષુદ્ર ભવમાં મૂકી દીધાં, તો પછી અનેક વસ્તુઓ ઉપર આપણને મોહ રહેલો હોવાથી આપણી કઈ દશા થશે ? તેનો ખૂબ વિચાર કરવાની જરૂર છે. જૂના જમાનાની કથા-વાર્તાઓમા આપણે સાભળ્યું છે કે-અમુક શેઠ મરીને ધનના ઢગલા ઉપર કે તીજોરીના ઓરડામા વિષધર થયા. સાધ્વીજીનું દૃષ્ટાન્ત સાભળ્યા પછી એ વાતમા નવાઈ નહિ લાગે. ચારગતિ પૈકી તિર્યંચ ગતિનું આયુષ્ય મિથ્યા દૃષ્ટિ, તેમજ સાસ્વાદન બે ગુણસ્થાનકોમા જ બધાય છે ત્રીજા મિશ્રગુણસ્થાનકે કોઈપણ આયુષ્યનો બંધ જ થતો નથી ચોથા સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનમા દેવ તેમજ મનુષ્ય બે ગતિનું આયુષ્ય બધાય છે અને દેશવિરતિ-પચમ ગુણસ્થાનકમાં તેમ જ સર્વવિરતિ-પ્રમત્ત ગુણ-સ્થાનકમા દેવગતિનુ જ એક આયુષ્ય બંધાય છે. સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકથી આગળના ગુણસ્થાનકોમા કોઈપણ નવું આયુષ્ય બધાતુ નથી, અપ્રમત્ત દશા આવી એટલે હવે તો મોક્ષ માટેનો જ પુરૂપાર્થ હોય અને તેમા સંપૂર્ણ જાગૃતિ હોય, એવા મોક્ષ માટેના પુરુપાર્થની જાગૃતિવાળા આત્માને હવે સંસારનું પરિભ્રમણ ન હોય અને તે કારણે આયુષ્યબંધની પણ જરૂરિયાત ન ગણાય આપણે તો આટલી વાત ઉપરથી એ સમજવાનું કે-સાધ્વીજી વ્યવહાર દૃષ્ટિએ તો ચારિત્રવંત હોવાથી છઠ્ઠા, સાતમા ગુણસ્થાનકના અધિકારી ગણાય, પરંતુ તિર્યંચનું આયુષ્ય પહેલા-બીજા ગુણસ્થાનક સિવાય ન જ બંધાય, એ વાત નિશ્ચિત હોવાથી આયુષ્ય બંધ સમયે આ સાધ્વીજીના પરિણામ પહેલા અથવા બીજા ગુણસ્થાનક લાયક અવશ્ય માનવા જોઈએ. પહેલા બીજા ગુણઠાણામા આત્માને અવશ્ય અનંતાનુબંધી કષાયના પરિણામ હોય છે. એ વાત શાસ્ત્રની મર્યાદા પ્રમાણે એટલી જ નક્કી છે. આ બધી બાબતો જો વિચારવામા આવે તો ઉગ્ર તપસ્યા, આવશ્યકાદિ પ્રવૃત્તિમા ઉજમાળપણુ, જ્ઞાન-ધ્યાનમા પરાયણતા એ બધું છતાં એક રત્નના મોહે છઠ્ઠા-સાતમા ગુણસ્થાનકના અધિકારી સાધ્વીજી કેટલા નીચે ઉતરી ગયા ?

## ગીરોલીના ભાવી જીવન માટે સાધ્વીજીનો પ્રશ્ન

પૂજ્ય આચાર્યભગવંતે સાધ્વીજીઓ પાસે જ્યારે રત્નના મોહની વાત જણાવી ત્યારે તે સમગ્ર સાધ્વીઓનો સંશય દૂર થયો, પરંતુ એક અવસરના તારક એવા ગુરુણીનો ગીરોલીના ભવમાથી પુનઃ ઉધ્ધાર થશે કે કેમ ? તે જાણવાની ભાવના થતા ફરીથી આચાર્ય ભગવંતને પૂછયું કે–પ્રભો ! એ અમારા ગુરુણીજી રત્નના મોહ અંગે ગીરોલીના ભવમા ઉત્પન્ન થયાં, એ વાત બરાબર, પરંતુ પુનઃ એ આત્માનો ઉદ્ધાર કયારે થશે ? પ્રશ્નકાર સાધ્વીઓ આરાધક ભાવમા પરાયણ હતી. ‘ અમો પણ પ્રમાદયોગે રખેને પુન. વિરાધક ભાવમા ન આવી જઈએ ’ એમ હૃદયની જાગૃતિ હતી અને તેથી જ ગુરુણીજીનુ ભાવિ જીવન જાણવાની ઈચ્છા જાગી હતી.

## આચાર્યભગવંતનો સાધ્વીજીને પ્રત્યુત્તર

આચાર્યભગવંતે સાધ્વીઓને જણાવ્યુ કે–હે ! મહાસતીઓ ! એ તમારા ગુરુણીજી આ ગીરોલીના ભવમાથી જ દેવલોકમા ઉત્પન્ન થશે અને દિવ્ય આયુષ્ય પૂર્ણ કરી અલ્પ ભવોમાં જ મુક્તિના અધિકારી થશે. તમો અહિંથી તમારા ઉપાશ્રયે જે અવસરે જશો તે અવસરે તે ગીરોલી બાજોઠ ઉપર બેઠેલી હશે. મે કહેલ વાતના વધુ નિર્ણય માટે ગીરોલીને ત્યાથી જરા દૂર કરીને બાજોઠના નીચેના છિદ્રમા તમો તપાસ કરશો એટલે પેલુ રત્ન તમારા જોવામા આવશે, તમો તો સાધ્વી હોવાથી–તમારા આચારમા મક્કમ હોવાથી રત્નનો સ્પર્શ પણ કરવાના નથી. એમ છતા જ્યા તમો બાજોઠ ઉપાડશો ત્યા તો પેલી ગીરોલી ઊંચી નીચી થવા માડશે. જમીન ઉપર તરફડીઆ મારશે. રખેને મારા રત્નને આ સાધ્વીઓ લઈ લેશે એ ભયથી ગીરોલીને આર્તધ્યાન–દુર્ધ્યાન પણ શરૂ થશે, પરંતુ તમો જ્યા બાજોઠ હતો ત્યા તેમ ને તેમ મૂકી દેશો એટલે ગીરોલી પુનઃ બાજોઠ ઉપર આવીને બેસી જશે અને શાંત બની જશે. મારી પાસેથી જાણેલી તેના પૂર્વજીવનની વાત તમો બધાય વારવાર તે ગીરોલીને સંભળાવશો એટલે ગીરોલીને જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થશે જ્યા જાતિસ્મરણ થયું એટલે પૂર્વભવ ( જન્મ ) આબેહૂબ સ્વરૂપમાં નજરે આવશે સમગ્ર સાધ્વીજીવન યાદ આવશે. ક્યારે દીક્ષા લીધી ? દીક્ષા સમયે કેવી રીતે રત્ન છુપાવ્યું ? જ્ઞાન–ધ્યાનાદિમાં આગળ વધવા છતાં મરણ પર્યંત રત્નનો જે મોહ ન ગયો અને તેના પરિણામે જ ગીરોલીના ભવમા અવતરવુ પડ્યુ –એ બધોય ખ્યાલ આવતા ગીરોલીને ખૂબ જ પશ્ચાત્તાપ થશે. અશન, પાન, ખાદિમ, સ્વાદિમ ચારેય આહારનો ગીરોલી ત્યાગ કરશે. અને આહારત્યાગરૂપ અનશનના પાલન સાથે પેલા રત્નના મોહનો પણ હવે સર્વથા ત્યાગ થયેલો હોવાથી સમાધિપૂર્વક આયુષ્ય પૂર્ણ કરી દેવલોકમા એ આત્મા ઉત્પન્ન થશે પરંપરાએ અલ્પકાળમાં મોક્ષસુખનો પણ એ આત્મા અધિકારી થશે.

## આરાધના, આરાધનાનું ફલ આપ્યા સિવાય નથી જ રહેતી

સાધ્વીઓને પોતાના ગુરુણીજી ગીરોલીના ભવમા ઉત્પન્ન થયાનું જાણીને જેમ ખેદ થયો હતો તે જ પ્રમાણે એ ગુરુણીજીનો આત્મા ગીરોલીના ભવમાથી દેવલોકમાં જશે તેમજ

પરંપરાએ મુક્તિનો અધિકારી થશે, આ વાત શ્રવણ કરીને આનંદ પણ થયો. આચાર્ય-ભગવંતને વારંવાર વંદન કરી એ સર્વ સાધ્વીઓ પોતાના ઉપાશ્રયે પહોંચી. ગીરોલી તો બાજોઠ ઉપર જ હતી. આચાર્યભગવંતના કથનપ્રમાણે ગીરોલીને જરા દૂર કરીને બાજોઠની નીચે જોયુ તો પોલાણમાં પેલુ ચણા જેવડું તેજસ્વી રત્ન રહેલું હતું. ગુરૂદેવની પાસેથી સાભળેલ વાત ગીરોલીને સંભળાવતા ગીરોલી જાતિસ્મરણ પામી. 'પૂર્વભવમાં સાધ્વીનું' જીવન અને તેમા રત્નનો મોહ કેવો રહી ગયો ? એ મોહે જ તિર્યંચગતિનું આયુષ્ય બંધાવ્યુ વગેરે બાબતનુ વાસ્તવિક જાણપણું થતાં ખૂબ પશ્ચાત્તાપ શરૂ થયો. અનશનનો સ્વીકાર કરી, સમાધિમરણ પામી, ગીરોલીનો આત્મા દેવલોકમાં ઉત્પન્ન થયો. સાધ્વીના જીવનમા રત્નના મોહ અંગે જે વિરાધકભાવ થયો તે કારણે ગીરોલીનો ભવ મળ્યો. જ્યારે ગીરોલીના ભવમા અંતિમ સમયે આરાધકભાવ આવતા દેવગતિની પ્રાપ્તિ થઈ અને અલ્પ-કાળમા તે આત્મા મુક્તિગામી બન્યો. આરાધના જેટલા પ્રમાણમા થયેલ હોય તે આખરે આરાધનાનુ ફલ આપે છે, વચ્ચે કોઈ પ્રસંગવશાત્ જેટલી વિરાધના થઈ જાય તેટલું વિરાધક ભાવનુ ફળ ભોગવવુ પડે છે, પરંતુ એક વાત નક્કી કે–કરેલી આરાધના નિષ્ફળ નથી જતી, એ આરાધનાના સંસ્કારો કાળાંતરે પણ ઉદયમા આવી પુન આત્માને ઉચ્ચ કક્ષા ઉપર મૂકી દે છે. વિરાધકભાવ વિનાની આરાધના થાય અને તેમા પરાકાષ્ઠાએ પહોચે એટલે મુક્તિની પ્રાપ્તિ થાય છે, પણ આ આત્મા માટે એકદમ એમ નથી બનતું. પ્રારંભમાં તો આરાધનાની સાથે ઓછી કે વધુ વિરાધના બેઠી જ હોય, પરંતુ આત્મા જાગૃતિ રાખે તો છેવટે આરાધકભાવની પૂર્ણતા પામીને ચિદાનંદ પદનો ભોકતા બને છે.

## અસંગ દશાના બે પ્રકાર, ઔપશમક તથા ક્ષાયિક. જિનેશ્વરદેવ ક્ષાયિક ભાવની અસંગ દશાવાળા હોય છે.

ટીકાકાર ભગવંતે શ્રી જિનેશ્વર દેવને ટીકાના પ્રારંભમાં નમસ્કાર કર્યો. જિનેશ્વર પ્રભુ કેવા કેવા ગુણોથી સંપન્ન છે ? તે અંગે સર્વજ્ઞ, ઇશ્વર વગેરે પંદર વિશેષણો આપ્યાં. તે વિશેષણો પૈકી ચોથા असङ्गम् વિશેષણની વ્યાખ્યાના પ્રસંગમા સાધ્વીજીનું દૃષ્ટાંત કહેલ છે. સાર એ છે કે–જ્યા મોહનો ઉદય છે ત્યા સુધી સંગ છે, મોહના ઉદયનો આત્માને જ્યા સર્વથા અભાવ થયો એટલે હવે તે આત્મા 'અસંગ' બને છે. મોક્ષ પ્રાપ્ત કરવા માટેના ચૌદ ગુણસ્થાનકો પૈકી અગિયારમે ગુણસ્થાનકે મોહના ઉદયનો અભાવ હોય છે અને બારમા, તેરમા, ચૌદમા ગુણસ્થાનકે પણ મોહના ઉદયનો અભાવ છે. એ દૃષ્ટિએ અગિયારમા ગુણસ્થાનકથી જ આત્મામાં **અસંગ**–દશા વીતરાગ દશા પ્રાપ્ત થાય છે. અને અપેક્ષાએ એ વાત તદ્દન સાચી છે, વાસ્તવિક છે, પરંતુ અહિ શ્રી જિનેશ્વરદેવને જે 'અસંગ' વિશે-ષણથી અલંકૃત કર્યા છે તે અસંગદશા અગિયારમા ગુણસ્થાનક સંબંધી લેવાની નથી. કિંતુ બારમા, તેરમા, ચૌદમા ગુણસ્થાનક સંબંધી અસંગદશા જ શ્રી જિનેશ્વર ભગવંત માટે લેવાની છે અગિયારમા ગુણસ્થાનકમા વર્તતી અસંગદશા—વીતરાગદશા મોહનો ઉપશમ થવાથી પ્રગટ થયેલ છે જ્યારે બારમા, તેરમા, ચૌદમા ગુણસ્થાનકની અસંગદશા મોહનો સર્વથા ક્ષય થવાથી ઉત્પન્ન થયેલ છે. મોહનો ઉપશમ થવાથી ઉત્પન્ન થયેલી અસંગ અવસ્થા

અન્તર્મુહૂર્ત લગભગ બે ઘડી જેટલા સમય પૂરતી જ હોય છે. પુનઃ તે આત્માને મોહનો ઉદય શરૂ થાય છે. અને તે પ્રાપ્ત થયેલ અસંગદશાનો એકવાર તો ઓછા–વધુ સમય માટે અભાવ થાય છે. જ્યારે મોહનો સર્વથા ક્ષય થયા બાદ પ્રાપ્ત થયેલ બારમા, તેરમા ગુણસ્થાનકની અસગ દશા સાદિઅનંતભાવની હોય છે. હવે પછી ભવિષ્યમા તે આત્માને મોહનો કદાપિ ઉદય થવાનો નથી અને તે કારણે અસંગ અવસ્થા પણ સદાકાલ એકસરખી રહેવાની છે. જે દર્દને મૂળમાંથી દૂર કરવામા ન આવે પરતુ ઔષધવિશેષથી અમુક ટાઈમ પૂરતું દબાવી દેવામા આવે તે દર્દ દવાનો પાવર પૂર્ણ થાય એટલે પુન· ઉથલો મારે છે અને મનુષ્ય હેરાન થાય છે, પરતુ સુદર ઔષધવડે જે દર્દને જડમૂળમાથી નષ્ટ કરવામાં આવેલ હોય તે દર્દ પુન ઉથલો નથી મારતુ અને પરિણામે મનુષ્ય સદાકાળ શાતિ ભોગવે છે, તે જ પ્રમાણે આત્મા આઠમે ગુણસ્થાનકે આવ્યા બાદ મોક્ષ પુરુષાર્થમા જરા મદતા હોવાથી મોહનો વિનાશ કરવાને બદલે મોહને દબાવવાની પ્રવૃત્તિ શરૂ કરે છે અને નવમા, દશમા ગુણસ્થાનકે મોહને સર્વથા દબાવી અગિયારમા ગુણસ્થાનકે ઉપશાત અવસ્થા–વીતરાગદશા કિવા અસગદશાનો તે આત્માને અનુભવ થાય છે. પરતુ જ્યા લગભગ-અંતર્મુહૂર્ત જેટલો કાળ પસાર થાય છે ત્યા તો મોહનો ઉદય એ આત્માને શરૂ થતાં પુન તે આત્મા અગિયારમા ગુણસ્થાનકથી દશમા, નવમા, આઠમા, સાતમા, છઠ્ઠા વગેરે ગુણસ્થાનકે ક્રમશઃ નીચે ઉતરવા માડે છે. કોઈવાર નીચે ઉતરતા છઠે સાતમે અટકી જાય, વળી તેથી પણ નીચે ઉતરે, અને પાચમે અથવા ચોથે ગુણસ્થાનકે ટકી જાય અને કોઈવાર તેથી પણ નીચે ઉતરે તો પ્રથમ ગુણસ્થાનકમા પણ ચાલ્યો જાય, પરંતુ મોહનો ક્ષય થવાથી પ્રાપ્ત થયેલી અસગદશામા અનત કાળે પણ ફેરફાર થતો નથી. આપણા સર્વજ્ઞ ભગવાન જિનેશ્વરદેવની અસગદશા મોહના ક્ષયજન્ય હોવાથી ક્ષાયિક ભાવની છે પરતુ ઉપશમભાવની નથી. અને તેથી જ અનતકાલ પર્યંત તે અસંગદશા અવસ્થિત રહેવાની છે.

## જિનેશ્વરના પાંચમા વિશેષણ 'अग्र्य' નું વિવેચન

ચતુર્થ વિશેષણમા 'ભગવાન અસગ છે, વીતરાગ છે, નિરજન છે' એ વાત સમજાવ્યા બાદ પચમ વિશેષણમા 'अग्र्यम्' એ પદ આપવામાં આવ્યું છે. 'अग्र्यम्' એ પદનો અર્થ અહિ પ્રધાન અર્થાત્ ઉત્તમોત્તમ કરવાનો છે જેઓ સર્વજ્ઞ છે, ઈશ્વર છે, અનંત છે અને અસંગ છે તે ભગવાન ઉત્તમોત્તમ હોય એમાં શુ આશ્ચર્ય છે? પૂજ્ય ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થાધિગમસૂત્રની પ્રાથમિક સબધ–કારિકાઓમા છ પ્રકારના પુરુષો કહ્યા છે. ૧ અધમાધમ, ૨ અધમ, ૩ વિમધ્યમ, ૪ મધ્યમ, ૫ ઉત્તમ અને છઠ્ઠા ઉત્તમોત્તમ. એમા છઠ્ઠા ઉત્તમોત્તમ પુરુષ માટે તે મહર્ષિએ જણાવ્યુ છે કે·

यस्तु कृतार्थोऽप्युत्तम मव्याप्य धर्मं परेभ्य उपदिशति ।
नित्यं स उत्तमेभ्योऽप्युत्तम इति पूज्यतम एव ॥

[ તત્ત્વાર્થસંબંધકારિકા શ્લો૦ ૬ ]

**ભાવાર્થ** "કેવળજ્ઞાન–કેવળદર્શનસ્વરૂપ ઉત્તમ આત્મધર્મ સપૂર્ણ પ્રાપ્ત થવાથી કૃતાર્થ એવા પણ ભગવાન જગજ્જતુઓના કલ્યાણ માટે ભવ્યાત્માઓને શુદ્ધ ધર્મનો

ઉપદેશ આપે છે, માટે તે ભગવાન નિત્ય–હમેશા ઉત્તમોત્તમ છે અને એથી જ અવશ્ય અતિ પૂજનીય છે.”

અખિલ વિશ્વમા તીર્થંકર અરિહંત ભગવાન કરતા બીજો કોઇ પણ આત્મા ઉચ્ચ કોટિનો નથી અને તે કારણે જ 'अग्र्यम्' વિશેષણ આપવામાં આવેલ છે. ભગવાન જેમ સર્વ જીવોમા પ્રધાન છે, મુખ્ય છે, શિરોમણિ છે, તે પ્રમાણે સર્વ પ્રાણીઓનું હિત કરનાર છે અને તે કારણે ભગવંતને 'सार्वीयम्' એવુ છઠ્ઠું વિશેષણ આપવામાં આવેલ છે. સર્વજ્ઞપણુ, સર્વદર્શીપણુ, અસંગપણુ જ્યા સુધી પ્રકટ ન થાય ત્યા સુધી પ્રધાનપણુ ન આવે. પ્રભુ પ્રધાન છે, સર્વોત્તમ છે માટે હિતકારી ધર્મદેશના આપે છે, હિતકારી ધર્મદેશના આપે છે માટે જ સર્વોત્તમ છે. એમ ઉભયથા કાર્યકારણભાવ ઘટાવી શકાય છે શ્રી જિનેશ્વરદેવો, કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રગટ ન થાય ત્યા સુધી ધર્મદેશના આપતા નથી. એ વાત સમજાવવા માટે શ્લોકમા સર્વજ્ઞમ્, ઇશ્વરમ્ વગેરે વિશેષણો પ્રથમ અપાયા છે. અને ભગવાન ધર્મદેશનાદ્વારા સર્વ પ્રાણીઓનુ હિત કરનાર છે, એ અંગે ' સાર્વીય ' વિશેષણ પછી આપવામા આવ્યુ છે. અત્યારસુધીમા વર્ણવાયેલા છ વિશેષણના ક્રમનું સાર્થકપણું પુન આપણે જરા યાદ કરી જઇએ તો વધુ ઠીક રહેશે. એક વાત સમજાવવા છતા આપણે એવા પ્રમાદી–આળસુ અને ભૂલકણા છીએ કે તે વાત આપણને યાદ નથી રહેતી. સંસારની વાતો એકવાર જાણવામા, સાભળવામા આવે તો યાદ રહી જાય છે, કારણ કે તેના તરફ પ્રેમ છે, રુચિ છે, જ્યારે આત્મકલ્યાણની વાતો અનેકવખત સાભળવા છતા ભૂલી જવાય છે, તેનુ એક જ મુખ્ય કારણ છે કે તેના તરફ જોઈએ તેવો પ્રેમ નથી. અંતરથી રુચિનો ઉછાળો આવતો નથી. જ્ઞાનવરણકર્મના ક્ષયથી સર્વજ્ઞપણુ પ્રગટ થાય છે. અંતરાયના ક્ષયથી ઇશ્વરપણુ પ્રાપ્ત થયુ છે જ્ઞાન અનંત જ્ઞેયવિષયક તેમજ અનંત કાળવિષયક હોવાથી ત્રીજા વિશેષણમા 'અનંત' પદ આપવામા આવ્યુ. એવું અનંત જ્ઞાન, દર્શન, તેમજ ઇશ્વરત્વ રાગાદિ સંગનો ક્ષય થયા સિવાય પ્રાપ્ત થતુ નથી. એ વસ્તુનો ખ્યાલ આપવા અસંગ વિશેષણ અપાયુ, એમ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય અને મોહનીય એ ચારેય ઘાતિકર્મનો ક્ષય થયા બાદ શ્રી જિનેશ્વર ભગવંતને તીર્થંકર નામકર્મનો વિપાકોદય શરૂ થાય છે, અને તે વિપાકોદય અંગે અષ્ટમહાપ્રાતિહાર્ય, ચોવીશ અતિશય પૈકીના અગિયાર અતિશય અને પાત્રીશ વાણીના ગુણો ભગવંતને પ્રગટ થાય છે. અખિલ વિશ્વમા બાહ્ય તેમજ અભ્યંતર બન્ને પ્રકારના વૈભવવડે તે ભગવંત લોકોત્તમ પુરુષ છે, પ્રધાન પુરુષ છે, ઉત્તમોત્તમ છે, એ વાત સહેજે સમજાય છે જેથી 'અગ્ર્ય' વિશેષણ ત્યારબાદ અપાયુ છે અને એ લોકોત્તર પુરુપ હંમેશા પહેલા તેમજ ચોથા પ્રહરમા યોજનગામિની ધર્મદેશના આપવાદ્વારા સર્વ પ્રાણીઓનુ હિત કરનારા છે, માટે ત્યારબાદ 'સાર્વીયમ્' એ વિશેષણ મૂકવામા આવેલ છે. આ પ્રમાણે પ્રત્યેક વિશેષણોનો અનુક્રમ પણ સહેતુક છે.

## સાતમા વિશેષણમાં 'अस्मरम्' ની વ્યાખ્યા

શ્રી જિનેશ્વર ભગવંતને અપાયેલા પ્રત્યેક વિશેષણોનુ સવિસ્તર વિવેચન કરવામા આવે તો દિવસોના દિવસો જોઈએ, અને એ પ્રમાણે વિવેચન થાય તો ભગવતીસૂત્રના મૂલ અક્ષરો

અને તેનો ભાવ શ્રવણ કરવાનું અમારા ભાઈઓને જોઈએ તેવું ન મલે. એટલે હવે બાકીના વિશેષણોનો બહુ જ ટૂંકમા ભાવ સમજી લઈએ અને આગળ વધીએ. બાકી તો સર્વજ્ઞ વગેરે વિશેષણો ઉપર જેમ થોડું થોડુ વિવેચન આપણે કર્યું તે પ્રમાણે अग्र्यम् અને सार्वीयम् એ બન્ને વિશેષણો ઉપર સુદર વિવેચન કરવાની જરૂર છે, છતા વળી આગળ આગળ તે તે પ્રસગે તેને લગતાં અધિકારો આવશે ત્યારે વિવેચન થતું જશે. 'सार्वीयम्' વિશેષણ પછી 'अस्मरम्' વિશેષણ અપાયુ છે. સ્મર એટલે કામ અને અસ્મર એટલે કામનો અભાવ, ઉપલક્ષણથી વાસનાનો અભાવ. વાસનાનો સર્વથા વિનાશ થતા આત્માની જે અંતરંગ પવિત્ર અવસ્થા તે 'અસ્મર' અવસ્થા કહેવાય. ચોથા અસ ગ વિશેષણની વ્યાખ્યામા મોહનો સર્વથા ક્ષય થાય ત્યારે જ અસ ગદશા પ્રગટ થાય એ વાત સમજાવેલી છે. મોહમાં કામનો અંતર્ગત સમાવેશ થઈ જતો હોવાથી મોહના નાશમા કામનો નાશ સમજી લેવાનો છે, એમ છતાં 'અસ્મરમ્' એ જુદુ વિશેષણ આપીને એ વાત એમાથી ખાસ જાણવા જેવી ઉપલબ્ધ થાય છે, એક તો એ કે-ક્રોધ, માન, માયા, લોભ, એ સર્વ જેમ મોહના પ્રકારો છે, તેમ કામ-વાસના એ પણ મોહનો જ એક પ્રકાર છે. કર્મગ્રંથનો જેને થોડો અભ્યાસ હશે તેને ખ્યાલ હશે કે-મોહનીયના મુખ્ય બે ભેદ, દર્શનમોહ અને ચારિત્રમોહ, ચારિત્રમોહના પુન. બે વિભાગ એક કષાયમોહ અને બીજો નોકષાયમોહ. ક્રોધ, માન, માયા અને લોભનો કષાયમોહમા સમાવેશ થાય અને હાસ્ય-રતિ-અરતિ-ભય-શોક-જુગુપ્સા અને સ્ત્રી-પુરૂષ-નપુ સક-વેદોદયજન્ય કામવાસના-એનો નોકષાયમોહમા અ તર્ભાવ થાય કામવાસના ઘટે તો ક્રોધાદિ કષાયમોહનો ઘટાડો થાય. અને કષાયમોહનો ઘટાડો થાય એટલે દર્શનમોહનો પણ અન તર કે પર પરાએ વિનાશ થાય તેમજ આત્મા નિર્મળ સમ્યગ્દૃષ્ટિ બને, પર તુ કામવાસનાનુ જોર હોય તો કષાયમોહનુ જોર વધે કષાયમોહનુ જોર વધે એટલે દર્શનમોહનું જોર વધે અને તેમ થતા આત્મા પોતાનુ ભાન ભૂલીને મિથ્યાદૃષ્ટિપણાને અ ગે સ સારમા ચિરકાલ-પર્યંત પરિભ્રમણ કર્યા કરે. એટલે કે-આત્માને ઉચ્ચ બનાવવાની જેને ભાવના હોય તેણે કામવાસનાને કાબૂમા લેવી જોઈએ એ વાસના કાબુમા આવશે, તો ક્રોધાદિ સર્વ બીજા અ તરગ શત્રુઓને કાબૂમા આવતા જરાય વિલ બ નહિ લાગે 'અસ ગ' વિશેષણ આપેલ છતા 'અસ્મર' વિશેષણ આપવામા એક આ કારણ છે. બીજુ છઠ્ઠા વિશેષણમા 'સાર્વીય' વિશેષણદ્વારા અખિલ વિશ્વના આત્માઓને અખ ડ શાતિ અર્પણ કરનારી ધર્મદેશના આપવા દ્વારા પ્રભુને વિશ્વબ ધુ તરીકે જે જણાવ્યા છે તે વિશ્વબધુત્વ ત્યારે જ ઘટી શકે કે-પોતાનામા યત્કિ ચિત્ પણ વાસનાનુ તત્ત્વ ન હોય સ્વય વાસનાથી ભરેલા આત્માઓ અન્ય આત્માઓનુ કલ્યાણ સાધી શકતા નથી. પાણી નિર્મળ હોય તો જ મલિન વસ્ત્ર તથા શરીરને નિર્મળ બનાવી શકે છે, એ પ્રમાણે સ્વય વાસનાથી રહિત હોવા સાથે નિર્મળ હોય તો જ તે આત્મા અન્ય આત્માઓના કલ્યાણની સાધના કરી શકે છે.

## આઠમા નવમા વિશેષણ अनीशम् તથા अनीहम् નું વિવેચન

સાતમા વિશેષણમા 'अस्मरम्' એ પદની વ્યાખ્યા ટૂ કમા સમજાવ્યા બાદ આઠમા વિશેષણમા अनीशम् એ પદ આપવામા આવેલ છે. જિનેશ્વર ભગવાન પ ચપરમેષ્ઠિમા પ્રથમ-

પટ્ટે બિરાજમાન છે. જૈનશાસનના તેઓ મહારાજાધિરાજ છે, એટલું જ નહિં પરંતુ ચારિત્ર ગ્રહણ કરવાના પ્રસંગમા પોતે સ્વયં સંબુદ્ધ હોવાથી અન્યના ઉપદેશની એમને અપેક્ષા નથી. એ કારણે શ્રી જિનેશ્વર ભગવંત એ સર્વ કોઈના ઈશ છે, પ્રભુ છે, સ્વામી છે પણ એમના માથે બીજા કોઈ પ્રભુ નથી. વળી જગતમા જેઓએ વાસનાનો વિજય મેળવ્યો હોય છે તેઓ કોઈને પણ પરાધીન નથી હોતા, જે આત્માઓ માનવ જેવું જીવન પ્રાપ્ત થવા છતા વાસનાની આધીનતામા સપડાયેલા છે તેવા રાજા, મહારાજા કે ચક્રવર્તીઓ વાસ્તવિક દૃષ્ટિએ રાજા, મહારાજા કે ચક્રવર્તી નથી, એ તો કિંકરના પણ કિંકર જેવી ક્ષુદ્રદશાને ભોગવનારા હોય છે. **વાસનાની ગુલામી આત્માના અધઃપતનનું પ્રબલ કારણ છે અને વાસનાનો વિજય એ આત્મવિકાસનું અનુપમ સાધન છે.** આપણા પરમતારક જિનેશ્વર દેવોને સાતમા વિશેષણમા 'અસ્મર' કહ્યા બાદ આઠમા વિશેષણમા 'અનીશ' રૂપે જણાવ્યા છે તેમા એ પણ મુદ્દો છે કે જે અસ્મર હોય અર્થાત્ કામાદિવાસનાનો વિજય મેળવનાર હોય તે જ 'અનીશ' બની શકે છે. એટલે કે તે આત્મા સ્વયં પ્રભુ બને છે, તેના ઉપર હવે કોઇનુ પ્રભુત્વ નથી હોતુ. ગુણની અપેક્ષાએ અરિહંત પદ કરતા સિદ્ધપદ ઉચ્ચકોટિનુ છે એમ છતા સિદ્ધપદની પ્રાપ્તિમા અરિહંત પ્રભુનો ઉપદેશ એ જ મુખ્ય કારણ હોવાથી સિદ્ધ ભગવંતને નમસ્કાર કરવા પહેલા નવકારમંત્રમાં અરિહંત ભગવંતને નમસ્કાર કરવામા આવેલ છે. આ બધી બાબતો વિચારતા અરિહંત પરમાત્મા 'અનીશ' છે એ વાત બરાબર સિદ્ધ થાય છે. આઠમા વિશેષણમા 'અનીશ'નુ ટૂંકું સ્વરૂપ કહેવાયું, નવમા વિશેષણમા 'अनीहम्' એ પદથી જિનેશ્વર ભગવંતને અલંકૃત કરવામા આવ્યા છે. "अविद्यमाना ईहा स्पृहा विकल्पो वा यस्मिन् स अनीहः, तम् अनीहम्" જેઓને કોઈ પણ પ્રકારની ઈચ્છા, સ્પૃહા કે વિકલ્પ નથી એવા પરમાત્મા 'અનીહ' કહેવાય છે. મોહનો ઓછા કે વધુ પ્રમાણમાં જ્યા સુધી ઉદય વર્તતો હોય ત્યા સુધી જ ઇચ્છા, સ્પૃહા કે વિકલ્પનુ સ્થાન છે. પરંતુ ઉત્તમોત્તમ આત્માઓને મોહનો સર્વથા અભાવ થવા સાથે વીતરાગ દશાની પ્રાપ્તિ થયેલ છે, તેમને ઈચ્છા કેમ હોઈ શકે? કારણ હોય તો જ કાર્ય થાય પણ કારણનો સર્વથા અભાવ થાય તો કાર્ય કદાપિ ન બની શકે. આજે મને કે તમોને અનેક અભિલાષાઓ જાગે છે. અનેક નવા નવા વિકલ્પો ઊભા થયા કરે છે એ બધાયનુ મૂલ કારણ મોહનો ઉદય છે. જિનેશ્વર ભગવંતોએ તો ક્ષપકશ્રેણી આરોહણ કરવાના પ્રસંગે દશમા ગુણસ્થાનકના અંતે જ મોહનો સર્વથા ક્ષય કરેલો હોવાથી એ ભગવાન્ વીતરાગ અવસ્થાએ પહોચેલા છે, એમને કોઈપણ પ્રકારની હવે અભિલાષા કે વિકલ્પ નથી

સભામાથી **પ્રશ્ન** એ પરમકૃપાળુ વીતરાગ પરમાત્માને ભલે બીજી કોઈ સાંસારિક અભિલાષા ન હોય, પરંતુ અખિલ વિશ્વના જીવાત્માઓનું કલ્યાણ કરવાની તો અભિલાષા હોયને? વલી હજુ તે પરમાત્મા ભવસ્થ કેવલી અવસ્થામા હોવાથી સિદ્ધ અવસ્થાના અભિલાષી ન હોય એ કેમ બને? તીર્થંકર ભગવંતો વિહાર કરે ત્યારે શુ અભિલાષા–ઇચ્છા સિવાય એક સ્થળેથી બીજા સ્થળે પધારતા હશે? એ પરમકૃપાળુ ભગવંતો આહાર ગ્રહણ કરતા હશે તેમા શુ અભિલાષાને સ્થાન નહિ હોય?

ઉત્તર: મહાનુભાવ! શ્રી જિનેશ્વર ભગવંતોને મોહનો ક્ષય થયા બાદ પ્રશસ્ત–અપ્રશસ્ત કોઈ પણ પ્રકારની અભિલાષાનો સંભવ નથી. અખિલ વિશ્વનું કલ્યાણ કરવાની પ્રવૃત્તિ હોવા છતાં તેની અભિલાષા હવે એ પ્રભુને ન હોય. એ તીર્થંકરોના આત્માઓએ તીર્થંકરના ભવની અપેક્ષાએ આગલા ત્રીજા ભવમાં અખિલ વિશ્વના જીવોનું કલ્યાણ કરવાની જે ઉત્કૃષ્ટ ભાવદયાનુ–પ્રશસ્ત અભિલાષાનું સેવન કરેલ, જેના પ્રતાપે તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ કરેલો, એ નિકાચિતપણે બંધાયેલ તીર્થંકરનામકર્મ તીર્થંકરનાં ભવમા કેવલજ્ઞાનની પ્રાપ્તિ સાથે જ વિપાકથી ઉદયમા આવે અને ઉદયમા આવેલા એ તીર્થંકરનામકર્મના પ્રભાવે પરમાત્મા નિરંતર પહેલા તેમજ છેલ્લા પ્રહરમા યોજનગામિની ધર્મદેશના આપે. જે ધર્મદેશનાનું શ્રવણ કરી, અનેક ભવ્યાત્માઓ આત્મકલ્યાણના માર્ગમા જોડાય જે પ્રમાણે એક ઘડીયાળને ચાવી આપ્યા બાદ અઠવાડિયા સુધી ઘડીયાળ નિયમિત રીતે ચાલ્યા કરે છે તે પ્રમાણે તીર્થંકર ભગવંતના આત્માઓને કેવલજ્ઞાન પ્રાપ્ત થવા અગાઉ જેટલા પ્રમાણમા કર્મબંધની ચાવીઓ ચડેલી હોય છે તેટલા પ્રમાણમા તે ભગવંતની તે તે કર્મના ઉદયથી પ્રવૃત્તિઓ થયા કરે છે, પરંતુ તે પ્રવૃત્તિમા એ પરમાત્માને અભિલાષાનો અંશ પણ હોવાનો સંભવ નથી. આહાર તેમજ વિહાર માટે પણ તે પ્રમાણે જ સમજવાનું છે. એ ભગવંતના શરીરની દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવની અપેક્ષાએ જે પ્રમાણે ક્ષેત્રસ્પર્શના નિયત થયેલ હોય તે પ્રમાણે વિહારાદિની પ્રવૃત્તિ થાય છે જેટલા પ્રમાણમા ક્ષુધા વેદનીયનો ઉદય હોય તે પ્રમાણમાં આહારાદિની પ્રવૃત્તિ હોય, પણ એ આહાર કે વિહારમા અભિલાષાનું સ્થાન યત્કિંચિત્ પણ ન હોય. મોક્ષની ઇચ્છા પણ એ ભગવંતને ન હોય એ વીતરાગ પ્રભુ હવે भवे मोक्षे च निःस्पृह સંસાર કે મોક્ષની સ્પૃહાથી રહિત છે અઘાતીકર્મનો ક્ષય થયા બાદ અવશ્ય મોક્ષે જવાના છે, પણ મોક્ષની ઇચ્છા તેઓને નથી હોતી અર્થાત્ ટીકાકાર ભગવંતે જે જિનેશ્વરને નમસ્કાર કર્યો છે તે જિનેશ્વર પરમાત્મા '**અનીહ**' છે

## ૧૦. ૧૧. ૧૨. ૧૩. ૧૪. ૧૫ મા વિશેષણોની સંક્ષિપ્ત વિચારણા.

દશમા વિશેષણમા ભગવાનને इद्ध એ વિશેષણ આપવામા આવ્યુ છે इद्ध એટલે દેદીપ્યમાન, આપણા પ્રભુ અન્તરંગ અનંતજ્ઞાનલક્ષ્મી તેમજ અભ્યંતર તપના તેજવડે દેદીપ્યમાન છે. એ પ્રભુનું શરીર પણ સાક્ષાત્ તેજના પુંજ સમાન છે અનુત્તર વિમાનના દેવોની સમગ્ર કાંતિ પણ પ્રભુના એક અંગૂઠાના તેજ પાસે તદ્દન ઝાખી દેખાય છે. આત્માના અનંત ગુણોનો જેમને આવિર્ભાવ થયો હોય છે તેમના તેજ નિરાળા છે બાહ્ય તેજની, આત્માના તેજની પાસે કશી કિંમત નથી જિનેશ્વરદેવને તો આત્માની અનંત વિભૂતિઓ પ્રગટ થયેલી છે તે સાથે સર્વોત્કૃષ્ટ પુન્ય પ્રકૃતિ–તીર્થંકરનામકર્મનો વિપાકોદય શરૂ થયેલો છે બીજી પુન્ય પ્રકૃતિઓનો પણ પ્રાયઃ પ્રકૃષ્ટપણે ઉદય પ્રવર્તે છે એટલે બાહ્ય તેમજ અભ્યંતર બન્ને પ્રકારે એ પરમાત્માનું તેજ અનુપમ અજોડ હોય છે. અગિયારમા વિશેષણમા ભગવંતને 'सिद्ध' કહ્યા છે. અહિં અષ્ટ કર્મનો ક્ષય થયા બાદ જે સિદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તે લેવાની નથી, પરંતુ વ્યાકરણમા 'षिधू शास्त्रे माङ्गल्ये च' એ પ્રમાણે ધાતુ–ક્રિયાપદ છે, એ ધાતુ ઉપરથી 'સિધ્ધ' પદ બનેલુ છે અને તેનો અર્થ આ પ્રમાણે સમજવાનો છે. સિદ્ધ એટલે શાસ્ત્રની

રચના કરનાર અથવા મંગલસ્વરૂપ. એમ બન્ને પ્રકારના અર્થો અહિં ઘટી શકે છે. અરિહંત પ્રભુ અર્થરૂપે દ્વાદશાંગીરૂપી આગમ શાસ્ત્રના પ્રણેતા છે, જે વાત બે દિવસ અગાઉ ભગવતીજીના પ્રથમ વ્યાખ્યાનમા કહેવાયેલી છે અને અરિહંત ભગવંત મંગલસ્વરૂપ છે. એમાં તો કશુ કહેવાપણું જ નથી, પાચ પરમેષ્ઠિમાં સર્વોત્કૃષ્ટ મંગલ કોઈપણ હોય તો તે અરિહંત ભગવાન જ છે. આ પ્રમાણે સર્વોત્કૃષ્ટ મંગલસ્વરૂપ તેમજ દ્વાદશાંગીરૂપી આગમશાસ્ત્રોની અર્થરૂપે રચના કરનાર એવા જિનેશ્વર દેવને નમસ્કાર થાઓ, એમ ટીકાકાર શ્રી અભયદેવસૂરિમહારાજનુ કથન છે. બારમા વિશેષણમા 'शिवम्' એટલે ઉપદ્રવને દૂર કરનાર એ વિશેષણ અપાયુ છે. આપણે સહુ કોઈ જાણીએ છીએ કે–જિનેશ્વર દેવો જ્યા જ્યા વિચરતા હોય ત્યા ચારે ય બાજુ સવાસો યોજન સુધીમા મારી, મરકી, ઈતિ, ઉપદ્રવોનો સર્વથા અભાવ હોય છે. પુન્યવાન્ આત્મા પોતે તો સુખશાતિનો ભોગવટો કરે, પણ જ્યા જ્યાં પધારે ત્યાં ત્યા તેમના પુન્યપ્રભાવે સર્વ જીવોને પણ સુખશાતિનો અનુભવ થાય. અર્થાત્ જિનેશ્વરદેવ બાહ્ય ઉપદ્રવોનુ નિવારણ કરનાર છે એ માટે 'शिवम्' એ બારમુ વિશેષણ અપાયું છે. તેરમા વિશેષણમા ભગવતને 'शिवकरम्' કહ્યા છે. એટલે 'જગતનું કલ્યાણ કરનારા જણાવ્યા છે' મિથ્યાત્વ અને અજ્ઞાનવડે અધ બનેલા સસારી આત્માઓને શ્રુતજ્ઞાનરૂપી દિવ્યચક્ષુ સમર્પણ કરવાદ્વારા અખડ અને અનત શાતિના માર્ગનુ દર્શન કરાવનાર આપણા અરિહત ભગવાન સિવાય બીજુ કોઈ નથી ચૌદમા વિશેષણમા करणव्यपेतम् એટલે કે 'ઇન્દ્રિયોથી રહિત' એવું ભગવતનું વિશેષણ અપાયુ છે તેનો ભાવ એ છે કે–કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ શ્રોત્રેન્દ્રિય વગેરે પાચે ઇન્દ્રિયો ભગવતને હોય છે, પરતુ તે તે પદાર્થોને જાણવા–જોવામા ઇન્દ્રિયોની મદદ લેવાની એ ભગવંતને અપેક્ષા નથી. કેવલજ્ઞાન એ ક્ષાયિક ભાવનુ જ્ઞાન છે જ્યારે ઇન્દ્રિયોની સહાયદ્વારા આત્માને ઉત્પન્ન થતુ મતિ અથવા શ્રુત એ ક્ષયોપશમભાવનું જ્ઞાન છે ક્ષાયિક એવા કેવલજ્ઞાનવડે આત્માને અખિલ વિશ્વના સર્વ ભાવોનુ ત્રૈકાલિકપણે પ્રત્યક્ષ દર્શન અને જાણપણુ થતુ હાય ત્યા ક્ષયોપશમભાવે વર્તતી પાચે ય ઇન્દ્રિયોની શી અપેક્ષા હોય ? આપણે કેવલી ભગવત સામે ઊભા હોઈએ તે અવસરે કેવલી ભગવાન આપણને ચક્ષુ હોવા છતા હવે ચક્ષુદ્વારા નથી જોતા પણ આત્મપ્રત્યક્ષ કેવલજ્ઞાનવડે જ આપણને તેમજ વિશ્વના સર્વ ભાવોને જાણે છે, દેખે છે. મનુષ્ય સ્વય નિર્બલ હોય તો તેને ચાલવામા લાકડી વગેરે આલબનની અપેક્ષા હોય પણ પોતે બલવાન હોય તો જેમ લાકડી વગેરે અવલબનની ચાલવા પ્રસંગે અપેક્ષા નથી હોતી તે પ્રમાણે ઘાતિકર્મના ઔદયિક ભાવથી આત્મા જ્યા સુધી નિર્બળ હોય ત્યા સુધી તે તે પદાર્થોના જાણપણામા આત્માને પૌદ્ગલિક ઇન્દ્રિયોની સહાય અવશ્ય લેવી પડે છે, પણ આત્મામા ધર્મની આરાધનાના પ્રભાવે જેમ જેમ અંતરગ નિર્બલતા ઘટતી જાય છે, મોહના આવરણો ઓછા થતા જાય છે અને ગુણોનો વિકાસ થાય છે તેમ તેમ ઇન્દ્રિયોની મદદ સબધી આત્માને અપેક્ષા નથી હોતી અવધિજ્ઞાન અને મનપર્યાયજ્ઞાન–એ બન્ને આત્મપ્રત્યક્ષ જ્ઞાન છે. ઇન્દ્રિય નિરપેક્ષ જ્ઞાન છે. તે પ્રમાણે કેવલજ્ઞાન તો સપૂર્ણ આત્મપ્રત્યક્ષ જ્ઞાન હોવાથી ઇન્દ્રિયો વિદ્યમાન છતા અખિલ વિશ્વના ભાવોને જાણવામા જોવામા વીતરાગ પરમાત્માઓને ઇન્દ્રિયોની સહાય લેવાની જરૂર નથી અને એ કારણે જ ચૌદમા વિશેષણમા ભગવંતને 'करण'

વ્યપેતમ્' એ વિશેષણથી સંબોધવામાં આવ્યા છે, 'जितरिपुम्' એ જિનેશ્વરભગવંતનું પંદરમું વિશેષણ છે. કામ, ક્રોધાદિ અંતરંગ શત્રુઓ ઉપર જે મહાન્ આત્માએ વિજય મેળવ્યો છે તે ભગવાન્ જિતરિપુ કહેવાય છે. અંતરંગ શત્રુઓ આત્માને કેટલું નુકશાન પહોંચાડે છે? અનંત સંપત્તિ છતાં એ અંતરંગ શત્રુઓએ આત્માની સંપત્તિ લૂટીને એને કેવી કંગાલ સ્થિતિમાં મૂકી દીધેલ છે? અને તે જ કારણે એ અંતરંગ શત્રુને જીતવાની કેટલી જરૂર છે એ વિષય ઉપર ત્રણ દિવસના વ્યાખ્યાન દરમ્યાન પ્રસંગે પ્રસંગે કહેવાયું છે. અને હજુ ભવિષ્યમાં પણ તે તે પ્રસંગે કહેવાશે. હમણાં તો પંદર વિશેષણોથી વિશિષ્ટ એવા શ્રી જિનેશ્વરદેવના વર્ણનનો અધિકાર ચાલે છે. આ પ્રમાણે પંદર વિશેષણનું ઓછું-વધુ વિવેચન થયું છે. ભાવાર્થ એ છે કે

## ઉપસંહાર

"જેઓ (૧) સર્વજ્ઞ છે, (૨) જેઓ ઈશ્વર છે, (૩) જેઓ અનંત છે, (૪) જેઓ અસંગ છે, (૫) જેઓ સર્વમાં અગ્રપદે અર્થાત્ પ્રધાનપદે બિરાજે છે, (૬) જેઓ સર્વ જીવોનું હિત કરનાર છે, (૭) જેઓ કામાદિની વાસનાથી રહિત છે, (૮) જેઓના કોઈ સ્વામી નથી પણ અખિલ વિશ્વના પોતે સ્વામી-પ્રભુ છે, (૯) જેઓને કોઈ પણ અભિલાષા સ્પૃહા કિંવા સંકલ્પવિકલ્પ નથી, (૧૦) જેઓ બાહ્ય તેમજ અંતરંગ તેજવડે દેદીપ્યમાન છે, (૧૧) જેઓ પરમમંગલસ્વરૂપ છે તેમજ આગમ શાસ્ત્ર-દ્વાદશાંગીના અર્થરૂપે પ્રણેતા છે, (૧૨) જેઓ ઉપદ્રવોનું નિવારણ કરનાર છે, (૧૩) જેઓ સર્વાત્માઓનું કલ્યાણ કરનારા છે, (૧૪) સર્વજ્ઞ હોવાથી જેઓને કોઈ પણ પદાર્થના જ્ઞાનમાં ઇન્દ્રિયો સંબંધી સહાયની અપેક્ષા નથી અર્થાત્ જેઓનું જ્ઞાન ઇન્દ્રિયનિરપેક્ષ છે અને (૧૫) રાગદ્વેષાદિ અંતરંગ શત્રુગણ ઉપર જે પરમતારક ભગવંતે સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરેલ છે, એવા શ્રી જિનેશ્વર દેવને ત્રિકરણયોગે ઉત્કૃષ્ટભાવે હું પ્રણામ-નમસ્કાર કરું છું એમ પૂજ્ય શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ ટીકાના પ્રારંભમાં ત્રણેય કાળના સર્વ જિનેશ્વરોને પ્રણામ-નમસ્કાર કરવારૂપ મંગલાચરણ કર્યું. હવે ટીકાકાર મહર્ષિ આસન્નોપકારી વર્તમાન શાસનના અધિપતિ શ્રમણ ભગવાન મહાવીર પ્રભુને, પંચમ ગણધર સુધર્માસ્વામીને, સર્વાનુયોગને ધારણ કરનારા સ્થવિર મહર્ષિઓને અને સર્વજ્ઞ ભગવંતની વાણીને કેવી રીતે નમસ્કાર કરશે? તેમજ સર્વ જિનેશ્વરોને નમસ્કાર કરવા છતાં આ નમસ્કાર કરવાનું શું પ્રયોજન? વગેરે વિષયોનું વર્ણન કેમ કરવામાં આવશે? ઇત્યાદિ અધિકાર અગ્રે વર્ત્તમાન.



॥ श्री लोढणपार्श्वनाथाय नमोनमः ॥

# પ્રવચન ચોથું.

નમઃ શ્રીવર્દ્ધમાનાય, શ્રીમતે ચ સુધર્મણે। સર્વાનુયોગ વૃદ્ધેભ્યો, વાણ્યૈ સર્વવિદસ્તથા ॥૨॥

મહામંગલકારી શ્રી ભગવતીજી સૂત્ર કે, જેના અર્થસ્વરૂપે ઉપદેશક શ્રમણભગવાન મહાવીરદેવ છે, સૂત્રરૂપે સંકલના કરનાર ગણધર શ્રી સુધર્માસ્વામીજી છે અને પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજાએ ભવ્યજીવોને સુખેથી અવબોધ થઈ શકે તે માટે જેની સુંદર ટીકા રચેલ છે, તે ભગવતી સૂત્રની ટીકાના પ્રારંભમા ટીકાકાર મહર્ષિએ શ્રી જિનેશ્વર દેવને નમસ્કાર કરવારૂપ મંગલશ્લોકની જે રચના કરેલ છે તે મંગલશ્લોકનુ વિવેચન કરવામા આવ્યુ છે એ શ્લોકમા જણાવેલા જિનેશ્વરદેવના સર્વજ્ઞ વગેરે પંદર વિશેષણોનું ઓછુંવધુ સ્વરૂપ ગઈ કાલે પૂર્ણ કરવામા આવેલ છે. આજે એ ટીકાકાર ભગવંતે ટીકાના બીજા શ્લોકમા વર્ત્તમાન શાસનના અધિપતિ પ્રભુ વર્ધમાન સ્વામી વગેરેને જે નમસ્કાર કરેલ છે તેનું વિવેચન કરવાનુ છે

## શાસનપતિ શ્રમણભગવાન્ મહાવીર પ્રભુને નમસ્કાર અને તેનું પ્રયોજન

પ્રથમ શ્લોકમા જિનેશ્વર ભગવતને જે નમસ્કાર કરવામા આવેલ છે તેમા કોઈ જિનેશ્વરનુ વ્યક્ત નામ ગ્રહણ કરવામા આવેલ નથી અર્થાત્ સર્વ (પંદર કર્મભૂમિ) ક્ષેત્રોના અને ત્રણેય કાલના જિનેશ્વરને નમસ્કાર કરેલ છે. સર્વ જિનેશ્વરના નમસ્કારમા શ્રમણભગવાન વર્ધમાન પ્રભુને પણ નમસ્કાર આવી જાય છે તો પછી એ શ્રી વર્ધમાનસ્વામીને જુદો નમસ્કાર કરવાનુ શુ પ્રયોજન ? આવો પ્રશ્ન સહજ થવાનો સંભવ છે. તે પ્રશ્નના સમાધાનમા એ પ્રમાણે સમજવુ જોઈએ કે–પ્રથમ શ્લોકમા સર્વ જિનેશ્વરોને યદ્યપિ નમસ્કાર કરવામા આવેલ છે છતા આજે જેમના શાસનની પ્રાપ્તિના પ્રભાવે આપણને આત્મકલ્યાણની સાધનાનો અનુપમ યોગ મળ્યો છે તે શ્રમણભગવાન મહાવીરપ્રભુ અન્ય જિનેશ્વરદેવોની અપેક્ષાએ આપણા વધુ ઉપકારી છે આજે આ ભરતક્ષેત્રમા તીર્થંકર પ્રભુનો વિરહકાળ છે કેવળીભગવાન તથા મનપર્યવજ્ઞાની પણ આજે નથી, જંબુસ્વામી મોક્ષે ગયા તે અવસરે દશ વસ્તુનો વિચ્છેદ થયો છે. કાળદોષના પ્રભાવે આજે આ ભરતક્ષેત્રમાથી સીધે સીધી અનન્તરપણે મોક્ષ પ્રાપ્તિ થતી નથી. અવસર્પિણીકાળ અને તેનો પાચમો આરો એટલે દિવસે દિવસે નિર્મળ બુધ્ધિબલનો–આત્મકલ્યાણની પવિત્ર ભાવનાનો, આયુષ્ય વગેરે ભાવોનો ક્રમે ક્રમે ઘટાડો થતો જોવાય છે અને તેમા પણ છેલ્લા ૨૫–૫૦ વર્ષમા તો જાણે એકદમ પરિવર્તન થયુ છે. આજથી પચાશ વર્ષ અગાઉ આપણા સમાજમા કે દેશમા ધર્મભાવના દૃશ્યમાન

થતી હતી, આજે અંતરના રંગથી રંગાયેલી એ ધર્મભાવના જોવા નથી મળતી, નાના-મોટાની મર્યાદા, વિનય-વિવેકાદિ ધર્મની પ્રાથમિક ભૂમિકાઓનું જે સુંદર દર્શન થતું હતું તેમાં આજે ખૂબ ક્ષતિ આવેલી છે. શ્રદ્ધા, સંયમ અને સદાચારનો આપણા ભારતવર્ષમાં ત્રિવેણી સંગમ પ્રત્યક્ષ અનુભવમાં આવતો, જેના પ્રતાપે શાંતિ અને સુખની અનુકૂલતા પ્રાયઃ જોવાતી તેના સ્થાને આજે અશ્રદ્ધા, અસંયમ અને દુરાચારનું જોર વધુ ફેલાતા સમગ્ર દેશમાં દુઃખનું વાતાવરણ વ્યાપક બની ગયું છે. છપ્પનીયા જેવા દુષ્કાળમાં પણ જે મોંઘવારી કે વિટંબનાઓ ન હતી તેથી પણ વધુ આજે મોઘવારી અને હદ ઉપરાતની વિટંબનાઓમાં દેશની સમગ્ર પ્રજા ઘેરાયેલી છે આવા વિષમકાળમાં પણ આપણા કોઈ પ્રબલ પુન્યયોગે યત્કિંચિત્ આત્મકલ્યાણની સાધના થાય છે, એ પ્રભાવ શ્રમણ ભગવાન મહાવીર દેવના શાસનનો છે મનુષ્યનો જન્મ મળ્યો, આર્યક્ષેત્ર મળ્યું, ઉત્તમ કુલની પ્રાપ્તિ થઇ, પાંચેય ઇન્દ્રિયોની અનુકૂલતા સાંપડી, એ બધુંય મલવા છતાં જો જૈનશાસન ન મળે તો આપણી કઈ દશા? આજે અમારા બંધુઓને ચોવીસે કલાક અર્થ તેમજ કામના વિચારો આવે છે. આવતી કાલે કરવાના કાર્યોની યાદી ડાયરી બુકમાં આજે લખાઈ જાય છે. મોટા માણસ તરીકે ગણના જેની થયેલી હોય તેમને તો આઠ આઠ દિવસ અગાઉથી તે તે પ્રવૃત્તિઓનો કાર્યક્રમ ઘડાઈ ગયેલો હોય છે. આ યાદીમાં કે કાર્યક્રમમાં અર્થ અને કામની પ્રવૃત્તિ સિવાય કાંઇ હોય છે ખરું? સવારે ઊઠો અને રાત્રે નિદ્રાને આધીન બનો ત્યાં સુધી મન, વચન અને કાયાની પ્રવૃત્તિનો ઝોક અર્થ અને કામની પાછળ જ લગભગ હોય, દેવદર્શન કે પૂજા વગેરે ધર્મની પ્રવૃત્તિ પાછળ પણ લક્ષ્ય તો પ્રાયઃ અર્થ કામનું જ ઊભું હોય! જૈનશાસન મળ્યું તેની સફળતા શું આ રીતે થઈ શકે? મહાનુભાવો! જરા એકાંતમાં બેસીને આત્મા સાથે વિચાર કરશો કે-ચિંતામણી અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક જૈન શાસન મળ્યું, પરંતુ તેનો સદુપયોગ કેટલો થાય છે? જૈન કુલમાં જન્મ્યા અને જૈન તરીકે ગણાયા અથવા દેવદર્શન, પૂજા વગેરે જૈનધર્મના અનુષ્ઠાનોમાં જોડાયા, એટલા માત્રથી મળેલા જૈન શાસનની સફળતા નથી. આત્મપ્રદેશોમાં ભાવથી એ પવિત્ર શાસનનું પરિણમન થાય, અનંતકાળની વિભાવ દશા ઘટે અને સ્વભાવ દશા પ્રગટે તો જ જૈન શાસન મળ્યું તે સફળ છે.

## સ્વભાવ પરિણામ આત્મા માટે અમૃત છે અને વિભાવ પરિણામ આત્મા માટે વિષ છે.

અનેક પ્રકારના ભયંકર રોગોથી ઘેરાયેલા કોઈ દર્દીને ધન્વંતરી જેવા સારામાં સારા વૈદ્યનો અથવા નિષ્ણાત સર્જન ડોકટરનો યોગ મળ્યો. એ વૈદ્ય અથવા ડોકટરે દર્દીના દર્દની ચિકિત્સા કરી અને સુંદરમાં સુંદર ઔષધ આપ્યું, દર્દીએ ઔષધનો ઉપયોગ પણ કર્યો પરંતુ ઔષધ શરીરની ધાતુઓમાં પરિણમે તે અગાઉ ઓકી નાખ્યું. અથવા ઔષધ ગળાથી નીચે જ ન ઉતર્યું તો ગમે તેવો સારો વૈદ્ય અને દવા સારી છતાં શું લાભ થાય? દવા કોઠામાં જાય, શરીરમાં તેનું પરિણમન થાય તો જ ધીમે ધીમે પણ રોગનો ઘટાડો અવશ્ય થાય. તેજ પ્રમાણે પુન્યયોગે જૈન શાસન તો મળી ગયું. દેવો અને ઇન્દ્રો પણ પોતાના

આયુષ્યની સમાપ્તિ લગભગમાં જે કુલમાં જન્મ મેળવવાની અભિલાષા રાખે છે તેવા જૈન કુલમા જન્મ થઈ ગયો, પૂજા, સામાયિક વગેરે વ્યવહાર ધર્મમા પણ જોડાયો, પરંતુ ભાવથી જૈન શાસનનુ અતર્ગત પરિણમન થાય નહિં, અર્થાત્ રાગદ્વેષ ઘટે નહિ ત્યા સુધી સમ્યગ્દર્શન વગેરે સ્વભાવદશા પ્રગટે નહિ અને જ્યાં સુધી એ સ્વભાવ દશા પ્રગટે નહિ ત્યા સુધી આત્માને શુદ્ધ આનંદનો અનુભવ ન થાય. વર્તમાનમા આપણે બધાય ધર્મસાધન કરવા છતા લગભગ વિભાવદશામાં જ ઘેરાયેલા છીએ. વિભાવ દશાની પ્રબલતાના કારણે ભાવથી આપણે મૃતપ્રાય જેવી સ્થિતિએ પહોચ્યા છીએ. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ આત્માની સ્વભાવદશા છે, એ જ આત્માના ભાવ પ્રાણ છે, ક્ષમા એ સ્વભાવ દશા છે, સતોષ અને સરલતા એ સ્વભાવ દશા છે, નમ્રતા અને નિરીહતા એ પણ સ્વભાવ દશા છે, જ્યારે મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ એ બધી વિભાવ દશા છે, કામ અને ક્રોધ એ વિભાવ પરિણામ છે, માન–માયા–લોભ અને વિવિધ લાલસાઓ એ બધાય વિભાવ પરિણામો છે. **સ્વભાવ પરિણામ એ આત્મા માટે અમૃત છે. અને વિભાવ પરિણામ એ આત્મા માટે ભયંકર વિષનું કામ કરનાર છે.** સ્વભાવ અને વિભાવની આટલી ટૂકી વ્યાખ્યા જાણ્યા બાદ આપણા આત્મા સાથે આપણે વિચારીએ કે સ્વભાવ પરિણામનું જોર છે કે વિભાવ પરિણામનુ ? હમેશા જ્યા વિષભક્ષણ થતું હોય તેનું પરિણામ શું આવે? તેનો જરા વિચાર કરશો આજે તો સ્વભાવ કોને કહેવાય અને વિભાવ એટલે શુ ? તેનો ખ્યાલ પણ અમારા બધુઓમા કોઇકને જ હોય છે રોગનો રોગ તરીકે ખ્યાલ જ જ્યા સુધી ન આવે ત્યા સુધી રોગનુ નિવારણ કરવાની કલ્પના પણ ક્યાંથી ઊભી થાય? વિષને વિષ તરીકે ઓળખવામાં જ જ્યાસુધી ન આવે ત્યા સુધી એ વિષના સેવનથી દૂર રહેવાનુ કેમ બને ? શરીરને અનર્થ શાથી થાય? તેનો તમોને આજે બરાબર ખ્યાલ છે. તમારા વ્યાપારમા નુકશાન શાથી થાય ? તેમા કયા કયા કારણો છે? તેનો તમોને બરાબર ખ્યાલ છે તમારી બાહ્ય મીલ્કતમા જરા પણ ઘટાડો ન થાય બલ્કે દિનપ્રતિદિન વૃદ્ધિ થાય તે માટે તમારી સંપૂર્ણ તકેદારી છે, પરતુ આત્માની અનત શક્તિ અને સપત્તિઓને લૂંટનાર કોણ છે? એનો વિચાર સરખોય નથી આવતો. વિષપ્રયોગથી કોઈ બેભાન બની જાય તેમ આપણે પણ વિભાવ પરિણામરૂપ વિષપ્રયોગથી બેભાન જેવી સ્થિતિમા પડેલા છીએ.

## મિથ્યાત્વરૂપી ઝેરનું નિવારણ કરવામાં ભગવાન મહાવીર ગારૂડિક મંત્રવાદી સમા છે.

દુનિયાદારીની દૃષ્ટિએ ભલે ગમે તેટલુ ડહાપણ હોય, પારકી પચાત કરવામા ગમે તેટલી કુશલતા વર્ત્તતી હોય, વ્યાપારી બજારમા ભલે ગમે તેટલી કુનેહ દાખવતા હો, પરતુ આત્માના વિકાસ માટે–આત્માના કલ્યાણ માટે, આત્માની અનંતી જ્ઞાનાદિ શક્તિઓને પ્રગટ કરવા માટે વિચાર ન આવે, આત્માની–આત્માના સ્વરૂપની ઓળખાણ પણ ન થાય ત્યા સુધી સહુ કોઈ ભયંકર બેભાન દશા ભોગવનારા છે બાહ્ય વિષપ્રયોગવડે કે સર્પાદિ ઝેરી જતુના દશવડે કોઈ મનુષ્ય મૂર્ચ્છિત કિંવા બેભાન જેવી સ્થિતિએ પહોચી જાય, હજુ સર્વથા મૃત્યુ ન થયુ હોય, પ્રાણ તાળવામા બેઠો હોય, ભાગ્યયોગે તે સમયે કોઈ વિષ

ઉતારનાર ગારૂડિક મંત્રવાદી મળી જાય અને એ ગારૂડિક મંત્રવાદી પોતાની શક્તિદ્વારા પેલી બેભાન–મૂર્ચ્છિત વ્યક્તિના શરીરમા વ્યાપેલા ઝેરને ઉતારી નાંખે, તેમજ મૃતપ્રાય જેવી સ્થિતિમાથી સજીવન કરે તે અવસરે તે વ્યક્તિને તેમજ આજુબાજુના વર્ગને કેટલો આનંદ થાય? એ પ્રમાણે શ્રમણભગવાન મહાવીર આપણા ભાવવિષનુ નિવારણ કરવા માટે ગારુડિક મંત્રવાદી સમાન છે. વિભાવ દશા તેમજ વાસનાના પ્રબલ જોરે આપણી મૂર્ચ્છિત જેવી અવસ્થા છે. બાહ્ય વિષવડે બેભાન બનેલી વ્યક્તિને જેમ તાળવે પ્રાણ બેઠેલા હોય છે તે પ્રમાણે ભાવથી આપણે બેભાન જેવા છતા અક્ષરના અનંતમા ભાગ જેટલી ચેતના સહુ કોઈની ખુલ્લી છે, અર્થાત્ આત્મા સર્વથા અજીવ બની ગયો નથી અને ત્રણ કાલમા એ વાત બનતી પણ નથી. જીવ તે સદાને માટે જીવ જ રહે છે. કર્મના આવરણની અલ્પાધિક્તા અંગે તેની ચેતનામા ઓછાવધુપણુ થયા કરે છે પરંતુ ચૈતન્યગુણનો સર્વથા નાશ થતો નથી, નિગોદ જેવા સ્થાનમા પણ જ્ઞાનનો–ચેતનાનો અનંતમો અંશ ખુલ્લો છે, તો આપણે સંજ્ઞિ પંચેન્દ્રિય અને તેમા પણ મનુષ્યપણું પામ્યા છીએ એટલે અંતર્ગત ચેતનાનો અંશ બેઠો છે, એ ચેતના સાથે મિથ્યાત્વરૂપી વિષનુ મિશ્રણ થયેલ હોવાથી આપણે મૂર્ચ્છિત જેવી દશામા આવી ગયા છીએ. કરવા લાયક ન કરીએ, ન કરવા લાયક કરીએ, વાસ્તવિક દૃષ્ટિએ પોતાનુ હોય એને પરાયુ માનીએ અને પરાયુ હોય તેને પોતાનુ માનીએ એ બેભાન દશા ન ગણાય તો શુ ગણાય? બેભાન માણસ ગમે તે બકે, ગમે તે કરે તેનો તેને ખ્યાલ નથી એમ આપણા આત્માનુ કેવળ અહિત થાય તેવુ ગમે તે બોલીએ, ગમે તેમ પ્રવૃત્તિ કરીએ તેનુ આપણને ભાન જ નથી આવી બેભાન અવસ્થામાથી આપણને નવજીવન અર્પણ કરનાર ગારુડિક મંત્રવાદી શ્રમણભગવાન મહાવીર અને તેમનુ શાસન જ છે. આજે જે કાંઈ જીવ–અજીવના સ્વરૂપને સમજ્યા છીએ, પુન્ય–પાપ તેમજ આશ્રવ–સંવરની વ્યાખ્યાનો ખ્યાલ આવ્યો છે, નિર્જરા બંધનુ સ્વરૂપ સમજાયુ છે, પાપ, આશ્રવ અને બંધ એ ત્યાગ કરવા લાયક છે. સંવર, નિર્જરા અને અપેક્ષાએ પુન્ય પણ ઉપાદેય છે એ બાબતોએ હૃદયમા અમુક અંશે સ્થાન લીધુ છે, એ બધોય પ્રભાવ શાસનપતિ શ્રી વર્ધમાનસ્વામી ભગવંતનો છે અને એ કારણે જ ટીકાકાર ભગવાન શ્રી અભયદેવસૂરિ મહારાજાએ પ્રથમ શ્લોકમા સર્વ જિનેશ્વરોને નમસ્કાર કરેલો હોવા છતા આ બીજા શ્લોકમા શ્રી વર્ધમાન-સ્વામીને નજીકના ઉપકારી તરીકે સ્વતંત્ર નમસ્કાર કર્યો છે

## શ્રમણ ભગવાન મહાવીર પ્રભુના ત્રણ નામો

કલ્પસૂત્ર વગેરે આગમ ગ્રન્થોમા શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુના ત્રણ નામો આપ્યા છે. (૧) શ્રી વર્ધમાન, (૨) શ્રમણ અને (૩) શ્રી મહાવીર. માતપિતાએ પ્રભુ જ્યારથી ગર્ભમાં પધાર્યા ત્યારથી ધન–ધાન્ય, ઋદ્ધિ–સિદ્ધિ, સત્કાર સન્માનની વૃદ્ધિ થતી હોવાથી અગાઉ નક્કી કરી રાખેલા વિચાર મુજબ જ્ઞાતિ, મિત્રમંડળ વગેરે સર્વની સમક્ષ '**શ્રી વર્ધમાનકુમાર**' એ નામની સ્થાપના કરેલી છે, જન્મ જન્મની આરાધનાના પ્રભાવે તપશ્ચર્યા સંબંધી પ્રબલ શક્તિ અંગે ભગવંતનુ '**શ્રમણ**' એ બીજુ નામ છે અને આમલકી ક્રીડા વગેરે પ્રસંગમા વર્તતુ ભગવંતનુ જે અદ્ભૂત પરાક્રમ તે અંગે દેવોએ એ પરમાત્માનુ '**શ્રી મહાવીર**' એવું

ત્રીજુ નામ સ્થાપન કરેલ છે. શ્રી અભયદેવસૂરિમહારાજા અહિં એ શાસનપતિને જે નમસ્કાર કરે છે તે માતપિતાએ સ્થાપન કરેલ શ્રી વર્ધમાનસ્વામીનું નામોચ્ચારણ કરવા દ્વારા નમસ્કાર કરે છે. પ્રથમ શ્લોકમા સર્વ જિનેશ્વરોને નમસ્કાર કર્યો, બાદ બીજા શ્લોકના પ્રથમ પાદવડે શાસનપતિ શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કાર કર્યો, એ બન્ને નમસ્કાર માત્રથી હજુ શ્રી અભયદેવસૂરિમહારાજને સતોષ થતો નથી ઉપકારી મહર્ષિઓનો ઉપકાર ટીકાકાર મહર્ષિના દિલમાં રોમ રોમ વસેલો છે, અને તેથી ત્રીજા નમસ્કારમા પંચમગણધર **શ્રી સુધર્માસ્વામીજીને** યાદ કરે છે. સર્વ પુન્યપ્રકૃતિઓમા તીર્થંકરનામકર્મ જેમ સર્વોચ્ચ પુન્યપ્રકૃતિ છે, તે પ્રમાણે ગણધરપદની પ્રાપ્તિમાં કારણભૂત ગણધરનામકર્મ એ તેનાથી ઉતરતી બીજા નંબરની પુન્યપ્રકૃતિ છે.

## ગણુધર પદની પ્રાપ્તિનું કારણ

સભામાથી **પ્રશ્ન :** આઠ કર્મ પૈકી નામ કર્મના પેટાભેદમા 'તીર્થંકરનામકર્મ'ની ગણતરી આઠ પ્રત્યેક પ્રકૃતિમા ગણાવેલ છે, પરંતુ ગણધરનામકર્મની ગણતરી કયાઈ જોવામા આવતી નથી. જ્યારે આપ તો "ગણધરનામકર્મના ઉદયથી ગણધર થાય" એવુ જણાવો છો તે કઈ અપેક્ષાએ સમજવુ ?

**ઉત્તર :** મહાનુભાવ ! જગતમા સંસારી જીવોની સખ્યા અનંત છે, એ અનંત સંસારી જીવોમા મનુષ્ય સખ્યા ગણતરીની છે અર્થાત્ સખ્યાતી છે. પ્રત્યેક મનુષ્યમા મનુષ્યપણું સમાન છતા કાઇ ને કાઈ તફાવત અવશ્ય હોય છે. આ તફાવત પડવાનું મુખ્ય કારણ કર્મસત્તા સિવાય બીજુ કોઇ નથી એક જ માતપિતાના પાચ સતાનો હોય તે પ્રત્યેકમા કાઈ ને કાઈ તફાવત દેખાય છે કોઈના વર્ણમા તો કોઈની બુદ્ધિમાં, કોઈના આરોગ્યમા તો કોઈના બળમા, આ પ્રમાણે સગા ભાઈઓમા વિષમતા જોવાય છે તેનુ મૂળ કારણ કર્મસત્તા છે. આત્મા પોતે તો પોતાના શુદ્ધ સ્વરૂપે મનુષ્ય નથી, દેવ નથી, નારકી નથી તેમજ તિર્યંચ પણ નથી આત્મા પોતે રક પણ નથી અને રાજા પણ નથી. શુદ્ધનયની અપેક્ષાએ એ આત્મા અનત ચૈતન્ય ગુણનો ભોક્તા છે મનુષ્ય, નારક કે તિર્યંચ, રાજા કે રંક એ બધાય પર્યાયો કર્મના ઔદયિક ભાવથી ઉત્પન્ન થયેલા છે. આત્મા પોતાની સ્વભાવ દશામાથી ખસીને જ્યારે વિભાવદશામા પ્રવર્તે છે અને વિભાવ દશામા જેવી જેવી માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિઓ કરે છે તેવા તેવા તે આત્મા શુભ–અશુભ કર્મ બાધે છે. એ પ્રમાણે જીવોની પ્રવૃત્તિઓ ભિન્ન ભિન્ન પ્રકારની એટલે કર્મના બંધનમા પણ ભિન્નતા થાય છે. જે વ્યક્તિનો જેવો ગુન્હો તેવી જ તેને શિક્ષા, એમ અહિ કર્મબધ કરતી વખતે જેવો યોગ અને જેવો કષાય તથા લેશ્યા તે પ્રમાણે કર્મમા સ્વભાવ, સ્થિતિ અને રસની ઉત્પત્તિ થાય છે. આટલું આપણે સમજ્યા બાદ દરેક વ્યક્તિની પ્રવૃત્તિ તેમજ પરિણામ ભિન્ન ભિન્ન હોવાથી કર્મ પણ ભિન્ન ભિન્ન બધાય એમા જરાય આશ્ચર્ય નહિ લાગે. આજે એક મનુષ્ય રાજા થયો તે શાથી ? માનવુ જ જોશે કે તેને લાયક ભૂતકાળમા–ગત જન્મમા અનુકૂલ પ્રવૃત્તિ કરીને તેવુ કર્મ ઉપાર્જન કરેલ હશે. એક વ્યક્તિ પ્રધાન થાય, એક વાઈસરોય થાય, જ્યારે એક વ્યક્તિ તદ્દન નિર્ધન અને ભિખારી જેવી અવસ્થા પામે એમાં

કારણ પોતપોતાનાં તેવાં તેવાં કર્મ સિવાય બીજું કાંઈ નથી. આમ દરેક આત્માના ભિન્ન ભિન્ન કર્મોની સંખ્યા તો અગણિત થાય અને આપણા જેવા જીવોને સમજાવવા માટે અમુક સંખ્યાની વ્યવસ્થા ન થાય તો અનુકૂળતા ન આવી શકે. આ બધી વસ્તુને ખ્યાલમા રાખીને જ શાસ્ત્રમાં કર્મના મૂલ ભેદો આઠ અને પેટા ભેદો ૧૫૮ અથવા ૧૪૮ ગણાવ્યા છે. પણ એ પેટા ભેદોમાં બીજા અનેક અવાન્તર ભેદો સૂત્રાનુસારી બુદ્ધિ વડે આપણે સમજવાના છે. અહિં ગણધરપદની પ્રાપ્તિમા કારણભૂત ગણધરનામકર્મ તે પણ તીર્થંકરનામકર્મના અવાન્તર ભેદમા સમજવુ એ યોગ્ય છે અખિલ વિશ્વના સર્વ જીવો ઉપર દ્રવ્યદયા તેમજ ભાવદયાના ઉત્કૃષ્ટ પરિણામ પ્રગટ થાય ત્યારે તીર્થંકરનામકર્મનો બધ થાય, અને તે પરિણામમાં થોડી મંદતા હોય તો તીર્થંકરનામકર્મનો બધ ન થતા ગણધરપદને લાયક કર્મનો બંધ થાય આચાર્ય, ઉપાધ્યાય વગેરે શાસનના મહાપુરુષો માટે પણ એ જ વ્યવસ્થા સમજવાની છે

આ વાત તો વચ્ચે પ્રશ્નના ઉત્તરરૂપે થઈ મુખ્ય વિષય તો શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કાર કર્યા બાદ સુધર્માસ્વામીને નમસ્કાર કરવા અંગેનો છે. તમો રાજસભામા જાઓ ત્યારે રાજાને પ્રથમ પ્રણામ કરો છો, ત્યારબાદ મત્રીશ્વર, નાયબ દિવાન વગેરે અધિકારીઓને પ્રણામ કરો છો ને ? એ શાસન તો લૌકિક શાસન છે. તે શાસનમા શરીર, બાહ્યસપત્તિ, બાગબંગલા, બગીચા કે જાગીરનુ રક્ષણ થાય છે, તે પણ રાજા અને અધિકારીઓ સારા હોય, ન્યાયપરાયણ હોય તો, અન્યથા રક્ષણને બદલે ભક્ષણ થાય છે જ્યારે આપણુ ધર્મશાસન એ તો લોકોત્તર શાસન છે. એ શાસનની નિશ્રામા જો બરાબર રહેવાય અને શાસનના નાયક અરિહંત ભગવંતની આજ્ઞાઓનો અમલ કરવામા આવે તો અનતકાળથી ગુમાવેલી અનત જ્ઞાન, દર્શન, ચારિત્રની મૂડી આત્માને પ્રાપ્ત થાય અને પ્રાપ્ત થયા બાદ તેનુ રક્ષણ પણ બરાબર થાય, પરંતુ એક જ વાત કે અરિહતના શાસનની નિશ્રામા રહેવુ જોઇએ.

## અરિહંતદેવના શાસનની સાચી નિશ્રા ક્યારે ગણાય ?

સભામાથી **પ્રશ્ન :** સાહેબ! જૈનકુલમા જન્મ્યા, જિનમદિરમા અરિહતના દર્શન વગેરે કરતા થયા, પછી અરિહતના શાસનની નિશ્રા ગણાયને ?

**ઉત્તર :** ભાઈ! એક માણસ રાજસભામા જાય ત્યારે રાજાને પ્રણામ કરે, પણ બહાર નીકળીને રાજાને ગાળો આપે, અથવા રાજાની આજ્ઞાઓથી વિરુદ્ધ વર્ત્તન કરે, પછી તેની કઈ દશા થાય ? એટલેથી ન અટકે, પણ રોજ તે રાજાના જે શત્રુ રાજાઓ હોય તેના ટોળા વચ્ચે બેસી શત્રુરાજાની આજ્ઞા પ્રમાણે વર્તે તે નિશ્રા કઈ જાતની ગણાય ? તમો જૈનકુલમા જન્મ્યા એ તમારો પુન્યોદય, પુન્યોદય સિવાય જૈનકુલ નથી જ મળતુ એ નક્કી માનજો જિનેશ્વર ભગવતના દર્શન કરવા ગયા, એ તેથી પણ વધુ પુન્યોદય પ્રભુના દર્શન કરવાની કે પ્રભુની વાણી શ્રવણ કરવાની ભાવના જાગવી અને દેરાસર–ઉપાશ્રયે આવવુ એ પણ પુન્યોદય હોય તો જ બની શકે છે. પરતુ એટલા માત્રથી અરિહતની નિશ્રા છે એમ ચોક્કસ કેમ કહેવાય ? દેરાસર કે ઉપાશ્રયમાથી બહાર નીકળ્યા બાદ એ અરિહતપ્રભુ તેમજ તેમની આજ્ઞાઓ તરફ વફાદારી કેટલી છે ? એ જરા આત્માને પૂછી લેશો, અહિ તમો

આવ્યા, અરિહંત ભગવંતની આજ્ઞાઓ સાધુમહારાજ પાસેથી શ્રવણ કરી, પણ અહિંથી બહાર નીકળ્યા બાદ એ અરિહંત ભગવંતની આજ્ઞાનુ પાલન કરવા તરફ લક્ષ્ય હોય છે કે તમોને લૂટીને નરકાદિ દુર્ગતિમા ધકેલી દેનાર મોહમહારાજાની આજ્ઞાનું પાલન થાય છે? અરિહંતની આજ્ઞાના પાલનની વાત તો બાજુમાં રહી પરંતુ આજ્ઞાની યાદીયે નથી હોતી તેમજ આજ્ઞાભંગનો પશ્ચાત્તાપ પણ નથી હોતો, તો એ નિશ્રા કઈ કોટીની? તમારી જબ્બર પેઢી હોય, પાંચ–દશ મુનીમો તમારે ત્યા કામ કરતા હોય, એ મુનીમો તમને પ્યારા ક્યારે લાગશે? તમોને બરાબર વફાદાર રહે ત્યારે, અને એ મુનિમો તમને વફાદાર રહે તો તેના સુખ–દુઃખના પ્રસંગોમા તમારો સાથ અવશ્ય હોય, એમ અરિહંતપ્રભુનું શાસન પામ્યા બાદ, સુવિહિત સાધુના શ્રીમુખેથી એ અરિહંતપરમાત્માની આજ્ઞાઓ શ્રવણ કરીને યથાશક્તિ આજ્ઞા પાલનમા પરાયણ રહેવાય, જે આજ્ઞા ન પળાય તે માટે પશ્ચાત્તાપ થાય તો તો અરિહંતના શાસનની બરાબર નિશ્રા ગણાય અને એ પ્રમાણે એ લોકોત્તર શાસનની નિશ્રામાં રહેનારા અનંત જ્ઞાનાદિ સંપત્તિને પ્રાપ્ત કરવા સાથે અક્ષયસુખના ભોક્તા બની જાય.

## અરિહંત પ્રભુની સાચી નિશ્રા ઉપર મેઘકુમારનો પ્રસંગ

**મેઘકુમાર**નો પ્રસંગ આપણે જરા વિચારીએ તો અરિહંતની નિશ્રા કોને કહેવાય? તેનો બરાબર ખ્યાલ આવી જશે રાજવૈભવનો પરિત્યાગ કરીને શ્રી **મહાવીર** પ્રભુ પાસે એ મેઘકુમારે ચારિત્ર ગ્રહણ કર્યું રાત્રે સંથારો કરવાના સમયે ગજકુમાર છતા દીક્ષામાં સર્વથી નાના હોવાથી સર્વ સાધુઓને જવા–આવવાના બારણા પાસે સંથારો આવ્યો. જે જગ્યાએ સંથારો કર્યો, તે જગ્યા રાજમહેલના ઓરડા જેવી સફાઈવાળી અને સપાટ ન હતી પણ ઊંચી-નીચી ખરબચડી હતી પાથરવામા બે વેંત જાડી સુકોમળ મશરૂની તળાઈ ન હતી પણ ડાભનો સંથારો હતો આજે પણ સાધુના સંથારામા શુ હોય છે? એક સંથારીયુ અને ઉત્તરપટો, કદાચ વધુમા એકાદ કામળ, જ્યારે તમો પૌષધ લ્યો, તેમા ઘણાભાગે દિવસનો પૌષધ હોય. રાતે એકલા સંથારીયા ઉપર તમોને નિદ્રા ન આવે અને રાત્રિપૌષધ લ્યો તો બ્લેકેટ વગેરે જરૂર મંગાવી લ્યો છો મેઘકુમાર કરતા પણ તમારી કાયા સુંવાળી છે ખરૂ ને? અનંત કાળથી પૂંઠે પડેલા આ કાચના કુંપા સરખી કાયાના મોહે જ આત્માનુ અહિત કરેલ છે. ચોક્કસ જાણીએ છીએ કે–તેને ગમે તેટલી સાચવીએ, ગમે તેટલી પંપાળીએ અને સારા સારા પૌષ્ટિક પદાર્થોથી પુષ્ટ બનાવીએ પરંતુ છેવટે એ કાયા દગો દીધા સિવાય નથી રહેતી. જ્ઞાની ભગવંતોએ એ કારણે જ આ કાયાને દુર્જનની ઉપમા આપેલ છે. દુર્જનને ગમે તેટલો સાચવો પરંતુ દુર્જન એ દુર્જન જ રહે છે છેવટ અણીના ટાઈમે આપણો થતો નથી, તે જ પ્રમાણે કાયાને ગમે તેવા અભક્ષ્યાદિ પદાર્થો ખવડાવો, પરંતુ મુદત પૂર્ણ થાય એટલે એ ખોખુ અહિં પડી રહે છે અને તેની મમતા રાખીને અનેક કર્મ બાંધનાર આત્મા પરલોકમા ચાલ્યો જાય છે સાચી વસ્તુ આમ છતા આપણુને કાયાનો મોહ નથી ઘટતો અને પૌષધ જેવી ચારિત્રની વાનકી સરખી ધર્મપ્રવૃત્તિમા પણ રાતે સંથારામા કામળા, રગ, બ્લેકેટનો ઉપયોગ થાય છે. મેઘકુમારનો સંથારો બારણા પાસે આવ્યો તે રાજકુમાર હતા છતા ચારિત્ર ગ્રહણ કર્યા બાદ પોતાનાથી જે જે વ્યક્તિઓએ એક કલાક કે એક દિવસ આગળ દીક્ષા લીધી હતી, ભલે

તે વ્યક્તિઓ ગૃહસ્થજીવનમા સામાન્ય શ્રીમંતાઈવાળી હતી, પરંતુ મેઘકુમારને વંદનીય હતી, અને તેથી જ નવદીક્ષિત મેઘકુમારના સથારાનો નંબર સર્વથી છેલ્લો હતો. અગાઉ જણાવ્યું તેમ જમીન સુંવાળી ન હતી પણ ખરબચડી ઊંચીનીચી હતી. સંથારામા ડાભ હતુ. તમારી જેમ રગ ન હતી. એ બધાય ઉપરાત વધારામા લઘુશંકા નિમિત્તે બહાર જતા આવતા સાધુઓના ચરણની રજ એ સથારામા ભળી. પરિણામ એ આવ્યુ કે-સમગ્ર રાત્રિમાં મેઘકુમારને ક્ષણભર નિદ્રા ન આવી આખી રાતનો ઉજાગરો થયો. ઉજાગરો થતાં શરીર અસ્વસ્થ બન્યું અને શરીરની અસ્વસ્થતા થતા એ મેઘકુમારના મનમા વિચારની પરપરા શરૂ થઈ. "क्व मे सुखशय्या ? क्व चेद भूलुठन, कियत्कालमिद कष्ट मया सोढव्यम् ? प्रभाते प्रभुमापृच्छय गृहे यास्यामि"=અરે ! ક્યાં મારી રાજભુવનની સુખશય્યા અને ક્યાં જમીન ઉપર આળોટવાનુ ? અરે ! આવા જમીન ઉપર આળોટવાનાં કષ્ટો મારે ક્યા સુધી સહન કરવા પડશે ? આવા દુર્ધર ચારિત્રના કષ્ટો તો મારાથી સહન ન થાય, માટે પ્રભાતમાં **પ્રભુને પૂછીને** હુ ઘેર જઈશ "

## પ્રાચીનકાળમાં આર્યસંસ્કૃતિનું સજીવનપણું અને વર્તમાનમાં તેથી વિપરીત દશા

બંધુઓ ! જરા વિચારજો. મેઘકુમારે કેવા ઉલ્લાસથી ચારિત્ર ગ્રહણ કરેલ હતું ! શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુની વાણી સાભળીને એ લઘુકર્મી આત્માનુ હૃદય ભીંજાયું. ચારિત્રની ભાવના થઈ, માત-પિતાની અનુમતિ માટે પ્રયત્ન કરતા **ધારણી** માતાએ મેઘકુમારને સંસારમા રહી પોતાને શાતિ આપવા માટેનુ કથન કરવામા કાઈ બાકી ન રાખ્યુ આઠ આઠ કન્યાઓ સાથે થયેલ પાણિગ્રહણ અગે પ્રલોભનો એ મેઘકુમાર પાસે માતાએ રજૂ કર્યા કોઈ પણ ઉપાયે પુત્ર સસારમા રહે તે માટે યથા યોગ્ય બધાય પ્રયત્નો માતા કરી ચૂકી પણ મેઘકુમારનો નિર્ણય અફર હતો. ચારિત્ર ગ્રહણ કરી આત્મકલ્યાણ સાધવાની અતરમાં તમન્ના જાગી હતી. સંસારની અસારતાનું સાચુ ભાન થઈ ચૂક્યુ હતું, એટલે માતાનો ગમે તેટલો સસારમા રહેવાનો આગ્રહ છતા મેઘકુમાર પોતાના નિશ્ચયમા અડગ રહ્યા અને પુત્રનો અડગ નિર્ણય જોઈને માતાએ પણ છેવટ અનુમતિ આપી. પ્રાચીન કાળમા આર્યસસ્કૃતિ સજીવન હતી. સમગ્ર પ્રજામા આર્યત્વના સસ્કારો બાલ્યવયમાથી જ આપવામા આવતા હતા, અને તેથી ગૃહસ્થ જીવનમા પણ ધર્મ પુરુષાર્થનુ પ્રધાન સ્થાન હતુ. જ્યારે જ્યારે કોઈ ભાગ્યવાન આત્માઓને વીતરાગ પ્રભુના વચનામૃતોનુ શ્રવણ કરવાથી અતરમા વૈરાગ્ય ભાવના જાગતી અને ચારિત્ર ગ્રહણ કરવા વડિલોની અનુમતિ માટે પ્રયાસ કરવામા આવતો ત્યારે સસ્કાર-સંપન્ન વડિલો પ્રથમ તો એ સયમાભિલાષી આત્માઓને સસારમા રહી આત્મસાધન કરવા માટે ખૂબ સમજાવતા 'સયમનો સ્વીકાર એ મેરુને માથે ઉપાડવા તુલ્ય છે' એ બધી બાબતો એ મુમુક્ષુઓ પાસે કહેવામા આવતી. એમા બે કારણો હતા એક તો સર્વથા વીતરાગ દશાના અભાવે અર્થાત્ રાગના કારણે એ મુમુક્ષુઓ ઉપરનો માત-પિતા વગેરેનો મોહ અને બીજું તેમની પરીક્ષા કરવાની ભાવના, એમ છતા એમા મર્યાદાનું ઉલ્લઘન ન હતું. આર્યત્વના સંસ્કારની પ્રબલતાના કારણે એક વાત અતરના ઊંડાણમાં સચોટ ઠસી

ગઈ હતી કે **સંસાર એ દુઃખની ખાણ છે, નિરાબાધ સુખનું સ્થાન મુક્તિ સિવાય બીજે ક્યાંઈ નથી અને એ મુક્તિ માટે અસાધારણ કારણ જો કોઈ પણ હોય તો ચારિત્ર છે.**' એટલે મોહના કારણે મુમુક્ષુ આત્માને ગમે તેટલો સમજાવવાનો પ્રયાસ છતા અંતરમા પેલી સુંદર વાતનો નિર્ણય બેઠેલો હોવાથી આજની જેમ મર્યાદાનુ ઉલ્લંઘન ન હતુ. આજની દશા જરા વિચારો તો એમા કાંઈ જુદું જ દેખાશે. ન હોય સગપણનો સબધ, ન હોય મિત્રતાનો સંબધ, માંદગીના કે બીજી કોઈ આપત્તિના પ્રસંગમા ન હોય મદદ કરવાની કે શાતિના બે શબ્દો કહેવાની વાત. એમ છતાં એ આત્મા ચારિત્ર લેવા તૈયાર થાય તો તેને ચારિત્રની ભાવનામાથી ફેરવવામા જેટલો થાય તેટલો પ્રયત્ન કરાય એ પ્રયત્નમા જૈનત્વ, આર્યત્વ અને એક મનુષ્યત્વ તરીકેની મર્યાદાનું પણ લીલામ થાય. એમા એક જ કારણ છે કે–આજે જડવાદનો ઝેરી પવન ચારે બાજુ પ્રચાર પામ્યો છે અને આર્ય સંસ્કૃતિનો એકદમ હ્રાસ થઈ રહ્યો છે, પરિણામે સુંદર વાત પણ આજના અમુક વર્ગને રુચિકર નથી થતી.

માતાની અનુમતિ મેળવી મેઘકુમારે ચારિત્ર ગ્રહણ કર્યું. ચારિત્ર ગ્રહણ કરવામા ભાવનાનુ કેટલું પ્રબલપણું હતુ ? એ આપણે સમજી શકીએ તેવી બાબત છે. ચારિત્ર ગ્રહણ કરવામા આટલો પ્રબલ ઉલ્લાસ, પ્રથમ રાત્રિએ સંથારો પવિત્ર મુનિવરોના ચરણની રજથી ભરાઈ ગયો, ક્ષણમાત્ર નિદ્રા ન આવી, શરીરમા જરા બેચેની થઈ એટલે ચારિત્ર મૂકીને ઘેર જવાનો વિચાર સ્ફુર્યો, પરંતુ અંતર્ગત યોગ્યતા રહેલી હોવાથી 'પ્રભુની રજા લઈને–પ્રભુને જણાવીને પછી ઘેર જઈશ' એ પ્રમાણે પ્રભુને પૂછવાનો નિર્ણય પણ ભેગો જ હતો.

## પ્રમત્તદશામાં નિમિત્તની આધીનતા

જ્યાસુધી આત્મામા પ્રમત્ત દશા વર્તતી હોય અર્થાત્ અપ્રમત્તનામના સાતમા તેમજ તેથી આગળના ગુણસ્થાનમા આત્મા ન પહોચ્યો હોય ત્યાસુધી નિમિત્ત મળતા આત્માના પરિણામમા પલટો આવી જવાનો સંભવ છે. અનંતકાળથી આત્માને વિષય–કષાયનો અભ્યાસ છે. એટલે ચારિત્ર ગ્રહણ કર્યા પછી તેવા વિપરીત નિમિત્તો મળતાં આત્મકલ્યાણ માટે તૈયાર થયેલા ઉચ્ચ આત્મામા પણ સ્વભાવદશાના પુરુષાર્થમા નબળાઈ આવી જાય છે. **અનાદિકાલથી ભૂલમાં જ આત્મા રહેલો હોવાથી ભૂલના કારણો મળતાં ભૂલ કરવા તૈયાર થાય તેમાં નવાઇ નથી, પરંતુ તેવા સંજોગોમાં પોતાના ઉદ્ધારક પરમતારક પરમાત્મા કે કરુણાસમુદ્ર ગુરુમહારાજની આજ્ઞા લેવાની ભાવના થવી તે જ આશ્ચર્યકારક બીના છે** અને ઉચ્ચ કોટિના આત્માઓ સિવાય આવા ઘેર જવા માટે પ્રગટ થયેલા પરિણામના પ્રસંગે પ્રભુ કે ગુરુને જણાવવાની ભાવના અન્યજીવોને થતી નથી આત્મકલ્યાણના અભિલાષી શિષ્યો માટે ગુરુકુલવાસની મહત્તા આ કારણે જ છે. ચારિત્ર ગ્રહણ કર્યા બાદ મુમુક્ષુ આત્મા ગુરુકુલવાસની મર્યાદા બરાબર સાચવે, કોઈ પણ પ્રવૃત્તિ ગુરુની આજ્ઞા સિવાય ન કરે તો તે આત્માનુ અધપતન થવાનો પ્રસંગ નથી આવતો. ઉત્તરોત્તર તે આત્મા સંયમગુણમા આગળ વધતો જાય છે. વર્તમાન કાળમા સ્વતંત્રતાના નામે સ્વચ્છદતાને ખૂબ જ પોષણ મળ્યુ છે. પરિણામે સાધુ જીવનમા ગુરુ–શિષ્યની અને તમારા ગૃહસ્થજીવનમા પિતા–પુત્રની; પતિ–પત્નીની મર્યાદાનો ભંગ થતા આત્માઓ અધઃ-

પતનના માર્ગે જઈ રહ્યા છે. સત્તામા મોહનીય કર્મ બેઠું હોય ત્યાં સુધી સર્વથા અશુભ પરિણામ ન જ આવે એ બનવુ અશકય છે. અર્થાત્ અશુભ પરિણામ-અશુભ વિચાર તો આવી જાય પણ એ આવેલ અશુભ પરિણામનો અમલ ન થાય તે માટે ખૂબ સાવચેતી રાખવાની જરૂર છે અને તે ત્યારે જ બને કે-વડિલોની મર્યાદા સચવાતી હોય, ગુરુમહારાજની નિશ્રાનો બરાબર સ્વીકાર હોય.

## પ્રભુનો સદુપદેશ અને મેઘકુમારની ચારિત્રમાં અદ્ભુત સ્થિરતા.

મેઘકુમાર એકાવતારી આત્મા હતા. એક ભવ બાદ સકલ કર્મનો ક્ષય થવા સાથે મુક્તિપુરીમા પહોચનારા હતા. એમ છતા સત્તામા રહેલા મોહે નિમિત્ત મળતાં ઉછાળો માર્યો, ચારિત્ર મૂકીને ઘેર જવાની ભાવના થઈ પરતુ ' જે તારક પરમાત્માએ મારા ઉદ્ધાર માટે ચારિત્ર જેવુ ચિંતામણીરત્ન અર્પણ કર્યું એ ભગવતને જણાવ્યા સિવાય કેમ જવાય ?' આ ઉત્તમ ભાવનાથી પ્રભાત થયુ એટલે ભગવતની પાસે આવ્યા. પ્રભુ તો અખિલ વિશ્વના ભાવો જાણનારા હતા. મેઘકુમારના મનમા કઈ ગડમથલ ચાલી અને ચાલે છે ? તેનાથી ભગવાન્ અજાણ ન હતા. મેઘકુમાર પ્રભુ પાસે પહોચ્યા, વદન કર્યું ત્યા તો અમૃતથી અધિક મધુર વચનો વડે ભગવાને જ મેઘકુમારને બોલાવ્યા. भो वत्स ! त्वया निशि दुर्ध्यातम्'- ભો મેઘ ! હે વત્સ ! પાછલી રાત્રે તમોએ અશુભ ચિતવન કર્યું છે. તમારા જેવા અંતરગ શત્રુઓ સામે યુદ્ધ કરવા તૈયાર થયેલા શૂરવીર યોદ્ધાને આવા કાયર વિચારો કરવા તે યોગ્ય ન ગણાય ! પૂર્વભવમા એક સસલાના જીવનને બચાવવા માટે તમે ઉગ્ર કષ્ટ સહન કર્યું છે, તો જગતને વદનીય એવા સાધુઓના ચરણની રજથી આજે કેમ દુભાયા છો ! પૂર્વભવનું જીવનચરિત્ર મેઘકુમાર મુનિવરની પાસે પ્રભુએ આબેહૂબ ખડુ કર્યું પ્રભુની વાણીમા અમૃત હતુ. શ્રવણ કરનાર વ્યક્તિના અતરમા એ વચનામૃતો આરપાર ઉતરી જાય એવી એ ભગવતની પ્રતિભા હતી શ્રવણ કરનાર આત્મા પણ લાયક હતો. ભગવતના શ્રીમુખેથી પૂર્વભવનો વૃત્તાત સાભળતા જાતિસ્મરણ જ્ઞાન ( પૂર્વભવ જેનાથી બરાબર જાણી શકાય તેવું જ્ઞાન ) પ્રગટ થયુ આત્મા ઉપર આવેલા મોહના આવરણ ખસી ગયાં. ઘેર જવાની ભાવનાથી પ્રભુ પાસે આવેલા મેઘકુમાર મહર્ષિએ તે જ અવસરે પરમાત્મા સમક્ષ પ્રતિજ્ઞા સ્વીકારી કે " સંયમની આરાધનામા વધુ સહાયક આ બે નેત્રો સિવાય મારા આખાય શરીરમા ગમે તે ઉપદ્રવો કે ઉપસર્ગો થાય, તેનો પ્રતિકાર ન કરવો સમભાવ વડે સમતાપૂર્વક સહનશીલતા કેળવવી. નેત્રો સિવાય સમગ્ર શરીર ઉપર યત્કિચિત્ પણ મમતા ન રાખવી." મહાનુભાવો ! જરા વિચારજો કેટલી ઉગ્ર પ્રતિજ્ઞા છે. આવી દઢતા આવ્યા સિવાય આત્મા અનાદિકર્મસત્તાથી મુક્તિ નહિ જ મેળવી શકે ! **શરીરાદિ બાહ્યભાવોની મમતાનો સર્વથા અભાવ થાય અને આત્મામાં સ્વરૂપરમણતા જાગે તો જ કર્મના બંધન તૂટે.** મેઘકુમારનું દષ્ટાત તો ઘણીવાર તમોએ સાભળ્યુ છે. આજે એ દષ્ટાન્ત કહેવાનો પ્રસગ તો અરિહત પ્રભુની નિશ્રા કેવી હોવી જોઈએ ? એ વિષયના નિરૂપણ પ્રસગે ઊભો થયેલ છે.

## અરિહંતપ્રભુની નિશ્રાથી અનંતજ્ઞાન-ધનની પ્રાપ્તિ.

અરિહત પરમાત્માના શાસનની નિશ્રામા રહેનાર ભાગ્યવાન્ આત્મા અનાદિથી વિષય-

કષાયરૂપી લૂટારાઓએ લૂટી લીધેલી જ્ઞાન–દર્શન–ચારિત્રની સપત્તિને મેળવવા લાયક બને છે. તે અતરગ સપત્તિ તેને પ્રાપ્ત પણ થાય છે અને લૂટારાઓ પણ તે સંપત્તિને હવે ઉચાપત કરી શકતા નથી. મેઘકુમાર મહર્ષિની પાછળ મોહ મહારાજાના સુભટો દોડયા અને તેમનું સયમધન લૂટવા માટે પ્રયાસ પણ કર્યો, પરતુ અરિહંતદેવ શ્રમણભગવાન મહાવીરપ્રભુની મેઘકુમારને ઓથ હતી પ્રભુની નિશ્રાનો મેઘકુમારે બરાબર સ્વીકાર કરેલો હતો. એટલે મોહ મહારાજાના સુભટો મેઘકુમારના સયમધનને ન લૂટી શકયા. આપણે પણ '**નમો અરિહંતાણં**' પદનુ ઉચ્ચારણ કરવા સાથે એ અરિહંતના શાસનની નિશ્રાનો સ્વીકાર કરીએ તો આપણુ અતરગ અનતજ્ઞાનધન પ્રગટ થાય. સાથે સાથે સકલ કર્મનો ક્ષય થવાપૂર્વક મોક્ષની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી સસારમા પણ આપણને સર્વ પ્રકારે સુખના સાધનો મળી જાય, મહાભાગ્યોદયથી અરિહતપ્રભુનુ લોકોત્તર શાસન આપણને મળી ગયુ છે, છતા આપણા બાહ્ય સુખોની પ્રાપ્તિ માટે અન્ય મિથ્યાદૃષ્ટિ દેવ–દેવીની માન્યતા હૈયામા દાખલ થઈ જાય તો મળેલી લોકોત્તર શાસનની નિશ્રા જતી રહે.

સભામાથી **પ્રશ્ન:** ધરણેન્દ્ર, ચક્રેશ્વરી, પદ્માવતી વગેરે અધિષ્ઠાયક દેવ–દેવીની માન્યતા થઈ શકે ખરી? તે માન્યતામા સમ્યક્ત્વને બાધા પહોચે?

**અધિષ્ઠાયક ધરણેન્દ્ર વગેરે દેવ–દેવીની માન્યતામાં સમ્યક્ત્વને બાધ આવે.**

**સમાધાન:**–મહાનુભાવ! ધરણેન્દ્ર વગેરેની માન્યતા કરવાનુ કારણ તો પૈસા–ટકા વગેરે બાહ્ય સુખની પ્રાપ્તિનુ જ હોય છે ને? પૈસા ટકા વગેરે બાહ્ય સુખની પ્રાપ્તિ માટે અરિહંત દેવની માન્યતા રાખે, કેશરીયાજી કે ભોયણીની બાધા રાખે તો પણ સમ્યક્ત્વમા બાધા પહોચે તો પછી એ જ બાહ્ય સુખની સિદ્ધિ માટે ધરણેન્દ્ર વગેરેને માનો–પૂજો તેમા સમ્યક્ત્વાદિ આત્મિક ગુણોનો ઘાત થાય એમા શુ નવાઈ? તમો કદાચ એમ કહેશો કે–જયારે ધરણેન્દ્ર વગેરેને માનવા–પૂજવામા સમ્યક્ત્વને બાધ આવે છે તો પછી દેવવદનના પ્રસગે ચોથી થોઈમા દેવ–દેવીને શા માટે યાદ કરવામા આવે છે? શાન્તિસ્નાત્ર વગેરે મગલમય ક્રિયાઓમા નવગ્રહ, દશદિક્પાલ વગેરે દેવોને શા માટે નોતરવામા આવે છે? એ વાતના સમાધાનમા એટલો અવશ્ય ખ્યાલ રાખવાનો છે કે–દેવવદન, શાતિસ્નાત્ર વગેરે જૈનશાસનમા ચાલતી મગલમય ક્રિયાઓ કરવાનુ મુખ્ય દૃષ્ટિબિન્દુ મોક્ષપ્રાપ્તિ છે ધરણેન્દ્ર વગેરે દેવો સમ્યગ્દૃષ્ટિ છે સમ્યગદૃષ્ટિ દેવો એટલે સાધર્મિક તરીકે તેમની ગણના થઈ શકે. મોક્ષમાર્ગની આરાધના કરવા માટે તૈયાર થયેલ સાધુ કે શ્રાવક, આરાધનાના માર્ગમા કોઇ વિઘ્ન ઉપસ્થિત ન થાય, એ મોક્ષમાર્ગની આરાધનામા જેવી અનુકૂલતાઓ હોવી જોઈએ તેવી સર્વ અનુકૂલતાઓ પ્રાપ્ત થાય અને એ રીતે વિઘ્નનુ નિવારણ કરવામા તેમજ અનુકૂલ સાધનો પ્રાપ્ત થવામા એ સમ્યગદૃષ્ટિ દેવો સાધર્મિક તરીકે સહાયક થાય એટલા પૂરતુ જ તેમનુ સ્મરણ કરવામા આવે છે આરાધક આત્માનુ મૂળ દૃષ્ટિબિદુ ભૌતિક સુખનુ નથી. દુન્યવી સુખની અભિલાષા તેના અતઃકરણમા મૂખ્યતયા નથી. આરાધક આત્માની મુખ્ય ભાવના મોક્ષપ્રાપ્તિ માટે છે. એ મોક્ષમાર્ગની આરાધનામા સહાયક થવા માટે સમ્યગ્દૃષ્ટિ દેવનુ સ્મરણ વગેરે કરવામા આવે છે. એટલે એ આશયથી સ્મરણ કરવામા સમ્યક્ત્વને બાધા પોચતી નથી આ વિષયમા

જરા વધારે ઊંડા ઉતરીએ તો એ પણ સમજવાનું છે કે–આ વાત વ્યવહારમા વર્તતા જીવો માટે મોટે ભાગે હોય છે. જે આત્માઓ અપ્રમત્ત દશાએ પહોચેલા છે, સમ્યગ્દર્શનની જેઓને વિશેષ નિર્મળતા છે તેવા આત્માઓ માટે આ વ્યવહાર નથી હોતો. તેઓ તો એમ જ માને છે કે–"**સુખ દુઃખાદિની પ્રાપ્તિનું મૂળ કારણ સહુ કોઈનું પોતાનું શુભ અશુભ પૂર્વસંચિત કર્મ છે. પોતે જ પોતાના શુભ અશુભ ભાવે એ કર્મ બાંધ્યું છે. એનો ક્ષય કરવા માટે પોતાને જ તેને લાયક પુરૂષાર્થ ઊભો કરવાની જરૂર છે. એમાં બીજા કોઇની સહાયની અપેક્ષા નથી.**" આવા ઉચ્ચ કક્ષાના અધ્યવસાયો તે આત્મામા પ્રગટ થયેલા હોવાથી તેમજ તે આત્માને કર્મસત્તાના બળ કરતા આત્મસત્તાનું બળ વધુ હોવાથી સહાયની અપેક્ષા ન હોય તે બરાબર છે. છેવટ તો આપણે પણ એ નિશ્ચય તરફ જ લક્ષ્ય રાખવાનું છે, પરતુ જ્યા સુધી આપણો આત્મા એટલે અંશે તૈયાર ન હોય. હજુ અશુભ નિમિત્ત મળતા આત્મા નિમિત્ત આધીન બની જતો હોય, એવા સંયોગોમા આત્માને તે તે પ્રકારે સહાયકની જરૂર અપેક્ષા રહે છે અને એ કારણે જ આપણી ધાર્મિક પ્રવૃત્તિઓમાં સમ્યગ્દૃષ્ટિ દેવદેવીનુ સ્મરણ કરવાનુ તે તે સ્થળે જોવામા આવે છે.

**પ્રશ્ન :** જે જીવે જેવા કર્મ બાધેલા હોય તે પ્રમાણે સુખ–દુઃખની પ્રાપ્તિ થાય, આ આપણો મુખ્ય સિદ્ધાંત છે તો દેવદેવી અથવા અન્ય કોઈ વ્યક્તિ મોક્ષમાર્ગની આરાધનામાં કેવી રીતે સહાયક થઈ શકે ?

**સમાધાન :** ભાઈ ! કર્મના સોપક્રમ, નિરુપક્રમ, અપવર્તનીય, અનપવર્તનીય વગેરે વિભાગો જો બરાબર સમજાયા હોય, નિશ્ચય અને વ્યવહારની વ્યાખ્યાનો થોડો પણ ખ્યાલ હોય, તેમજ કર્મનો ઉદય તથા ક્ષયોપશમ વગેરે થવામા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ એ પાંચેય કારણો તે તે પ્રકારે હાજર હોય તો જ કર્મનો તે આત્માને ઉદયાદિ થાય છે, વગેરે વાત જો બરાબર સમજેલા હો તો આ પ્રશ્નનુ સમાધાન તુરત જ થઈ જાય છે, કર્મ બાધનાર આત્માએ જે પરિણામે કર્મ બાધ્યુ છે તેવો તે કર્મમા શુભાશુભ રસ પેદા થયો છે અને તે રીતે તેનો ઉદય થાય છે, તે જેમ ચોક્કસ છે તે જ પ્રમાણે તે કર્મનો ઉદય થવામા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, વગેરે કારણોની અપેક્ષા રહે છે. આ વિષય ખૂબ સમજવા જેવો છે પણ અત્યારે તો લોકોત્તર શાસનની નિશ્રા સબધી અધિકાર ચાલતો હોવાથી વિષયાંતર થઈ જવાના કારણે એ વિષયને ભવિષ્યમા આપણે ઠીક વિચારીશુ. તાત્પર્ય એટલું જ કે મોક્ષ માટે જે પુરુષાર્થ કરવાનો છે, તે તો આરાધક આત્માને જ કરવાનો છે. સમ્યગ્દૃષ્ટિ દેવ તો નિમિત્ત કારણરૂપે તેમા સહાયક થાય છે.

## સુદેવ, સુગુરૂ અને સુધર્મ ઉપર અજોડ શ્રદ્ધા એ જ સાચી નિશ્રા

એકદરે આ બધાય વિવેચનનો સાર એક જ છે કે–આપણને બાહ્ય કે અભ્યતર સુખની ચાહના સાચી રીતે હોય તો અરિહત ભગવતના લોકોત્તર શાસનની નિશ્રામા અડગ રહેવું જોઇએ. ગમે તેવા કષ્ટો આવે, ગમે તેવી આપત્તિઓ આવે, મરણાત ઉપસર્ગો થાય, એ

નમસ્કાર કર્યો છે. શ્રી સુધર્માસ્વામીનો સમય અને શ્રી અભયદેવસૂરિમહારાજની પોતાની હયાતીનો સમય બંને વચ્ચે સેંકડો વર્ષોનું અંતર છે. સુધર્માસ્વામી ભગવંતે ભલે આગમસૂત્રોની ભાવી જનતાના કલ્યાણ માટે રચના કરી, પરંતુ વચ્ચે સેંકડો વર્ષો પસાર થવા છતાં એ આગમસૂત્રોની અવિચ્છિન્ન પ્રણાલિકા તેમજ તે તે સૂત્રોના સુંદર અર્થોનું સુસંગતપણું વગેરે ટકાવી રાખનાર એ અનુયોગવૃદ્ધ મહર્ષિઓ જ હતા. મહાવીરપ્રભુએ ત્રીશ ત્રીશ વર્ષ પર્યંત ધર્મદેશના દ્વારા બારેય પર્ષદાને અમૃતપાન કરાવ્યું. ગણધર ભગવંતોએ ધર્મદેશના અર્થાત્ ત્રિપદી શ્રવણ કરીને દ્વાદશાંગીની–આગમ ગ્રંથોની રચના કરી, પરંતુ જંબૂસ્વામી, પ્રભવસ્વામી, શય્યંભવસૂરિ, યશોભદ્રસૂરિ, ભદ્રબાહુસ્વામી વગેરે શ્રુતવૃદ્ધ મહર્ષિઓએ આગમસૂત્રો તેમજ અર્થોની પરંપરાનું સંરક્ષણ ન કર્યું હોત તો અભયદેવસૂરિ મહારાજ પણ આ ભગવતી જેવા મહાસૂત્રની ટીકા બનાવવાનું ભગીરથ કાર્ય ન કરી શકયા હોત. એટલે ભગવાન મહાવીર તથા ગણધર સુધર્માસ્વામી અર્થરૂપે તેમજ સૂત્રરૂપે આગમોના પ્રણેતા તરીકે જેમ ઉપકારી છે તે જ પ્રમાણે એ આગમની અખંડ પ્રણાલિકાને ઓછા વધુ પ્રમાણમાં ટકાવી રાખનાર અનુયોગવૃદ્ધ મહાપુરુષો પણ અવશ્ય ઉપકારી છે. એ વાતનો નિર્દેશ કરવા ત્રીજા નમસ્કારમા સર્વાનુયોગવૃદ્ધમહાપુરુષોને નમસ્કાર કરવાદ્વારા યાદ કરવામાં આવ્યા છે. ઉત્તમ આત્માઓ ઉપકારીના ઉપકારને કદી પણ ભૂલતા નથી.

સર્વાનુયોગવૃદ્ધ મહાપુરુષોને જે હેતુથી અભયદેવસૂરિ મહારાજાએ નમસ્કાર કર્યો તે હેતુ તો ટૂંકમા સમજાવાયો પણ સર્વાનુયોગવૃદ્ધ એ પદના અર્થને આ પ્રસંગે સમજવાની જરા જરૂર છે. એ બાબતનું જાણપણું થવાથી એ પૂજ્યમહર્ષિઓના જ્ઞાન માટે આપણને ખૂબ જ બહુમાન થશે, એટલું જ નહિં પરંતુ નહિં જેવી જ્ઞાનપ્રાપ્તિના પ્રસંગોમા થોડો ઘણો જે ગર્વ આજે આવી જાય છે તે આપણો ગર્વ પણ ઓગળી જશે. અનુયોગદ્વાર વગેરે આગમગ્રંથોમા 'અનુયોગ'ની ઘણી વિસ્તૃત વ્યાખ્યાઓ આપવામા આવેલ છે. અનુયોગના અનેક ભેદ–પ્રભેદો પણ જણાવેલા છે, પણ તે બધી વ્યાખ્યા અને પ્રત્યેક ભેદ–પ્રભેદોનું વિવેચન ન કરતા નાના–મોટા દરેકને અનુયોગના અર્થનો થોડોઘણો ખ્યાલ આવે તે રીતે જરા વિચારીએ.

## પ્રથમ સૂત્રવાચના અને પછી અર્થવાચના.

'અનુ' એટલે પાછળ અને 'યોગ' એટલે (પ્રથમ સૂત્ર અને પછી તે સૂત્રને અનુકૂળ અર્થનો તેની સાથે) સંબંધ કરવો તેનું નામ અનુયોગ. તીર્થંકર ભગવંતો સર્વજ્ઞપણું પ્રાપ્ત થયા બાદ જ દેશના આપતા હોવાથી તેઓશ્રીને સૂત્ર સિવાય કેવળ અર્થ–વ્યાખ્યા હોય છે, અને બાકીના સર્વ છદ્મસ્થોને માટે પ્રથમ સૂત્ર અને પછી જ અર્થ–વ્યાખ્યાની વ્યવસ્થા છે, કોઈ પણ સૂત્રના પદો કે ગાથાઓ બરાબર કંઠસ્થ હોય અને પછી એ સૂત્રના અર્થનો અભ્યાસ કરવામા આવે તો એ અર્થ બરાબર ટકે છે, પણ સૂત્રના પદો કે ગાથાઓ કંઠસ્થ ન હોય અને એકલો અર્થ જ શીખવામા આવે તો એ અર્થનું જાણપણું લાંબો સમય ટકતું નથી. પાયો પાકો હોય તોજ તેના ઉપર ઉભી કરેલ ઈમારત બરાબર ટકે, તેજ પ્રમાણે સૂત્ર બરાબર કંઠસ્થ હોય અને અર્થનું પરિશીલન કરવામા આવ્યું હોય

તો તેનો ટકાવ ઘણો સરસ થાય છે. તમોએ જીવ-અજીવ-પુન્ય-પાપ વગેરે તત્વોના ભેદ-પ્રભેદો, એની વ્યાખ્યાઓ ઘણીવાર ગુરુમહારાજ પાસે વ્યાખ્યાન વગેરે પ્રસંગે સાંભળી હશે, પરંતુ એ સાંભળેલ તાત્વિક વ્યાખ્યાઓ તમો ભૂલી જાઓ છો, તેનાં બે કારણો છે. એક તો જીવવિચાર, નવતત્ત્વ વગેરે પ્રકરણોની ગાથાઓ તમોને કંઠસ્થ નથી અને બીજુ તાત્વિક વાતો સાંભળ્યા બાદ ચાર ભાઈઓ ભેગા થઈને તેનુ ચિંતન-મનન કરવા તરફ ધ્યાન આપતા નથી. એ કારણે ગમે તેવી તાત્વિક વાતો તમોને સમજાવવામા આવે છે તે યાદ રાખી શકતા નથી. આજના સમયમા સૂત્રોને કંઠસ્થ કરવા તરફ ખૂબ જ દુર્લક્ષ્ય થઈ ગયું છે તે કોઈ પણ રીતે ઉચિત નથી. તમારા વ્યવહારિક શિક્ષણની પ્રણાલિકામાં પણ તમો બરાબર વિચાર કરશો તો પ્રાથમિક અભ્યાસક્રમ-વધુ કંઠસ્થ કરવાનો જ હોય છે. ગામઠી નિશાળોમા જઈને જુઓ તો અર્થની સમજાવટ કરવા કરતા ગોખણપટ્ટી વધારે કરાવાય છે. બાલ્યવયમા અર્થજ્ઞાન ઝીલવાની શક્તિ પણ ઓછી હોય છે. એ અવસ્થામાં ગોખવાનુ-કંઠસ્થ કરવાનું કામ ઘણુ સુંદર બને છે. જેટલુ કંઠસ્થ થાય તેટલો જ્ઞાનનો ભંડાર તે વયમા ભરાતો જાય અને મોટી ઉંમરમા અર્થચિંતનદ્વારા એ જ્ઞાનના ભંડારનો ઉપયોગ થતો જાય.

## આજની આપણી ધાર્મિક પાઠશાળાઓ.

આપણી ધાર્મિક પાઠશાળાઓ માટે આપણા ઘણા ભાઈઓના મુખમાથી એ શબ્દો સાંભળવાના મળશે કે-"ત્યા તો પોપટીયુ જ્ઞાન અપાય છે. અર્થનો અભ્યાસ ભાગ્યે જ કોઈ સ્થળે કરાવાતો હોય છે." અમુક અપેક્ષાએ એ આપણા ભાઈઓનુ કથન સાચુ છે, ઉપેક્ષા કરવા જેવુ નથી. એમ થવાનું શુ કારણ છે? તેનો પણ વિચાર કરવો જોઈએ. જ્યા જ્યા જૈનોની પચ્ચીશ ઘર અથવા તેથી વધુ વસતીનું પ્રમાણ હશે, ઘણા ભાગે તે પ્રત્યેક ગામમા ધાર્મિક પાઠશાળાઓ તો અવશ્ય હોય છે, પરંતુ એ પાઠશાળાઓમાથી ઘણીખરી તો મરવાના વાકે જીવતી હોય છે, મડદાલ જેવી દશામા ચાલતી હોય છે **ધાર્મિક પાઠશાળા એટલે વાસ્તવિક દૃષ્ટિએ જૈન સંઘના અભ્યુદય માટેની કલ્પવેલડી.** પાઠશાળામા અભ્યાસ કરતા આપણા એ બાળકો ઉપર ભવિષ્યના સંઘની આબાદીનો આધાર છે. એ બાળકોને બાલ્યવયમાં નૈતિક અને ધાર્મિક શિક્ષણના સુંદર સંસ્કારો સારા પ્રમાણમા મળી જાય તો ભવિષ્યમા તે બાળકનુ જીવન પ્રાય આદર્શરૂપ બની જાય, પરંતુ એ પાઠશાળાના સંચાલકોની બેદરકારી, પાઠશાળા માટે આર્થિક સાધનની ઊણપ, પાઠશાળાના માસ્તરના પગારનું નીચુ ધોરણ, તેમજ સંસ્કારી શિક્ષકોની જૈનસંઘમાં ખામી વગેરે કારણે પાઠશાળાઓ ચાલુ રહેવા છતા તેમાથી જોઈએ તેવુ ફળ પ્રાપ્ત થતું નથી વ્યવહારિક શિક્ષણુ માટે હજારો રૂપીઆ ખર્ચાય, જ્યારે ધાર્મિક શિક્ષણ માટે વરસમાં પાચ રૂપીઆનો ખર્ચ કરતા પેટમા દુઃખવા આવે. એક જ કારણ છે કે-વ્યવહારિક શિક્ષણની તમોને કિંમત છે. તમો સમજો છો કે દીકરા-દીકરીને નહિં ભણાવીએ તો કન્યા કોણ આપશે અને લેશે? દુકાન કેવી રીતે ચલાવશે? સમાજમા શિક્ષણ વિના તેનો કોણ ભાવ પૂછશે? આ બધી તમારા હૃદયમા ચિંતા છે અને તેથી દુન્યવી શિક્ષણની પાછળ હજારો રૂપીઆનો ખર્ચ કરો છો, તેમાંથી અમુક અંશે પણ જો ધાર્મિક શિક્ષણ માટે હૈયામાં કિંમત હોય અને કાળજી હોય તો આપણી ધાર્મિક પાઠશાળાઓની આ દુર્દશા ન હોય!

બધાય પ્રસંગોમા "**અરિહંત ભગવંત એ જ મારા તારક દેવાધિદેવ છે. સુસાધુ એ જ મારા શિરસાવન્દ્ય ગુરુ છે અને એ અરિહંત ભગવંતે પ્રરુપેલો આત્મ-કલ્યાણ માટેનો જે શ્રુત અને ચારિત્રરૂપી ધર્મ એ જ મારો ધર્મ છે.**" આવી નિશ્ચલ શ્રદ્ધા ટકાવવી જોઈએ. તો જ અરિહંતની નિશ્રા બરાબર ગણી શકાય. અરિહંત ભગવતના શાસનની નિશ્રામા રહેવા છતા ગાઢ કર્મોદયથી પોતાની આપત્તિ ન ટળે તો તેમા સ્વકર્મનુ નિબિડપણુ માનવુ જોઈએ, પરંતુ અરિહંતની નિશ્રા છોડી, દેવ-દેવલા તરફ ચિત્તવૃત્તિ ન થવી જોઈએ. 'અરિહંત પરમાત્માની ભક્તિ કરતા છતા મારા કાર્યની સિદ્ધિ ન થઈ, તો સામાન્ય દેવ-દેવીથી શુ સિદ્ધિ થવાની હતી ? ક્રોડપતિની સેવા કરતાં દારિદ્રય દૂર ન થયુ તો રંકની સેવાથી કઈ સિધ્ધિ મળવાની હતી ?' આવા અનુકૂલ વિચારો કરે અને અરિહંતના શાસનની નિશ્રામા અડગ રહે તો તે નિશ્રા બરાબર યોગ્ય ગણાય.

ટીકાકાર પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજાએ બીજા શ્લોકના પ્રથમ ચરણમાં આસન્નોપકારી શાસનપતિ પ્રભુ મહાવીરને નમસ્કાર કર્યો ત્યારબાદ વર્ત્તમાન શાસનની દ્વાદશાંગીના સૂત્રરૂપે રચયિતા પંચમગણધર સુધર્માસ્વામિને નમસ્કાર કર્યો. ભગવાન સુધર્માસ્વામી એટલે મહાવીરદેવના શાસનના મુખ્ય મંત્રીશ્વર, લૌકિક શાસનમા જેમ મહારાજા, મંત્રીશ્વર, દંડનાયક, કોટવાલ, ફોજદાર વગેરે અધિકારીઓ હોય છે, તેમ લોકોત્તર શાસનમાં પણ એ બધી વ્યવસ્થા અવશ્ય હોય છે. **અરિહંત ભગવાન એ લોકોત્તર શાસનના મહારાજા છે. ગણધર ભગવંત એ મંત્રીશ્વર છે. આચાર્ય, ઉપાધ્યાય, ગણાવચ્છેદક, પ્રવર્તક, સ્થવિર વગેરે મહાપુરૂષો તેની નીચેના અધિકારીઓ છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમુદાય એ લોકોત્તર શાસનની પ્રજા છે અને અનંતજ્ઞાનાદિ આત્મિક સંપત્તિ અર્થાત્ સિદ્ધપદની પ્રાપ્તિ એ લોકોત્તર શાસનની આરાધનાનું ધ્યેય છે. શ્રી આચારાંગ, સૂયગડાંગ, યાવત્ સંપૂર્ણ દ્વાદશાંગી એ લોકોત્તર શાસનની કાયદાપોથી-પિનલ કોડ છે.**

## અપેક્ષાએ અરિહંત ભગવંત જેટલો જ ગણધર ભગવંતનો આપણા માટે ઉપકાર છે.

શ્રમણ ભગવાન મહાવીર પ્રભુએ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ જીવ, અજીવ, પુન્ય, પાપ વગેરે તત્ત્વોનુ સુંદર સ્વરૂપ બારેય પર્ષદા-સમક્ષ યથાર્થ રીતે સમજાવ્યુ, એટલુ જ નહિં પણ સંસારી જીવ અનાદિના અશુદ્ધ-સંસારી પર્યાયનો ક્ષય કરી અવિનાશી તેમજ અવિકારી પર્યાયસ્વરૂપ સિદ્ધપણું કેમ પ્રાપ્ત કરી શકે ? તે બધી જ બાબતો નવતત્ત્વના હેય, જ્ઞેય અને ઉપાદેય વિભાગો દ્વારા ખૂબ સુંદર પ્રકારે જણાવી, પર્ષદામા હાજર રહેલા તે સમયના જે જે ભવ્યાત્માઓએ એ જિનવાણીનુ શ્રવણ કર્યુ, એ જિનવચનો ઉપર શ્રધ્ધાન કર્યું અને આદરવા લાયક તત્ત્વોનો આદર કરવા ઉપરાત ત્યાગ કરવા યોગ્ય તત્ત્વોનો ત્યાગ કર્યો તે આત્માઓ પૈકી કોઈ કોઈ તે જ ભવમા સંસાર સમુદ્રનો પાર પામી ગયા કોઈ કોઈ આત્માઓ એક બે અથવા અમુક ભવના આતરે મુક્તિના અધિકારી બની ચૂક્યા, પરંતુ ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે પૂજ્ય ગણધર ભગવંતોએ પ્રભુ મહાવીરદેવના એ

ઉપદેશામૃતનું પાન કરવા સાથે આગમોની રચનારૂપ એ ઉપદેશામૃતની રસકુંપિકાઓ ન ભરી હોત તો આપણી આજે કઈ દશા હોત ? આજે આપણે સહુ કોઈ મોટા ભાગે મોહ મહારાજારૂપી ભયંકર સર્પના વિષપ્રયોગથી મુડદાલ અથવા મૂર્ચ્છિત જેવી દશાએ પહોચેલા છીએ. એવી કારમી સ્થિતિમાંથી નવચેતન પ્રાપ્ત કરાવનાર આજના સમયમા જો કોઈપણ સાધન હોય તો એ પરમઉપકારી ગણધર ભગવંતોએ રચેલાં આગમસૂત્રો જ છે, અને તેથી જ અરિહંત પ્રભુનો આપણા ઉપર જેટલો ઉપકાર છે, ગણધર ભગવંતોનો પણ તેટલો જ આપણા માટે ઉપકાર સમજવાનો છે અને એ વસ્તુ ધ્યાનમા રાખીને જ શાસનપતિ પ્રભુ મહાવીર દેવને નમસ્કાર કર્યા બાદ પૂ. શ્રી અભયદેવસૂરિમહારાજાએ પંચમ ગણધર સુધર્માસ્વામીને નમસ્કાર કર્યો છે.

## પ્રથમ ગણધરને નમસ્કાર કરવાને બદલે પંચમગણધરને નમસ્કાર કરવાનું પ્રયોજન

સભામાથી **પ્રશ્ન :**–પ્રભુ મહાવીર દેવના અગિયાર ગણધરો પૈકી મુખ્ય ગણધર તો ગૌતમગોત્રીય ઇન્દ્રભૂતિ હતા. તેમને નમસ્કાર ન કરતા પંચમ ગણધર સુધર્માસ્વામીને કેમ નમસ્કાર કર્યો ?

**સમાધાન :**–પ્રભુના અગિયાર ગણધરો પૈકી ગૌતમસ્વામી મુખ્ય હોવા છતા સુધર્માસ્વામીને નમસ્કાર કર્યો તે સહેતુક છે. અગિયાર ગણધરો પૈકી નવ ગણધરો તો પ્રભુની હયાતીમા જ કેવલજ્ઞાન પામીને મોક્ષે ગયા હતા. ગૌતમસ્વામી તેમજ સુધર્માસ્વામી એ બે ગણધરો પ્રભુના નિર્વાણ પછી મોક્ષે ગયા છે, તેમા પણ જે રાત્રિએ પ્રભુનુ નિર્વાણ થયુ તે જ રાત્રિ પૂર્ણ થયા બાદ પ્રભાતના સમયે ગૌતમસ્વામીને કેવલજ્ઞાન પ્રાપ્ત થયેલ છે, જે વાત કલ્પસૂત્રના શ્રવણ પ્રસંગે આવતી હોવાથી લગભગ આપણે બધાય જાણીએ છીએ. ગચ્છની સારસંભાળ માટે સામાન્ય રીતે એ વ્યવસ્થા છે કે જેઓ સર્વજ્ઞ હોય તેઓને ગચ્છની સારણા, વારણા, ચોયણા, પડિચોયણાનો અધિકાર સંભવતો નથી ગચ્છમા વર્તતા સાધુઓને મોક્ષમાર્ગની આરાધનામાં સ્થિર કરવા માટે પ્રસંગે પ્રસંગે હિતશિક્ષા આપવી પડે, કોઇવાર હિતબુધ્ધિથી ઠપકો આપવાનો પણ પ્રસંગ આવે અને કોઈવાર વળી તાડના–તર્જના પણ કરવી પડે. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ આ બધી બાબતો વીતરાગ દશાએ પહોચેલા આત્માને હોય નહિ. એ બધોય અધિકાર છદ્મસ્થ ગણધરો વગેરેને હોઈ શકે. અને તે કારણે જ પ્રભુ શ્રી મહાવીરદેવના નિર્વાણ પછી ગૌતમસ્વામી મુખ્ય છતા શાસનની ધુરાનો અધિકાર તેમને પ્રાપ્ત ન થયો અને સુધર્માસ્વામીને થયો. પ્રભુના પટ્ટ ઉપર સીધા શ્રી સુધર્માસ્વામી આવ્યા છે આ વાતને લક્ષ્યમા રાખીને જ શ્રી અભયદેવસૂરિમહારાજે પંચમ ગણધર સુધર્માસ્વામીને નમસ્કાર કર્યો છે.

## સર્વાનુયોગ વૃદ્ધ મહર્ષિઓને કરવામાં આવેલ નમસ્કારનું પ્રયોજન

પ્રભુશ્રી મહાવીરદેવ તેમજ પંચમગણધર સુધર્માસ્વામી એ બન્નેને નમસ્કાર કર્યા બાદ सर्वानुयोगवृद्धेभ्यः એ ત્રીજા પાદથી સર્વાનુયોગ વૃધ્ધ મહાપુરુષોને શ્રી અભયદેવસૂરિમહારાજે

## ધાર્મિક ગણાતી સંસ્થાઓમાં નીતિ-શ્રદ્ધા અને સદાચારના રસથાળનું નિયમિત પોષણ અવશ્ય હોવું જોઈએ.

આપણા જૈન સઘમા આજથી પચ્ચીશ-ત્રીશ વર્ષ અગાઉ વિદ્યાલયો-ગુરુકુલો-બોર્ડીંગો કે છાત્રાલયો કેટલા હતા? અને આજે કેટલાં છે? એ બધી સંસ્થાઓ ધાર્મિક સસ્થાઓ તરીકે ગણો છો ને? શ્રીમંતો એ સંસ્થાઓમા પોતાના નાણાં જે અર્પણ કરે છે તે ધર્મભાવનાથી ખર્ચે છે ને? છતાં એ સસ્થાઓમા ધાર્મિક તત્ત્વનો અંશ કેટલો હોય છે? એનુ કોઈ દિવસ બારીકાઇથી નિરીક્ષણ થાય છે ખરૂં? સંસ્થાઓની ટીકા કરવાનો જરા પણ આશય ન હોય, પરતુ જે નિમિત્તે એ સસ્થાઓમા નાણા અપાતા હોય તેનો હેતુ થોડાઘણા અંશે બર તો આવવો જોઈએ. ખૂબ દુઃખિત હૃદયે કહેવું પડે છે કે-એ સંસ્થાઓમા ભણતા અમારા કોઈ કોઈ બાળકો તથા યુવાનોને આત્મકલ્યાણમા પ્રાથમિક કારણભૂત કદમૂલાદિ અભક્ષ્યના ત્યાગની વાતમા શ્રદ્ધા નથી, પ્રભુના દર્શન કે પૂજનની તેમજ પ્રતિક્રમણાદિ ધર્મપ્રવૃત્તિની હાર્દિક ભાવના નથી. એ સસ્થાઓમા ભણતા આપણા કોઈ કોઈ વિદ્યાર્થી બધુઓના જીવનનો તેના સંસર્ગમા રહીને બારીકાઈથી અભ્યાસ કરવામા આવે તો હૈયામા આઘાત લાગે તેવુ વાતાવરણ દેખાઈ જાય. સંસ્થાઓની નિદા કે ટીકા કરવાની મારી ટેવ નથી. આજે જેટલી સસ્થાઓ છે તેનાથી અનેકગુણી સખ્યામા સંસ્થાઓ વધે તેમ હું ઇચ્છુ છુ, પરતુ એક વાત તો એ સંસ્થાઓમા જરૂર હોવી જોઈએ કે-શ્રદ્ધા અને સદાચારના પોષણ સાથે ધાર્મિક ભાવનાની સુંદરમા સુંદર પુષ્ટિ હમેશા આપણા બાળકોને મળ્યા કરે. બધી સસ્થાઓ આવી છે એમ પણ કહેવાનો આશય નથી. કોઈ કોઈ સસ્થાઓ આદર્શભૂત પણ મે મારી નજરે જોયેલી છે. હુ પોતે પણ બાલ્યવયમાં એવી સસ્થાના સુદર વાતાવરણમા વિદ્યાર્થી તરીકે ઉછરેલો છું. અને આજે આ સ્થિતિએ પહોચવામા એ સસ્થામા મળેલા સસ્કારો પણ અમુક અશે સહાયક બન્યા છે. આ પરિસ્થિતિમા હુ સસ્થાઓની હલકાઇ અથવા ઓછાશ કેમ જ ઉચ્ચારું? છતા જે કાંઈ કહેવાય છે તે ફક્ત સુધારો કરવાની સદ્ભાવનાથી કહેવાય છે **જે સંસ્થાઓમાં બાળકોને નૈતિક શિક્ષણનું પોષણ મળતું હોય, આર્ય સંસ્કૃતિ તેમજ જૈનત્વની ભાવનાઓના રસથાળ રોજ એ બાળકો પાસે ધરાતા હોય, શ્રદ્ધા અને સદાચારના અમીપાન રોજ ચાલુ હોય, એવી સંસ્થાઓ જેટલી વધુ પ્રમાણમાં હશે તેટલો શાસનનો અભ્યુદય શીઘ્ર થશે. જયવંતુ જૈન શાસન વધુ વિજયવંત બનશે.** આપણી પાઠશાળાઓમા આર્થિક ધોરણ ખૂબ જ નીચુ હોય છે. માસ્તરના પગાર પણ ઘણા જ ઓછા હોય છે. સારા અભ્યાસી અને શ્રદ્ધાસપન્ન સદાચારી માસ્તરોની સખ્યા જૈનસઘમા ગણતરીની છે. અમારા શ્રીમતો ખૂબ જ ઉદાર થાય, ધાર્મિક શિક્ષકો અને શિક્ષિકાઓને તૈયાર કરવા માટે એક સારી ટ્રેનીગ કોલેજ તૈયાર કરે. એમાં તૈયાર થતા ધાર્મિક શિક્ષકોના કુટુબનો જીવનનિર્વાહ થાય તેવી સ્કોલરશીપની યોજનાઓ ઘડે, પાઠશાળાના શિક્ષકોના પગારનુ ધોરણ ઊચુ થાય અને મોટી ઉંમરના ભાઇઓ-બ્હેનો પણ એ પાઠશાળાના શિક્ષણનો લાભ લ્યે તો આપણી એ પાઠશાળાઓ સઘના અભ્યુદય માટે કલ્પવેલડી સમાન બને એમા જરાપણ આશ્ચર્ય નથી.

## પવિત્ર ભાવનાથી બોલાતા સૂત્રના અક્ષરો કર્મઝેર ઉતારવામાં મહામંત્રની ગરજ સારે છે.

આપણી ચાલુ પાઠશાળામાં જો અચાનક કોઈવાર જઈએ તો ઘણુ ભાગે બાર–તેર વર્ષથી ઉપરની ઉંમરના કોઈ બાળકો ભાગ્યે જ તેમા હોય! હજુ બાળાઓમાં મોટી ઉંમરની બાળાઓ દેખાય પણ બાળકોની તો આ દશા છે. અમુક ઉંમર થાય છે એટલે વ્યાવહારિક શિક્ષણનો બોજો એને વધે છે. હાઈસ્કૂલ કે કોલેજમા જનાર વિદ્યાર્થીનુ માનસ પણ ત્યાના સુધારક (?) વાતાવરણ અંગે પલટાતું જાય છે; અને પછી તો એને પાઠશાળામા આવતા પણ શરમ આવે છે. આ સંજોગોમાં એ બાળકને સૂત્રના અર્થનું જ્ઞાન શુ મળી શકે? માસ્તર સારા હોય, મોટા વિદ્યાર્થીઓને આકર્ષવાની તેનામા શક્તિ હોય, વૈજ્ઞાનિક પદ્ધતિએ કેટલીક વાતો વિદ્યાર્થીઓના હૃદયમાં ઠસાવાતી હોય અને અર્થને ગ્રહણ કરી શકે તેવા મોટા વિદ્યાર્થીઓ હાજરી આપતા હોય તો એ પાઠશાળામાં પોપટીયુ જ્ઞાન મળવાની જે દલીલો થાય છે તેમાં જરૂર સુધારો થાય, એવી ઉચ્ચ કક્ષા પ્રાપ્ત થાય, એ ખૂબ જ ઇચ્છનીય છે, છતાં હજુ એ સ્થિતિએ પહોંચવાના સંજોગો જ્યા સુધી પ્રાપ્ત ન થાય ત્યા સુધી કેવળ સૂત્રોના અભ્યાસ તરફ અનાદર તો ન જ થવો જોઈએ, એ **આવશ્યક સૂત્રો તો આત્માના અનાદિના કર્મઝેર ઉતારવા માટે મહામંત્ર સમાન છે.** અર્થનો ખ્યાલ હોય અને ઉપયોગપૂર્વક સૂત્રો બોલાય તો તો ઘણો જ લાભ થાય, પરંતુ અર્થનો ખ્યાલ ન હોય અને પ્રતિક્રમણાદિ પ્રસંગે પવિત્ર ભાવના રાખીને સૂત્રો બોલવામા અથવા શ્રવણ કરવામાં આવે તો પણ અનાદિનુ કર્મઝેર જરૂર ઓછુ થાય

'जहाविसं कुट्ठगय' વંદિત્તાની એ આડત્રીશમી ગાથાના વિવેચનમા (અર્થદીપિકા ટીકામા) એ જ બાબત ઉપર એક ડોશીના પુત્ર **હંસકુમારનું** સુંદર દૃષ્ટાંત આપવામાં આવેલ છે તે જરા ધ્યાન દઈને સાંભળશો તો જરૂર ખ્યાલમા આવશે કે એ આવશ્યકાદિ સૂત્રોના અક્ષરોમાં કર્મઝેરને ઉતારવાની કેવી અદ્ભૂત શક્તિ છે!

### વૃદ્ધ માતા અને તેના પુત્ર હંસકુમારનું દૃષ્ટાન્ત

એક ગામડા ગામમા એક વૃદ્ધ ડોશી રહે છે ડોશીને એકનો એક જ પુત્ર છે. યુવાવસ્થાએ પુત્ર પહોચ્યો છે. કોઈ યોગ્ય સ્થળે નોકરી વગેરે કરીને પોતાનો તેમજ માતાનો જીવનનિર્વાહ ચલાવે છે. ડોશીને પુત્ર ઉપર અસીમ વાત્સલ્ય છે. પુત્રને માતા ઉપર ભક્તિ અને બહુમાનનો પાર નથી. **જે સંતાનથી માત–પિતાને શાંતિ મળે અને હૈયું ઠરે તે સાચું સંતાન,** પરંતુ શાતિને બદલે હંમેશા અશાતિ ચાલુ હોય, હૈયુ ઠરવાને બદલે સંતાનના નામનો બળાપો ચાલુ હોય એ સંતાન નથી પણ શેતાન છે. માતા અને પુત્ર સંતોષવૃત્તિવાળા છે. જીવનના નિર્વાહ પૂરતો પગાર મળે છે તેમાં આનંદ માને છે. ધાર્મિક ભાવના બન્નેની ઘણી સુંદર છે અને આનંદમાં દિવસો પસાર કરે છે. એક અવસરે સાજના સમયે સૂર્યાસ્ત થયા બાદ પુત્ર નોકરીએથી ઘેર આવ્યો. ઘરની બાજુના વાડામા શારીરિક હાજત માટે ગયો. અંધારુ થઈ ગયું છે તેવા ટાઈમે એક ઝેરી નાગે એ પુત્ર હંસકુમારને ડંખ માર્યો. હંસકુમાર દોડતો દોડતો ઘરમા પહોંચ્યો. સર્પદંશની વાત માતાને

કરતા વાત્સલ્યભરી માતા પુત્રસ્નેહને અગે બેબાકળી બની ગઈ. હંસકુમારને ઝેર ધીમે-ધીમે શરીરમાં ચઢવા માડ્યુ. કુમાર સર્પના કાતિલ ઝેરથી મૂર્ચ્છિત બની ગયો. આજુ-બાજુના સગાસબધી તેમજ પાડોશીઓ આવી પહોચ્યા. શકય ઉપચારો કરવા છતા ઝેર ન ઉતર્યુ, અને પુત્રની મૂર્છા ન વળી. પુત્રવત્સલ માતા, પોતાના જીવનદીપક સમા પુત્રની આવી કરુણ દશા જોતા ખૂબ જ વિહ્‌વલ બની ગઈ. પુત્રનું મસ્તક પોતાના ઉત્સંગમા લઇને "હે હસ! તારા વિના તારી માતાનું શુ થશે! હે હસ! તારી વાત્સલ્યભરી માતાને અહિં મૂકી તુ કયાં પરલોકમા ચાલવા માંડયો! હે હંસ! તારા વિના હવે હું ક્ષણભર પણ કેમ જીવીશ?" આ પ્રમાણે આખી રાત્રિ રૂદન કરતી માતા–'હે હસ! હે હસ! એમ પુત્રનુ નામ લઈને અનેક પ્રકારે કલ્પાત કરી રહેલ છે. લગભગ પ્રભાતનો સમય થવા આવ્યો દરમ્યાન પુત્રનુ ઝેર ઓછુ થઇ ગયું. મૂર્ચ્છિત અને બેભાન અવસ્થામા વર્તતો પુત્ર નવચેતનને પામ્યો અને માતાના હર્ષનો પાર ન રહ્યો. આ પ્રમાણે થવાનુ કારણ બીજુ કાઈપણ ન હતું. માતા તો પોતાના પુત્રનુ નામ હસ હોવાથી રુદનના પ્રસંગમા વારવાર હંસનું નામ બોલતી હતી પરતુ હ અને સ એ બન્ને અક્ષરો ગારુડિક મંત્રના બીજક હોવાથી વારવાર એ અક્ષરોનો પ્રયોગ થતા ઝેર ઉતરી જવાનુ બન્યુ. માતાને એ ખ્યાલ ન હતો કે હસ એ ગારુડિક મત્રના બીજાક્ષરો છે. પુત્ર તો બેભાન અવસ્થામા પડેલો હતો. આવા સજોગોમા પણ હસ એવા બીજાક્ષરોના વારવાર ઉચ્ચારણ કરવા માત્રથી સર્પનુ ઝેર ઉતરી ગયું, તો પછી અનતલબ્ધિના ભંડાર ગણધર ભગવતોએ રચેલા આવશ્યક સૂત્રના મગલમય અક્ષરો અર્થજ્ઞાન વિનાના હોવા છતા પણ અનાદિના કર્મઝેરને ઘટાડવા માટે જરૂર ઉપયોગી બની શકે તેમા શુ આશ્ચર્ય છે? તાત્પર્ય એક જ છે કે–સૂત્રનું અધ્યયન પ્રથમ અને પછી તેના અર્થનો અભ્યાસ હોય તો સમ્યગ્‌જ્ઞાનનો વિકાસ ઘણો સુંદર થઈ શકે છે, એમ છતાં જ્ઞાનાવરણીયાદિ કર્મના ઉદય અગે અથવા પ્રમાદાદિ કારણે અર્થનો અભ્યાસ ન હોય તો પણ સૂત્રાદિનુ પઠનપાઠન અને આવશ્યક ક્રિયામા તેનો ઉપયોગ આત્માને થોડો ઘણો લાભ અવશ્ય આપે છે.

## 'અનુયોગ' એ પદનો સંક્ષિપ્ત અર્થ

પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજાએ ટીકાના બીજા શ્લોકમા શાસનપતિ પ્રભુમહાવીરદેવ તથા પંચમગણધર ભગવત શ્રી સુધર્માસ્વામીને નમસ્કાર કર્યા બાદ સર્વાનુયોગવૃદ્ધમહર્ષિઓને જે નમસ્કાર કરેલો છે તેમા 'અનુયોગ' પદનો અર્થ સમજાવવાના પ્રસંગે સૂત્રવાચના પ્રથમ અને અનુ એટલે પછી અર્થવાચનાનો જે યોગ–સબધ તે અનુયોગ કહેવાય. આ વિષયના વિવેચનમા આટલુ પ્રાસંગિક વિવેચન કરવામા આવ્યુ છે. અથવા અનુયોગનો બીજો અર્થ પણ શાસ્ત્રોમા સમજાવેલ છે. અનુ એટલે અનુકૂલ અને યોગ એટલે સબધ–જોડાણ અર્થાત્ ગણધર ભગવંતોએ જે આશયથી સૂત્રો રચેલા છે, તે આશયને અનુકૂલ એવા અર્થનું જોડાણ તેનુ નામ પણ અનુયોગ છે. આ પ્રમાણે અર્થ કરવાથી એક વાત નક્કી થાય છે કે મનસ્વીપણે સૂત્રોના અર્થો કરવાના નથી, પરતુ પૂર્વાચાર્ય ભગવતોની પરપરાથી જે સૂત્રનો જે પ્રમાણે અર્થ ચાલ્યો આવતો હોય તેને સુસગત રાખીને જ કોઇ પણ સૂત્રની વ્યાખ્યા કરવી

જોઈએ, પરંતુ મરજી મુજબ કોઇપણ સૂત્રના અર્થમા ફેરફાર કરવાનો આપણા જેવા અલ્પમતિઓનો અધિકાર ન હોઈ શકે. છદ્મસ્થજન્ય અલ્પજ્ઞપણા અંગે શાસ્ત્રીય કોઇ બાબત આપણા હૃદયમાં ન ઠસે–ન બેસે તો તેમા આપણા જ્ઞાનની ખામી સમજવી જોઈએ, પરંતુ સુવિહિત પુરુષોથી ચાલી આવતી અવિચ્છિન્ન અર્થપરંપરાનો ફેરફાર કરવાનો લેશ પણ વિચાર ન થવો જોઈએ. કયા પૂર્વાચાર્યોનુ શ્રદ્ધાભર્યું સંયમીજીવન ! અને કયાં આજકાલનું શ્રધ્ધાની ખામીવાળું શિથિલ સંયમીજીવન ! બુદ્ધિબલમા કોઇ આત્મા માનો કે વધુ પ્રમાણુમા આગળ વધેલ હોય, પરતુ તેના અતરાત્મામા શ્રધ્ધા અને સંયમની આરાધનાનુ બલ ન હોય તો તે વ્યક્તિને સૂત્રોના અર્થમા સગતિ થવામા ખૂબ મુશ્કેલી આવે છે. ભિન્ન ભિન્ન વિષયોમા તેનુ ચિત્ત શંકાશીલ બને છે અને પરિણામે મન ઘડત કલ્પનાઓ કરવા તૈયાર થાય છે. જ્યારે ઓછી બુદ્ધિવાળો છતા શ્રદ્ધા અને સયમમા પરાયણ આત્મા તે તે સૂત્રના અર્થમા સંગતિ સાધવા તત્પર હોય છે. પોતાની બુધ્ધિનો–પૂર્વાચાર્ય ભગવંતોએ જણાવેલા અર્થને સુસગત કરવામા સદુપયોગ કરે છે. એમ છતાં કોઇ બાબત બરાબર ન બેસે તો મનસ્વી કલ્પના ન કરતાં–“અનતજ્ઞાનીઓ જે કહી ગયા છે તે યથાર્થ છે, નિઃશંક છે, સત્ય છે, એમ શ્રધ્ધા રાખે છે. અથવા 'तत्त्व केवलिगम्यम्' એ વાકય દ્વારા કેવલી ભગવંત ઉપર તે છોડી દે છે. ભાવાર્થ એ થયો કે–સૂત્રને અનુકૂલ એવો જે અર્થનો સંબંધ તેનું નામ અનુયોગ છે.

### અનુયોગના દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ તથા ધર્મકથાનુયોગ–એમ ચાર પ્રકાર.

અનુયોગના મુખ્યત્વે ચાર પ્રકાર છે. ૧ દ્રવ્યાનુયોગ, ૨ ગણિતાનુયોગ, ૩ ચરણકરણાનુયોગ અને ૪ ધર્મકથાનુયોગ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ, એ છ દ્રવ્ય સબધી જે વિવેચન તેનુ નામ દ્રવ્યાનુયોગ. એ છ દ્રવ્યમા આકાશદ્રવ્ય એ ક્ષેત્ર અર્થાત્ આધારદ્રવ્ય છે અને બાકીના ધર્માસ્તિકાયાદિ પાચ ક્ષેત્રી અર્થાત્ આધેયદ્રવ્યો છે આધારભૂત એવું જે આકાશદ્રવ્ય તેના લોકાકાશ–અલોકાકાશ એવા બન્ને વિભાગો અને પ્રમાણનું નિરૂપણ, લોકાકાશના ઉર્ધ્વલોક અધોલોક અને તીર્ચ્છાલોક એવા ત્રણ વિભાગોની વ્યવસ્થા, વ્યવહારકાળની ઉત્પત્તિમા કારણભૂત સૂર્ય–ચદ્રના મડલોની સંખ્યા, મુહૂર્ત ગતિ, ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોની તેમજ તેના પ્રદેશોની સંખ્યાનું પ્રમાણ, વગેરે વિવેચન ગણિતાનુયોગનો વિષય છે. દ્રવ્યનયની અપેક્ષાએ શુદ્ધ એવો પણ આત્મા પર્યાયનયની અપેક્ષાએ અનાદિથી જે અશુદ્ધ છે તેને શુદ્ધ બનાવવા માટે સાધુધર્મને લાયક અને શ્રાવકધર્મને લાયક જે સુંદર આચારવિચારોનુ નિરૂપણ તેનુ નામ ચરણકરણાનુયોગ છે અને અશુદ્ધ એવા આત્માને શુધ્ધ બનાવવા માટે આદર્શભૂત મહાપુરુષોના જીવનચરિત્રો વગેરેનો શમાવેશ ધર્મકથાનુયોગમા થાય છે. દ્રવ્યાનુયોગવડે આત્માની ઓળખાણ થાય છે, ગણિતાનુયોગ વડે પોતાની માલિકીના સ્થાનનો–સિદ્ધસ્થાનનો ખ્યાલ આવવા સાથે અનતાકાલથી જુદી જુદી જાતના કેટલા ભાડુતી ઘર કર્યા ? તેનો બોધ થાય છે. ચરણકરણાનુયોગવડે–અશુદ્ધ ( સસારીપર્યાય ) પર્યાયવાળા આત્માને શુદ્ધપર્યાય ( સિદ્ધ-

પર્યાય) પ્રાપ્ત કરવાનો માર્ગ મળે છે. અને મહાત્માઓ તેમજ અધમ આત્માઓની જીવનકથાઓરૂપ ધર્મકથાનુયોગ એ સિદ્ધપર્યાય પ્રાપ્ત કરવામા ખૂબ સહાયક બને છે.

આપ્તમહર્ષિઓની વાણીમા એક જ પ્રકારનો અર્થ હોતો નથી. એ મહર્ષિઓના વચનામૃતોની સંકલના વિવિધ પ્રકારના અર્થોથી ભરેલી હોય છે. એક જ સૂત્રમા દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ એ ચારેય અનુયોગસંબંધી અર્થ–વ્યાખ્યા સંભવી શકે છે અને અનેકાર્થ કોષનો જેને થોડોઘણો અભ્યાસ હોય તે મહાનુભાવને આ બાબત સમજવામા જરા પણ બાધ આવતો નથી. પૂજ્યવર્ય આર્યરક્ષિતજી પર્યંત આપણા પ્રત્યેક આગમસૂત્રોમા ચારેય અનુયોગની વ્યાખ્યા પ્રચલિત હતી. અગિયાર અંગ પૈકી પ્રથમ આચારાગમા ચરણકરણાનુયોગની પ્રધાનતા હોવા છતા એક એક સૂત્ર–પદોના અનેકવિધ અર્થોની અપેક્ષાએ દ્રવ્યાનુયોગાદિ બાકીના ત્રણેય અનુયોગસંબધી અર્થ-વ્યાખ્યા ચાલુ હતી, પરંતુ અવસર્પિણી કાળના પ્રભાવે જેમ–જેમ બુદ્ધિબલમા તેમજ આયુષ્યાદિ બળમા હીનતા થતી ગઈ તેમ તેમ એ ચારેય અનુયોગસબંધી અર્થોને એકજ સૂત્રદ્વારા સમજવામા મુશ્કેલી શરૂ થતા શાસનના એ ધુરન્ધર મહાપુરુષોએ તે તે આગમોમા એક એક અનુયોગ સબધી અર્થ વ્યાખ્યાની વ્યવસ્થા નક્કી કરી. જેમકે આચારાગ-સૂત્રમાં ચરણકરણાનુયોગ, સૂયગડાગસૂત્રમા દ્રવ્યાનુયોગ વગેરે. પૂજ્ય શ્રી અભયદેવસૂરીમહારાજાએ બીજા શ્લોકના ત્રીજા પાદમા જે નમસ્કાર કર્યો છે તે આવા ચારેય પ્રકારના અનુયોગમાં ખૂબ જ આગળ વધેલા શ્રુતવૃદ્ધ મહર્ષિઓને નમસ્કાર કરેલ છે. તીર્થંકર ગણધર ભગવતનો વિરહકાળ છતા અદ્યાવધિ શ્રુતની પરંપરાને ટકાવી રાખનાર એ સર્વાનુયોગવૃદ્ધ મહર્ષિઓ જ છે એ બાબત પણ આ નમસ્કારથી ફલિત થાય છે.

સર્વાનુયોગવૃદ્ધ મહર્ષિઓને ત્રીજા પદમા નમસ્કાર કર્યા બાદ 'वाण्यै सर्वविदस्तथा' એ ચોથા ચરણવડે સર્વજ્ઞ ભગવતની વાણીને ટીકાકાર આચાર્ય ભગવતે જે નમસ્કાર કરેલ છે, એ વાણીને નમસ્કાર કરવાનુ શુ પ્રયોજન છે? વાણી એટલે દ્રવ્યશ્રુત, એ દ્રવ્યશ્રુત ભાવશ્રુતની પ્રાપ્તિમા કેવી રીતે કારણભૂત બને છે? વગેરે વિષયોનુ નિરૂપણ કરવા સાથે ટીકાના ત્રીજા શ્લોક વગેરેનુ કેવી રીતે વિવેચન કરવામા આવશે? તે અધિકાર અગ્રે વર્ત્તમાન.

## સુસ્તીને ફગાવી દો

સર્વજ્ઞ ભગવંત સિવાય ધર્મનુ પ્રત્યક્ષ દર્શનઅલ્પજ્ઞાની–છદ્મસ્થોને થઇ શકતુ નથી છતાં એ જ છદ્મસ્થો ધર્મના ફલને તો પ્રત્યક્ષ દેખી શકે છે માનવ જન્મ એ ધર્મનુ ફલ છે, પાંચે ય ઇન્દ્રિયોની પ્રાપ્તિ એ ધર્મનું ફલ છે. ઉચ્ચ કુલ, નીરોગી શરીર, દીર્ઘ આયુષ્ય અને સંપત્તિની પ્રાપ્તિ એ બધું ય ધર્મનું પ્રત્યક્ષ ફલ છે ધર્મના આવા પ્રત્યક્ષ ફલો જોવા–જાણવા–અનુભવવા છતાં એની આરાધનામાં ખૂબ જ સુસ્તી જોવાય છે એ નવાઇ છે. મારા બંધુઓ! સુખી થવુ હોય–જીવનનો બાહ્ય–અભ્યંતર વિકાસ કરવાની અભિલાષા હોય તો એ સુસ્તીને ફગાવી દો અને કલ્પવૃક્ષ સમા એ શુદ્ધ ધર્મની આરાધનામાં નિષ્કામભાવે જોડાઈ જાઓ.

॥ श्री स्थंभनपार्श्वनाथाय नमोनमः ॥

# પ્રવચન પાંચમું.

नमः श्रीवर्द्धमानाय, श्रीमते च सुधर्मणे। सर्वानुयोग वृद्धेभ्यो, वाण्यै सर्वविदस्तथा ॥२॥

મહામંગલકારી શ્રી ભગવતીજી નામનું સૂત્ર જેના અર્થસ્વરૂપે પ્રણેતા શ્રમણ ભગવાન્ મહાવીર છે, સૂત્રની સંકલના કરનાર ગણધર શ્રી સુધર્માસ્વામીજી છે અને બાલજીવોના બોધ માટે જેના ઉપર અભયદેવસૂરિ મહારાજાએ ટીકા રચેલ છે, એ ભગવતી સૂત્રની ટીકાના પ્રારંભમા ટીકાકાર મહર્ષિના મંગળશ્લોકોનું વિવેચન ચાલે છે. મંગલના પ્રથમ શ્લોકમાં સર્વજ્ઞ વગેરે પંદર વિશેષણોથી અલંકૃત સર્વ જિનેશ્વરભગવંતોને નમસ્કાર કરવામા આવ્યો. ત્યારબાદ બીજા મંગલશ્લોકમાં શાસનપતિ પ્રભુ મહાવીરદેવ આપણા આસન્નઉપકારી હોવાથી તેમને નમસ્કાર કર્યો. બાદ સૂત્રની સંકલના કરનાર અને વર્ત્તમાન સાધુસમુદાયના મૂળ પુરુષ ગણધર શ્રી સુધર્માસ્વામીને નમસ્કાર કર્યો. એ નમસ્કાર કર્યા પછી આજપર્યંત સૂત્ર અને અર્થની સુસંગત પ્રણાલિકાને ટકાવી રાખનાર શ્રુતસ્થવિર–અનુયોગવૃદ્ધ મહર્ષિઓને પ્રણમન કર્યું અને ત્યારબાદ સર્વજ્ઞભગવંતોની વાણીને નમસ્કાર કર્યો. ગઇકાલે શાસનપતિ પ્રભુમહાવીરદેવને, પંચમગણધર સુધર્માસ્વામી ભગવંતને અને સર્વાનુયોગવૃદ્ધ મહર્ષિઓને કરવામા આવેલા નમસ્કાર અંગે વિવેચન કરવામા આવ્યુ છે. હવે આજે 'वाण्यै सर्वविदस्तथा' એ બીજા શ્લોકના ચોથા પાદમા સર્વજ્ઞભગવંતની વાણીને કરવામા આવેલા નમસ્કારની વ્યાખ્યા કરવાની છે. એકેન્દ્રિય સિવાય બેઈન્દ્રિય વગેરે ભવોમા વચનયોગ તો પ્રત્યેક પર્યાપ્તા જીવને પ્રાપ્ત થાય છે છતા દરેક જીવની વચનયોગરૂપી વાણી નમસ્કાર યોગ્ય નથી બનતી અને શ્રી જિનેશ્વરભગવંતનો વચનયોગ વંદનીય બને છે, તેનુ કારણ આપણે સમજવું જોઈએ.

## વ્યવહારરાશિ–અવ્યવહારરાશિ ત્રસ–સ્થાવર જીવોનું સ્વરૂપ

અનાદિકાલથી ભવચક્રમા ભટકતા આત્માને પ્રત્યેક સ્થળે વચનયોગની પ્રાપ્તિ થતી નથી. અનંતા પુદ્ગલપરાવર્ત્તન જેટલો કાળ આ આત્માએ અવ્યવહારરાશીમા પસાર કર્યો, ત્યા ફક્ત એકલો કાયયોગ જ હતો. ત્યારબાદ આત્મા વ્યવહારરાશિમાં બાદર પૃથ્વી, પાણી વગેરે એકેન્દ્રિયના ભવમા આવ્યો અને અસંખ્યાતી ઉત્સર્પિણી–અવસર્પિણી સુધી તેમા રહ્યો ત્યા પણ ફક્ત એકલો કાયયોગ જ હતો.

સભામાથી **પ્રશ્ન :** અવ્યવહારરાશિ અને વ્યવહારરાશિ કોને કહેવાય ?

**સમાધાન** ચૌદ રાજલોકમા રહેલા સસારી જીવોના મુખ્ય બે વિભાગ છે. એક વિભાગ ત્રસ અને બીજો વિભાગ સ્થાવર. ટાઢ તડકા વગેરે સુખદુઃખના પ્રસગમાં ઇચ્છા મુજબ એક સ્થળેથી બીજા સ્થળે જવાની જેને શક્તિ છે તેવા જીવોને **'ત્રસ'** કહેવાય છે અને ગમે તેવા ટાઢ–તડકાનો પ્રસંગ હોય અથવા છેદનભેદન થતું હોય છતા તેવાં દુઃખના પ્રસગમા પોતાની ઇચ્છા મુજબ એક સ્થળેથી અન્ય સ્થળે જવા માટે જેઓ શક્તિ-સંપન્ન નથી, પોતાના સ્થાનથી જરા પણ ખસી શકતા નથી તેવા જીવો **' સ્થાવર '** કહેવાય છે. ત્રસપણુ એ ત્રસનામકર્મ નામની પુન્યપ્રકૃતિના ઉદયથી પ્રાપ્ત થાય છે અને સ્થાવરપણું એ સ્થાવરનામકર્મ નામની પાપપ્રકૃતિના ઉદયથી જીવને પ્રાપ્ત થાય છે. સુખદુ.ખાદિના પ્રસગે એક સ્થાનેથી બીજા સ્થાનમા જવાની અનુકૂળતા મળવી એ પુન્યોદય છે અને ગમે તેવું દુ ખ પડવા છતા એ દુઃખના સ્થાનમાંથી જરા પણ ખસી ન શકાય એવી પ્રતિકૂળતા પ્રાપ્ત થવી એ પાપોદય છે. માકડને પકડવા જાઓ કે તુરત પોતાનો બચાવ કરવા પ્રયત્ન કરે છે, ખાટલો કે ગાદલાં ગોદડા તડકે નાખો એટલે તુરત તેમા રહેલા માકડ ઠંડક હોય ત્યા લપાઈ જાય છે, જ્યારે વનસ્પતિકાયરૂપે વર્તતા વૃક્ષ વગેરેનું કોઈ છેદન–ભેદન કરે, ગમે તેટલી તેના ઉપર ઠડી પડે યાવત્ હિમ અથવા સખ્ત ગરમી પડે છતા એ વૃક્ષ અથવા તેનુ કોઈ પણ પાદડું વગેરે અવયવો પોતાની ઇચ્છા પ્રમાણે અન્યત્ર જઈ શકતા નથી, એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાચેય એકેન્દ્રિય સ્થાવરનામકર્મના ઉદયવાળા હોવાથી સ્થાવર છે અને બેઇન્દ્રિયથી લઇને પચેન્દ્રિય સુધીના અળસીયા, કીડી, માખી, નોળીયા, માછલા, ગાય, ભેંસ, પક્ષી, મનુષ્યો, નારકી, દેવ વગેરે સર્વ જીવો ત્રસનામકર્મના ઉદયવાળા હોવાથી ત્રસ છે. માનવ જેવુ ઉચ્ચ જીવન પ્રાપ્ત થયા બાદ જે આત્માઓ નિર્ધ્વંસ ( નિષ્ઠુર ) પરિણામવાળા બનીને પૃથ્વીકાયાદિ પાંચેય સ્થાવરોની હિંસા વધુ પ્રમાણમા કરે છે, જેમા પાણી, અગ્નિ તેમજ વાયુકાયની એકધારી હિસાઓ ક્ષણે ક્ષણે ચાલુ હોય એવા યત્રવાદની પ્રવૃત્તિને પોષણ કરનાર છે અને ત્રસજીવોની રક્ષા તરફ પણ જેનો બીલકુલ ઉપયોગ નથી, એવા આત્માઓ સ્થાવરનામકર્મનો બધ કરીને પૃથ્વી, પાણી, વનસ્પતિ વગેરે સ્થાવર જીવોમા ઉત્પન્ન થાય છે. જેટલી બને તેટલી વધુ જીવરક્ષા કરનાર આત્માઓ ત્રસનામકર્મનો બંધ કરવા ઉપરાત બીજી પણ અનેક પુન્યપ્રકૃતિઓને ઉપાર્જન કરવા દ્વારા ભવાતરમા સુખશાતિને પામે છે. જીવ સ્થાવર હોય કે ત્રસ હોય પરંતુ જેટલું બને તેટલું બંને પ્રકારના જીવોનું વધુ રક્ષણ કરવું, આપણી સાંસારિક પ્રવૃત્તિઓમાં એ જીવોની વિના કારણ હિસા ન થાય તે માટે ઉપયોગ જાગૃત રાખવો તેમા જ માનવીની શોભા છે. અનંત જ્ઞાનીઓએ સચિત્ત એક પાણીના બિંદુમા અસંખ્ય અપ્કાયના જીવો અને આમળા જેટલી સચિત્ત માટીમા પણ અસંખ્ય પૃથ્વીકાયના જીવો જ્ઞાનદૃષ્ટિથી જોયા છે. ગૃહસ્થજીવનમા એ સ્થાવર જીવોની સર્વથા રક્ષા થવી જો કે અશક્ય છે છતાં ઉપયોગ રાખવામા આવે તો ઘણો જ બચાવ થઈ શકે અને આત્મા વિના કારણે પાપમાથી બચી જાય.

## સૂક્ષ્મ જીવો અને બાદર જીવો કોને કહેવાય ?

સ્થાવર જીવોમા પુનઃ બે પ્રકાર છે, સૂક્ષ્મ અને બાદર. ત્રસજીવોમા તો બધાય બાદર જ હોય છે. તેમા સૂક્ષ્મજીવોનો વિભાગ નથી, જે જીવોના શરીરો એક અથવા અનેક ભેગા થવાથી દેખી શકાય તે જીવો **બાદર** કહેવાય, અને જે જીવોના અસખ્ય શરીરો ભેગા થવા છતા પણ ચર્મચક્ષુથી ન દેખી શકાય તે સૂક્ષ્મજીવો કહેવાય. હુ અથવા તમો બધાય ચર્મચક્ષુથી જીવને જોઈ શકતા નથી. હુ તમારા શરીરને જોઉં છું, તમો મારા શરીરને દેખો છો, શ્વાસોશ્વાસ હલનચલન વગેરે પ્રવૃત્તિથી આત્માનું તો આપણે અનુમાન કરીએ છીએ. આત્માને પ્રત્યક્ષ જોવાપણુ કેવલી ભગવતો–સર્વજ્ઞ પરમાત્માઓ સિવાય બીજાને ન હોઈ શકે, આત્મા પોતાના શુદ્ધસ્વરૂપે અમૂર્ત્ત દ્રવ્ય છે. એ અમૂર્ત્ત અરૂપી આત્માને અથવા કોઈપણ આકાશાદિ અમૂર્ત્ત દ્રવ્યને પ્રત્યક્ષ જોવાની–જાણવાની શક્તિ સર્વજ્ઞ ભગવતોમા જ હોય છે. છદ્મસ્થ આત્મા ભલે અવધિ, મન પર્યવજ્ઞાનવાળો હોય, છતા અમૂર્ત્ત દ્રવ્યને જોવા–જાણવાની એનામા શક્તિ ન હોઈ શકે.

સભામાથી **પ્રશ્ન:** આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપે અમૂર્ત્ત છે, અરૂપી છે, નિરંજન છે, નિરાકાર છે તો એ અમૂર્ત્ત આત્માને સર્વજ્ઞ ભગવંતો પણ કેમ જોઈ શકે ? જાણી શકે ? દ્રવ્યમાં કોઈ આકાર તેમજ વર્ણ વગેરે હોય તો દેખી શકાય ને ?

**સમાધાન** મહાનુભાવ ! વાત બરાબર છે. આપણે આપણી દૃષ્ટિથી વિચારીએ છીએ એટલે શકા થાય છે કે અમૂર્ત્ત આત્માને સર્વજ્ઞ ભગવંત પણ શી રીતે જોઈ શકે ? ભાઈ ! આપણી માફક તેમને આ ચર્મચક્ષુથી જોવાનુ નથી, તેમને તો આત્માથી જ બધી વસ્તુ જોવાની–જાણવાની છે, ચર્મચક્ષુથી કેવલી ભગવતને જોવાનુ હોત તો તો તમારો પ્રશ્ન બરાબર હતો, પરતુ આત્મા ઘનઘાતી ચારેય કર્મનો ક્ષય કરે, કેવલજ્ઞાન તથા કેવલદર્શનની શક્તિ પ્રગટ થાય, પછી જોવા–જાણવામા ઇન્દ્રિયોની મદદની તેમને અપેક્ષા નથી હોતી, શક્તિહીન માનવીને ચાલવામા લાકડીનો ટેકો જોઈએ, પણ શક્તિસપન્ન જુવાન મનુષ્યને ચાલવામા કે ઊભા થવામા ટેકાની જરૂર ન પડે, જ્ઞાનાદિ આત્મિક ગુણોની અપેક્ષાએ આપણે બધાય શક્તિહીન બની ગયા છીએ એટલે જ પૌદ્ગલિક ઇન્દ્રિયોની સહાય તે તે વિષયોના ભાવો જાણવા–જોવામા લેવી પડે છે. આત્મા રત્નત્રયીની આરાધના કરવાદ્વારા શક્તિસંપન્ન બની જાય પછી એને ઇન્દ્રિયોની મદદથી જોવાપણુ–જાણવાપણુ રહેતું નથી. ભાવાર્થ એ છે કે–કેવલી ભગવતને ચક્ષુથી જોવાનું હોત તો તો અમૂર્ત્ત એવો આત્મા કેમ જોઈ શકાય ? એ પ્રશ્ન વ્યાજબી ગણાય, પરતુ આત્માથી જ જેને વિશ્વના સર્વ ભાવો પ્રતિક્ષણે જોવાના અને જાણવાના છે તેવા સર્વજ્ઞ ભગવતોને આત્મા, આકાશ વગેરે અમૂર્ત્ત દ્રવ્યો તે રૂપે જોવા–જાણવામા કશી અગવડ આવતી નથી.

આપણે તો એ વાત વિચારીએ છીએ કે સૂક્ષ્મ અને બાદર કોને કહેવાય ? કીડીથી કુથવો નાનો એટલે સૂક્ષ્મ, એવો સૂક્ષ્મનો અર્થ જૈનદર્શનની પરિભાષામા કરવાનો નથી. જૈનદર્શનમા તો તેને જ સૂક્ષ્મ કહેવામા આવે છે કે જે જીવોનાં ઔદારિક શરીર એક

અથવા બે પાચ દશ યાવત્ અસંખ્ય ભેગા થવા છતા ચર્મચક્ષુથી ન દેખી શકાય તે જીવો સૂક્ષ્મનામકર્મના ઉદયવાળા અને **સૂક્ષ્મ** કહેવાય, અને જે જીવોનાં એક અથવા અનેક ઔદારિક શરીરો ભેગાં થયા પછી પણ ચર્મચક્ષુથી જોઈ શકાય તેવા જીવો બાદરનામકર્મના ઉદયવાળા હોવાથી **બાદર** કહેવાય. તમારા ઉપયોગમાં આવતી સચિત્ત માટી, પાણી વગેરે જીવોનુ શરીર ઘણું જ નાનુ અર્થાત્ અંગુલના અસખ્ય ભાગનુ છે. એવું એક શરીર હોય તો આપણી આખથી દેખી ન શકાય, પરતુ એવા અસખ્ય જીવોના અસંખ્ય શરીરો ભેગા થવા પછી પણ દેખાય માટે તે જીવો બાદર ગણાય. સૂક્ષ્મ જીવોનું શરીર પણ અંગુલના અસખ્ય ભાગ જેવડુ છે તેવુ એક શરીર તો ન દેખી શકાય પરંતુ અસંખ્ય કે અનત જીવોના અસખ્ય શરીરો ભેગા થવા છતાં એમાં કેટલુ બધુ સૂક્ષ્મપણું છે કે ચર્મચક્ષુથી ન જ દેખી શકાય. ચૌદ રાજલોકમા એવા સૂક્ષ્મ પૃથ્વીકાય, અપૂકાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાય (સૂક્ષ્મનિગોદ)ના જીવો સર્વત્ર રહેલા છે, છતા આપણે ચર્મચક્ષુથી તે જીવોને અને તેના શરીરોને જોઈ શકતા નથી. આવુ સૂક્ષ્મપણુ પ્રાપ્ત થવું એ પાપોદય છે. જ્યારે બાદરપણુ પ્રાપ્ત થવુ એ તેટલા પ્રમાણમા પુન્યોદય છે. પુન્યકર્મ અને પાપકર્મના વિભાગોમા સૂક્ષ્મનામકર્મને પાપપ્રકૃતિમા અને બાદરનામકર્મને પુન્યપ્રકૃતિમા ગણવામા આવ્યુ છે

## એક વાર પણ જે આત્માએ પૃથ્વીકાયાદિનો ભવ કરેલ છે તે વ્યવહારરાશિવાલો જ ગણાય છે.

એ પાચેય સૂક્ષ્મ સ્થાવરોમા સૂક્ષ્મનિગોદ (સૂક્ષ્મસાધારણ વનસ્પતિકાય) નું સ્થાન ખૂબ જ પાપોદયવાળુ હોય છે. અવ્યક્ત ચૈતન્યની ત્યા છેલ્લામા છેલ્લી હદ છે. એ સૂક્ષ્મનિગોદના જીવોથી બીજા કોઈ પણ જીવ વધુ અવ્યક્ત ભાવવાળા કે વધુ પાપોદયવાળા નથી. એક શ્વાસોશ્વાસ જેટલા કાળમા તો એ સૂક્ષ્મ નિગોદ જીવોના સત્તરથી અધિકવાર જન્મ મરણ થાય છે, આપણે બધાય એકવાર તો એ સૂક્ષ્મ નિગોદમા જ હતા, અને તે પણ થોડો સમય નહિ પરતુ અનતા પુદ્ગલપરાવર્તન એ સૂક્ષ્મ નિગોદમા આપણે સહુ કોઈએ પસાર કરેલ છે. સસારમા આત્માનુ અનાદિ સ્થાન જો કોઈપણ હોય તો આ સૂક્ષ્મ નિગોદનું જ છે. આ *સૂક્ષ્મ નિગોદના સ્થાનમાથી આજ સુધી જેઓ એક વાર પણ બહાર નીકળ્યા નથી એટલે કે સૂક્ષ્મ નિગોદના ભવ સિવાય બીજો કોઇ પણ ભવ આજ સુધીમાં જેણે કર્યો નથી એવા જે કોઈ અનત જીવો છે તે બધાય **અવ્યવહારરાશિવાલા** કહેવાય છે જેમકે એક માણસનો આ વડોદરા શહેરમાં જન્મ થયો છે. જન્મ થયા બાદ પચાસ, સાઠ, કે સીત્તેર વરસની તેની ઉમર થઈ છે પરંતુ તે દરમ્યાન વડોદરાની હદ બહાર જેણે

* સૂક્ષ્મ નિગોદના ભવ સિવાય બીજો કોઇપણ ભવ જેણે ન કર્યો હોય તેને જેમ અવ્યવહારરાશિવાલા કહેવાય છે તે પ્રમાણે સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ પાંચેય સ્થાન સિવાય એટલે કે સૂક્ષ્મ એકેન્દ્રિયના ભવ સિવાય કોઇ પણ બાદર એકેન્દ્રિયનો ભવ આજ સુધી જેણે નથી કર્યો તે જીવોને પણ મતાંતરથી અવ્યવહારરાશિવાળા કહ્યા છે.

કોઈ વાર પગ મૂકયો નથી, વડોદરાની હદમાં જ જુદી જુદી જગ્યાએ વસ્યો છે. તે જ પ્રમાણે જે જીવોએ અનંત ભૂતકાલમાં થયેલા અનંત ભવોમાં સૂક્ષ્મ નિગોદ સિવાય બીજો કોઈપણ પૃથ્વીકાય, અપૂકાય વગેરે ભવ કર્યો નથી તેવા જીવો અવ્યવહારરાશિવાલા કહેવાય છે. અને જે જીવોએ સૂક્ષ્મનિગોદમાથી નીકળી પૃથ્વીકાય આદિ કોઈ પણ બીજો ભવ એક વાર પણ કરેલ છે તે જીવો **વ્યવહારરાશિવાલા** કહેવાય છે. અહિ એક બાબત ખાસ ધ્યાનમા રાખવાની છે કે વર્ત્તમાનમા જેટલા સૂક્ષ્મ નિગોદના જીવો હોય તે બધાય અવ્યવહારરાશિવાળા જ હોય એમ સમજવાનું નથી. પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયનો અથવા બેઇન્દ્રિય–તેઇન્દ્રિય–ચઉરિન્દ્રિય કે પંચેન્દ્રિયનો ભવ પ્રાપ્ત થયા બાદ આત્મા તેવા તીવ્ર કર્મો બાંધીને દર્શનમોહના કારણે પુનઃ સૂક્ષ્મ નિગોદમા ચાલ્યો જાય તો પણ તે જીવ વ્યવહારરાશિવાળો જ ગણાય છે. ભાવાર્થ એ છે કે સૂક્ષ્મ નિગોદના ભવો સિવાય એક પણ બીજો ભવ જે આત્માએ કરેલ હોય છે, ભલે પછી વર્ત્તમાનમા પુન તે સૂક્ષ્મ નિગોદમા હોય કે બીજે હોય તો પણ તે વ્યવહારરાશિવાળો જ ગણાય છે

## ભાષાપર્યાપ્તિ એ કારણ છે અને વચનયોગ કાર્ય છે.

વ્યવહારરાશિ તથા અવ્યવહારરાશિ અંગે વચ્ચે પ્રશ્ન થતા આટલી વાત પ્રાસંગિક કહેવામા આવી છે. આપણો અધિકાર તો સર્વજ્ઞ ભગવંતની વાણીને કરવામાં આવેલ નમસ્કારનો અને તે વાત વિશેષ સમજી શકાય તે માટે વચનયોગનો ચાલે છે એકેન્દ્રિયના ભવમા વચનયોગની પ્રાપ્તિ નથી હોતી. બેઇન્દ્રિયના ભવથી વચનયોગનો પ્રારંભ થાય છે. બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય દરેક જીવોમા વચનયોગ હોઈ શકે છે. ફક્ત એ બેઇન્દ્રિય વગેરે જીવોમા પણ જે લબ્ધિઅપર્યાપ્તા હોય અને પોતાને લાયક પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા સિવાય આયુષ્ય પૂર્ણ કરીને પરભવમા જવાવાળા હોય તેવા જીવોને ભાષાપર્યાપ્તિના અભાવે વચનયોગનો સંભવ નથી ભાષા–વચનવર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરવામા, ભાષાપણે પરિણમાવવામા અને આલંબન લઈ વચનરૂપે વિસર્જન કરવામાં કારણભૂત જે શક્તિવિશેષ તેનુ નામ **ભાષાપર્યાપ્તિ** છે, અને એ શકિતદ્વારા બોલવાની જે ક્રિયા થાય છે તે **વચનયોગ** કહેવાય છે ભાષાપર્યાપ્તિ એ કારણ છે અને વચનયોગ એ કાર્ય છે. બેઇન્દ્રિય, તેઇન્દ્રિય વગેરે જીવોમા એ ભાષાપર્યાપ્તિ તેમજ વચનયોગની યોગ્યતા છે બેઇન્દ્રિયથી અસંજ્ઞિ પંચેન્દ્રિય સુધીના જીવોમા અસ્પષ્ટ–અવ્યક્ત ભાષા હોય છે. અહિ અવ્યકતપણુ વર્ણાક્ષરોની અપેક્ષાએ સમજવાનુ છે. આપણે મનુષ્યો જે પ્રમાણે ઘટ–પટ વગેરે શબ્દો વર્ણાક્ષરોની અપેક્ષાએ સ્પષ્ટ ઉચ્ચારી શકીએ છીએ તેવુ ઉચ્ચારણ બેઇન્દ્રિયાદિ જીવોમાં જોવામા નથી આવતુ. સંજ્ઞિ પંચેન્દ્રિય જીવોમા પણ પશુ–પક્ષી વગેરે તિર્યંચોની ભાષા મનુષ્યના જેવી વર્ણાક્ષરવાળી સ્પષ્ટ નથી હોતી. સ્પષ્ટ ભાષાનો અધિકાર મુખ્યત્વે મનુષ્ય અને દેવોમા હોય છે. આ વચનયોગમા અર્થાત્ ભાષાનુ ઉચ્ચારણ કરવામા જેટલો સંયમ હોય તેમજ સ્વ–પરહિત કરવાનુ લક્ષ્ય હોય એટલુ શુભપણુ ગણાય છે અને બોલવાની શક્તિ મળ્યા બાદ ગમે ત્યારે ગમે તેવુ બોલવુ, પોતાનું તેમજ પરનુ અહિત થાય તેવા વચનો ઉચ્ચારવા, ભાષા ઉપર કાબૂ ન રાખવો તે અશુભ વચનયોગ કહેવાય છે.

## સૂક્ષ્મનિગોદને ઓછામાં ઓછું લબ્ધિવીર્ય અને સંજ્ઞિ-મનુષ્યને વધુમા વધુ લબ્ધિવીર્ય હોય છે.

સંસારમા ચોરાશી લાખ જીવાયોનીની પૈકી ગમે તે જીવાયોનિમા આત્મા ઉત્પન્ન થયો હોય છતા તે તે પ્રત્યેક જીવાયોનિમા ઓછા વધુ પ્રમાણમા 'વીર્ય' અવશ્ય હોય છે. 'વીર્ય' એટલે વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ કે ક્ષયથી ઉત્પન્ન થયેલ શક્તિ. આત્માને જ્ઞાનાવરણ, દર્શનાવરણનો ગમે તેવો પ્રબલ ઉદય હોવા છતા જ્ઞાનનો અમુક (અનંતમો) અંશ જેમ પ્રત્યેક જીવને ઉઘાડો હોય છે તે જ પ્રમાણે વીર્યાંતરાય કર્મનો ગમે તેવો પ્રબલ ઉદય હોવા છતાં વીર્યનો અનતમો અંશ પ્રાણિમાત્રને ઉઘાડો હોય છે અને એ વીર્યનો જે ઉઘાડ તેને **લબ્ધિવીર્ય** કહેવાય છે. લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જીવને સર્વથી ઓછામા ઓછુ લબ્ધિવીર્ય છે અને સંજ્ઞિપચેન્દ્રિય, તેમા પણ મનુષ્યને સર્વથી વધુમા વધુ લબ્ધિવીર્ય હોઈ શકે છે આત્માને એ વીર્યાંતરાય કર્મનો જેવો ક્ષયોપશમ તે પ્રમાણે વીર્યનો ઉઘાડ-લબ્ધિવીર્ય હોય છે. મનુષ્યના ભવમા આત્મા રત્નત્રયીની આરાધનાના પ્રભાવે ક્ષપકશ્રેણિ ઉપર આરોહણ કરે તો ચારેય ઘાતીકર્મનો ક્ષય થતા અનંત જ્ઞાન-દર્શન અને ચારિત્રની માફક અનંત લબ્ધિવીર્ય પણ પ્રાપ્ત થઈ શકે છે. તાત્પર્ય એ છે કે-સંસારમા પરિભ્રમણ કરતા કરતા કર્મયોગે ગમે તે ગતિમા આત્મા ઉત્પન્ન થાય તો પણ અલ્પાધિકતયા તે આત્માને અવશ્ય લબ્ધિવીર્ય હોય છે.

## મનોયોગ, વચનયોગ અને કાયયોગ તેમજ તેનું શુભાશુભપણું

એ લબ્ધિવીર્યના ઉપયોગવીર્ય, સકરણ વીર્ય, અભિસંધિજ વીર્ય, અનભિસંધિજ વીર્ય વગેરે અનેક પ્રકારો શાસ્ત્રોમા બતાવ્યા છે, જેનુ વિશેષ વિવેચન કોઈ વાર પ્રસંગોપાત્ત કરવામા આવશે. આપણે તો ટીકાકાર મહર્ષિએ સર્વજ્ઞ ભગવંતની જે વાણીને નમસ્કાર કર્યો તે વિષયને સમજવા માટે વચનયોગનુ વિવેચન જરા શરૂ કરેલ છે, પરંતુ એક વાતના સ્વરૂપને સમજાવવા માટે આજુબાજુના તેના સંબંધવાળા વિષયો જ્યા સુધી ન સમજાવાય ત્યા સુધી તે વાત બરાબર સમજી શકાતી નથી. મનન કરવુ, ચિંતન કરવુ એ આત્માનો શુદ્ધ સ્વભાવ નથી, બોલવુ તેમજ કાયાવડે નાની મોટી ક્રિયા થવી તે પણ આત્માનો સ્વભાવપરિણામ નથી. આત્મા પોતાના શુદ્ધ સ્વભાવની અપેક્ષાએ મનોયોગ, વચનયોગ અને કાયયોગ ત્રણેય યોગથી રહિત છે અર્થાત્ અયોગી છે, અને એવી અયોગી અવસ્થા જ્યારે પ્રાપ્ત થાય ત્યારે જ સર્વાંશે મોક્ષની પ્રાપ્તિ થાય છે. આમ છતા વર્તમાનમાં મનોયોગ, વચનયોગ અને કાયયોગ એ ત્રણેય અથવા ત્રણમાંથી ઓછા વધુ યોગ દરેક જીવોને અવશ્ય હોય છે તેનુ શુ કારણ? તે વાત કાંઈક સમજી શકાય તે માટે જ લબ્ધિવીર્યની વાત સમજાવાય છે. આત્મા પોતાના શુદ્ધ સ્વભાવે તો અનંત વીર્યની લબ્ધિવાળો છે, આત્માના પ્રત્યેક પ્રદેશમા જેમ અનંત જ્ઞાન રહેલું છે તે પ્રમાણે આત્માના પ્રતિપ્રદેશમા અનંતવીર્ય-લબ્ધિ પણ રહેલી છે, પરંતુ અનાદિથી જ્ઞાનાવરણ કર્મના યોગે એ અનંતજ્ઞાન જેમ દબાઈ ગયુ છે, તે જ પ્રમાણે વીર્યાંતરાય કર્મવડે અનંતવીર્યલબ્ધિ દબાઈ ગયેલી છે તો પણ હમણા સમજાવ્યું તેમ દરેક આત્માને જ્ઞાનનો અનંતમો અંશ જેમ ઉઘાડો છે તેમ વીર્યનો

પણ અનંતમો અંશ ઉઘાડો છે. વીર્યાંતરાયનો વધુ જોરદાર ઉદય હોય અને અલ્પ ક્ષયોપશમ હોય તો એ અનંતમો અંશ અલ્પ હોય અને વીર્યાંતરાય કર્મનો વધુ ક્ષયોપશમ હોય અર્થાત્ પ્રબલ ઉદય ન હોય તો એ અનંતમો વીર્યનો અંશ વધુ પ્રમાણમા ઉઘાડો હોય, તેમજ એ વીર્યાંતરાયનું આવરણ સર્વથા ક્ષીણ થઈ જાય એટલે આત્મામાં દબાઈને રહેલ અનંતવીર્ય પ્રગટ થાય, જે આત્માને જેટલુ લબ્ધિવીર્ય હોય અર્થાત્ વીર્યનો ઉઘાડ જેટલા પ્રમાણમા હોય તેટલા પ્રમાણમા જ તે આત્મા વધુમા વધુ પોતાની શક્તિનો ઉપયોગ કરી શકે છે લાખ રૂપીઆની મૂડીવાળો લાખથી વધુ જેમ ન વાપરી શકે, તેમ જે આત્માને જેટલું લબ્ધિવીર્ય તે પ્રમાણે તે તે કાર્યમા તેનો વ્યાપાર થઈ શકે, પરંતુ વધુ વ્યાપાર ન થઈ શકે, આ લબ્ધિવીર્યનો આત્માના જ્ઞાન તથા દર્શનગુણ સાથે વ્યાપારરૂપે સંબંધ થવો તેનુ નામ **ઉપયોગવીર્ય** કહેવાય છે. મનોવર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરીને મનપણે પરિણમાવી, અવલંબન લઈ ચિંતન મનનના કાર્યમા લબ્ધિવીર્યનો જે ઉપયોગ થાય તે **મનોયોગ** કહેવાય છે, ભાષાવર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરી ભાષાપણે પરિણમાવી અવલંબન લઈને વાણી–વચન બોલવામા એ લબ્ધિવીર્યનો જે ઉપયોગ કરવો તેનુ નામ **વચનયોગ** કહેવાય છે. ઔદારિકાદિ શરીર વડે કોઈ ત્રણ પ્રકારની ક્રિયામા એ વીર્યનો જે ઉપયોગ થાય તેનું નામ **કાયયોગ** કહેવાય છે, આ ત્રણેય પ્રકારનો યોગ તેનુ નામ કરણવીર્ય છે. શકિત અથવા લબ્ધિવીર્ય તો એકનુ એક જ છે જે આત્માને જેટલા પર્યાપ્તિ વગેરે સાધનોની અનુકૂળતા અને જેવી જેવી તે તે કાર્યની જરૂરીયાત તે પ્રમાણે મન, વાણી, કાયાદ્વારા પોતાના લબ્ધિવીર્યનો ઉપયોગ કરે છે એ ઉપયોગ બે પ્રકારનો થાય છે, એક શુભ અને બીજો અશુભ. જે મન, વાણી અને કાયાનો વ્યાપાર આત્માના વિકાસનું–આત્મહિતનુ લક્ષ્ય રાખીને કરવામા આવે તે વ્યાપાર શુભ ગણાય છે આત્માના હિત માટેનું ચિંતન, મનન કે કોઈ પણ વિચાર એ શુભ મનોયોગ છે. આત્મહિતના ઉપયોગપૂર્વક કોઈ પણ વચનયોગ એ શુભ વચનયોગ છે અને આત્મકલ્યાણના ધ્યેયથી થતી કોઈ પણ નાની મોટી કાયિક પ્રવૃત્તિ એ શુભકાયયોગ છે. મનોગુપ્તિ એ શુદ્ધ અથવા શુભમનોયોગ છે, ભાષાસમિતિ એ શુભવચનયોગ છે, અને ઈર્યાસમિતિ વગેરે બાકીની ચારેય સમિતિ એ શુભકાયયોગ છે, સાધુ અથવા પૌષધિક શ્રાવક જેમ બને તેમ મન–વાણી–કાયાનો સંયમ રાખે. સાધુને તેમજ પૌષધિક શ્રાવકને સાવદ્યપ્રવૃત્તિના તો પચ્ચક્ખાણ જ હોય છે. પરંતુ દેવદર્શન–વ્યાખ્યાનશ્રવણ–ગુરુવંદન–પ્રતિક્રમણ–પડિલેહણ–લઘુનીતિ–વડીનીતિ વગેરે જે ક્રિયાઓ અવશ્ય કરવી પડે છે તે ક્રિયામા પાચેય સમિતિનો ઉપયોગ રખાય અને તે તે પ્રવૃત્તિઓ થાય તો તે બધી પ્રવૃત્તિ શુભપ્રવૃત્તિ ગણાય છે. બજારમા શાક લેવા જાઓ કે ઘરના બીજાં કામે જાઓ તે શુભયોગ નથી, શાક લેવા જવામા તમે રસ્તા ઉપર જીવજંતુની રક્ષાનો ઉપયોગ રાખીને ચાલો તો ઉપયોગ વિના ચાલનારની અપેક્ષાએ તેને આશ્રવ ઓછો લાગે છે પરંતુ છે તો અશુભયોગ જ. તમારા શેઠને તેમજ રાજા–મહારાજા વગેરેને તમો સલામ કરો તે પણ શુભયોગ નથી. વડિલોનો વિનય ન સાચવવો એમ કહેવાનો આશય જરા પણ નથી, પરંતુ શેઠને કરવામા આવતી સલામમા સાંસારિક સ્વાર્થ છે, માટે અશુભયોગ છે અને દેવ–ગુરુને કરવામા આવતા નમસ્કારમા આત્મકલ્યાણનો ઉદ્દેશ છે માટે શુભયોગ છે.

## વચનયોગ વંદનીય ક્યારે બની શકે ?

શ્રી અભયદેવસૂરિ મહારાજ ભગવતી સૂત્રની ટીકાના પ્રારંભમાં સર્વ જિનેશ્વરભગવંતોને, શાસનપતિ શ્રી વર્ધમાનસ્વામીને, પંચમગણધર શ્રી સુધર્માસ્વામીને અને શ્રુતસ્થવિર મહાત્માઓને નમસ્કાર કર્યા બાદ પાચમા નમસ્કારમાં સર્વજ્ઞભગવંતની વાણીને નમસ્કાર કરે છે તેનું શું કારણ? એ વાણીમા એવી કઈ વિશેષતા હતી કે ટીકાકાર આચાર્યભગવંતે એ વાણીને નમસ્કાર કર્યો ? વાણી તો આપણે બધાય ઉચ્ચારીએ છીએ. આપણી વાણીને કેમ કોઈ પગે લાગતુ નથી? પગે લાગવાનું તો બાજુમાં રહ્યું, પરંતુ આડોઅવળો એકાદ અક્ષર મુખમાથી નીકળી ગયો, બોલતી વખતે ભાન ન રાખ્યું કે શું બોલું છું તો કોઈ કોઈવાર તે જ અવસરે અથવા કોઈવાર કાલાંતરે તેનાં કડવા ફળ ભોગવવાં પડે છે. આ બધી બાબત ખૂબ ધ્યાન દઈને વિચાર કરવાની જરૂર છે. સર્વજ્ઞ ભગવંતની વાણી એમ ને એમ વંદનીય નથી બનતી, પરતુ એ સર્વજ્ઞ ભગવતે અનેક ભવોમાં ભાષાસમિતિ અને વચનગુપ્તિનુ આરાધન કર્યું છે તો જ એ વાણી વદનીય બની છે. વિચાર–વાણી અને વર્ત્તન એ ત્રણેય જગતને વદનીય તેમજ પૂજનીય બની જાય, પરંતુ ક્યારે કે વિચાર, વાણી અને વર્ત્તનમાં સ્વ–પરના હિતનુ લક્ષ્ય ક્ષણે ક્ષણે જીવંત હોય, અષ્ટ પ્રવચનમાતાનું પાલન એકધારું બરાબર વર્ત્તતું હોય તે આત્મા સર્વજ્ઞ બને અને એ સર્વજ્ઞ ભગવતના મુખમાથી જે કોઇ મગલમય વાણી પ્રગટ થાય, તે વાણીમાં વિશ્વવાત્સલ્ય ભર્યું હોય, તે વાણીનું શ્રવણ અમૃતપાન કરતા વધારે પ્રિય લાગે, તે વાણીમા વિશ્વની વ્યવસ્થાનુ સુદર નિરૂપણ હોય, તે વાણીના પુદ્ગલોમા એકાન્ત શુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રહેલા હોય, એ કલ્યાણકારી વાણી વિશ્વવંદનીય બને, એમાં શુ આશ્ચર્ય ! એ વાણીના વર્ણન પ્રસગે શ્રી પાર્શ્વપ્રભુની સ્તુતિમા શ્રી વીરવિજયજી મહારાજે કહ્યુ છે કે

**જિન મુખ દીઠી વાણી મીઠી સુરતરૂ વેલડી;**
**દ્રાક્ષ વિહાસે ગઈ વનવાસે પીલે રસ શેલડી,**
**સાકર સેતી તરણા લેતી મુખે પશુ ચાવતી.**
**અમૃત મીઠું સ્વર્ગે દીઠું સુરવધુ ગાવતી.**

એ કવિવર્ય કહે છે કે–જિનેશ્વર ભગવતના મુખકમલમાથી નીકળતી એ યોજનગામિની વાણીની મીઠાશ સાક્ષાત્ કલ્પવેલડીના જેવી છે જગતમા કલ્પવેલડીથી બીજી કોઇ ઉપમા આપી શકાય તેવી અધિક વસ્તુ નથી. એટલે કલ્પવેલડીની ઉપમા આપેલ છે. પ્રભુની વાણી તો એ કલ્પવેલડી કરતા પણ અનતગુણી અધિક મીઠી છે દ્રાક્ષને અભિમાન હતું કે મારા જેવી મીઠાશ બીજા કોઇનામા નથી, પરતુ પ્રભુ વાણીની મીઠાશ પાસે તે દ્રાક્ષ હારી ગઈ અને લજ્જાથી જગલમા પહોચી ગઈ–વનવાસ સ્વીકારી લીધો. શેલડીને પોતાના રસની મીઠાશનો ગર્વ હતો તે ગર્વ પણ પ્રભુવાણીની મીઠાશ પાસે ગળી ગયો અને સંચામા પીલાવા લાગી સાકરને પોતાની મીઠાશ માટે અહંકાર હતો તે પણ પ્રભુની વાણીની મીઠાશ પાસે ઓગળી ગયો અને પશુ જેનું ભક્ષણ કરે છે તેવુ તરણું લઈને જાણે કહેવા લાગી કે–હું તો તમારી ગરીબડી ગાય છુ, મને બચાવો અને અમૃત તો

બિચારૂ પ્રભુની વાણીના સ્વાદ પાસે પરાજય પામવાથી હવે અહિં મનુષ્યલોકમાં કેમ રહેવાય ? એ ભયથી સ્વર્ગમા પહોચી ગયું. દેવાંગનાઓ આ પ્રમાણે પ્રભુ વાણીના ગુણગાન કરે છે. પ્રભુની વાણીની મીઠાશ કેવી હોય છે ? તેના ઉપર ટૂંકું વૃધ્ધ સ્ત્રીનું દષ્ટાંત છે.

## ભગવંતની વાણીમાં કેવી અનુપમ મધુરતા હોય છે ? તે ઉપર એક વૃદ્ધ સ્ત્રીનું દષ્ટાંત

કોઈ શ્રીમંતને ત્યા ખૂબ જ વૃદ્ધાવસ્થાએ પહોચેલ એક વૃદ્ધ સ્ત્રી જીવનનિર્વાહ માટે નોકર તરીકે રહેલ છે. એક તો વૃદ્ધ અવસ્થા, બીજુ પૌષ્ટિક આહારની ખામી, વગેરે કારણે શરીરમા ખાસ શક્તિ નથી છતા ગજા ઉપરાત શેઠના ઘરનુ કામકાજ કરે છે, અને કામકાજ ન કરે તો નોકરીમાથી રજા મળી જવાની બીક છે. શેઠ–શેઠાણી ઉપરથી જેટલા ઊજળા દેખાય છે તેટલી અતરની ઊજળામણ નથી. વૃદ્ધ નોકર બાઈ પાસે ગજા ઉપરાંત કામ કરાવવામા દિલમા દયાનો અશ પ્રગટ થતો નથી. એ તો એમ જ સમજે છે કે–'પગાર ખાય છે માટે તેણીએ ગમે તેટલું કામ હોય તે બધું કરવુ જોઈએ ' સ્વાર્થમા પરાધીન થયેલો આત્મા માનવતાને ઉચિત વિવેકથી પણ ભ્રષ્ટ બની જાય છે ! વૃદ્ધ સ્ત્રીના જેવી મારી દશા હોય તો મને કેટલી અસહ્ય વેદના થાય ? એ વિચાર પણ તેના અતરમા પ્રગટ થઈ શકતો નથી. એક અવસરે બળતણ માટે લાકડાની જરૂર હોવાથી શેઠ–શેઠાણી બને જણાએ એ વૃધ્ધ સ્ત્રીને જગલમા જઈ લાકડાનો ભારો બાંધી લાવવાની ફરજ પાડી માલિકના હુકમને આધીન બનેલી વૃદ્ધ સ્ત્રી સવારે સૂર્યોદય થતા ખાધા–પિધા સિવાય જગલમા ચાલતી થઈ. ત્રણ ચાર કલાક સુધી જગલમા મહેનત કરીને લાકડાનો ભારો બાધીને તૈયાર કર્યો. ભારો માથે ઊંચકી લગભગ બાર વાગ્યા પછી એ વૃધ્ધ સ્ત્રી માલિકના ઘેર આવી પહોચી. શેઠ–શેઠાણી પાસે ભારો મૂકતા બન્ને જણા આ વૃધ્ધ સ્ત્રી ઉપર તાડુકી ઊઠયા. “ છ છ કલાકથી જગલમા ભટકીને તે કર્યું શુ ? આટલા થોડાં જ લાકડા કેમ લાવી ? અહી મફતનો પગાર નહિ મળે ! ખાવાનુ હરામનુ નથી આવતું ! ફરીથી જંગલમા જા અને બીજાં લાકડા લઈ આવ.” આમ ઘરના બન્ને માલિક વૃધ્ધ સ્ત્રી ઉપર પોતાની સત્તા ચલાવવા માડયા. ઉનાળાનો ટાઈમ, પાચ–છ કલાકની એકધારી મહેનત, પરસેવાથી રેબઝેબ થયેલું વૃધ્ધાનું શરીર, અને તે નોકરબાઈને કકડીને લાગેલી ભૂખ વગેરે બાબતો ઉપર શેઠ–શેઠાણી બન્નેમાથી એકેયને ન આવ્યો વિચાર કે ન આવી દયા. પેટ માટે પરાધીન બનેલી વૃધ્ધા સ્ત્રીને ભૂખ્યા–તરસ્યા પેટે પુન જગલમા ચાલતુ થવુ પડયુ.

## પ્રાચીનકાળમાં શેઠ અને નોકરનો પરસ્પર મીઠો સંબંધ

આપણા આર્યદેશમા શેઠ અને નોકર વચ્ચે કેવો સુદર સ્નેહભર્યો સંબધ હોવો જોઇએ તે અગે ઘણા દષ્ટાતો મળી આવે છે. ઉત્તમ ધર્મગ્રન્થોમા પણ એ વિષય પરત્વે બહુ યોગ્ય શબ્દો વાપરવામા આવ્યા છે ખુદ આપણા **કલ્પસૂત્રમાં** પણ નોકરવર્ગ માટે 'कौटुम्बिक શબ્દનો પ્રયોગ કરવામા આવેલો છે. સિધ્ધાર્થ [illegible]રે જરૂર પડે છે અને નોકરને–સેવકને બોલાવે છે ત્યા 'कोडुंबियपुरिसे सद्दावेइ' [illegible] કલ્પસૂત્રમા વપરાયું છે. તેનો

ભાવાર્થ એ છે કે–ઘરના માલિકને સ્ત્રી–પુત્ર, ભાઈ–ભત્રીજા વગેરે કુટુંબના માણસો માટે જેટલી મમતા હોય તેટલી જ મમતા નોકરી કરનાર સેવકવર્ગ ઉપર પણ હોવી જોઈએ. તુગીયા નગરીના શ્રાવકોનુ ભગવતીજીમા વર્ણન આવે છે ત્યા પણ આવા ભાવાર્થવાળા પદોનો જ ઉપયોગ કરવામા આવ્યો છે. આજથી પચીશ કે પચાસ વર્ષો અગાઉ આપણા દેશમા આ પ્રણાલિકા સારી રીતે ટકેલી જોવામાં આવતી હતી. શેઠ પોતાના નોકરને પુત્ર-વત્ માનતા હતા અને નોકરવર્ગ શેઠને પોતાના પાલક પિતા તરીકે સમજતો હતો. નોકરીયાત વર્ગનો પગાર ભલે બાર મહિને સો રૂપિયા હતો, છતા નોકરીયાત વર્ગના ઘેર સારા માઠા કોઈપણ ખર્ચના પ્રસંગો આવતા તેની ચિંતા નોકરીયાત વર્ગને ન હતી. શ્રીમતવર્ગનો એ સર્વ પ્રસગોમા સંપૂર્ણ સહકાર મળતો અને નોકરીયાત વર્ગને ખૂબ જ ચિત્તની પ્રસન્નતા સાથે માલિક ઉપર વફાદારી રાખવાની ભાવનામા વદ્ધિ થતી હતી શ્રીમંત વર્ગના હૃદયમા એ વાત બરાબર ઠસેલી હતી કે “ અમારી શ્રીમંતાઇનું કારણ અમારા વફાદાર નોકરવર્ગની એકધારી મહેનતમજૂરી છે. અમો એ વિશ્વાસુ નોકરના આધારે જ આજે મોજ કરીએ છીએ. અમારે તે વર્ગને પુત્રવત્ પાળવો એ અમારું કર્તવ્ય છે.” આ પ્રમાણે શ્રીમંત અને નોકરીયાત બન્ને વર્ગ પોતપોતાની ફરજ અદા કરતો હોવાથી સમાજમાં જરા પણ સંઘર્ષણ ન હતુ. આજે તો બન્ને વર્ગ પોતપોતાની ફરજ અદા કરવામા બેદરકાર બનવાથી મૂડીવાદ, સમાજવાદ, સામ્યવાદ, ગુમાસ્તાધારો વગેરે અનેક બદીઓ પ્રગટ થવાના કમનસીબ પ્રસગો પ્રત્યક્ષ દેખાય છે અને તેથી સમાજની વ્યવસ્થા પણ છિન્નભિન્ન થઈ ગઈ છે. આપણા સમાજના શ્રીમત તેમજ મધ્યમ બંને વર્ગ પોત–પોતાની ફરજ સમજે અને કર્તવ્યપરાયણ થાય તો દેશમા એક અશાતિનો દાવાનલ જરૂર બુઝાઈ જાય.

## વૃદ્ધ સ્ત્રીને જિનવાણીના શ્રવણ પ્રસંગે સર્વ દુઃખનું વિસ્મરણ

વૃધ્ધ બાઈ આજીવિકાની પરાધીનતા અગે ભૂખી અને તરસી અવસ્થામા જંગલમા પુનઃ પહોચી ગઈ, લાકડા ભેગા કર્યા, અગાઉ કરતા શેઠ–શેઠાણીના ભયને લીધે શક્તિથી વધુ વજનવાળો ભારો બાધ્યો, માથે મૂકીને ઘર તરફ ચાલવા માડ્યું, વધુ પ્રમાણમા વજન અને વૃદ્ધાવસ્થાને અગે ડોશીમા કેડમાથી વાકા વળી ગયા, ચાલતા ચાલતા ગામની નજીકમાં આવતા બાજુના ભાગમા સમવસરેલા તીર્થંકર પરમાત્માની યોજનગામિની મગલમય વાણીના અક્ષરો આ વૃદ્ધ સ્ત્રીના કર્ણ ઉપર અથડાયા. જીવનમા આવી અમૃતથી પણ અધિક મધુર-તાથી ભરેલી વાણી શ્રવણ કરવાનો યોગ એ વૃધ્ધ માતાને પ્રથમ જ હતો. એ વાણીશ્રવણના આનદમા એ સ્થવિરા પોતાનુ સર્વ દુખ ભૂલી ગઈ માથે લાકડાના ભારાના વધુ વજનની પીડા અને અર્ધી નમી ગયેલી કમરનુ દુખ એ વાણીશ્રવણના સ્વાદમા વિસરાઈ ગયુ. એની એ નમી ગયેલી કેડે કલાક ઉપરાત સમય ત્યા પસાર થઈ ગયો તેનો તેને ખ્યાલ પણ ન રહ્યો, આજનો દિવસ એ બાઈએ ધન્ય દિવસ માન્યો હૈયામા આનદનો ઉભરો સમાતો ન હતો. એ અમૃતમય વીતરાગ પ્રભુની વાણીના શ્રવણથી સર્વ દુખને ભૂલી ગયેલી અને આનંદમા મસ્ત બનેલી એ વૃદ્ધ બાઇ જ્યા ઘેર આવી એટલે શેઠ–શેઠાણી બને તાડુકી ઊઠ્યા કે આટલુ બધુ મોડું કેમ થયુ ? ક્યા રખડવા ગઇ હતી ? ડોશીમાથી હવે ન રહેવાયુ. વિવેકપૂર્વક

શેઠ–શેઠાણીને તેણીએ કહ્યું કે–માફ કરજો, તમો મારા જીવનદાતા છો. એટલે વધુ તમને શું કહું ? પણ આજે એ વિશ્વવંદ્ય પ્રભુની અમૃતથી પણ મીઠી વાણીનું જે મે શ્રવણ કરેલ છે, તે વાણીના થોડા અક્ષરો પણ જો તમો શ્રવણ કરો અને અંતરમા ઉતારો તો તમારી અજ્ઞાનતા અને અહંતા સર્વ ઓગળી જાય. તમો સંસારના કીડા જેવા બની ગયા છો પણ એ વીતરાગની વાણીનો તમોને યોગ થાય તો તમારા અંતરના બંધ દ્વાર પણ અવશ્ય ઉઘડી જાય. વૃદ્ધ દાસીના વચનો સાભળીને શેઠ પણ વિચારમા પડી ગયા કે એ પરમાત્માની વાણીમા એવી તે શું મીઠાશ હશે ? મારે પણ સ્વાદ લેવો જોઈએ. શેઠ પ્રભુ પાસે પહોચ્યા, મંગલવાણીનું પાન કર્યું, અંતરમા અજવાળા પ્રગટ થયા અને શેઠના જીવનમા પલટો આવ્યો.

## જિનવાણીમાં પૂર્વાપર અવિરોધ–અવિસંવાદ

આ તો પ્રાસંગિક પ્રભુની વાણીમા કેવી મધુરતા છે તે ઉપર સામાન્ય દૃષ્ટાંત આપવામાં આવ્યું છે એ જિનવાણી કર્મરોગનુ નિવારણ કરવા માટે સુંદર રસાયણ છે, વિષયકષાયના વિષનું નિવારણ કરવામા અમૃત સમાન છે અને સંસારના ત્રિવિધ સંતાપનું શમન કરવા માટે અનુપમ ચંદન છે. અર્જુનમાલી અને ચંડકૌશિક જેવા આત્માઓ એ જિનવાણીના પ્રભાવે જ સ્વર્ગ તથા મુક્તિના અધિકારી બનેલ છે તે કારણે જ ટીકાકાર મહર્ષિએ બીજા શ્લોકમા શ્રમણ ભગવાન મહાવીરને, પંચમગણધર સુધર્માસ્વામીને તેમજ સર્વાનુયોગવૃદ્ધસ્થવિર મહર્ષિઓને નમસ્કાર કરેલ હોવા છતા જિનવાણીને નમસ્કાર કર્યો છે. અહિ એ પણ એક વાત સમજવાની છે કે–સર્વજ્ઞ ભગવંતોની જ વાણી વંદનીય હોઇ શકે, કારણ કે તે ભગવંતની વાણીમા વિશ્વના સમગ્ર પદાર્થોનુ યથાર્થ નિરૂપણ હોય છે. એક પણ અક્ષરમાં ફેરફાર નથી હોતો. જે આત્માને રાગ–દ્વેષ અથવા મોહનો ઓછો કે વધુ ઉદય વર્તતો હોય તેમની વાણીમા જાણતા અજાણતા ફેરફાર હોવાનો સંભવ છે, પરંતુ રાગ–દ્વેષ અથવા મોહનો જે આત્માને સર્વથા ક્ષય થયો છે તે આત્માના વચનયોગમા કોઇપણ સ્થળે પૂર્વાપર વિરોધ યા વિસંવાદ સંભવી શકતો નથી. કારણ હોય તો જ કાર્યનો સંભવ હોઈ શકે, પરંતુ કારણનો સર્વથા અભાવ હોય ત્યા કાર્યનો સંભવ ન જ હોઇ શકે. એ ન્યાયથી અસત્યના કારણોનો સર્વથા જે ભગવંતે ક્ષય કર્યો છે, તેમની વાણીમા અસત્યનો અંશ સંભવી ન જ શકે, જે માટે કહ્યુ છે કે

> वीतरागा हि सर्वज्ञा, मिथ्या न ब्रुवते क्वचित् ।
> यस्मात्तस्माद् वचस्तेषां, तथ्यं भूतार्थदर्शनम् ॥२॥

" સર્વજ્ઞ ભગવંતો અવશ્ય વીતરાગ છે અને તેથી તેઓ કદાપિ મિથ્યા ભાષણ કરતા નથી. તેઓનુ વચન સાચુ અને જે જેમ છે તેનુ તે પ્રમાણે સ્વરૂપ જણાવનારુ છે."

સુવિહિત આચાર્યાદિ સાધુ મહારાજની વાણી પણ વંદનીય ત્યારે જ હોઈ શકે છે કે જો તે સર્વજ્ઞ પરમાત્માના વચનને અનુસરનારી હોય તો, આચાર્ય હોય કે ઉપાધ્યાય હોય ગમે તેટલી વિદ્વત્તા તેમજ વાક્પટુતા હોય, પરંતુ જો તે વાણીના એક અક્ષરમા પણ સર્વજ્ઞાનુસારિપણાની ખામી હોય તો તે વાણી વંદનીય બની શકતી નથી. જમાલીનું બધુંય

નિરૂપણ બરાબર હતુ, પરંતુ 'ચલેમાણે ચલિએ'ના સિદ્ધાતનુ પ્રતિપાદન વિરુદ્ધ હોવાથી તેમનું કોઇપણ કથન વંદનીય તો ન બન્યું, બલ્કે શાસનમાથી તેમનો તેમજ તેમના કથનનો બહિષ્કાર થયો. દૂધપાકમાં દૂધ સારુ હોય, ચોખા, સાકર, બદામ, પીસ્તા, ચારોલી વગેરે બધાય દ્રવ્યો સારામા સારા હોય પરંતુ સાથે સાથે ઝેરનો જરા અંશ પણ તેમાં ભેગો મળેલો હોય તો સારામા સારા દ્રવ્યોથી બનાવેલો દૂધપાક પણ જેમ નકામો થાય છે તે જ પ્રમાણે બધુ કથન બરાબર હોય પરંતુ એકાદ સિદ્ધાતનુ અભિનિવેશપૂર્વક વિરુદ્ધ પ્રતિપાદન થાય તો તે બધુ કથન વિષમિશ્રિત દૂધપાક તુલ્ય થઇ જાય છે.

## અસદાગ્રહ હોય ત્યાં મિથ્યાદૃષ્ટિપણું સમજવું

સભામાથી **પ્રશ્ન :** કોઇ આત્માને તાત્ત્વિક ભાવોનુ જાણપણું ન હોય, અને વિરુધ્ધ પ્રતિપાદન અજાણપણામા થઇ જાય તો તેવા આત્માઓ માટે જૈનશાસનમા કઈ વ્યવસ્થા છે?

**સમાધાન :** તાત્ત્વિક ભાવોના અજાણપણા અંગે કોઇ કોઇ વિષયનુ વિપરીત પ્રતિપાદન થઈ જવા પછી જાણકાર કોઇ પણ અન્ય મહાનુભવ તેમને વિપરીત પ્રતિપાદનનુ ભાન કરાવે અને સાચી બાબત સમજાવે તે અવસરે પોતાના કથનનો જરા પણ આગ્રહ ન રાખતા સાચી વાતનો તુર્તજ જો સ્વીકાર થાય અને વિપરીત કથન માટે મિથ્યાદુષ્કૃત આપવામા આવે તો તે આત્માઓનુ જૈનશાસનમા અવશ્ય સ્થાન હોય છે.

પરંતુ વિપરીત કથન થયા બાદ સત્ય વસ્તુ સમજાવવાનો પ્રસંગ આવતા પોતાના વિપરીત કથન માટે સમજવા છતા જો આગ્રહ બધાઈ જાય અને પુન પોતાના વિપરીત કથનનો જ પ્રચાર કર્યા કરે તો તેવા આત્માઓ માટે જૈનશાસનમા કયાય સ્થાન નથી. તીવ્ર ત્યાગ–વૈરાગ્ય અને ઉગ્ર તપસ્યા વગેરે પણ તેના મોક્ષસાધક થતા નથી.

## ધાર્મિક અભ્યાસના અભાવે તત્ત્વાતત્ત્વની પરીક્ષાની ખાત્રી

સભામાથી **પ્રશ્ન :** વાત તો આપ સાહેબ ફરમાવો છો તે બરાબર છે, પરંતુ આજે તો અમુક અમુક શાસ્ત્રીય બાબતોમા આપ બીજી રીતે સમજાવો, વળી બીજા આચાર્ય–મહારાજ વગેરે પધારે ત્યારે એઓશ્રી વળી તે જ વાત યુક્તિ–પ્રયુક્તિથી બીજી રીતે સમજાવે, તેમા અમારે કોનુ સાચુ માનવુ ?

**સમાધાન :** મહાનુભાવ ! પ્રશ્ન તો બહુ સારો કર્યો, પરંતુ એનો ઉત્તર ઘણો જ ટૂંકો છે બજારમા કોઇ વસ્તુની ખરીદી માટે જાઓ છો ત્યારે દરેક દુકાનદારો પોતાના માલની પ્રશંસા જ કરે છે, પણ ખરીદી કરનાર માણસ દુકાનદારોની વાક્ચાતુરીમાં જેમ અંજાઈ જતા નથી, આ માલ સાચો છે? કે નકલી છે? તેની જેમ ખાત્રી કરે છે, તે જ પ્રમાણે આચાર્યાદિ મુનિરાજો જે સમયે એક જ શાસ્ત્રીય બાબત ઉપર ભિન્નભિન્ન વિચારો કે વક્તવ્યો રજૂ કરે તે સમયે કઈ વાત સાચી અને કઈ વાત ખોટી? તેટલી પરીક્ષાશક્તિ તમારી પાસે હોવી જોઈએ. અને તેટલી પરીક્ષાશક્તિ તમારામા ત્યારે જ આવે કે તમારા અંતરમા પ્રભુના શાસન ઉપર અચલ શ્રદ્ધા હોવા સાથે જીવાજીવાદિ તત્ત્વોનો શાસ્ત્રીય

અભ્યાસ હોય, શ્રાવકને ઉચિત આચાર–વિચારોમાં પણ તમારી પ્રવૃત્તિ હોય. પ્રભુના શાસન ઉપર ન હોય શ્રદ્ધા, ન હોય શાસ્ત્રીય અભ્યાસ અને આચારવિચારોનુ પણ ઠેકાણું ન હોય એટલે સાચા–ખોટાના પ્રતિપાદન માટેની પરીક્ષાશક્તિ કયાથી પ્રગટ થાય ? અને એ પરીક્ષા–શક્તિના અભાવે સાચા–ખોટાના પ્રતિપાદનોમા તમોને મૂંઝવણ થયા કરે. છેલ્લા વીશ–પચ્ચીશ વર્ષ પહેલાની તમારા વડોદરાની પરિસ્થિતિનો વિચાર કરો તો તમારે ત્યાં શેઠ ગોકળભાઈ, લાલભાઈ કલ્યાણભાઈ ઝવેરી, વકીલ નંદલાલ લલ્લુભાઈ, વૈદ્યરાજ બાપુભાઈ હીરાભાઇ વગેરે કેવા કેવા શ્રદ્ધાસંપન્ન અને શાસ્ત્રના અભ્યાસી તેમજ બારવ્રતધારી શ્રાવકો હતા? ભાઈ! એવા શ્રદ્ધા-સંપન્ન શ્રાવકો વ્યાખ્યાન સભામાં હાજર હોય ત્યા વ્યાખ્યાન કરનાર સાધુઓને પણ તે તે તત્ત્વોના પ્રતિપાદનમા યત્કિંચિત્ વિરુદ્ધ પ્રતિપાદન ન થઈ જાય તે માટે ખૂબ જ ઉપયોગ રાખવો પડે. જ્યારે આજે શ્રદ્ધાબલ, શાસ્ત્રબલ અને આચારબલની ખામી અંગે તમારી પાસે અમે ગમે તેમ બોલીએ, ગમે તેવુ યુક્તિ–પ્રયુક્તિથી પ્રતિપાદન કરીએ એટલે તમોને સાચા–ખોટાના નિર્ણયમા ખૂબ જ મૂઝવણ થાય, એ મૂઝવણને ટાળવી હોય તો શ્રધ્ધાને મજબૂત કરો, આજથી હંમેશા થોડો થોડો પણ શાસ્ત્રીય અભ્યાસ કરવાની પ્રતિજ્ઞા કરો અને શ્રાવકને ઉચિત આચારોનુ પાલન કરવા તૈયાર થઇ જાઓ. પછી મૂંઝવણ નહિ રહે. તમારા આત્માને કોઈ અવર્ણનીય આનંદ આવશે અને પરંપરાએ મુક્તિસુખની પણ પ્રાપ્તિ થશે.

## ટીકાકાર ભગવંતે કરેલા પાંચ નમસ્કારો અંગે વિશેષતા.

અભીષ્ટ, અભિયુક્ત અને અધિકૃત એમ ત્રણ પ્રકારના દેવતા છે. સર્વ જિનેશ્વરોને તથા શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુને કરવામા આવેલો નમસ્કાર તે અભીષ્ટ દેવતા નમસ્કાર છે. ગણધર શ્રીસુધર્માસ્વામી તથા સર્વાનુયોગવૃદ્ધસ્થવિર મહાપુરુષોને કરવામાં આવેલો નમસ્કાર તે અભિયુક્ત નમસ્કાર છે. અને સર્વજ્ઞ ભગવંતની વાણીને કરવામા આવેલો નમસ્કાર તે જેનો અધિકાર ચાલે છે તે શ્રુતદેવતાને નમસ્કાર હોવાથી અધિકૃત દેવતા નમસ્કાર છે. આમ ત્રણેય પ્રકારના નમસ્કાર ટીકાકાર મહર્ષિએ ટીકાના પ્રારંભમાં કરેલા છે. બીજુ શ્રી ભગવતીસૂત્ર એ અગિયાર અંગો પૈકી પાચમુ અંગ છે. અને એ અંગની ટીકાના પ્રારંભમા સર્વ જિને-શ્વરોને (૧), શ્રમણ ભગવાન્ મહાવીરને (૨), ગણધર સુધર્માસ્વામીને (૩), સર્વાનુયોગસ્થવિર મહાપુરુષોને (૪) અને સર્વજ્ઞ ભગવંતની વાણીને (૫) એમ પાચ પ્રકારના નમસ્કાર કરાય તે પણ ઘણું વાસ્તવિક લાગે છે એ પાચેય નમસ્કારમા દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વનો પણ અંતર્ભાવ થાય છે શરૂઆતના બે નમસ્કારમા દેવતત્ત્વનો સમાવેશ થાય છે, પછીના બે નમસ્કારમા ગુરુતત્ત્વનો સમાવેશ થાય છે, અને સર્વજ્ઞની વાણીને કરેલા નમસ્કારનો ધર્મ તત્ત્વમા સમાવેશ થાય છે, કારણ કે ધર્મતત્ત્વના બે વિભાગ છે, એક શ્રુતધર્મ અને બીજો ચારિત્રધર્મ. એમા દ્રવ્યથી સમ્યક્શ્રુત ભાવશ્રુતની પ્રાપ્તિમા પરમ સાધનભૂત હોવાથી સાધનમા સાધ્યનો ઉપચાર કરીને દ્રવ્યશ્રુતને પણ ધર્મતત્ત્વ માનવામા આવે તો તે બરાબર છે. વળી વર્ત્તમાન શાસનના અધિપતિ પ્રભુ મહાવીરને જ એકલો નમસ્કાર ન કરતાં સર્વ જિનેશ્વરોને પ્રથમ નમસ્કાર કરવામા જે આવેલ છે, તેથી સર્વજ્ઞાદિ ૧૫ વિશેષણોથી સંપન્ન જે કોઈ દેવાધિદેવ હોય તેમને મારો નમસ્કાર છે, એ જણાવીને આત્મકલ્યાણમા પરમ આલંબનભૂત

દેવતત્ત્વ ઉપરનું પોતાનુ અસાધારણ બહુમાન ટીકાકાર ભગવંતે પ્રગટ કર્યું છે. એક પોતાના ગુરુદેવને જ નમસ્કાર ન કરતા સુધર્માસ્વામી ભગવાનથી પોતાના ગુરુ શ્રી જિનેશ્વરસૂરિ મહારાજ સુધી થયેલા સર્વ ગુરુદેવોને કરેલા નમસ્કારથી ટીકાકાર આચાર્યશ્રીને પરમોપકારી શ્રી ગુરુતત્ત્વ ઉપર કેટલુ બહુમાન છે ? તે જણાઈ આવે છે. અને સત્યમાર્ગનું દર્શન કરાવનાર સર્વજ્ઞ ભગવતની વાણી સિવાય બીજુ કોઈજ નથી તેમજ જે જિનવાણીને પ્રભુના શાસનમા તીર્થસ્વરૂપ માનવામા આવેલ છે, એ સર્વજ્ઞ ભગવતની વાણીને નમસ્કાર કરવા દ્વારા ટીકાકાર ભગવતે એ જિનવાણી ઉપરનો પોતાનો અસાધારણ પૂજ્યભાવ પ્રગટ કર્યો છે. નિશ્ચયનયની અપેક્ષાએ પોતાનો વિશુદ્ધ પરિણામ એ જ પોતાને ભવસમુદ્રમાંથી પાર ઉતારનાર છે તો પણ એ વિશુદ્ધ પરિણામની પ્રાપ્તિમા નિમિત્તકારણ તરીકે દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને દ્રવ્યશ્રુત (જિનવાણી) ના આલબન સિવાય બીજુ કોઇ પણ પ્રબલ નિમિત્ત નથી, એ વાત આપણને તેમાથી સમજવાની મળે છે. આપણે પણ જો આપણા આત્માને મુક્તિપુરીમા પહોચાડવો હોય અને તેને લાયક વિશુદ્ધ પરિણામ પ્રગટ કરવા હોય તો તેના અસાધારણ કારણ તરીકે દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને જિનવાણી માટે અતઃકરણમા ખૂબ ખૂબ પૂજ્યભાવ રાખવો જોઈએ. જેટલી બને તેટલી એ ત્રણેય તત્ત્વોની ભક્તિ કરવા તૈયાર રહેવુ જોઇએ. ભાવશ્રુત અને ભાવચારિત્ર એ સાધ્યનુ સાધન જો કોઈપણ હોય તો દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને જિનવાણી ઉપરનો અતરનો અથાગ પૂજ્યભાવ જ છે. એ ત્રણેય તત્વો ઉપરનો પૂજ્યભાવ જેના હૈયામાં સાચી રીતે પ્રગટ થાય છે તેને સમ્યગ્ ભાવશ્રુત અને ભાવચારિત્રની પ્રાપ્તિ અવશ્ય થાય છે. પરિણામે તે આત્મા મુક્તિનો પણ અધિકારી બને છે.

'नत्वा श्रीवर्द्धमानाय' એ શ્લોકમા नत्वा પદ ઉત્તરક્રિયાની અવશ્ય અપેક્ષા રાખતું હોવાથી ટીકાકાર ભગવત ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી વર્દ્ધમાનસ્વામીને યાવત્ સર્વજ્ઞપ્રભુની વાણીને નમસ્કાર કર્યા બાદ "હુ પંચમાગ શ્રી ભગવતી સૂત્રનુ કાઈક વિશેષ પ્રકારે વિવરણ કરીશ" એ પોતાનો ઉદ્દેશ હવેના શ્લોકથી જણાવે છે

एतट्टीकाचूर्णी–जीवाभिगमादिवृत्तिलेशांश्च ।
संयोज्य पञ्चमाङ्गं विवृणोमि विशेषतः किञ्चित् ॥ ३ ॥

"આ ભગવતીસૂત્રની મૂલ ટીકા, ભગવતીસૂત્ર ઉપર રચાયેલ ચૂર્ણી અને જીવાભિગમ વગેરે આગમગ્રથોની ટીકાના અશોને જોડીને પચમાગ શ્રી વ્યાખ્યાનપ્રજ્ઞપ્તિ–ભગવતીસૂત્રનું કાઈક વિશેષ પ્રકારે હુ વિવરણ–વિવેચન કરુ છુ"

## આત્માગમ, અનંતરાગમ અને પરંપરાગમ

ટીકાકાર ભગવત આ ભગવતીસૂત્રની ટીકા કરતાં આ શ્લોક વડે એક બાજુથી પૂર્વાચાર્ય ભગવતોએ રચેલી ટીકા–ચૂર્ણી વગેરેને અનુસરવાપણુ બતાવે છે અને એ દ્વારા બીજી બાજુથી પોતાની લઘુતા જણાવે છે શ્રી જૈન શાસનમા **આત્માગમ, અનંતરાગમ** અને **પરંપરાગમ**નો અધિકાર ખૂબ સુદર રીતે સમજાવાયો છે. અર્થાગમ અને સૂત્રાગમ એ પ્રમાણે પણ દ્વાદશાગી બે વિભાગમાં વ્યવસ્થિત છે. તેમા તીર્થંકર દેવોને અર્થની અપેક્ષાએ

દ્વાદશાંગી આત્માગમ છે અને ગણધર ભગવંતોને અનંતરાગમ છે. તેમજ જંબૂસ્વામી વગેરેને પરંપરાગમ છે. સૂત્રની અપેક્ષાએ ગણધરોને દ્વાદશાગી આત્માગમ, જંબૂસ્વામીને અનંતરાગમ અને પ્રભવસ્વામી, શય્યંભવસૂરિ મહારાજ વગેરેને પરંપરાગમ છે. તીર્થંકર દેવો કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ સમવસરણમા બિરાજમાન થઈને જે ધર્મદેશના આપે છે અને એ ધર્મ-દેશનાદ્વારા વિશ્વના સર્વપદાર્થોની જે યથાર્થ વ્યાખ્યા કરે છે તે વ્યાખ્યામાં બીજી કોઈપણ વ્યક્તિના કથનની પરાધીનતા નથી હોતી, પરંતુ ઘાતીકર્મનો ક્ષય થવાથી વિશ્વના સર્વ ભાવોને સંપૂર્ણપણે જાણીને પદાર્થમાત્રનુ નિરૂપણ થતું હોવાથી અર્થાગમની અપેક્ષાએ તીર્થંકર દેવોને આત્માગમ હોય છે ગણધર ભગવંતને વિશ્વના પદાર્થોનું જ્ઞાન થવામા તીર્થંકર પ્રભુના વચનોનુ અવલંબન હોય છે, માટે અર્થાગમની અપેક્ષાએ ગણધરોને અનંતરાગમ છે અને જંબૂસ્વામી વગેરેને જીવાજીવાદિ તત્ત્વોનુ જાણપણું થવામા સુધર્માસ્વામી વગેરે ગણધરોના વચનોનુ અવલંબન છે, માટે અર્થાગમની અપેક્ષાએ જંબૂસ્વામીથી શરૂ કરીને આજ સુધીના આચાર્યાદિ સર્વ મુનિવરોને પરંપરાગમ છે. સૂત્રની રચનામા ગણધર ભગવંતો સ્વતંત્ર હોવાથી સૂત્રાગમની અપેક્ષાએ ગણધરોને આત્માગમ છે સૂત્રાગમની અપેક્ષાએ જંબૂસ્વામીને અનંતરાગમ છે અને ત્યારબાદ થયેલા બધાય સુવિહિત મહર્ષિઓને પરંપરાગમ છે. તીર્થં-કર ભગવંતો સિવાય બીજા કોઇને સ્વતંત્ર અર્થનિરૂપણનો અધિકાર નથી અને ગણધર ભગ-વંતો સિવાય કોઈને સ્વતંત્ર આગમસૂત્ર રચવાનો અધિકાર નથી ગૌતમસ્વામી વગેરે મહાપુરૂષોએ જે જે અર્થનિરૂપણ કર્યું તે પ્રભુ મહાવીર દેવના કથનને પરાધીન રહીને જ કર્યું છે. તેમજ શ્રી જંબૂસ્વામી, શ્રી શય્યંભવસૂરિ વગેરે મહર્ષિઓએ જે જે સૂત્રગ્રંથોની રચના કરી તે ગણધર શ્રી સુધર્માસ્વામીની સૂત્રરચનાને પરાધીન રહીને જ કરી છે. एतट्टीकाचूर्णी' એ શ્લોકના કથન વડે આપણા ટીકાકાર ભગવંત પણ એ જ પરંપરાગમની પ્રણાલિકાને બરાબર સાચવતા હોવાનું પ્રગટ થાય છે આજના વાણીસ્વાતંત્ર્યના યુગમા અમારા બંધુ-ઓને આવી પરાધીનતાની વાતો પ્યારી નહિ લાગે, પરંતુ આજના મનકલ્પિત વાણી-સ્વાતંત્ર્યે આર્યસંસ્કૃતિને કેટલો ધક્કો પહોચાડયો છે ? આજના મરજી મુજબના વાણી-સ્વાતંત્ર્યે સ્વ-પરનુ કેટલુ અહિત સાધ્યુ છે ? આજના વાણીસ્વાતંત્ર્યે શારીરિક, આર્થિક અને આધ્યાત્મિક વિકાસ સામે કેટલુ શત્રુતાનુ કામ કર્યું છે ? જરા એકાંતમા બેસી ઋષિ-મુનિઓના વચનો વિચારશો, ભૂતકાળમા દરેક પ્રકારે અસ્તિત્વ ધરાવતી દેશની આબાદી ધ્યાનમાં લેશો તો બધુ બરાબર સમજાઈ જશે. ભાઇ ! જે મનુષ્યને આંખની કીકીના તેજ ખૂબ જ ઘટી ગયાં હોય, ફક્ત અજવાળા કે અંધારાનો મનુષ્યો કે પશુનો આભાસ પણ એ કીકીના તેજથી જોઇએ તેવો ન થતો હોય, એ મનુષ્ય કોઈ અજાણ્યા પ્રદેશમા જવા માટે અન્ય કોઈપણ જાણકાર અથવા અનુકૂલ સાધનની અપેક્ષા રાખ્યા સિવાય ઊંધુ ઘાલીને ચાલવા માંડે તો ઠોકરો ખાય અને ગબડી પડે કે બીજુ કાંઈ થાય ?

### વાણીસ્વાતંત્ર્ય મેળવવા અગાઉ આપ્ત-વાણીને આધીન થવાની જરૂર

મહાનુભાવો ! આપણા આત્માના તેજ પણ આજે ખૂબ જ ક્ષીણ થઇ ગયા છે. અનંત જ્ઞાનજ્યોતિમાથી અનંતમા અંશ જેટલી જ્ઞાનજ્યોતિ આજે પ્રગટ છે, બાકી બધુય જ્ઞાનતેજ

માયાના-કર્મના ઘનઘાતી આવરણોથી દબાઈ ગયેલ છે. એક આત્માને મતિ અને શ્રુત પોત-પોતાની હદના ઉત્કૃષ્ટ કોટિના પ્રાપ્ત થયેલ હોય એટલે કે શ્રુતકેવલીની હદ પ્રાપ્ત થઈ હોય, અવધિજ્ઞાનમાં પરમાવધિજ્ઞાન પ્રાપ્ત થયું હોય અને મનઃપર્યવજ્ઞાનમાં વિપુલમતિ મનઃપર્યવ પ્રગટ થયુ હોય. આમ ચારેય જ્ઞાનો પોતાની હદે ઊંચી કોટિના હોવા છતાં એ ચાર જ્ઞાન વડે વિશ્વના જેટલા ભાવો જાણી શકાય, તેનાથી નહિ જણાતા ભાવો અનંતગુણા હોય છે. મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ એ ચારેય જ્ઞાનનો વધુમાં વધુ વિષય અસંખ્ય પર્યાય હોય, જ્યારે અનંત પર્યાય જાણવાનો વિષય ફક્ત કેવલજ્ઞાનનો જ હોય. આપણને આજે નથી અવધિજ્ઞાન કે નથી મનઃપર્યવજ્ઞાન, મતિ-શ્રુતમા પણ અત્યંત મંદતા અને મલિનતા છે. જીવ, અજીવ વગેરે નવ તત્વોના નામ પણ આવડતાં ન હોય અને જેટલા પ્રમાણમા મતિ અને શ્રુતનો ઊઘાડ (ક્ષયોપશમ) હોય તે પણ નિર્મળ ન હોય કિંતુ મિથ્યાત્વના ઉદય અંગે મલિન હોય, આવી સ્થિતિમા આપણે વિચારસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્યની વાતો કરીએ તેમજ તેને લાયક પ્રવૃત્તિ કરીએ એટલે અધોગતિની કેટલી ઊંડી ખાઈમા ઉતરી જઈએ ! મહાપુરુષની વાણીને, વિચારોને તેમજ વર્ત્તનને પરાધીન થયા સિવાય વાણીની, વિચારની કે વર્ત્તનની સ્વતંત્રતા લેવી એ તો એક જાતનું ગાડપણ છે. સાસુ થવા માટે પ્રથમ વહુ થવાની જેમ જરૂર પડે છે, સેનાપતિ થવા માટે જેમ સૈનિક થવાની જરૂર છે, શેઠ થવા માટે જેમ સેવક થવાની જરૂર છે અને પૂજ્ય થવા માટે જેમ પૂજક થવાની જરૂર છે તેજ પ્રમાણે વાણીસ્વાતંત્ર્ય કે વિચારસ્વાતંત્ર્યના અભિલાષી આત્માઓએ એક જન્મ નહિં પરંતુ અનેક ભવો સુધી અનંતજ્ઞાની જિનેશ્વરદેવો તેમજ આરાધ્યચરણ વંદનીય ઋષિમુનિઓના વર્તનને, વાણીને તેમજ વિચારોને આધિન થવાનો અભ્યાસ કરવાની ખૂબ ખૂબ જરૂર છે. જન્મો-જન્મ એ અભ્યાસ થશે એટલે આપોઆપ વાણીસ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે. ઉપર જણાવ્યા મુજબ અર્થ તેમજ સૂત્રની અપેક્ષાએ આત્માગમની પ્રાપ્તિ થશે, ઇંગ્લીશમા પણ એક કહેવત છે કે 'In order to command you should obey' આજ્ઞા કરવી હોય તો આજ્ઞા કરવા પહેલા આજ્ઞાને આધીન થતા શીખો '

## આ ટીકામાં ટીકાકારે લીધેલું મૂળ, ટીકા, ચૂર્ણી વગેરેનું આલંબન

પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજ જેઓશ્રી આ ભગવતી સૂત્રના ટીકાકાર છે, તેઓ સમર્થ વિદ્વાન અને પ્રાવચનિક મહાપુરુષ હતા, આજની આપણી ગમે તેટલી વિદ્વત્તાથી એ મહર્ષિની વિદ્વત્તા અનેકગણી વધુ હતી એમ છતા શ્રી ભગવતી સૂત્રની આ ટીકા કર-વાની શરૂઆતમા તેઓશ્રી જણાવે છે કે-પૂર્વના આચાર્ય મહારાજાઓ વગેરે શ્રુતસ્થવિર ભગવંતોએ આ સૂત્ર ઉપર જે ટીકા, ચૂર્ણી વગેરેની રચનાઓ કરેલ છે તેને તેમજ જીવા-ભિગમ તથા આદિપદથી પન્નવણા વગેરે સૂત્રોની વૃત્તિઓના અંશોને સારી રીતે જોડીને આ પંચમાગ ભગવતી સૂત્રનુ કાંઇક વિશેષ પ્રકારે વિવરણ કરીશ. શ્રી અભયદેવસૂરિ મહારાજાએ આ સૂત્રની ટીકા રચવાનુ શરૂ કર્યું તે અગાઉ આ સૂત્ર ઉપર ટીકા વગેરેની રચના થયેલ હતી. આજે પણ તે ટીકા વિદ્યમાન છે. મૂલટીકા એ નામથી એ ટીકા વધુ ઓળખાય છે. ચૂર્ણી પણ ભગવતીજી ઉપરની મળે છે. ટીકા પ્રાયઃ સંસ્કૃતમા હોય છે, ચૂર્ણી પ્રાકૃત-માગધીમાં

હોય છે. એ બન્ને ટીકા તથા ચૂર્ણી વિદ્યમાન હોવા છતાં સક્ષેપમા હોવાથી મંદબુદ્ધિવાળા બાળજીવોને જોઈએ તેવો સૂત્રનો ભાવ ન સમજાય એ સ્વાભાવિક છે. બીજી વિસ્તૃત ટીકા રચાયલી હતી પણ વચ્ચે પડેલા ભયંકર દુષ્કાળના પ્રસગે નાશ પામેલી, જે વાત અગાઉ અભયદેવસૂરિ મહારાજના જીવનવૃત્તાત પ્રસંગે જણાવેલ છે. આવા કારણે જ શાસનદેવીએ શ્રી અભયદેવસૂરિ મહારાજને સર્વ કોઇ મુમુક્ષુ આત્માઓ સૂત્રોનો ભાવ સમજી શકે તેવી ટીકા રચવાને માટે વિનંતિ કરી હોય તો તે બનવાજોગ છે. શ્રી અભયદેવસૂરિ મહારાજાએ પણ એ પ્રાચીન ટીકા તથા ચૂર્ણી વગેરેમા સક્ષેપથી જણાવાયેલા ગભીર ભાવોને વધુ સ્પષ્ટતાથી આ ટીકામા સમજાવવાનો સુંદર પ્રયાસ કર્યો છે અને જ્યા જરૂર જણાઇ ત્યાં ત્યાં જીવાભિગમ, પન્નવણા વગેરેના મૂલ પાઠો તથા ટીકાના અંશોને પણ સ્થાને સ્થાને રજૂ કરીને સૂત્રના અભ્યાસકો માટે ખૂબ જ સુદર સાધન તૈયાર કર્યું છે, એમ છતા પોતે તો એમજ જણાવે છે કે 'હુ કાઇક અર્થાત્ જરા વિશેષ પ્રકારે વિવરણ કરુ છુ.' મહાપુરુષોને મોહના ઉદયનો સર્વથા અભાવ અથવા એ મોહના ઉદયની અતિ મંદતા હોય છે, મોહના ઉદયની તીવ્રતાવાળો આત્મા મહાપુરૂષ ગણાતો નથી. કદાચ તેવો દેખાવ લાગે તો તે દેખાવ બાહ્યાડંબર પૂરતો જ હોય છે. **મોહને દૂર કરવા માટે જ જેનો પુરુષાર્થ હોય તે જ મહાન્ બની શકે છે–મહાન્ ગણાય છે.** મોહનો ઉદય મદ હોય તેમને માન કષાય પણ મંદ હોય છે, અને માનકષાયની મદતાવાળા આત્માઓ ગમે તેવી શક્તિ ધરાવતા હોય, ગમે તેવા ઉચ્ચ ગુણોથી અલકૃત હોય અને ગમે તેવા ભગીરથ કાર્યો કરનાર હોય છતા તેમનામાં લઘુતા જ હોય છે એ પૂજ્ય પુરુષોમા અહંતાનો પ્રાયઃ અભાવ હોય છે. પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજા પણ લઘુતામા જ પ્રભુતા માનનારા મહર્ષિઓની ગણુતરીમા હતા, તે આ ત્રીજા શ્લોકથી સ્પષ્ટ જણાય છે. આ પ્રમાણે ટીકાના પ્રારભમા મંગલાદિ જણાવીને ટીકાકાર ભગવાન આ ભગવતી સૂત્રને જયકુંજર હાથીની ઉપમા આપે છે. તે સબંધી વિશેષ વિવેચન હવે પછી રજૂ કરવામા આવશે.

**संसारबीजं मन एव विद्धि, न पुत्रभार्याद्रविणादिकं हि ।**
**संसारनाशो मनसो लयेन, न तद् गृहस्थाश्रमवर्जनेन ॥ १ ॥**

**ભાવાર્થ :** "સસારરૂપી વૃક્ષનુ બીજ પુત્ર, પત્ની તેમજ ધન વગેરે નથી, પરતુ એ પુત્રાદિમાં મુંઝાયેલુ મન એ જ સસારરૂપી વૃક્ષનું બીજ છે મનની એ મૂંઝવણ ટળે અને સ્વાધીન રહે અર્થાત્ પરભાવરમણુતા ટળે અને સ્વભાવરમણુતા પ્રગટે તો સંસારનો અવશ્ય નાશ થાય, એટલે કે અન્ત આવે. પરંતુ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંન્યસ્તાશ્રમનો સ્વીકાર કરવા માત્રથી–વેશ પરિવર્તન થવા માત્રથી સસારનો અન્ત ન થાય સન્યસ્તાશ્રમ કિંવા દીક્ષાનો સ્વીકાર એ મનને કાબૂમાં રાખવા માટે પ્રબલ સાધન છે. સાધન વિના સાધ્યસિદ્ધિ નથી એ જેમ નક્કી વાત છે, તેમ સાધનધર્મના આરાધકોએ સાધ્યબિંદુનુ લક્ષ્ય રાખી તેને લાયક પુરુષાર્થ કરવાની પણ અતીવ જરૂર છે."

॥ श्री अमीझरापार्श्वनाथाय नमः ॥

# પ્રવચન છટ્ઠું.

व्याख्यातं समवायाख्यं चतुर्थमङ्गम्, अथावसरायातस्य 'विवाहपन्नति' इति संज्ञितस्य पञ्चमाङ्गस्य समुन्नतजयकुञ्जरस्येव ललितपदपद्धतिप्रबुद्धजनमनोरञ्जकस्य उपसर्गनिपाताव्ययरूपस्य घनोदारशब्दस्य लिङ्गविभक्तियुक्तस्य सदाख्यातस्य सल्लक्षणस्य देवताधिष्ठितस्य सुवर्णमंडितोद्देशकस्य नानाविधाद्भुतप्रवरचरितस्य षट्त्रिंशत्प्रश्नसहस्रप्रमाणसूत्रदेहस्य चतुरनुयोगचरणस्य ज्ञानाचरणनयनयुगलस्य द्रव्यास्तिक-पर्यायास्तिकनयद्वितयदन्तमुशलस्य निश्चयव्यवहारनयसमुन्नतकुंभद्वयस्य योग-क्षेमकर्णयुगलस्य प्रस्तावनावचनरचनाप्रकाण्डशुण्डादण्डस्य निगमनवचनातुच्छपुच्छस्य कालाद्यष्टप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य उत्सर्गापवादसमुच्छलत्तुच्छघण्टायुगलघोषस्य यशःपटहपटुप्रतिरवापूर्णदिक्चक्रवालस्य स्याद्वादविशदाङ्कुशवशीकृतस्य विविधहेतुहेतिसमूहसमन्वितस्य मिथ्यात्वाज्ञानविरमणलक्षणरिपुबलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य सल्लीनयुक्तककल्पगणनायकमतिप्रकल्पितस्य मुनियोधैरनाबाधमधिगमाय पूर्वमुनिशिल्पिकल्पितयोर्बहुप्रवरगुणत्वेऽपि ह्रस्वतया महतामेव वाञ्छितवस्तुसाधनसमर्थयोर्वृत्तिचूर्णिनाडिकयोस्तदन्येषां च जीवाभिगमादिविविधविवरणदवरकलेशानां संघट्टनेन बृहत्तरा अत एवाऽमहतामप्युपकारिणी हस्तिनायकादेशादिव गुरुजनवचनात् पूर्वमुनिशिल्पिकुलोत्पन्नैरस्माभिर्नाडिकेवेयं वृत्तिरारभ्यत इति शास्त्रप्रस्तावना ॥

## પૂર્વાચાર્ય ભગવંતની ટીકાનું બહુમાન

મહામંગલકારી શ્રી ભગવતીજી સૂત્રની ટીકાના પ્રારંભમાં ટીકાકારનું મંગલાચરણ અને તેનું વિવેચન થયા બાદ 'एतट्टीकाचूर्णि' એ આદ્યપદવાળા શ્લોકથી પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજાએ સ્પષ્ટ જણાવ્યું કે-"હું આ ભગવતીસૂત્રની જે ટીકા બનાવું છુ તે તદ્દન નવેસરથી નથી બનાવતો, પરંતુ એ ભગવતીજીની ચૂર્ણી તથા મૂલ ટીકા જે અતિ સંક્ષેપમા હોવાથી બાલજીવોને સ્પષ્ટ બોધ થવામા જોઇએ તેટલી મદદગાર થાય તેમ નથી, તે ટીકા અને તેની સાથે જ્યા જ્યા જરૂર હોય ત્યા ત્યા જીવાભિગમ-( આદિ પદથી ) પન્નવણા વગેરે સૂત્રોના આલાવાઓ તેમજ તેની ટીકાના અંશોને જોડીને આ પંચમાગ ભગવતીજીનું હું વિશેષ વિવરણ કરું છુ." એટલે કે આ ટીકામા મૂલ ટીકાની પંક્તિએ પંક્તિ કોઈ કોઈ સ્થાને મળશે તો તે ચોરી સમજવાની નથી પણ પૂર્વાચાર્યો અને તેમની ટીકાનું બહુમાન સમજવાનું છે. ચોરી તો ત્યારે ગણાય કે બીજાનું લખાણ પોતાના નામે ચઢાવી દેવાય. અહિં તો પહેલેથી જ ટીકાકારે સ્પષ્ટતા કરી કે મૂળ, ટીકા, ચૂર્ણી વગેરેના આધારે આ ટીકા બનાવીશ. એટલે પૂર્વાચાર્યો અને તેમના વિવરણનું બહુમાન જણાવનારા એ અક્ષરો છે. અમુક કાલમા બુદ્ધિબલની પ્રગલ્ભતા અંગે ટૂંકા શબ્દોમા પણ ભવ્યાત્માઓને બોધ થઇ શકતો, જ્યારે અમુક કાળ એવો હોય કે જેમા વિશેષ વિવેચનની જરૂર જણાય, અને

તેવું વિશિષ્ટ વિવેચન થાય તો જ તે તે સમયના જીવોના હૈયામાં તે વાત ઉતરી શકે. આજે તમો પ્રત્યક્ષ અનુભવો છો કે–સુવિહિત આચાર્યાદિ મુનિવરો વ્યાખ્યાનના પ્રસગે જે સૂત્ર અથવા શાસ્ત્રીય ગ્રન્થનું વાચન કરતા હોય, તે સૂત્રના કે શાસ્ત્રીય ગ્રન્થોના પદોનું વિશિષ્ટ વિવેચન કરે, પ્રાસગિક દાખલા, દલીલો–દૃષ્ટાતો આપે તો જ તમોને આનદ આવે. હૈયામાં કાંઈક સાચી વાત ઉતરે, કારણુ એક જ છે કે મૌલિક બોધ અને શાસ્ત્રીય અભ્યાસ ખૂબ જ ઘટી ગયેલ છે. એટલે કોઈપણુ બાબત સમજાવવા માટે વિશિષ્ટ વિવેચનની આજે જરૂર જણાય છે. સર્વજ્ઞ ભગવંતો, ગણુધર મહર્ષિઓ તેમજ પૂર્વાચાર્ય મહારાજાઓના કથનથી નવું કશુંય કહેવાનુ હોતુ નથી. તે જ કથનોનુ સમય અને જીવો પરત્વે વિસ્તારથી વિવેચન કરવું જોઈએ. આજના વિદ્યાર્થીઓ જે અભ્યાસમાં કાચા હોય તેમને તે તે ટેકસ બુકોની ગાઈડો જોઈએ અને ઘેર પગાર આપીને ટ્યુશનો રાખવા પડે. **આત્મામાં જેટલી નબળાઇ વધારે તેટલી આલંબનોની જરૂરીઆત વધારે, જેટલો આત્મા વધુ તૈયાર તેટલી આલંબનની જરૂરીઆત ઓછી,** એ સહજ સમજી શકાય તેવી બાબત છે. શ્રી અભયદેવસૂરિ મહારાજાએ એ વાતને ધ્યાનમાં રાખીને પૂર્વાચાર્ય ભગવતોનુ બહુમાન સચવાય તે પ્રમાણે આ પચમાગની ટીકા રચવાનુ કાર્ય કરેલ છે.

## ભગવતીજીનું સર્વ આગમોમાં વિશિષ્ટ પૂજ્યપણું અને જયકુંજર હાથીની ઉપમા

પચમાગ શ્રી ભગવતી સૂત્રની ટીકા રચવા અગાઉ એ પૂજ્યશ્રીએ ઠાણુાંગ સૂત્ર અને સમવાયાગ સૂત્રની ટીકાઓ રચેલ છે. પહેલુ આચારાગ અને બીજુ સૂયગડાગ એ બન્ને અગો ઉપર તો શીલાકાચાર્ય ભગવતે રચેલી સુદર ટીકાઓ શ્રી અભયદેવસૂરિ મહારાજના સમયમા વિદ્યમાન હતી. અને તેથી પ્રથમના એ બે અગો ઉપર તે સમયે વિવેચનની જરૂર ન હતી, પરતુ ઠાણુાગ વગેરે બાકીના નવ અગોની જેવી જોઈએ તેવી ટીકાઓનો તે સમયે અભાવ હતો અને તેથી જ શાસનદેવીના આદેશ પ્રમાણે શ્રી અભયદેવસૂરિ મહારાજાએ નવે ય અગોની ટીકા રચવાનુ કાર્ય કરેલ છે, જે વાત અગાઉ સવિસ્તર કહેવાઈ ગઇ છે. નવ અગોમા ત્રીજા ચોથા અગોની ટીકાઓ રચાઇ ગયા બાદ પાચમા અગની ટીકા રચતા ટીકાકાર લખે છે કે व्याख्यात चतुर्थं समवायाङ्गम्, अथावसरायातस्य 'विवाहपन्नति' इति संज्ञितस्य पञ्चमाङ्गस्य वृत्तिरारभ्यते "ચોથા સમવાયાગની વ્યાખ્યા કરી. હવે અવસરપ્રાપ્ત **વિવાહપન્નતિ–વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ** એવુ જેનુ નામ છે તે પચમાગની વૃત્તિ–વ્યાખ્યા શરૂ કરાય છે." આ પચમાગનુ યથાર્થ નામ "વિવાહપન્નતિ–વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ" છે. ભગવતી એ નામ તો બીજા અગો કરતા આ અગનું વિશિષ્ટપણુ–પૂજ્યપણુ હોવાથી છે. બીજા અગો–આગમો એક જ ગણુધરની છાપવાળા છે, જ્યારે આ પચમાગ અનેક ગણુધરોની છાપવાળું છે. બીજા અગોની અપેક્ષાએ આ અગમા વર્ણવાયેલ વિષયો પણુ ખૂબ જ મનનીય છે. એ કારણે જૈન સઘમા આ અગનુ આજ સુધી અવિચ્છિન્નતયા વિશેષ પ્રકારે પૂજ્યપણું ચાલ્યુ આવે છે. **સંગ્રામ** સોનીએ તો પ્રત્યેક પ્રશ્ને એક એક એમ છત્રીશ હજાર સોના મહોરોથી આ સૂત્રનુ અર્ચન–પૂજન અને બહુમાન કરેલ છે. ટીકાકાર–ભગવત

પણ આ ભગવતી સૂત્રને અતિ ઊંચા **જયકુંજર** હાથીની ઉપમા આપે છે. પ્રાચીનકાળમાં યુદ્ધના પ્રસંગે ઉપયોગમાં લેવાતુ સૈન્ય સાત પ્રકારનું હતું અને એ સાતે પ્રકારના સૈન્યમાં હાથીઓના સૈન્યની મુખ્યતા રહેતી. શત્રુઓની સામે વિજય મેળવવામાં હસ્તિનું સૈન્ય મુખ્ય ભાગ ભજવતું, આ ભગવતીજીને જયકુંજર હસ્તીની ઉપમા આપેલ છે તે જયકુંજર એટલે કોણિક અને ચેડામહારાજાના યુદ્ધમા હલ્લ–વિહલ્લ પાસે જે **સેચનક** હાથી હતો તે સમજવાનો છે બીજા હાથીઓની અપેક્ષાએ તે ઘણો જ બળવાન, ત્રણ જ્ઞાન વાળો અને પોતાના પ્રાણના ભોગે માલિકનુ રક્ષણ કરનાર હતો તેનુ શરીરપ્રમાણ ઘણું ઊંચું અને દેખાવમા ઘણો રમણીય હતો. અથવા ચક્રવર્ત્તીના હાથીનું નામ પણ જયકુંજર હોય છે તે જયકુંજર હાથી પોતાના માલિકને અવશ્ય વિજયની વરમાળા અપાવે છે.

## એક આત્માના પ્રદેશોની સંખ્યા અસંખ્ય છે. એ આત્મપ્રદેશોની સંખ્યામાં કોઈપણ કાળે ઘટાડો–વધારો થતો નથી.

અનંતકાળથી આપણા આત્માની પાછળ પડેલા મોહ મહારાજાએ અને તેના સૈનિકોએ આપણો પરાભવ કર્યો છે, આપણા આત્માની અનંત અક્ષય સંપત્તિ એ મોહમહારાજાએ લૂટી લીધેલ છે, આત્માને રખડતા ભિખારીથી પણ વધુ ભયંકર હાલતમા મૂકી દીધો છે, મિથ્યાત્વ–અજ્ઞાન–અવિરતિ એ ત્રણેય મોહરાજાના સેનાપતિઓ છે, એ ત્રણેય સેનાપતિઓમાં એવી કોઈ અદ્‌ભુત મંત્રશક્તિ છે કે વિશ્વના સર્વ જીવોને એ સેનાપતિઓએ અંધ અને પરવશ બનાવ્યા છે. અનંતકાલથી આત્માનો પરાભવ કરનાર મોહ અને તેના સેનાપતિઓની સાથે રણસંગ્રામ કરી વિજય મેળવવા તૈયાર થયેલ ભવ્યજીવને હાથી વગેરે સૈન્યની જરૂર અવશ્ય હોય ભગવાન મહાવીર મહારાજાએ તે કારણે જ ભવ્યાત્માઓને આ ભગવતીસૂત્રરૂપી અજેય જયકુંજર હાથી અર્પણ કરેલ છે જે બાબત ટીકાકાર પોતે જ આગળ જણાવવાના છે. મિથ્યાત્વ વગેરે મોહના સેનાપતિઓએ વિશ્વના સર્વ જીવોને કેવી રીતે અંધ અને પરવશ બનાવ્યા છે, તે જાણવુ જરૂરી છે. આત્માઓ પોતાના સ્વરૂપે અનંત જ્ઞાનમય છે. એક આત્માના પ્રદેશો અસંખ્ય છે દરેક આત્માના આત્મપ્રદેશોની સંખ્યા સમાન છે. કીડીના આત્મ–પ્રદેશોની સંખ્યા ઓછી અને કુંજરના આત્મપ્રદેશોની સંખ્યા વધારે, એવુ સમજવાનુ નથી સંસારની ચોરાશી લાખ જીવાયોનિ પૈકી ગમે તે જીવાયોનિમા આત્મા કર્મયોગે ઉત્પન્ન થયેલો હોય, નરકમા હોય કે નિગોદમા હોય, દેવ હોય કે દાનવ હોય, એકેન્દ્રિય હોય કે પંચેન્દ્રિય હોય, અંગુલના અસંખ્ય ભાગ જેવડું શરીર હોય કે હજાર યોજનનું હોય કે લાખ યોજનનું ઉત્તરવૈક્રિય હોય, પરંતુ હરકોઇ આત્માના આત્મપ્રદેશોની સંખ્યા સમાન છે. ચૌદ રાજલોકમા વ્યાપીને રહેલ ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાય, લોકાકાશ અને એક આત્મા એ ચારેયના પ્રદેશોની સંખ્યા તુલ્ય છે: કર્મયોગે નાનુ શરીર પ્રાપ્ત થાય તો આત્માના પ્રદેશો તેમા વિસ્તૃતપણે રહે છે.

રૂ તેનું તેજ હોય, ગાસડીમાં ન બાધ્યુ હોય અને છૂટું પડેલ હોય ત્યારે ઘણી જગ્યા રોકે છે. એનુ એ જ રૂ પ્રેસમાં દબાય એટલે નાની ગાંસડીમા સમાઈ જાય છે.

એકનો એક દીપક નાના ઓરડામા હોય તો તે ઓરડામાં સ્વચ્છ પ્રકાશ આપે છે. તેનો તેજ દીપક મોટા ઓરડામાં વચ્ચે મુકાય તો મોટા ઓરડામા આછો આછો પણ સર્વત્ર પ્રકાશ આપે છે. કીડી, મંકોડી વગેરેનુ શરીર નાનુ અને તેથી તેના અંગોપાંગોમાં આત્મ-પ્રદેશોનું સઘનપણુ વધારે હોય છે. કીડી મંકોડીના કોઈ પણ ( પગ સિવાય ) અવયવોને નુકશાન પહોચે એટલે પ્રાયઃ તુરત તે મૃત્યુ પામે છે. કારણ કે તે અવયવમા આત્મપ્રદેશોનો જથ્થો વધારે છે. તેના ઉપર આઘાત લાગવાથી તેનું મરણ થાય છે. મોટા શરીરવાળા જીવો માટે એમ નથી બનતુ. મર્મસ્થાન ઉપર ઘા વાગે તો મોટા શરીરવાળાનુ મરણ થાય છે. પણ મર્મસ્થાન સિવાયના અવયવો ઉપર આઘાત પ્રત્યઘાત લાગવા માત્રથી પ્રાયઃ મૃત્યુ થવાનો પ્રસંગ નથી આવતો. તાત્પર્ય એ છે કે–શરીર સ્થૂલ હોય કે સૂક્ષ્મ હોય અને કર્મયોગે ગમે તે જીવાયોનિમા આત્મા વર્ત્તતો હોય પરંતુ આત્માના પ્રદેશોની સંખ્યા અસંખ્યાતી ત્રણેય કાળમા સમાન છે. એ આત્માના અસંખ્ય પ્રદેશોમા એક પણ આત્મ-પ્રદેશનો વધારો થતો નથી, તેમ એક પણ આત્મપ્રદેશનો ઘટાડો થતો નથી. એટલું જ નહિ પરંતુ એ અસંખ્ય આત્મપ્રદેશોમાથી એક પણ આત્મપ્રદેશ છૂટો પડતો નથી, પુદ્ગલસ્કંધમાથી પ્રદેશો છૂટા પડે અને નવા પ્રદેશો તેમા આવીને મળે. પુદ્ગલમાં ભેદ અને સંઘાત બને છે પણ આત્માના પ્રદેશોમા એ પ્રમાણે નથી બનતુ. એક ચાર હાથના કપડાના બે પાચ કે તેથી વધારે ટુકડા થશે સોના–ચાદીના પણ ટુકડા થશે. ( પરમાણુ સિવાય ) પુદ્ગલમાત્રના વિભાગો થઈ શકશે પણ આત્મપ્રદેશોનો વિભાગ નહિ થઈ શકે. આત્માનુ છેદન–ભેદન થતું જ નથી ઉપસર્ગના પ્રસંગોમા સંયમમા પરાયણ મુનીશ્વરોએ આત્માને એ જ શિક્ષણ આપેલું છે કે–'આત્મન્ ! તુ સ્વયં અચ્છેદ્ય છે, અભેદ્ય છે, અદાહ્ય છે. જે શરીરનું છેદન–ભેદન થાય છે તે તત્ત્વદષ્ટિએ તારું નથી. તેં પોતે જ આ કાયાની મદદવડે બીજાની કાયાના છેદન–ભેદન કરવાદ્વારા જે કર્મ સંચિત કરેલ છે, તે કર્મોના ઉદયદ્વારા અન્ય વ્યક્તિના નિમિત્તથી તારી મનાતી કાયાનુ છેદન–ભેદન થાય છે. તારી પોતાની ભૂતકાલમા થયેલી પ્રતિકૂલ પ્રવૃત્તિનો આ જવાબ છે, માટે સમતામા ટકી જા. આર્ત્તધ્યાનાદિ ન થાય તેનો ઉપયોગ રાખ. કાયાના છેદનમા તારુ છેદન નથી. તુ તો ત્રિકાળી અખંડ દ્રવ્ય છો.'

## પુદ્ગલમાં સંઘાત અને ભેદનો સંભવ છે પરંતુ આત્મપ્રદેશોમાં સંઘાત–ભેદ નથી.

સભામાથી **પ્રશ્ન :** તીર્થંકર ભગવતના કલ્યાણકાદિ પ્રસંગોમા સૌધર્મેન્દ્ર વગેરે દેવો અહિં આવે છે. પાચ–પાચ ઉત્તરવૈક્રિય શરીરો બનાવે છે એ બધાય એક જ આત્માએ વિકુર્વેલા શરીરો છે અને સ્થૂલ દૃષ્ટિએ દરેક ઉત્તરવૈક્રિય શરીરો ભિન્ન ભિન્ન દેખાય છે તો ત્યા શું એક આત્માના પ્રદેશોનો વિભાગ નહિ પડતો હોય ?

**સમાધાન :** મહાનુભાવ ! તમારી વાત તો બરાબર છે. સ્થૂલ દૃષ્ટિએ એમ જ સમજાય કે એ પાચેય ઉત્તરવૈક્રિય શરીરોમા એક જ આત્મા હોવાથી એ આત્માના આત્મપ્રદેશોનો વિભાગ પડવો જોઇએ, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ તે વાત તેમ નથી. ઇન્દ્ર મહારાજ પોતાના સ્વાભાવિક ભવધારણીય શરીરથી તો સૌધર્મ દેવલોકમા છે, અને ત્યા ભિન્ન ભિન્ન

પ્રવૃત્તિ ચાલે છે. એ જ ઇન્દ્ર મહારાજા ઉત્તરવૈક્રિય શરીરવડે તીર્થંકર ભગવંતનો જન્મ મહોત્સવ ઉજવવા મનુષ્ય લોકમાં આવ્યા છે અને અહિં પણ પાચ શરીરો-સ્વરૂપો બનાવ્યા છે. આવા પ્રસગોમા એમ સમજવું જરૂરી છે કે દેવલોકમા જ્યા ઇન્દ્ર મહારાજ પોતાના મૂલ શરીરથી રહેલા છે ત્યાથી અહિં મનુષ્યલોક સુધી તેમના આત્મપ્રદેશોની પંક્તિ તેમણે બનાવેલા પાચેય ઉત્તરવૈક્રિય શરીરો સાથે સંબંધવાળી છે. મોટા શહેરોમાં સો બસો કદમને આતરે વીજળીની બત્તીના થાંભલાઓ હોય છે અને દરેક થાંભલાઓ પાવરહાઉસથી શરૂ થયેલા વીજળીના તારવડે અનુસધાનવાળા જેમ હોય, તે જ પ્રમાણે કોઈ પણ ઇન્દ્રાદિ એક જીવ વૈક્રિયલબ્ધિવડે ગમે તેટલા જુદા જુદાં શરીરો વિકુર્વે, લાખ યોજનનો જંબૂદ્વીપ બાળક બાલિકાઓના રૂપોવડે ભરી દે તો તે દરેક રૂપો-વૈક્રિય શરીરોની સાથે મૂલ શરીરમાથી નીકળેલ આત્મપ્રદેશોની પક્તિનુ અનુસંધાન અવશ્ય હોય છે. મૂલ શરીરમા તે આત્મા છે, પોતે વિકુર્વેલા-બનાવેલા ભિન્ન ભિન્ન અનેક શરીરોમાં તેજ આત્મા વ્યાપીને રહેલો છે અને મૂલ શરીર તેમજ વિકુર્વિત શરીરો વચ્ચે તેજ આત્માના પ્રદેશોની પંક્તિનું અનુસધાન પણ છે. તાત્પર્ય એ છે કે-ગમે તેવા પ્રસગોમા કોઈ પણ આત્માના અસંખ્ય પ્રદેશોમાથી એક પણ આત્મપ્રદેશ સર્વાશે કોઈ કાળે છુટો પડતો નથી.

**સુવર્ણના પ્રમાણ કરતાં માટીનું પ્રમાણ ખૂબ વધી ગયું છે.**
**આત્મશકિત કરતાં કર્મશકિતનું પ્રમાણ ખૂબ વધી ગયું છે;**
**માટે જ આત્માના સ્વાભાવિક તેજ નષ્ટ થયાં છે.**

આ વાત તો વચ્ચે પ્રાસગિક કહેવામા આવી. આપણો ચાલુ વિષય બીજો છે. આત્માના પ્રદેશો અસખ્ય છે અને પ્રત્યેક આત્મપ્રદેશમા અનતજ્ઞાનાદિ શક્તિ ભરેલી છે. અનંત જ્ઞાનાદિ શકિતનો આવિર્ભાવ એ આત્માનો પોતાનો પરિપૂર્ણ શુધ્ધ પર્યાય છે, આત્માની એજ અનતજ્ઞાનાદિ શકિતનો તિરોભાવ એ આત્માનો અપૂર્ણ કિંવા અશુદ્ધ પર્યાય છે, અનાદિથી આત્મા જ્ઞાનાવરણીય-મોહનીયાદિ કર્મના યોગે અશુદ્ધ છે, સોનું સ્વય શુધ્ધ છતા માટીના કે અન્ય ધાતુના મિશ્રણથી અશુદ્ધ બને છે, તે જ પ્રમાણે આત્મારૂપી સુવર્ણમા મોહનીય કર્મરૂપી માટીનો અનાદિસબધ હોવાથી આત્મા પણ અનાદિથી અશુદ્ધ છે. શુદ્ધ સોનાનુ જે તેજ અને ચળકાટ હોય તે ચળકાટ અને તેજ અશુદ્ધ સોનામા નથી હોતા અને સુવર્ણના પ્રમાણ કરતા માટીનુ કે અન્ય ધાતુઓનુ પ્રમાણ ઘણુ જ વધારે હોય ત્યારે તે એ સોનામા પ્રાય જરાય તેજ નથી રહેતુ સોનાનો અશ પણ માટી જેવો લાગે છે, આપણા આત્માની પણ તે જ દશા છે. આત્માના પ્રદેશોની અપેક્ષાએ કર્મના પ્રદેશોનુ પ્રમાણ ખૂબ ખૂબ વધી ગયુ છે. એક આત્માના અસંખ્ય પ્રદેશો અને તે પ્રત્યેક આત્મપ્રદેશ ઉપર અનતાનંત કાર્મણવર્ગણાના સ્કધો રહેલા છે, એક એક કાર્મણસ્કંધમા અનતાનત પ્રદેશો છે અને એક એક પ્રદેશમા ઓછામા ઓછા પણ સર્વ જીવાનન્તગુણરસના અવિભાગો છે. આ બાબત જરા વધુ સૂક્ષ્મ હોવાથી તમોને એકદમ નહિ સમજાય પરતુ એટલી વાત નક્કી કે સોનાના પ્રમાણ કરતા માટીનુ પ્રમાણ ખૂબ વધી ગયું છે અને તેથી જ આજે આપણા આત્માઓ અનત જ્ઞાનજ્યોતિમય છતા માટી જેવા બની ગયા છે આત્માનો શુદ્ધચૈતન્ય

પ્રકાશ લગભગ વિનાશ પામ્યો છે. આત્માની આ દુર્દશા કરનાર જો કોઇ હોય તો મોહનીયજન્ય મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ સિવાય કોઈ નથી. **એ મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ આત્માના કટ્ટર શત્રુઓ છે. આત્માની સંપત્તિનું લીલામ કરનારા જાલિમ દુશ્મનો છે. એમ છતાં એ દુશ્મનોને દુશ્મનો તરીકે હજુ આત્માએ ઓળખ્યા નથી. બલકે એ શત્રુઓમાં મિત્રતાની બુદ્ધિ આત્મા રાખે છે,** અને પોતાના મન-વાણી કાયાના વ્યાપારો મિત્ર મનાયેલા એ શત્રુઓના પોષણ માટે જ મોટા ભાગે ચાલ્યા કરે છે.

## શુદ્ધ ચૈતન્યસ્વરૂપ ક્ષમા એ આત્મરમણુતા છે અને અશુદ્ધ ચૈતન્યસ્વરૂપ તીવ્ર ક્રોધ એ પરભાવરમણુતા છે.

છતી આંખે આત્માને અંધ બનાવનાર અથવા વિપરીત દેખાડનાર એ મિથ્યાત્વ જ છે. જ્ઞાનાવરણીયનો તથા દર્શનાવરણીયનો ક્ષયોપશમ તો જીવને અનાદિકાળનો છે અને તેથી જ જે જીવને જેટલા પ્રમાણમા ક્ષયોપશમ છે તેટલો જ્ઞાનનો ઉઘાડ છે. આ ઓછો કે વધુ જ્ઞાનનો ઉઘાડ પોતાના સ્વરૂપે નિર્મળ અને જે ભાવો જે સ્વરૂપે હોય તેને તે પ્રમાણે જણાવનાર અને મનાવનાર છે. પોતાના સ્વરૂપે તે ઉઘાડ અવિકારી છે. ભલે હજુ કેવલજ્ઞાન પ્રાપ્ત નથી થયું એટલે જ્ઞાનસા પૂર્ણતા નથી, પરંતુ અનંતમા અંશ જેટલો જે કોઈ જ્ઞાનપ્રકાશ છે તે તો અવિકારી છે. એમ છતા અનાદિકાળથી સ્વરૂપે અવિકારી એ જ્ઞાન પ્રકાશની સાથે દર્શનમોહ-મિથ્યાત્વ મોહનીયનો ઉદય મળવાથી અવિકારી જ્ઞાનપ્રકાશ પણ વિકારી બની ગયો છે. એ વિકારી જ્ઞાનપ્રકાશથી આત્માની અંધાપા જેવી કારમી દશા થાય છે અને કાંઇક જાણે છે જુવે છે તેમા પણ વિપર્યાસ-અવળાઈ હોય છે પોતાની મૂડીને પારકી ગણે છે, પારકી મૂડીને પોતાની ગણે છે. સુખના સાધનોને દુઃખના સાધનો માને છે, દુઃખના સાધનોમા તેને સુખની ભ્રાન્તિ થાય છે માદક મદિરાનુ પાન કરનાર ઉન્માદી મનુષ્ય જેવી એ વિકારી આત્માની દુર્દશા થાય છે, એ વિકારનુ નામ જ **મિથ્યાત્વ** છે, તેનાથી અવળુ જાણપણું થાય છે તેનુ નામ **અજ્ઞાન** છે અનેઅ વળી પ્રવૃત્તિ થાય છે તેનુ નામ **અવિરતિ** છે. મિથ્યાત્વના ઉદયથી આત્મા-ધન-દોલત, ઘરબાર, સ્ત્રી-પુત્ર વગેરે બાહ્ય પદાર્થોમા વ્યવહારથી તેમજ નિશ્ચયથી મારાપણું માને છે, એ અજ્ઞાન થયુ અને મારાપણુ મનાયા બાદ રાત્રિ-દિવસ તે બાહ્યભાવોમા રમણતા તેનુ નામ જ **અવિરતિ** છે મિથ્યાત્વ એ અજ્ઞાનનુ કારણ છે અને અજ્ઞાન એ અવિરતિનુ કારણ છે. અવિરતિ અજ્ઞાનમાથી જન્મે છે અને અજ્ઞાન મિથ્યાત્વના ઔદયિક ભાવથી જન્મે છે એ મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ ત્રણેય મોહમહારાજાના અંગો છે અને સેનાપતિ જેવુ કામ કરનારા છે ક્રોધ, માન, માયા, લોભ એ ચારેય કષાયો તથા હાસ્યાદિ નવ નોકષાયો એ બધાય પણ મોહના જ ભિન્ન ભિન્ન અંગો છે અને અવિરતિમા-બાહ્યભાવની રમણતામા બધાયનો અન્તર્ભાવ થાય છે શુદ્ધ ચૈતન્ય પરિણામસ્વરૂપ ક્ષમા એ આત્મરમણુતા છે, વિરતિ છે, ભાવચરિત્ર છે જ્યારે અશુદ્ધચેતનાસ્વરૂપ તીવ્ર ક્રોધ એ પરભાવરમણુતા છે, અવિરતિ છે ભાવચારિત્રનો ત્યા અભાવ છે, એ પ્રમાણે વિનય, નમ્રતા, સંતોષ, સરલતા એ બધા વિરતિના પરિણામ છે અને માન, માયા, લોભ, એ બધાય અવિરતિના ઘરના છે.

## સંસારવૃક્ષને નવપલ્લવ રાખનાર જો કોઈ હોય તો તે મિથ્યાત્વ જ છે.

અવિરતિનો જન્મ આપનાર અજ્ઞાન અને અજ્ઞાનનો જન્મ આપનાર મિથ્યાત્વ છે. સંસારવૃક્ષને નવપલ્લવ રાખનાર જો કોઈપણ હોય તો અવિરતિના કારણનું કારણ મિથ્યાત્વ છે. એટલે જ્યા સુધી મિથ્યાત્વ ટળે નહિં ત્યા સુધી અજ્ઞાન ઘટે નહિ અને અજ્ઞાન ઘટે નહિં ત્યા સુધી અવિરતિ–બાહ્યરમણુતા ટળે નહિં. પંચમહાવ્રતોનું પાલન, નવપૂર્વ સુધીનો અભ્યાસ અને તપ–જપ–વ્રત–પચ્ચક્ખાણ વગેરે બાહ્ય સાધનો સુદર રીતે સેવવા છતાં મિથ્યાત્વના યોગે એ આત્માઓને દ્રવ્યવિરતિ–દ્રવ્ય ચારિત્રવાળા જ ગણ્યા છે તેમના જીવનમા પરભાવની રમણુતાનુ જ લક્ષ્ય ઘર કરીને બેઠુ છે. આત્મરમણુતાનો અંશ પણ પ્રગટ થયો નથી અને તે કારણે બાહ્યદૃષ્ટિએ આરાધનામા સુંદરતા હોવાથી નવમા ગ્રૈવેયક સુધીના સ્વર્ગીય સુખની ભલે પ્રાપ્તિ થાય છે પરતુ આત્મિક સુખ–મોક્ષસુખનો અંશ પણ તે આત્માને પ્રાપ્ત થતો નથી. સસારની રખડપટ્ટી જરાય ઓછી થતી નથી. આપણા જીવનમાં આજે થોડીઘણી ધાર્મિક પ્રવૃત્તિનુ ભલે સ્થાન હોય, સામાયિક–પૂજા–પ્રતિક્રમણ–તપ–જપ–વ્રત–પચ્ચક્ખાણ વગેરે થોડુ ઘણું થતું હોય પરતુ એ બધાયની પાછળ આત્મરમણુતાનું કેટલુ લક્ષ્ય છે? તેનો કોઈવાર પણ વિચાર આવે છે ખરો? આપણા આત્માની સાથે એકાન્તમાં બેસીને ચિન્તન કરીએ તો જરૂર ખ્યાલ આવશે કે–ધર્મ પ્રવૃત્તિની પાછળ હજુ બાહ્યભાવોની રમણુતા બેઠી છે, અતરંગ રમણુતા તરફ દૃષ્ટિ પ્રગટ થઈ નથી. અનંતકાલના મિથ્યાતત્વના ઔદયિક ભાવથી "સંસાર એ સુખની ખાણ છે." ધન–દોલત–બાગ–બગલા બગીચા–સ્ત્રી–પુત્રાદિ પરિવાર એ જ સુખના સાધનો છે" એ માન્યતાનુ જે ઘર જામી ગયું છે તેમા જ્યા સુધી ફેરફાર થાય નહિ, 'સસાર એ સુખની ખાણ છે' એ માન્યતાને બદલે સસાર એ દુઃખની ખાણ છે એ માન્યતા પ્રગટે નહિં ત્યા સુધી પરભાવરમણુતા ઓછી થાય નહિ અને અતરદૃષ્ટિ જાગે નહિ, શ્રુતકેવલી ભગવાન્ શ્રી ભદ્રબાહુસ્વામીએ આચારાગ-સૂત્રની નિર્યુક્તિમા એ જ વાત જણાવી છે કે

અટ્ઠવિહ કમ્મરુક્ખા સવ્વે તે મોહણિજ્જમૂલાગા ॥

" આઠેય પ્રકારના કર્મવૃક્ષોનુ મૂલ મોહનીય–મિથ્યાત્વમોહનીય જ છે. અર્થાત્ એક મિથ્યાત્વ ટળે તો એ આત્માને મોક્ષ પ્રાપ્ત થવામા પછી વધુમા વધુ અપાર્ધપુદ્ગલપરાવર્તનથી વધુ કાળ નથી લાગતો.

## સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કોને, ક્યારે અને કેવી રીતે થાય ? તથા ભવ્ય અભવ્યનું સ્વરૂપ.

સભામાથી **પ્રશ્ન** સસારમા અનંતકાળથી રખડાવનાર મિથ્યાત્વ છે એમ સહુ કોઈ બોલે છે, સમજાવે છે, પરંતુ એ મિથ્યાત્વને દૂર કરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનો ઉપાય શુ ? અર્થાત્ મિથ્યાત્વના કારણે અનતકાલથી સસારમા પરિભ્રમણ કરનાર આત્માને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કયારે કેવી રીતે થાય ?

**ઉત્તર** રમણભાઈએ પ્રશ્ન તો ઘણો સુંદર પૂછયો અને એવા પ્રશ્નો થાય તો જ વસ્તુ-

સ્વરૂપ જાણવાનો યોગ મળે. આપણે મિથ્યાત્વ દૂર થવા સાથે સમ્યગ્દર્શન ક્યારે, કેવી રીતે અને કોને પ્રાપ્ત થાય ? તે બાબત જરા વિસ્તારથી વિચારીએ.

સંસારવર્તી જીવોના મુખ્યત્વે બે પ્રકાર છે: એક ભવ્ય જીવો અને બીજા અભવ્ય જીવો. જે જીવોમાં મોક્ષ પ્રાપ્ત કરવાની લાયકી–યોગ્યતા હોય તે **ભવ્યજીવો** કહેવાય છે, જે જીવોમાં મોક્ષ પ્રાપ્તિની યોગ્યતા નથી તે **અભવ્યજીવો** ગણાય છે. સ્થૂલ સમજવાળાઓ 'જે મોક્ષે જાય તે ભવ્ય અને મોક્ષે ન જાય તે અભવ્ય' એવી ભવ્ય–અભવ્યની વ્યાખ્યા કરે છે પરંતુ તે વ્યાખ્યા વ્યાજબી નથી, કારણ કે અનંતાનંત જીવો એવા પણ છે કે જે ભવ્ય હોવા છતાં અનાદિ નિગોદમાથી (અવ્યવહારરાશિમાથી) બહાર આવવાના નથી, દ્રવ્ય, ક્ષેત્રાદિની નિમિત્ત સામગ્રી મળવાની નથી અને તેઓ અનંતો કાળ જશે તો પણ મોક્ષ પ્રાપ્ત કરવાના નથી, એમ છતા નિમિત્ત મળે તો મોક્ષ પ્રાપ્ત થવાની યોગ્યતા તો અવશ્ય રહેલી છે અને તે કારણે જ અર્થાત્ મોક્ષની યોગ્યતાના કારણે જ તેમને ભવ્ય કહેવામા આવ્યા છે લવણસમુદ્રના તળિયે રહેલી કોઈ સુંદર પત્થરમાની શિલામાથી સારામા સારી મૂર્તિ બનાવવી હોય તો બનાવી શકાય તેવી યોગ્યતા એ શિલામા અવશ્ય રહેલી છે, પરંતુ એ શિલા સમુદ્રમાથી બહાર નીકળતી નથી અને તે કારણે તેમાથી કોઈ પણ પ્રકારની મૂર્તિ બનતી નથી. એટલા માત્રથી શિલા મૂર્તિ માટે યોગ્ય નથી એમ તો નજ કહેવાય. સાગના સંખ્યાબંધ વૃક્ષો જ્યા હોય તેવા વિશાળ જંગલમા એ સાગના વૃક્ષોના થડ વગેરેમાથી મોભ, પાટડા, થાભલા વગેરે જરૂર બની શકે તેવી યોગ્યતા છે, પણ એ બધુ ક્યારે બને કે સુથાર, કરવત, વાસલો વગેરે સામગ્રી મળે તો જ. એ સામગ્રીના અભાવે એ સાગવૃક્ષના થડ વગેરેમાથી પીઢીયા, મોભ કે પાટડા ન બને, તેટલા માત્રથી તેમા તેની યોગ્યતા નથી એમ તો ન જ ગણાય એથી ઉલટુ આકડા કે એરંડાના વૃક્ષો પાસે ગમે તેટલા સુથાર, કરવત અને વાસલા ભેગા કરો અને તેની પાછળ મોભ વગેરે બનાવવા માટે દિનરાત મહેનત કરો તો પણ તેમાથી મોભ વગેરે બની શકતા નથી કોરડુ મગને ગમે તેટલા પાણીમા પલાળી રાખો, ચૂલા ઉપર ચોવીશ કલાક મૂકી રાખો તો પણ જેમ સ્વભાવ પરત્વે તે કોરડુ મગમા કોમળતા આવતી નથી તે જ પ્રમાણે અભવ્ય આત્માઓને ગમે તેટલી ઉચ્ચ નિમિત્ત સામગ્રી મળે, શ્રુતસામાયિકમા નવ પૂર્વ સુધીનો અભ્યાસ કરે, દ્રવ્ય ચારિત્ર ગ્રહણ કરી, પંચમહાવ્રતનુ પરિપાલન, પ્રતિક્રમણ, પડિલેહણ વગેરે ક્રિયાકાંડમા સાવધાની રાખે, એમ છતા મોક્ષના મૂલ બીજભૂત સમ્યગ્દર્શનને લાયક અન્તર્દૃષ્ટિ થાય તેવા પરિણામ પ્રાપ્ત ન જ થાય. ભવ્યજીવોનુ ઉપાદાન યોગ્ય છે. અનુકૂલ નિમિત્તો મળે એટલે ઉપાદાનમા રહેલી યોગ્યતા પ્રગટ થતી જાય છે, અને અનુકૂલ નિમિત્તો ન જ મળે તો ઉપાદાનની એ યોગ્યતા સદાય અપ્રગટ દશામા રહે છે, જ્યારે અભવ્ય આત્માઓનુ ઉપાદાન અયોગ્ય છે. ગમે તેટલી અનુકૂલ કારણસામગ્રી મળે તો પણ ઉપાદાનની અયોગ્યતાને અંગે તે સામગ્રીનુ અનુકૂલ પરિણમન નથી થતું ભાવાર્થ એ છે કે–"મોક્ષે જાય તે ભવ્ય અને મોક્ષે ન જાય તે અભવ્ય" એવી ભવ્ય–અભવ્યની વ્યાખ્યા ન કરતા **"જેનામાં મોક્ષની યોગ્યતા છે તે ભવ્ય અને જેનામાં મોક્ષની યોગ્યતા જ નથી તે અભવ્ય"** એ વ્યાખ્યા શાસ્ત્રસંગત છે.

## ભવ્યપણું કે અભવ્યપણું એ અનાદિ પારિણામિક ભાવ છે

**પ્રશ્ન:** અભવ્યે એવો શું અપરાધ કર્યો છે કે તેને ગમે તેટલી અનુકૂળ સામગ્રી મળવા છતાં હૃદયમાં કોમળતા ન આવે ? મોક્ષને લાયક સમ્યગ્દર્શનાદિ યોગ્ય અધ્યવસાય ન પ્રગટે ?

**સમાધાન** એક વાત ખૂબ ધ્યાનમાં રાખવાની કે ભવ્યપણું કિંવા અભવ્યપણું એ કોઈનુ કરેલુ અથવા અમુક સમયે થયેલું છે, એમ સમજવાનું નથી. અમુક સમયે એ આત્મા ભવ્ય હતો, અને પછી અમુક કારણો અંગે અભવ્ય થયો, અથવા પહેલા અભવ્ય હતો અને પછી ભવ્ય થયો એવી સમજ હોય તો તે પણ અજ્ઞાનતાભરી સમજ છે, ભવ્યપણુ તેમજ અભવ્યપણું એ સાદિ પારિણામિક ભાવ નથી કિન્તુ અનાદિ પારિણામિક ભાવ છે. જીવદ્રવ્ય એ કોઈ કાળે અજીવ થતો નથી અને અજીવ કોઈ કાળે જીવ થતો નથી. જીવદ્રવ્ય તે ત્રણેય કાળ જીવસ્વરૂપે જ રહે છે અને અજીવ દ્રવ્ય ત્રણેય કાળમા અજીવસ્વરૂપે જ રહે છે, અર્થાત્ જીવત્વ અને અજીવત્વ જેમ અનાદિ પારિણામિક ભાવ છે, તે પ્રમાણે ભવ્યત્વ અને અભવ્યત્વ એ અનાદિ પારિણામિક ભાવ છે. જીવ જેમ અનાદિ છે તેમ જીવનુ ભવ્યપણુ કે અભવ્યપણુ એ પણ અનાદિનું છે. આટલી વાત જો બરાબર સમજમા આવે તો પછી "અભવ્યજીવે એવો શુ અપરાધ કર્યો છે કે અનુકૂળ સામગ્રી મળવા છતા તેને મુક્તિને લાયક અધ્યવસાય ન જાગે ?" એવો પ્રશ્ન ઉપસ્થિત થવાનો પ્રસંગ નહિ થાય. કોઇ પણ પરિણામ અમુક સમયે નવો થાય, તો તો અવશ્ય પ્રશ્ન થાય કે આમ કેમ બન્યુ ? પરંતુ જે પરિણામ અનાદિ હોય તેમા પૂર્વે જણાવેલા પ્રશ્નને અવકાશ જ નથી.

## સમ્યગ્દર્શન એ આત્માનો જ શુદ્ધપર્યાય છે.

આ પ્રમાણે સંસારવર્તી બે પ્રકારના જીવોમા ભવ્ય આત્માઓને જ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે, પરંતુ અભવ્ય જીવોને એ આત્મિક ગુણ પ્રગટ થતો નથી. ભવ્યજીવ હોવા છતા તેને પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત થવામા બાહ્ય તેમજ અંતરંગ સાધનોની હાજરી હોવી જ જોઈએ. એકલા ઉપાદાનથી કાર્યસિદ્ધિ નથી તેમજ કેવળ નિમિત્તથી પણ કાર્યસિદ્ધિ નથી. એ તો ઉપાદાન અને નિમિત્ત પોતપોતાની કક્ષામા સમાનભાવે જ્યારે ભેગા થાય ત્યારે જ કોઈ પણ કાર્યની સિદ્ધિ થાય છે એકલા ઉપાદાનની વાતો કરી દાન, પૂણ્ય, પૂજા, સામાયિક વગેરે નિમિત્તોને તરછોડનારા માર્ગને ભૂલ્યા છે, અને નિમિત્તનું સેવન કરવા પાછળ ઉપાદાન તરફ દુર્લક્ષ્ય રાખનારા તેઓ પણ સાધ્યસિદ્ધિથી વંચિત રહે છે. ભવ્યજીવ હોવા છતાં જ્યારે તેને સંજ્ઞીપણુ-પંચેન્દ્રિયપણુ પ્રાપ્ત થાય, ભવ્યત્વદશાનો પરિપાક થાય, કૃષ્ણ, નીલ, અને કાપોત એ ત્રણેય અશુભ લેશ્યાઓ ન હોય અને તેજો, પદ્મ તથા શુકલલેશ્યા પૈકી કોઈ શુભ લેશ્યાના પરિણામ હોય, આયુષ્ય કર્મ સિવાય સાતેય કર્મની સ્થિતિ એક કોડાકોડી સાગરોપમથી પણ ઓછી અવશિષ્ટ રહેલી હોય તે અવસરે આ ભવ્યાત્મા યથાપ્રવૃત્તકરણમા પ્રવેશ કરે છે. સમ્યક્ત્વ પ્રાપ્ત થવા અગાઉ પહેલુ **યથાપ્રવૃત્તકરણ, બીજું અપૂર્વકરણ** અને **ત્રીજું અનિવૃત્તિકરણ** આ ત્રણેય કરણ આત્માને કરવા પડે

છે, અને એ ત્રણેય કરણો પૂર્ણ થાય ત્યારબાદ સમ્યગ્દર્શન ગુણ પ્રગટ થાય છે. એક વાત નક્કી છે કે એ સમ્યગ્દર્શન આત્માનો ગુણ હોવાથી આત્મામા જ છે, બહારથી આવવાનો નથી. લાખ અથવા ક્રોડ સોનામહોર લઈને બજારમા કે કુત્રિકાપણ જેવી દુકાને જાય તો ત્યા એ ગુણ વેચાતો મળતો નથી. આજે કોઈ ગુરુઓ પોતાના ભક્તવર્ગને પોતાની માન્યતા અનુસરે તે જ સમકિતી છે, બાકીના મિથ્યાત્વીઓ છે, એવું સમજાવતા હોય તો તે ઘોર અજ્ઞાનતા છે. અનંતજ્ઞાનીઓના વચનો તરફનો સાચો આદર તે જ સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન એ આત્માનો શુદ્ધ અર્થાત્ સ્વભાવ પરિણામ છે. પૂર્વાચાર્ય ભગવંતોએ જે માટે કહેલ છે કે

સમ્મં च मोक्खवीयं, तं पुण भूयत्थसद्दहणरुवं ।
पसमाईलिंगगम्मं, सुहायपरिणामरुवं तु ॥ १ ॥

( नवतत्वभाष्य. मूल गाथा १ )

"સમ્યગ્દર્શન એ મોક્ષનું બીજ છે, વળી સદ્ભૂત પદાર્થોના ઉપર શ્રદ્ધાન પરિણામ તેનાથી પ્રગટ થાય છે. શમ–સંવેગ–નિર્વેદ–અનુકંપા અને આસ્તિકય એ સમ્યક્ત્વના લિંગો છે અને તે શુદ્ધ આત્માના પરિણામસ્વરૂપ છે." અર્થાત્ સમ્યગ્દર્શન એ આત્માનો ગુણ છે, આત્માનો સ્વભાવ પર્યાય છે અને આત્મામા જ તિરોભાવે રહેલો હોય છે. વિષય અને કષાયનુ જેટલુ જોર વધુ તેટલુ કર્મબન્ધન પણ વધુ થાય, જેટલુ કર્મબન્ધન વધે તેટલું આત્મા ઉપર આવરણ વધે, જેટલું આવરણ વધે તેટલો આત્મગુણનો તિરોભાવ થાય, આવરણ ઘટે તો જ આત્મગુણનો આવિર્ભાવ થાય. આવરણ ઘટાડવા માટે કર્મબંધન ઘટાડવું જોઈએ. કર્મબંધન ઘટાડવા માટે વિષય–કષાયનુ પરિબલ ઓછુ થવુ જોઈએ અને એ પરિબલને ઘટાડવા માટે અઢારે પાપસ્થાનકની પ્રવૃત્તિ ઓછી કરવી જોઇએ. એ પણ ત્યારે જ બને કે–જેમા અઢારેય પાપસ્થાનકને વર્જવાનુ વાતાવરણ હોય તેવી ધાર્મિક ક્રિયામા આત્મા જોડાય. સામાયિક, પૂજા, દેવદર્શનાદિ ધર્મક્રિયાઓ એવી સુંદર છે કે–રુચિપૂર્વક જરા ઉપયોગ રાખીને કરવામાં આવે તો પાપ ઓછુ થયા સિવાય રહે નહિ. પરિણામે કષાયો ઓછા થાય, કર્મબન્ધન ઘટે, આવરણો વિલય પામે અથવા ઘટ્ટ આવરણો હોય તે આછા થાય અને આત્મામાં તિરોભાવે રહેલો સમ્યગ્દર્શનાદિ સ્વભાવપર્યાય પ્રગટ થાય, આત્મિક ગુણોને પ્રગટ કરવાનો એજ રાજમાર્ગ છે.

## સામાયિકાદિ ધર્મકરણી અનાદિના વિભાવ પરિણામને દૂર કરી સ્વભાવ પરિણામ પ્રગટ કરવામા પ્રબલ સાધન છે.

આજે કોઈ કોઈ આત્માઓ સમ્યગ્દર્શનાદિ આત્મિક ગુણની મૌખિક વાતો ખૂબ સુંદર રીતે કરતા હોય છે, પરંતુ તેમના હૈયામા ધર્મક્રિયા, તપ–જપ–વ્રત–પ્રત્યાખ્યાન ઉપર લગભગ અરૂચિ જેવુ હોય છે તે કોઈ રીતે ઉચિત નથી. દેરાસર સામુ જ હોય, શાંતરસ-ભરપૂર ભગવંતની અલૌકિક પ્રતિમા જિનમંદિરમા બિરાજમાન હોય છતા પ્રભાતમાં ઊઠીને એ પ્રતિમાના દર્શન કરીને આત્માને પાવન કરવાની અનુકૂલ સંયોગ છતા ભાવના ન જાગે,

નવપદજી મહારાજની આરાધનાના મંગલમય દિવસો હોય, શરીર તંદુરસ્ત અને શક્તિ-સંપન્ન હોય છતા એક આંબેલ કરવા જેટલી તપની વૃત્તિ જાગૃત ન થાય, સામાયિક, પ્રતિક્રમણ જેવી આત્માને અમૃતમય બનાવનારી આવશ્યક ક્રિયાઓ તરફ પણ લગભગ અનાદર હોય તો એ ઉપલક દૃષ્ટિએ સુંદર દેખાતી સમ્યગ્દર્શનાદિની વાતોથી આત્માને શું લાભ? અપ્રમત્ત નામના સાતમા ગુણસ્થાને અને તેથી આગળ વધેલા આત્માઓ માટે, અલબત્ત, આવશ્યકાદિ કરણીની જરૂરીયાત ન હોય, પરંતુ જેના જીવનમા ન હોય વિરતિનું સ્થાન, ન હોય રીતસરનો જ્ઞાનાભ્યાસ, ન હોય શ્રધ્ધાનુ ઠેકાણુ, મિથ્યાત્વાદિ ઝેરથી જીવન એકધારૂ ઝેરી અને વિભાવ તેમજ વિભાવના સાધનોમાં મસ્ત બન્યુ હોય, એવા સંજોગોમા તો સામાયિકાદિ ધર્મકરણી અને તપ-જપ-વ્રત-પચ્ચક્ખાણ વગેરે પ્રવૃત્તિ આત્માના વિભાવ પરિણામને દૂર કરી સ્વભાવ પરિણામ પ્રકટ કરવામા અસાધારણ કારણ છે.

### આવશ્યકાદિ ધર્મકરણી, યોગ્ય આત્મા માટે મોક્ષે પહોંચવાની અનુપમ નિસરણી છે.

નાના બાળકને શરૂઆતમા નિશાળે મૂકવામા આવે ત્યારે તેને અભ્યાસમા રૂચિ નથી હોતી. નિશાળે જવુ તે બાળકને નથી ગમતુ. મા-બાપ પૈ-પૈસો અથવા કાંઇક ખાવાની વસ્તુનુ પ્રલોભન-લાલચ આપે તો એ લાલચ અંગે એ બાળક નિશાળે જાય છે, પરંતુ શરૂઆતમા પૈ-પૈસાની લાલચથી નિશાળે જતુ બાળક ભવિષ્યમા જ્યારે અભ્યાસ માટે રૂચિવાળું થાય છે ત્યારે ઘરમાં રસોઈને જરા વાર હોય તો માતાને કહે છે કે-'મા! હુ રિસેશમાં આવીને જમી લઈશ, પરંતુ હમણા નહિ રોકાઉ કારણ કે મારે નિશાળનો ટાઈમ થઈ ગયો છે' એ જ પ્રમાણે અનાદિથી વિભાવ અને વિભાવના સાધનોમા જ રમણુતાવાળા આત્માને શરુઆતમા સ્વભાવ પરિણામ અને તેના સાધનોમા રૂચિ નથી થતી. તેને સામાયિકાદિ ધર્મકરણીમા અંતરનો પ્રેમ જાગતો નથી પ્રાથમિક અવસ્થામા તેને ધર્મ-કરણીમા આનંદ આવતો નથી, પરંતુ વારંવાર એ ધર્મકરણીમા આત્મા જોડાયેલો રહે તો છેવટે એ આત્માને એ ક્રિયાકાંડમા અવશ્ય પ્રેમ ઉત્પન્ન થાય છે. આત્મજાગૃતિ પણ આવતી જાય છે. આજે આપણને ઘણીવાર શંકા થાય છે કે-કેટલાક મનુષ્યો બાલવયથી પ્રારંભીને વૃધ્ધાવસ્થા પર્યંત સતત પૂજા-સામાયિકાદિ ધર્મપ્રવૃત્તિ કરનારા હોવા છતાં તેમના જીવનના વ્યવહારમા જોઈએ તેવી અનુકૂલતા નથી જોવાતી તેનુ શુ કારણ હશે? પરંતુ એ શંકાના સમાધાન માટે ખૂબ વિચાર કરવાની જરૂર છે. આપણે એટલુ તો અવશ્ય જાણીએ છીએ કે **આત્મા અનાદિ છે, એનો સંસાર અનાદિ છે. સંસારના કારણભૂત કર્મનો સંયોગ પણ અનાદિ છે.'** અનાદિકાળથી સંસારમા રખડતા આ આત્માને અનંતા પુદ્ગલપરાવર્ત્તન વ્યતીત થયા છે. આ આત્માએ અનંતાકાળમા અનંતા ભવ કર્યા છે. પ્રત્યેક ભવમા પ્રાયઃ અવળો પુરૂષાર્થ કરીને આત્માને કર્મથી ખૂબ જ ભારે બનાવ્યો છે કર્મના ભારથી વધુ ભારે બનેલ આત્માને એક ભવની ધર્મકરણીથી એકદમ અસર ક્યાથી થાય? એક જન્મ નહિં પરંતુ અનેક જન્મમા એ આત્મા આવશ્યકાદિ ધર્મકરણીમા સતત પ્રયત્નશીલ રહે અને આત્મા યોગ્ય હોય તો એ આત્માને અંતરંગ

રૂચિનો પરિણામ અવશ્ય પ્રગટ થાય છે. ખુબ જ કટાઈને ઠીંકરા જેવું બની ગયેલું વાસણ એક બે વાર સામાન્ય પ્રયાસથી ઉજ્જવલ નથી બનતુ, તે જ પ્રમાણે કોઈ મનુષ્યમાં જીવન પર્યંત ધર્મકરણી ચાલુ હોવા છતા તેના વ્યવહારમા પરિવર્તન ન દેખાય તો સમજવું કે હજુ ધર્મકરણીના પુરુષાર્થમા ખામી છે. એ જ ધર્મકરણીમાં વધુ પુરુષાર્થ થશે, પાચ દશ ભવ પર્યંત ધર્મક્રિયાનો સતત અભ્યાસ ચાલુ રહેશે એટલે જીવન પરિવર્તન પણ અવશ્ય થશે. **ઉપાદાનમાં યોગ્યતા રહેલી હોય અને અનુકૂલ નિમિત્તોનું સતત સેવન થાય તો ઉપાદાન વિશુદ્ધ થયા સિવાય રહે જ નહિ.** બીજું, અમુક વ્યક્તિના જીવનમા પરિવર્ત્તન થયુ છે કે કેમ ? તે સાચી રીતે ચોક્કસ જાણવા માટે આપણી પાસે કયુ માપકયત્ર (થર્મામીટર) છે ? ધર્મકરણી કરનાર વર્ગનો જીવનવ્યવહાર ખૂબ સુંદર હોવો જોઈએ. એ ભાગ્યવાનના આચારવિચારો એવા હોય કે એને દેખીને અન્ય આત્માઓ ધર્મ પામે, એમ છતા કોઈ વાર કોઈ ધર્મકરણી કરનાર વ્યક્તિનો જીવનવ્યવહાર અનુકૂળ ન હોય તે ઝટ નજરમા આવે છે અને ધર્મક્રિયા નહિ કરનાર વર્ગ ગમે તેવી આડીઅવળી પ્રવૃત્તિ કરે તે જરાય આજના જીવોને નજરમા નથી આવતુ, તેનુ એ પણ કારણ છે કે-**ધર્મક્રિયા એ ધોળું-સફેદ લુગડું છે. સફેદ લુગડામાં જરા ડાઘ પડે તો પણ ઝટ દેખાય.** અને ધર્મક્રિયા નહિ કરનારા કાળા લુગડાવાળાઓને ગમે તેટલા ડાઘ પડે તો પણ દેખાય નહિ વળી આવી શકા કરનારાઓ મોટેભાગે ધર્મક્રિયાથી વિમુખ હોય છે અને પોતાના બચાવ માટે જ આવી શકાઓના ઓઠા ઊભા કરે છે. બાકી એક વાત નક્કી છે કે **આવશ્યકાદિ ધર્મકરણી એ જ યોગ્ય આત્માને આગળ વધવા માટેની નિસરણી છે અને અનાદિ કાળથી સંચિત કર્મના ભારને હળવો કરનારી છે.**

**પરિણામની નિર્મળતાનું કારણ કષાયની મંદતા છે. અને કષાયની મંદતાનું કારણ મંગલમય ધર્મપ્રવૃત્તિ છે.**

અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવને સમ્યગ્દર્શન પ્રગટ થવામા આવશ્યકાદિ ધર્મકરણી પરમ સાધન છે. છેલ્લા પુદ્‌ગલપરાવર્ત્તનમા આત્માનો પ્રવેશ થાય ત્યારે આત્માને ધર્મકરણીમા ઓઘથી પણ અમુક અશે રુચી જાગે છે. એ આત્મા ધર્મક્રિયામા જોડાય છે ધર્મક્રિયામા જોડાયા બાદ હજુ મનોયોગની યદ્યપિ સ્થિરતા નથી, તો પણ કાયયોગ અને વચનયોગ તો અશુભ નથી. મનોયોગમા પણ અશુભપણાનો ભાવ તો નથી જ. અનત કાલના અધ્યાસને અગે મનોયોગ કબજામાં આવી શકતો નથી. સામાયિક કે પૂજાની પ્રવૃત્તિ પ્રસગે ચિત્તની ચંચળતા ચાલુ રહે છે. એમ છતા ત્રણેય યોગના અશુભપણામા જે દીર્ઘસ્થિતિ અને તીવ્ર રસવાળા અશુભ કર્મ બંધાતા હતા, તેવા દીર્ઘસ્થિતિ અને તીવ્ર રસવાળા કર્મો એકલા મનોયોગના અશુભપણામા બધાતા નથી, કિંતુ અલ્પસ્થિતિ અને મદ રસવાળા કર્મો બધાય છે. પહેલાંના બધાયેલા દીર્ઘસ્થિતિ અને તીવ્ર રસવાળાં કર્મો પણ સક્રમ વગેરે દ્વારા અલ્પ-સ્થિતિવાળા અને મદ રસવાળા થતા જાય છે અને અશુભ કર્મોની સ્થિતિ અને રસમા ઘટાડો થાય એટલે આત્માનો જ્ઞાનપ્રકાશ તેટલા પ્રમાણમા પ્રગટ થતો જાય છે. અનાદિ

મિથ્યાદૃષ્ટિ જીવને સમ્યગ્દર્શનની પ્રાપ્તિનાં પ્રસંગે થતાં ત્રણ કરણો પૈકી પહેલું જે યથાપ્રવૃત્તકરણ છે, તે યથાપ્રવૃત્તકરણમા એક બાબત સ્પષ્ટ જણાવી છે કે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અતરાય એ ચારેય કર્મોની પ્રત્યેકની ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિમાથી ઓગણત્રીશ કોડાકોડી સાગરોપમ ઉપરાત સ્થિતિનો ક્ષય થાય અને એક કોડાકોડી સાગરોપમમા પલ્યોપમના અસખ્ય ભાગે ન્યૂન એટલી સ્થિતિ બાકી રહે, એ જ પ્રમાણે મોહનીય કર્મની ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિમાંથી ઓગણસીત્તેર કોડાકોડી સાગરોપમ ઉપરાત સ્થિતિનો ક્ષય થાય અને પલ્યોપમના અસંખ્યેય ભાગ ન્યૂન એક કોડાકોડી સાગર જેટલી સ્થિતિ અવશેષ રહે, એ જ રીતે નામ અને ગોત્ર એ બન્ને કર્મોની વીશ કોડાકોડી સાગરોપમપ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિમાથી પલ્યોપમનો અસંખ્યભાગ ન્યૂન એવી એક કોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિ અવશિષ્ટ રહે અર્થાત્ એક આયુષ્ય કર્મ સિવાય સાતે ય કર્મોની દરેકની સ્થિતિ હમણાં સમજાવ્યુ તે મુજબ પલ્યોપમના અસંખ્ય ભાગે ન્યૂન એક કોડાકોડી સાગર જેટલી બાકી રહે, અને તેટલા પ્રમાણમા તે કર્મો પૈકી અશુભ કર્મનો–મુખ્યત્વે ઘાતી અને તેમા દર્શનમોહનીયનો રસ ઓછો થાય ત્યારે જ યથાપ્રવૃત્તકરણની હદ પ્રાપ્ત થાય છે. સાતે ય કર્મોની સ્થિતિમા ઘટાડો પરિણામની નિર્મળતા સિવાય થતો નથી. પરિણામની નિર્મળતા કપાયની મંદતા થયા સિવાય બનતી નથી, તેમજ કપાયની મંદતા ધર્મક્રિયાની પ્રવૃત્તિ સિવાય આવવી પ્રાય અશકય છે.

**સમ્યગ્દર્શનની પ્રાપ્તિ બે રીતે : એક નિસર્ગથી અને બીજી અધિગમથી.**

શાસ્ત્રોમા સમ્યગ્દર્શનની પ્રાપ્તિના બે પ્રકાર બતાવવામા આવ્યા છે. એક નિસર્ગ અર્થાત્ સ્વાભાવિક રીતે કોઈપણ બાહ્ય નિમિત્ત કારણ વિના અને બીજું અધિગમ એટલે નિમિત્ત વડે તત્ત્વાર્થ સૂત્રના પ્રથમ અધ્યાયમા સૂત્ર છે કે 'तन्निसर्गादधिगमाद्वा' [ તત્ત્વાર્થ અધ્યાય ૧ સૂ. ૩ ] તે સમ્યગ્દર્શન નિસર્ગાત્ એટલે સ્વાભાવિક રીતે અને અધિગમાદ્ એટલે નિમિત્ત સામગ્રીવડે એમ બે પ્રકારે પ્રાપ્ત થાય છે. લાકડુ કોતરનાર ઘુણાને એ લાકડામા અક્ષર કોતરવાનુ લક્ષ્ય નથી હોતુ છતા કુદરતે કોઈવાર અક્ષર જેવા આકારો તેમાં કોતરાઈ જાય છે, જેને '**ઘુણાક્ષરન્યાય**' કહેવામા આવે છે. વળી ડુંગરાળ નદીના પ્રવાહમાં ઘસડાતો પત્થર જેમ આપોઆપ ગોળ થઈ જાય છે તે જ પ્રમાણે અનાદિકાળથી સંસારની ચાર ગતિમાં પરિભ્રમણ કરનાર આ જીવ તે તે ગતિમા શુભાશુભના ઉદય પ્રમાણે સુખ–દુઃખ ભોગવતો અકામ નિર્જરાના યોગે કોઈવાર એવી સ્થિતિએ પહોચે છે કે બાહ્ય ઉપદેશ અથવા જિન પ્રતિમાના દર્શન, પૂજન વગેરે બાહ્ય કારણોના અભાવમા પણ જ્ઞાનદર્શનોપયોગના સ્વભાવે સમ્યગ્દર્શન પામી જાય છે. આવી રીતે સમ્યગ્દર્શન જેને પ્રાપ્ત થાય તે **નિસર્ગસમ્યગ્દર્શન** કહેવાય છે અને એ પ્રમાણે સમ્યગ્દર્શન પ્રાપ્ત કરનારાઓની સંખ્યા ખૂબ જ અલ્પ હોય છે. જ્યારે જિનવાણીનુ શ્રવણ, જિનપડિમાના દર્શન, પૂજન વગેરે દ્વારા આત્માને અધ્યવસાય–પરિણામની નિર્મળતા થાય અને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય તેનુ નામ **અધિગમસમ્યગ્દર્શન** કહેવાય છે. દરેક કાળમાં આ અધિગમ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરનારાઓની સંખ્યાનું પ્રમાણ જ નિસર્ગ સમ્યગ્દર્શનવાળા કરતા ઘણું વધારે હોય

છે. આ બન્ને પ્રકારના સમ્યગ્દર્શનની પ્રાપ્તિ દર્શનમોહના ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય સિવાય નથી થતી એ બાબત નક્કી છે, પણ એ દર્શનમોહનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થવામાં અંતરંગ કારણ પરિણામની વિશુદ્ધિ છે, અને એ પરિણામની વિશુદ્ધિ થવામાં જન્માતરની સ્વાભાવિક કર્મલઘુતાના કારણે કોઈક આત્માને બાહ્ય નિમિત્તની હાજરી ન હોય, એટલે તેને નિસર્ગ સમ્યગ્દર્શન કહેવાય. જ્યારે બીજા અનેક આત્માઓને એ પરિણામની વિશુદ્ધિ થવામાં જિનવાણીનું શ્રવણ, જિનપ્રતિમા, સદ્ગુરૂ વગેરેના દર્શનાદિનું બાહ્ય નિમિત્ત હાજર હોય તેને અધિગમ સમ્યગ્દર્શન કહેવાય છે.

## વધુ મલિન વસ્ત્રને શુદ્ધ બનાવવા વધુ સાધન અને વધુ પરિશ્રમની જરૂર તેમ વધુ મલિન આત્માને નિર્મળ બનાવવા માટે ધર્મપુરૂષાર્થની વધારે જરૂર.

સભામાંથી **પ્રશ્ન:** નિમિત્તની હાજરી સિવાય પણ પરિણામની વિશુદ્ધિ થાય ખરી?

**ઉત્તર:** જે જીવને સંસારમાં પરિભ્રમણ કરતાં જુદી જુદી જીવાયોનિમા જન્મ થયા બાદ વિષય-કષાયાદિ વિભાવ પરિણામનું વધુ પ્રમાણમાં સેવન થયું છે અને વધુ ક્લિષ્ટ કર્મો બંધાયા છે, તેવા આત્માઓને પરિણામની વિશુદ્ધિ માટે જિનવાણીશ્રવણ વગેરે નિમિત્તોનું સેવન કરવાની એક ભવમા નહિં પરંતુ ભવોભવ પર્યંત વાર વાર જરૂરીયાત રહે છે, અને જે આત્માને કુદરતી રીતે ભૂતકાળમા એવા ક્લિષ્ટકર્મો નથી બધાયા તે આત્માઓ બાહ્ય નિમિત્તોની હાજરી સિવાય પણ અકામ નિર્જરાના યોગે-પરિણામની વિશુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. મરૂદેવા માતાને ક્લિષ્ટ કર્મોની સત્તા ખૂબ જ ઓછી હતી. અનાદિ નિગોદમાથી કેળના ભવમાં, અને કેળના ભવમાથી મરૂદેવા માતાના ભવમાં આવી ત્યાંથી જ મોક્ષે ચાલ્યા ગયા છે. અનાદિ નિગોદમા કર્મસત્તા હોય પરતુ સ્થિતિ-રસમા તીવ્રતા ન હોય. કેળના ભવમા પણ બાજુમા જ કંથેરનું વૃક્ષ, પવનના યોગે કથેરના વૃક્ષનું કેળની સાથે વારંવાર અફળાવુ, કેળના વૃક્ષને કાટા વાગવા અને તે દ્વારા દુખનો ભોગવટો કરવો, તેમજ વિશેષ આર્ત્તધ્યાનના અભાવે નવા કર્મ વધુ પ્રમાણમા ન બાધવા, મરૂદેવીના ભવમાં પણ ક્લિષ્ટ પરિણામોનો લગભગ અભાવ, આ બધુય વિચારવામા આવે તો તેવા આત્માને શુભ નિમિત્તોના આલબન સિવાય પણ અતરગ-પરિણામવિશુદ્ધિ બને છે, પરતુ ભવચક્રમાં ભટકતા જે આત્માને ખૂબ જ ક્લિષ્ટ કર્મો બધાયા છે તે આત્માને વાર વાર શુભનિમિત્તોનું બરાબર સેવન થાય તો જ પરિણામવિશુદ્ધિ પ્રાપ્ત થાય છે. જેમ લુગડુ ઓછુ મેલું તેમ તેને સાબુ, પાણી અને ધોકાની ઓછી જરૂર, જેમ લુગડુ વધુ મેલુ તેમ તેને સાબુ, પાણી અને ધોકાની વધારે જરૂર, એ હકીકત સમજાય તેવી છે. આપણે તો ચોવીશેય કલાક અશુભ નિમિત્તોનું જ સેવન કરવુ છે, એ સેવનમા તન્મય થવુ છે, ક્લિષ્ટકર્મો ક્ષણે ક્ષણે બાધીને આત્માને ખૂબ મલિન કરવો છે, અને શુભ નિમિત્તોનું સેવન કરવુ નથી. કદાચ થોડુ શુભ નિમિત્તનુ સેવન થાય તો પણ તેમા તન્મય થવુ નથી, એવી રીતે પરિણામવિશુદ્ધિ કેમ બને? એકદરે ભાવાર્થ એ છે કે-જે આત્માને ઘાતીકર્મના સ્થિતિ રસ તીવ્રભાવે પડવાનો કુદરતે જ સયોગ નથી મળ્યો અથવા પૂર્વભવોમા કરેલી આરાધનાના યોગે જે લઘુકર્મી

છે તેવા આત્માઓને શુભ નિમિત્ત-કારણની હાજરી સિવાય અકામ-નિર્જરાનો યોગ અને આત્માનો જ્ઞાનોપયોગ-દર્શનોપયોગનો સ્વભાવ એ કારણે પરિણામવિશુદ્ધિ પ્રાપ્ત થાય છે.

## યથાપ્રવૃત્તકરણ સુધી તો કોઈ કોઈ વાર અભવ્ય જીવો પણ આવે છે અને શ્રુતસામાયિક પ્રાપ્ત કરે છે.

આપણે તો આમાંથી એક જ ધ્યાન રાખવાનું છે કે જિનવાણીનું શ્રવણ, જિનપડિમાના દર્શન-પૂજન વગેરે શુભનિમિત્તોનુ ખૂબ ખૂબ સેવન કરી પરિણામની વિશુદ્ધિ કરવા માટે ખ્યાલ રાખવો. એ પ્રમાણે થાય તો જ આયુષ્ય કર્મસિવાય સાતે ય કર્મની સ્થિતિ એક કોડાકોડી સાગરોપમથી પણ ઓછી થાય અને યથાપ્રવૃત્તકરણ પ્રાપ્ત થાય. આ યથાપ્રવૃત્તકરણનો અન્તર્મુહૂર્ત્તનો કાળ છે. એ કરણમા દાખલ થયેલા આત્માને પ્રથમ સમયની વિશુદ્ધિની અપેક્ષાએ બીજા સમયમાં અનંતગુણવિશુદ્ધિ હોય છે. વિશુદ્ધિ એટલે બીજું કાંઈ નહિં. કષાયની મંદતા તેનું નામ જ વિશુદ્ધિ છે. પાણીમા જેટલો કાદવ-કીચડ વધુ તેટલુ પાણી મેલુ, એ જ પાણીમાથી એ કાદવ-કીચડ ઓછો થાય તેટલું પાણી સ્વચ્છ ગણાય. એ પ્રમાણે આત્માના જ્ઞાનોપયોગમાં કષાયોદયનુ જેટલું વધુ મિલન તેટલી પરિણામની મલિનતા ગણાય અને એ જ્ઞાનોપયોગમા કષાયોદયના મિલનની જેટલી મંદતા, સમજવું કે તેટલા પ્રમાણમા પરિણામની વિશુદ્ધિ ગણાય. આ યથાપ્રવૃત્તકરણ સુધી તો આત્મા ઘણીવાર આવે છે. અભવ્ય જીવો પણ કોઈ કોઈ આ યથાપ્રવૃત્તકરણ સુધી આવી શ્રુતસામાયિકના લાભને પામી જાય છે પરંતુ ત્યાંથી આગળ અપૂર્વકરણમા દાખલ થઈ અનાદિની રાગદ્વેષની નિબિડ ગ્રન્થિનો ભેદ કરવો તે અત્યંત મુશ્કેલ છે. અભવ્ય જીવો તો યથાપ્રવૃત્તકરણથી આગળ વધી શકતા જ નથી યથાપ્રવૃત્તકરણમા અમુક સમય ટકી ત્યાંથી પાછા વળી જાય છે, અને સંસારમા રખડયા કરે છે ભવ્યજીવોમા પણ જે દુર્ભવ્ય છે, હજુ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ માટે આત્માની પરિપકવદશા નથી થઈ તે જીવો પણ આ યથાપ્રવૃત્તકરણથી આગળ વધી શકતા નથી પરંતુ જે ભવ્યઆત્માઓને વધુમા વધુ અપાર્ધપુદ્ગલપરાવર્તન કાળમા મોક્ષ પ્રાપ્ત થવાનો છે તે આત્માઓ જ અપૂર્વકરણમા પ્રવેશ કરી અપૂર્વ વિશુદ્ધ પરિણામયુક્ત વીર્યોલ્લાસવડે ગ્રન્થિનો ભેદ કરી અનિવૃત્તિકરણ નામના ત્રીજા કરણમા દાખલ થાય છે.

## અપૂર્વકરણ વડે રાગદ્વેષની અનાદિની ગ્રન્થિનો ભેદ ન થાય ત્યાં સુધી સમ્યગ્દર્શન પ્રગટે નહિં.

જેના આંતરડામા ખૂબ જૂના મળ ભરાઈ ગયા હોય, જે કારણે અન્નનું પાચન તો શું? પણ અન્ન ઉપર રુચિ જ ન થતી હોય, એવા મનુષ્યને કોઈ સામાન્ય સાદો જુલાબ આપે, એ જુલાબની દવાથી આતરડામા ભરાયેલા આજુબાજુના મળ નીકળે પણ જ્યાસુધી જામી ગયેલા મળના ગાઠા ન નીકળે ત્યાંસુધી આરોગ્ય અને અન્ન ઉપર વાસ્તવિક રૂચી થાય નહિ, તે પ્રમાણે યથાપ્રવૃત્તકરણમા પ્રાપ્ત થયેલા નિર્મળ પરિણામવડે અમુક કર્મમળ ભલે ઓછા થયા, પરંતુ અનાદિથી ચાલી આવતી રાગદ્વેષની ગાઠ જ્યા સુધી ન ગળે ત્યાં

સુધી આત્માને ભાવથી સાચુ આરોગ્ય પ્રગટે નહિં અને સ્વભાવ તેમજ સ્વભાવના સાધનો ઉપર રુચિનો પરિણામ થાય નહિ, આપણે ઘણીવાર તેવા અનુકૂળ નિમિત્તો મળતાં ધર્મના અનુષ્ઠાનો કરીએ છીએ. તપ-જપ-વ્રત-પચ્ચક્ખાણુ વગેરે પણુ યથાશક્તિ આચરીએ છીએ. પરંતુ અનાદિની ચાલી આવતી ધન-દોલત-સ્ત્રી-પુત્ર ઉપરની મમતા ઘટતી નથી, અહિં ભલે વ્યાખ્યાન સાભળો છો, સામાયિક-પ્રતિક્રમણુ કરો છો, પરતુ અન્તર્ગત ધન-દોલતની મમતાનું સ્થાન કેટલુ છે? એ આપણા આત્માને પૂછીએ તો જરૂર જવાબ મળે છે કે 'એ મમતા હજુ ખસી નથી' વ્યવહારથી ભલે બોલાય કે ધન-દોલત વગેરે આપણું કશુંય નથી, પરતુ નિશ્ચયદૃષ્ટિએ તેને લાયક પરિણામ જાગ્યા નથી. ગ્રન્થિનો ભેદ જ્યાસુધી ન થયો હોય ત્યાસુધી આત્માની આ દશા છે પરંતુ જ્યા ગ્રન્થિનો ભેદ થયો એટલે પછી એ આત્મામાં કોઇ અપૂર્વ-આજ સુધીના અનંતા ભૂતકાળમા કોઈવાર નહિ અનુભવેલ અદ્ભુત ભાવઆરોગ્ય પ્રગટ થાય છે અને હવે સ્વભાવની ઓળખાણુ સાથે તેના ઉપર સુંદર પ્રકારે રુચિ જાગ્રત થાય છે. ઘાચીના લુગડા જેવા મેલા લુગડા થયા બાદ તેના ઉપર બે પાચવાર સાબુ ન ઘસાય, ઉપરાઉપરી ધોકા ન પડે ત્યા સુધી તો આજુબાજુનો મેલ ઓછો ન થવાના કારણે તે લુગડામા પડેલા તેલ કે મસના ચીકણા ડાઘાઓ નજરમા ન આવે, પરંતુ જ્યારે બે ચાર વાર સાબુ અને પાણીથી તે અત્યત મેલા લુગડા સાફ કરાય ત્યારે આજુબાજુનો મેલ દૂર થતાં પેલા તેલ કે ચીકણી મસના ડાઘા નજરે આવે અને નજરમા આવ્યા બાદ તે ડાઘાઓને દૂર કરવા માટે વધુ પ્રબલ પ્રયાસ કરવામા આવે છે. એ જ પ્રમાણે યથાપ્રવૃત્તકરણુવડે કર્મના સ્થિતિરસમા ઘટાડો ન થાય ત્યા સુધી ગ્રન્થિ-સ્થાન નજરમા-ખ્યાલમા આવે નહિ અને ખ્યાલમા આવે નહિં ત્યા સુધી તેનો ભેદ થાય નહિં. એ ગ્રન્થિનો ભેદ ન થાય ત્યા સુધી સમ્યગ્દર્શન ગુણુ પ્રગટે નહિ અપૂર્વકરણુમા પ્રતિસમયે અનતગુણુ-અનતગુણુ વિશુદ્ધિ આવતી જાય છે, એ વિશુદ્ધિ દ્વારા સ્થિતિઘાત, રસઘાત, ગુણુશ્રેણી અને અભિનવ સ્થિતિબધ-એ ચાર અપૂર્વ કાર્યો થાય છે, અને એ સ્થિતિઘાતાદિ ચારેય અપૂર્વ કાર્યો વડે આત્મા અનાદિની નિબિડ રાગ-દ્વેષની ગ્રન્થિ ભેદવાનુ મહાન્ કાર્ય કરે છે. આ અપૂર્વકરણુનો કાળ પણુ અન્તર્મુહૂર્તનો છે.

## અનિવૃત્તિકરણુ તથા અંતરકરણનું સ્વરૂપ

અપૂર્વકરણુમા ગ્રન્થિનો ભેદ કર્યા બાદ કોઈ મહાન્ કાર્ય પછી વિશ્રાતિની જેમ જરૂર પડે છે તેમ વિશ્રાન્તિ માટે અનિવૃત્તિકરણુમા આત્માનો પ્રવેશ થાય છે. યથાપ્રવૃત્તકરણુ, અપૂર્વકરણુ અને અનિવૃત્તિકરણુ એ ત્રણેય કરણોમા 'કરણુ' પદનો અર્થ પરિણામની વિશુદ્ધિ સમજવાનો છે. વ્યાકરણુશાસ્ત્રમા ત્રીજી વિભક્તિને 'કરણુ' કહેવામા આવેલ છે. અને તેનો અર્થ એ કર્યો છે કે "क्रिया सिद्धौ असाधारणं कारणं करणम्" કાર્યની સિદ્ધિમાં જે અસાધારણુ કારણુ છે, જે કારણુ વિના કાર્યસિદ્ધિ ન જ થઈ શકે તે કારણુને કરણુ કહેવામા આવે છે. સમ્યગ્દર્શન એ આત્માનો સ્વભાવપરિણામ છે. એ સ્વભાવપરિણામ ઉપર જણાવેલ ત્રણુ કરણો સિવાય કોઈપણુ જીવને પ્રાપ્ત થતો નથી. અર્થાત્ એ ત્રણેય કરણો દ્વારા આત્મવિશુદ્ધિ પ્રગટ થાય ત્યારે જ આત્માને સમ્યગ્દર્શન ગુણુ પ્રાપ્ત

થાય છે. યથાપ્રવૃત્તની અપેક્ષાએ અપૂર્વકરણુમા અનંતગુણુવિશુદ્ધિ છે, અને અપૂર્વકરણુની અપેક્ષાએ અનિવૃત્તિકરણુમા અનતગુણુવિશુદ્ધિ છે. યથાપ્રવૃત્ત તેમ જ અપૂર્વકરણુમા અધ્યવસાયસ્થાનો અસખ્ય લોકાકાશના પ્રદેશો જેટલી સંખ્યાપ્રમાણુ શાસ્ત્રમાં જણુાવ્યા છે, અને અનિવૃત્તિકરણુમા એ કરણુનો અન્તર્મુહૂર્ત જે કાળ તેના સમયોની સંખ્યા જેટલાં જ અધ્યવસાય સ્થાનો કહેલા છે. યથાપ્રવૃત્ત તેમજ અપૂર્વકરણુમાં એક સાથે પ્રવેશ કરનારા સો, બસો, પાચસો કે પાંચ હજાર આત્માઓના દરેકના પરિણુામો–અધ્યવસાયસ્થાનો પ્રતિસમયે જુદા જુદા હોઈ શકે છે, જ્યારે અનિવૃત્તિકરણુમાં એક સાથે પ્રવેશ કરનારા સો–બસો કે ગમે તેટલી સંખ્યામાં વર્ત્તતા જીવોના પરિણુામો–અધ્યવસાયસ્થાનો એક સરખા હોય છે, અને તે કારણે જ આ ત્રીજા કરણુનું **અનિવૃત્તિ** એવું નામ આપેલ છે. નિવૃત્તિ એટલે અધ્યવસાયોની તરતમતા, અનિવૃત્તિ એટલે અધ્યવસાયોની તરતમતાનો અભાવ. અપૂર્વકરણુમા શરૂ થયેલા સ્થિતિઘાત, રસઘાત, ગુણુશ્રેણી અને અભિનવ સ્થિતિબંધ એ ચારેય કાર્યો આ કરણુમા પણુ વિશેષ પ્રકારે ચાલે છે. ઉપરાંત આ અનિવૃત્તિકરણુનો અન્તર્મુહૂર્તનો જે કાળ છે તેમાથી ઘણા સંખ્યાતા ભાગ વ્યતીત થયા બાદ એક સંખ્યાતમો ભાગ જ્યારે બાકી રહે છે ત્યારે સત્તામાં રહેલી અને વર્તમાનમા ઔદયિક ભાવે વર્તતી મિથ્યાત્વની સલગ્ન સ્થિતિમા '**અન્તરકરણુ**' આંતરું પાડવાની ક્રિયા કરે છે. વિશ્વમા જે ભાવો જે સ્વરૂપે છે તેને તે પ્રમાણે જાણુવા, જોવા અને માનવા એવો જે આત્માનો અવિકારી ગુણુ તેનું નામ સમ્યગ્દર્શન છે. આત્માને જ્યાં સુધી મિથ્યાત્વનો ઉદય ચાલુ હોય ત્યા સુધી આત્માનો એ ગુણુ વિકારી હોય છે. દૃષ્ટિ વિનાનો કોઈ પણુ આત્મા વિશ્વમા સભવી શકતો નથી. કોઇ આત્માને દૃષ્ટિનો ઉઘાડ અત્યન્ત અલ્પ હોય, કોઈ આત્માને દૃષ્ટિનો ઉઘાડ વધુ હોય, એ ઓછો કે વધુ દૃષ્ટિનો ઉઘાડ જો વિકારી હોય, અર્થાત્ મિથ્યાત્વમોહનીયના ઉદયવાળો હોય તો જે ભાવો જે પ્રમાણે છે તે ભાવો તે પ્રમાણે ન જાણુતા, જોતા વિપરીત સ્વરૂપે જાણે છે, જુવે છે અને માને છે. કમળાનો દર્દી મનુષ્ય જેમ ધોળી વસ્તુઓને પણુ પીળી દેખે છે, તે પ્રમાણે મિથ્યાત્વના ઔદયિક ભાવથી જેની દૃષ્ટિમા વિકાર વર્તે છે, તે આત્માને પણુ તત્ત્વમા અતત્ત્વ બુદ્ધિ અને અતત્ત્વમા તત્ત્વબુદ્ધિ થાય છે. **જ્યાં સુધી મિથ્યાત્વના ઔદયિક ભાવ ન ટળે ત્યાં સુધી દૃષ્ટિનો વિકાર જાય નહિં અને દૃષ્ટિનો વિકાર ખસે નહિં ત્યાં સુધી સમ્યગ્દર્શન–સ્વરૂપ અવિકારી ગુણુ પ્રગટ થાય નહિં.** આ મિથ્યાત્વના ઔદયિક ભાવને અટકાવવા માટે જ ઉપર જણુાવ્યા મુજબ અન્તરકરણુની ક્રિયા અનિવૃત્તિકરણુનો સખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે શરૂ થાય છે.

**અનિવૃત્તિકરણુના છેલ્લા સમય સુધી મિથ્યાત્વનો જ ઉદય છે.**

મિથ્યાત્વમોહનીય એ ધ્રુવબંધી, ધ્રુવોદયી અને ધ્રુવસત્તાક પ્રકૃતિ છે. એક સરખી મિથ્યાત્વની સ્થિતિસત્તા, મિથ્યાત્વનો ઉદય અને મિથ્યાત્વનો બંધ જીવને અનાદિથી સતત ચાલ્યા કરે છે યથાપ્રવૃત્તકરણુમા મિથ્યાત્વનો ઉદય હતો, અપૂર્વકરણુમા પણુ મિથ્યાત્વનો ઉદય હતો, પરંતુ યથાપ્રવૃત્તની અપેક્ષાએ અપૂર્વકરણુમા રસની મંદતા હતી, અનિવૃત્તિકર-

ણમા પણ મિથ્યાત્વનો જ ઉદય હજુ ચાલુ છે, પરંતુ યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણની અપેક્ષાએ મિથ્યાત્વના રસમા ઘણી મ દતા છે. છતા જેટલા પ્રમાણમા એ મ દરસવાળા મિથ્યાત્વના દલિકોનો ઉદય છે તેટલા પ્રમાણમા આત્મામા દૃષ્ટિનો વિકાર અવશ્ય છે દૃષ્ટિના એ વિકારનો સર્વથા અભાવ તો ત્યારે જ થાય કે મિથ્યાત્વનો ઉદય સર્વાંશે અટકે એ માટે જ અ તરકરણની ક્રિયા કરવાની છે. અંતરકરણની ક્રિયા એટલે સમય સમય અનુક્રમે ઉદયમાં આવ્યા કરે એવી સત્તામા રહેલી મિથ્યાત્વની સ્થિતિના બે ભાગ પાડી વચ્ચે અંતર પાડી નાંખવુ કે જે અંતરમા આત્માનો પ્રવેશ થાય ત્યારે કોઈપણ મિથ્યાત્વના દલિકો અન્તર્મુહૂર્ત સુધી ઉદયમાં ન આવી શકે. અનિવૃત્તિકરણમાં મિથ્યાત્વનો ઉદય ચાલુ છે અને એ અનિવૃત્તિકરણનો અન્તર્મુહૂર્તનો જે કાળ તેમા એક સ ખ્યાતમો ભાગ બાકી રહેલ છે. દાખલા તરીકે ૧૮ મિનિટનો અનિવૃત્તિકરણનો કાળ છે. તેમાથી પંદર મિનિટ તો પસાર થઈ ગઈ છે, ત્રણ મિનિટ બાકી છે. આ બાકી રહેલી ત્રણ મિનિટ એ અનિવૃત્તિકરણનો સંખ્યાતમો ભાગ સમજવાનો છે. અનિવૃત્તિકરણનો અઢાર મિનિટનો કાળ આપણે સમજવા માટે કલ્પેલ છે. તે અઢારે મિનિટમાં મિથ્યાત્વનો ઉદય તો ચાલુ રહેવાનો છે, પર તુ ત્રણ મિનિટનો એક સ ખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે જો અંતરકરણની ક્રિયા કરવામા ન આવે તો ૧૯–૨૦–૨૧ વગેરે મિનિટોમા પણ મિથ્યાત્વનો ઉદય ચાલુ જ રહે અને મિથ્યાત્વનો ઉદય જો ચાલુ જ રહે તો તો સમ્યગ્દર્શન ગુણ પ્રગટ ન થાય. કોઈપણ ઉપાયે મિથ્યાત્વનો ઉદય અટકવો જોઈએ. એ કારણે જ અ તરકરણ કરવાનુ છે એટલે કે ૧૯ મી મિનિટથી ૩૬ મી મિનિટ સુધી ભવિષ્યમા ઉદયમા આવનારા મિથ્યાત્વના દલિકોને ત્યાથી ખાલી કરી નાખે છે. કેટલાક દલિકોને ૧૬–૧૭–૧૮ એ બાકી રહેલી અનિવૃત્તિકરણની મિનિટોમા ભોગવાતા મિથ્યાત્વ સાથે નાખીને ભોગવે છે. અને કેટલાક દલિકોને ૩૬ મી મિનિટ પછી ૩૭મી મિનિટથી ઉદયમા આવનાર મિથ્યાત્વની સ્થિતિસત્તા જે રહેલી છે તેમાં પ્રક્ષેપે છે.

**ભિખારી મનુષ્યને ચિન્તામણિ મળતાં જે આનંદ થાય, અનાદિ મિથ્યાદૃષ્ટિને ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત થતાં તેથી પણ વધુ આનંદ થાય છે.**

એક વાત અહિ ધ્યાનમા રાખવાની કે–આ દલિકો બીજા સ્થૂલ પુદ્ગલોની માફક ઉપાડ્યા ઉપાડાતા નથી, ફેંક્યા ફેંકાતા નથી, પરંતુ પરિણામવિશેષવડે એ દલિકોના સ્થિતિરસમા ઘટાડો–વધારો થતા મોડા ઉદયમા આવનારા વહેલા ઉદયમા આવે છે અને વહેલા ઉદયમા આવનારા મોડા ઉદયમા આવે છે શાસ્ત્રમા જેને અપવર્ત્તના–ઉદ્વર્ત્તના–ઉદીરણા વગેરે નામો આપવામા આવ્યા છે, તે કરણવડે સ્થિતિ–રસમા હાનિવૃદ્ધિ વગેરે થાય છે. તાત્પર્ય એ છે કે અનિવૃત્તિકરણનો સ ખ્યાતમો ભાગ (૧૬–૧૭–૧૮ મિનિટોવાળો ભાગ) બાકી રહે ત્યારે ૧૯ થી ૩૬ મી મિનિટ સુધીના મિથ્યાત્વની સ્થિતિના ભાગના દલિકો આગળ–પાછળ નાખીને ખાલી કરવાનુ અને તે રીતે મિથ્યાત્વની સ્થિતિ સત્તામા આતરુ પાડવાનુ કાર્ય થાય છે. એ આતરુ પાડવાનુ કાર્ય થતા અત્યાર સુધી મિથ્યાત્વની એક સરખી જે સ લગ્ન સ્થિતિસત્તા હતી તેને બદલે બે સ્થિતિસત્તા થઈ. એક ૧૬–૧૭–૧૮ મી મિનિટવાળી પ્રથમ સ્થિતિસત્તા (વચ્ચે ૧૯ થી ૩૬ મી મિનિટ સુધીનો ખાલી ભાગ)

અને બીજી ૩૭ મી મિનિટથી અંતઃકોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિસત્તા જે બીજી સ્થિતિ કહેવાય છે. પ્રથમ સ્થિતિનો અનિવૃત્તિકરણના સંખ્યાતમા ભાગમા ભોગવટો પૂર્ણ થઈ જાય એટલે તુરત જ વચ્ચેની ખાલી જગ્યા આવે છે કે જે સમયોમા–મિનિટોમાં કોઈપણ મિથ્યાત્વના દલિકો ઉદયમા આવી શકે તેમ નથી, અને તેથી જ એ અંતરકરણમાં એટલે અગાઉથી આંતરુ પાડેલ ખાલી અવસ્થામા મિથ્યાત્વના દલિકોનો પ્રદેશથી કે વિપાકથી ઉદય ન હોવાથી આત્માને **ઉપશમસમ્યગ્દર્શન** ગુણ પ્રાપ્ત થાય છે. અંતર્મુહૂર્ત જેટલો સમય એ ગુણ પ્રગટ થતા દરિદ્રી ભિખારીને ચિન્તામણિ રત્ન મળતાં જે આનંદ પ્રાપ્ત થાય, તેથી પણ અત્યન્ત આનંદ તે આત્માને અનુભવવામા આવે છે.

## શ્રી ભગવતી સૂત્રરૂપી જયકુંજર હાથીની બરાબર મદદ લેવાય તો મોહમહારાજાનો અવશ્ય પરાજય થાય.

આજના વ્યાખ્યાનમા સમ્યગદર્શનની પ્રાપ્તિ અનાદિથી સંસારમા રખડતા જીવને કેવી રીતે થાય ? એ વાતનું વિશેષ સ્વરૂપ પ્રાસંગિક કહેવામા આવ્યુ છે. આપણો ચાલુ વિષય તો ભગવતીસૂત્રને જયકુંજર હાથીની ઉપમા ટીકાકાર ભગવંતે આપેલ છે તે કયા કારણે આપેલ છે? એ વાત સમજવાનો છે. એ બાબત સમજવાના પ્રસંગમા શરૂઆતમા જ ટીકાકાર મહર્ષિના શબ્દોદ્વારા કહેવામા આવેલ છે કે–અનંતકાળથી મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ એ મોહમહારાજાના ત્રણ સેનાપતિઓએ સંસારી આત્માને લૂંટી લીધા છે. ચાર ગતિરૂપ સંસારના ઊંડા ખાડામા આત્માઓને ફેંકી દીધા છે, હવે એ મોહમહારાજાના સેનાપતિઓ સાથે આપણે જીત મેળવવી છે અને લુંટાઇ ગયેલી જ્ઞાન, દર્શન, ચારિત્રની અખૂટ સંપત્તિ પુનઃ પ્રાપ્ત કરી સંસારના ઊંડા ખાડામાથી બહાર નીકળી આપણા પોતાના શાશ્વત ઘેર–મુક્તિસ્થાનમા આપણે પહોચવાની ભાવના રાખીએ છીએ, તો આ રણસંગ્રામમા વિજય પ્રાપ્ત થાય તે માટે કોઇ પ્રબલ હાથીની આપણને અવશ્ય જરૂર રહે. હાથી પણ એવો જોઈએ કે પોતાના માલિકને પોતાની હયાતીમા અવશ્ય વિજય પ્રાપ્ત કરાવે. આ ભગવતી-સૂત્રરૂપી જયકુંજર હાથી પણ એવો છે કે જો એમા રહેલા તત્ત્વો સુવિહિત આચાર્યાદિ ગુરુમહારાજ પાસે આપણે શ્રવણ કરીએ, શ્રવણ કર્યા બાદ તે તે ભાવોના જાણપણા સાથે હેયમાં હેયપણાની અને ઉપાદેયમા ઉપાદેયપણાની રુચિ પ્રગટાવીએ, જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે તે રુચિને અંતરમાં બરાબર ટકાવી અમલમાં મૂકીએ તો આ ભગવતી સૂત્રરૂપી જયકુંજર હાથીની મદદથી મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિરૂપી મોહમહારાજાઓના દુર્ધર સેનાપતિઓને પરાસ્ત કરી અવશ્ય વિજય–વરમાળના અધિકારી બનીએ.

હવે એ જયકુંજર હાથીની મનોરંજક ચાલ વગેરે બાબતો સાથે તેમજ એ હાથીના જુદા જુદા અંગોપાંગો સાથે આ ભગવતીસૂત્રની ટીકાકાર ભગવાન કેવી રીતે સરખામણી કરશે અને તે પ્રસંગે બીજી અનેક શાસ્ત્રીય બાબતો સમજાવાશે ઇત્યાદિ અધિકાર અગ્રે વર્ત્તમાન

॥ श्री चिन्तामणिपार्श्वनाथाय नमः ॥

# પ્રવચન સાતમું.

"व्याख्यातं समवायाख्यं चतुर्थमङ्गम्, अथावसरायातस्य "विवाहपन्नत्ति" इति संज्ञितस्य पञ्चमाङ्गस्य समुन्नतजयकुञ्जरस्येव ललितपदपद्धतिप्रबुद्धजनमनोरञ्जकस्य उपसर्गनिपाताव्ययस्वरूपस्य घनोदारशब्दस्य लिङ्गविभक्तियुक्तस्य सदाख्यातस्य सल्लक्षणस्य............वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ॥

મહામંગળકારી શ્રી ભગવતીસૂત્રનો વ્યાખ્યાનમાં પ્રારંભ થયા આજે સાતમો દિવસ છે. ૭ દિવસોના વ્યાખ્યાનોમાં ભગવતીસૂત્રના અર્થરૂપે રચયિતા શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ છે સૂત્રરૂપે રચના કરનાર ગણધર સુધર્માસ્વામી છે અને બાલજીવોના કલ્યાણ માટે અભયદેવસૂરિ મહારાજાએ આ સૂત્ર ઉપર સુંદર ટીકાની રચના કરેલ છે, વગેરે વિષયોનું યથાયોગ્ય વર્ણન થવા સાથે ટીકાકારના મંગલ શ્લોકોનું તેમજ તે મંગલ શ્લોકોમાં ૧–સર્વ જિનેશ્વરોને, ૨ શાસનપતિ શ્રી વર્દ્ધમાનસ્વામીને, ૩ પંચમગણધર શ્રી સુધર્માસ્વામીને ૪ સર્વાનુયોગ વૃદ્ધપુરુષોને અને ૫ ભાવશ્રુતની પ્રાપ્તિમાં કારણભૂત સર્વજ્ઞ ભગવંતની વાણીને કરવામાં આવેલા નમસ્કારનું અવસરોચિત વિવેચન કરવામાં આવ્યું છે. ત્યારબાદ ટીકાકાર મહર્ષિએ ભગવતીસૂત્રની જે ટીકા રચેલ છે, તે સ્વમતિકલ્પનાથી રચેલ નથી, પરંતુ પ્રાચીન ટીકા, ચૂર્ણી તેમજ જીવાભિગમ, પન્નવણા વગેરેનો આશ્રય લઈને આ ટીકા રચી છે, અને તે કારણે જ જૈનશાસનમાં આજસુધી અવિચ્છિન્નપણે એ ટીકા બહુમાન્ય બની છે, તે વાત પણ સમજાવી છે. અને ગઈ કાલથી ભગવતીસૂત્રને ટીકાકારે આપેલ જયકુંજર હાથીની ઉપમાનો અધિકાર શરૂ થયો છે.

### જયકુંજર હાથી તથા શ્રી ભગવતીસૂત્રનું પ્રથમ વિશેષણ.

શ્રી ભગવતીસૂત્રને જયકુંજર હાથીની ઉપમા આપવામાં આવેલ છે, તેથી એ ભગવતી સૂત્રને પશુ જેવું ગણવામાં આવ્યું છે એમ સમજવાનું નથી. કોઈ વ્યક્તિની મુખાકૃતિ ઘણી સૌમ્ય અને સુંદર હોય ત્યારે તે મુખને ચંદ્રની ઉપમા અપાય છે, તે પ્રસંગે ચંદ્રમાં વર્તતા કલંકનો સંબંધ મુખાકૃતિમાં ગણવાનો નથી પરંતુ ચંદ્રમંડલમાં જે સૌમ્યપણું અને શીતલતા રહેલી છે, તેની ઘટના મુખાકૃતિ સાથે કરવાની છે. એ જ પ્રમાણે હાથીમાં વર્તતા અજેયપણું, મનોહરગતિપણું વગેરે ગુણોની સાથે ભગવતીસૂત્રની ઘટના કરવાની છે. રણ–સંગ્રામમાં પ્રાણના ભોગે પોતાના માલિકનું રક્ષણ કરવું અને વિજય પ્રાપ્ત કરાવવો, એ

જેમ ઉત્તમ હાથીના સ્વાભાવિક ગુણો છે, તે જ પ્રમાણે ભગવતીસૂત્રરૂપી હાથી પણ પોતાના સ્વામીને મિથ્યાત્વાદિ શત્રુઓ સાથેના રણસંગ્રામમાં અવશ્ય વિજય વરમાળા પ્રાપ્ત કરાવનાર છે. શ્રી ભગવતીજીમા વર્ણવાયેલા જીવાજીવાદિ તાત્ત્વિક ભાવોનું જે કોઈ ભાગ્યવાન્ ભવ્યાત્મા ગીતાર્થ ગુરુમહારાજા પાસે શ્રવણ કરે, શ્રવણ કરેલા ભાવોને ચિંતન મનન કરવા સાથે જીવનના વ્યવહારમા અમલી બનાવે તો તે ભવ્યાત્મા મિથ્યાત્વાદિ અનાદિકર્મશત્રુઓ સાથે અવશ્ય વિજય પ્રાપ્ત કરી શકે છે. એ સુંદર આશયથી જ ભગવતીજીને જયકુંજર હાથીની ઉપમા આપવામા આવી છે. ઉપમા આપ્યા બાદ હાથીની ચાલ તેમજ હાથીના અંગોપાગોની સાથે ઘટના બરાબર કરવી જોઈએ. પૂ. અભયદેવસૂરિ મહારાજા એ ઘટના કરતા સર્વથી પ્રથમ ललितपदपद्धतिप्रबुद्धजनमनोरञ्जकस्य એ પદ વડે હાથીની ચાલ સાથે ભગવતી સૂત્રને સરખાવે છે. હાથીની પરીક્ષા કરવામા કુશળતા ધરાવનારાઓ દૂરથી હાથીની ચાલ—એ હાથીની મંદ મંદ ગતિ ઉપર નજર નાખે છે. જો એ હાથીમા ગતિની મનોહરતા હોય તો હાથી ઉત્તમ ગણાય છે, એમ ભગવતી સૂત્રના મૂલ પદોમા એવી મનોહરતા છે, કે એનુ શ્રવણ કે વાચન કરતા અંતઃકરણમા અપૂર્વ આહ્લાદ ઉત્પન્ન થાય છે. ટીકામાં આપેલ पदपद्धति પદનો અર્થ હાથીના પક્ષમા ગતિ કિંવા ચાલ તરીકે ગણવાનો છે અને ભગવતી સૂત્રના પક્ષમા પદપંક્તિ તરીકે ગણવાનો છે. तेणं कालेणं तेणं समयेणं, नमोत्थुणं વગેરે પદોને અંગે વિચારીએ તો नमोत्थु એ પદનો અર્થ—"નમસ્કાર થાઓ" એ પ્રમાણે થાય છે અને णं એ અલંકાર માટે છે. જેમ કોઈ વ્યક્તિનુ લાલચંદ નામ હોય પણ આ દેશમા લાલચંદભાઈ અને મારવાડ દેશમા લાલચંદજી એમ ભાઈ અથવા જી લગાડવામા આવે છે અને જી કે ભાઈ લગાડીને બોલતા સામા મનુષ્યને જેમ સારું લાગે તે જ પ્રમાણે આ ભગવતી સૂત્રના પદો પણ અલંકૃત છે. લલિત પદોની પંક્તિવડે પંડિત વર્ગના ચિત્તને પ્રસન્ન કરનારુ આ ભગવતી સૂત્ર છે આપણે જાણીએ છીએ કે આ સૂત્રના રચયિતા ગણધરભગવંતો છે. બીજબુદ્ધિના નિધાન ગણધર ભગવંતો જે સૂત્ર અને તેમાંના પદોના રચયિતા હોય એ પદોની પંક્તિઓ શ્રવણ કરતાં ભવ્યાત્માઓને આહ્લાદ થાય એમા શું આશ્ચર્ય હોય ? સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીની આરાધનામા જે મહાપુરુષો ખૂબ જ આગળ વધેલા હોય અને આત્મિક ગુણોની સુવાસ વિશિષ્ટપણે પ્રગટ થયેલ હોય એવા યોગી પુરૂષોની વાણીમા મનોહરતા અવશ્ય હોય છે.

### જયકુંજર હાથી તથા શ્રી ભગવતી સૂત્રનું બીજું વિશેષણ.

કેટલાક પ્રાણીઓની ગતિમા મનોહરતા હોય, પરંતુ કોઈ ઉપદ્રવ કિંવા ભયનુ કારણ આવે એટલે ગતિની મનોહરતામા ભંગ દેખાય છે અથવા તે પ્રાણીઓની ગતિ અટકી જાય છે, કેટલીકવાર પીછે હઠ જોવાય છે. જ્યારે ઉત્તમ જાતનો હાથી હોય તેનો એ નૈસર્ગિક સ્વભાવ છે કે ગમે તે ઉપદ્રવો અથવા વિઘ્નો ઉપસ્થિત થાય તો પણ પોતાની ગતિમા ભંગ થતો નથી શત્રુની સામે અસ્ખલિતપણે તેની ગતિ ચાલુ રહે છે. તે પાછો હઠતો નથી. તે પ્રમાણે શ્રી ભગવતી સૂત્રમા વર્ણવાયેલા તાત્ત્વિક ભાવો જે આત્માઓના હૃદયમા પરિણમેલા છે, તે આત્માઓ ગમે તેવા વાદીઓ પોતાની સામે ખડા થાય તો પણ પાછા હઠતા

નથી. વાદીએ રજૂ કરેલા પૂર્વપક્ષનુ ઉત્તરપક્ષદ્વારા યુક્તિ અને શાસ્ત્રીય દલીલોથી બરાબર ખંડન કરે છે. તે ઉપરાત ચારિત્ર ગ્રહણ કર્યા બાદ, પરિષહ તેમજ ઉપસર્ગોની ફોજ પોતાની સામે ખડી થાય ત્યારે પણ તે મુમુક્ષુ આત્મા ધીર-વીર બની પોતાના સંયમની આરાધનામાંથી જરા પણ પાછો હઠતો નથી. હાથીની પાછળ કૂતરા ગમે તેટલાં ભસાભસ કરે, પરતુ ઉત્તમ હાથી જરા પણ આખ ઊંચી કર્યા સિવાય પોતાની સ્વાભાવિક ગતિમા ચાલ્યો જાય છે, તે પ્રમાણે ભગવતીસૂત્રને ભાવશ્રુતપણે પરિણમાવનારા ભાગ્યવત સયમી આત્માઓ કોઈ અજ્ઞાની જીવો નિદા કરે, મશ્કરી કરે અથવા ગમે તેવો ઉપદ્રવ કરે તો પણ પોતાના સ્વભાવ પરિણામમાથી ચલિત થતા નથી. સોનુ પીળુ અને પિત્તળ પણ પીળુ છે, પરતુ અગ્નિમા નાખો એટલે પિત્તળ કાળુ પડે અને સોનુ હોય તે વધારે ચળકાટ મારે, એ પ્રમાણે સોના સરખો સયમી આત્મા હોય-ધર્મપરાયણ જીવ હોય તે ઉપદ્રવના પ્રસગોમા પોતાના સ્વભાવપરિણામમાથી ચલિત ન થતા વધારે આત્મતેજને પ્રગટાવે **મહર્ષિ મેતારજને** સોનીએ તડકામા ઊભા રાખ્યા, કપાળ ઉપર લીલી વાધર બાંધી, સૂર્યના પ્રચંડ તાપથી વાધર સુકાતા માથાની નસો ખેચાવા માડી, આખના ડોળા પણ બહાર નીકળી ગયા, આવા પ્રાણાન્ત ઉપસર્ગના પ્રસગમા પણ એ મહર્ષિએ સયમની આરાધના અને સ્વભાવ પરિણામમા કેવી અજબ સ્થિરતા ટકાવી? કે જેના પરિણામે ઘાતી કર્મનો ક્ષય થયો, કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રાપ્ત થયુ અને અન્તકૃતકેવલી થઈને મુક્તિમા ચાલ્યા ગયા. એ આપણે જાણીએ છીએ.

## વર્તમાનના જીવો માટે દેવગુરુની સાક્ષીએ વ્રત-નિયમ લેવાની ખાસ જરૂરિયાત.

ઉપસર્ગના પ્રસંગમાજ ધર્મની પરીક્ષા થાય છે. રાત્રિભોજન કે કદમૂલત્યાગનો તમોને નિયમ હોય, પરંતુ નિયમ ગ્રહણ કરવા પહેલા નિયમ આપનાર ગુરુમહારાજને તમોએ કહી રાખેલ હોય કે સાહેબ! નિયમ ભલે આપની ઈચ્છા છે તો આપો, પણ સાજે-માદે છૂટ, ગામ-પરમાગ છૂટ, નિયમ ઘણા ભાગે લેવો નહિ, અને કદાચ લ્યો તો પણ તેમા તમારી કઈ જાતની ભાષા હોય છે! નિયમ લેવામા પણ જાણે ગુરુ ઉપર ઉપકાર કરતા હો તેવા શબ્દો-તેવા વાકયો આજના જીવોના મુખમાથી નીકળે નિયમ ગ્રહણ કરવાથી મારા આત્માનું કેટલુ કલ્યાણ છે? એ ઉત્તમ વિચાર આજે ઘણા ઓછા આત્માઓને આવે. આજના અમારા બધુઓની તો મોટેભાગે એ દલીલ હોય છે કે-'કોઈપણ નિયમ પાળવો હોય તો મનોબળની મક્કમતાથી કયા નથી પળાતો! એમા વળી બાધા લેવાની શી જરૂર? બાધા એ તો એક જાતનુ બધન છે' આવી અનેક દલીલો અમારા એ મહાનુભાવોના મુખમાથી રજૂ થાય છે. એ બધુઓના હૈયામા તપ-જપ-વ્રત-પચ્ચખ્ખાણનો વાસ્તવિક પ્રેમ નથી એટલે જ આવી દલીલો કરવામા આવે છે. અમારા એ બધુઓને હુ એટલું જ પૂછું કે-આજે તમારા ઘરમાથી તમો કોઈપણ સ્થળે બહાર જાવ છો ત્યારે ઘરના બારણાને ખુલ્લા મૂકીને જાઓ છો કે બારણુ બધ કરવા સાથે સાકળ-તાળું મારવા ઉપરાત પાડોશીને ભલામણ કરીને જાઓ છો? જે સમયે સાચુ રામરાજ્ય હતુ, જગતમા અન્યાય-અનીતિ-

ચોરી-જારીનું નામનિશાન ન હતું તે સમયે ઘરના બારણા ખુલ્લા મૂકીને જવામાં પણ અગવડ ન આવતી, ઘરની ચીજવસ્તુઓ સલામત રહેતી. એ પ્રમાણે આપણા આત્મામાં રામરાજ્ય જેવી સુંદર સ્થિતિ પ્રવર્ત્તતી હોય તો વ્રત-નિયમ કે બાધાની કશી જરૂર ન હોય પરંતુ જે જમાનામા ચોર અને ડાકુઓનુ જોર હોય, હાલતાં-ચાલતાં ખીસા કપાઈ જતાં હોય, તેવા સમયમા જેમ બારણા બંધ કરવા સાથે સાંકળ-તાળુ મારીને બહાર જવાય છે, તે પ્રમાણે **જે સમયે જીવોમા જડવાદનું જોર વધારે હોય, વિષય કષાયનું આત્મઘાતક વાતાવરણ ચારે બાજુથી વારંવાર આત્માને અસર કરતું હોય, અંતરંગ કામ ક્રોધાદિ ડાકુઓનું સામ્રાજ્ય વધારે જોરદાર હોય તેવા સમયમાં દેવગુરૂની સાક્ષીપૂર્વક પ્રતિજ્ઞાઓ સાંકળ અને તાળાનું કામ કરે છે.** ચાર સરખા મિત્રો ફરવા માટે નીકળ્યા બાદ અભક્ષ્યના ભક્ષણનો કે રાત્રિભોજનનો પ્રસંગ આવતાં જેણે દેવગુરુની સાક્ષીએ નિયમ લીધો હશે તે તુરત જ બોલશે કે ' મારે બાધા છે' પરંતુ અભક્ષ્ય ભક્ષણ કે રાત્રિભોજન ન કરવુ એ ભાવના છતા દેવગુરુની સાક્ષીએ પ્રતિજ્ઞા નહિ લીધી હોય તે વ્યક્તિ 'મારે બાધા છે' એ શબ્દો નહિં ઉચ્ચારી શકે, અને મિત્રો પણ તેને આગ્રહ કરીને અભક્ષ્ય ભક્ષણ કે રાત્રિભોજન કરાવશે. સામાયિક કરવાની બાધા હશે તો છેવટે રાત્રે દશ વાગે પણ સામાયિક લઈને બેસી જશો. પરંતુ સામાયિક કરવાની ભાવના છતા જો નિયમ નહિ હોય અને કામકાજમા અટવાઈ ગયા હશો તો દશ વાગે સામાયિક લેવાનું મન નહિં થાય. આળસ-પ્રમાદ આવી જશે. અરિહંતાદિની સાક્ષી કરતા આત્મ-સાક્ષી જો કે સર્વથી વધુ જોરદાર હોય છે, પરંતુ આપણો આત્મા એટલો બધો શિથિલ છે કે વ્રત-નિયમ લીધા બાદ જરા નિમિત્ત મળે એટલે તુરત શિથિલતા આવી જાય છે. એવી શિથિલતા પ્રસંગે અરિહંતાદિની સાક્ષી આપણી શિથિલતાનુ નિવારણ કરવામાં સહા-યક થાય છે. સ્વયં આત્મજાગૃતિ ન હોય અને અવળા પુરૂષાર્થનુ પરિબળ વધારે હોય ત્યા સુધી આત્માને ઉચ્ચ કક્ષાએ પહોચાડવા વ્રત-નિયમના બંધનની અવશ્ય જરૂર છે. પ્રાથમિક શાળામા ભણતા બાળકોને માટે શાળામા નિયમિત અમુક કલાકની હાજરીનું બંધન અવશ્ય હોવુ જોઈએ. અને એ જ બાળકને મોટી ઉમરે કૉલેજમા ભણતો થયા બાદ નિયમિત અમુક કલાકની હાજરીના બંધનની જરૂરીઆત નથી હોતી એ જ પ્રમાણે આત્મા હજુ જ્યાં સુધી બાળ તેમજ બાળ-પંડિત અવસ્થામા વર્તતો હાય ત્યાં સુધી તેને ઉચ્ચ કક્ષાએ પહોચવા માટે વ્રત-નિયમોની મર્યાદા ખૂબ ખૂબ જરૂરી છે. **વ્રત-નિયમો એ બંધન નથી પણ આત્માને અપ્રમત્તભાવે પહોંચવા માટેની નિસરણી છે.** આજે અધ્યાત્મની વાતો કરનારા કેટલાક અજ્ઞાની આત્માઓ વ્રત-નિયમને બંધન ગણી તેની અવગણના કરે છે. તેઓ મોક્ષમાર્ગને ભૂલ્યા છે. અપ્રમત્ત ગુણસ્થાન અને તેથી આગળની હદ જ્યા સુધી આત્માને પ્રાપ્ત ન થાય ત્યા સુધી વ્રત-નિયમની વાડ આત્માની સ્વભાવદશાના સંરક્ષણ માટે ખૂબ ઉપયોગી છે. બ્રહ્મચર્યની નવ વાડો શા માટે જ્ઞાનીઓએ વર્ણવી છે ? તેનો જો વિચાર કરશો તો બધી બાબતો બરાબર સમજાઈ જશે. બધાય આત્માઓ સ્થૂલિભદ્ર સ્વામી જેવા નથી હોતા. સ્થૂલિભદ્રસ્વામી જેવી માનસિક જાગૃતિએ પહોંચેલાને ભલે નવ વાડની જરૂરીઆત ન હોય, પરંતુ સિંહગુફાવાસી મુનિ જેવી માન-

સિક જાગૃતિએ પહોચેલાને ભલે નવ વાડની જરૂરીઆત ન હોય, પરંતુ સિંહગુફાવાસી મુનિ જેવી માનસિક દશા હોય અને નવ વાડની જરૂરીઆત ન રાખે તો શુ પરિણામ આવે ? જ્યાં સુધી આત્મામા પ્રમત્તદશાનુ સ્થાન છે ત્યાસુધી આત્માના જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ ગુણોનું સંરક્ષણ કરવા માટે કરણસિત્તરી, વ્રત–નિયમો તેમજ મર્યાદાઓના પાલનની ઘણી જ જરૂર છે. તાત્પર્ય એક જ છે કે–વર્ત્તમાન સંજોગોમા દેવગુરુની સાક્ષી વિના મનથી જ નિયમ પાળવાની વાત બરાબર નથી. દેવગુરુની સાક્ષીએ પ્રતિજ્ઞા કિંવા બાધા લેવાની ખાસ જરૂર છે. ગમે તેવો સબંધી અથવા વિશ્વાસુ માણસ હોય અને તમો સો–પચાસ રૂપીઆ તેને આપ્યા બાદ તેની પોતાની સહી સાથે સાક્ષીની સહી કરાવો છો તે જ પ્રમાણે શિથિલ આત્મા વ્રત–નિયમથી ખસી ન જાય તે માટે દેવગુરુની સાક્ષીની તેને ઘણી જરૂર છે. **અરિહંત ભગવંતો પણ દીક્ષા ગ્રહણ કરતી વખતે** णमो सिद्धाण **એ પદથી સિદ્ધ ભગવંતને નમસ્કાર કરીને** करेमि सामाइय सव्व सावज्ज जोग पच्चक्खामि **વગેરે કરેમિભંતેનાં પદો દ્વારા પ્રતિજ્ઞાપૂર્વક સંયમનો સ્વીકાર કરે છે.**

### પરજ્ઞાતિને ત્યાં કે હોટલ વગેરે સ્થળોએ અભક્ષ્ય ખાણા–પીણાનો ત્યાગ ખૂબ જ જરૂરી છે.

નિયમ લેતી વખતે ગામ પરગામની કે માદગીની છૂટ રખાય છે તે પણ વ્યાજબી નથી. અહિં રોજ પૂજા, સામાયિક કરતા હો, પૂજા સામાયિકનો તમોને નિયમ હોય, પરગામ ગયા બાદ પણ પૂજા, સામાયિક અવશ્ય કરવા જ જોઈએ ઘેર ભોજન કરો છો અને પરગામ જાઓ છો ત્યા ભૂખ્યા રહો છો ખરા ? જો પરગામ ગયા બાદ શરીરના પોષણ માટે ભોજન લેવાતું હોય તો આત્માના પોષણ માટે પૂજા, સામાયિક કેમ ન થાય ? પરગામ ગયા બાદ પૂજા, સામાયિકાદિ ધર્મકરણી ચાલુ હોય તો એ ધર્મકરણીના પ્રભાવે જે કાર્ય માટે તમો પરગામ ગયા હો તે તમારા કાર્યો પણ સિદ્ધ થઈ જાય ધર્મકરણીના પ્રભાવે અતરાય કે વિઘ્ન વિનાશ પામે, માટે બહારગામ ગયા બાદ પણ પૂજા–સામાયિક વગેરે નિયમો અવશ્ય ચાલુ રહેવા જોઈએ. તમોને કદમૂળના ત્યાગનો નિયમ હોય, પણ પરગામમા તેમજ માદગીમા છૂટ લેવી તે જરાય વ્યાજબી નથી બહારગામ જાઓ ત્યારે પણ જો એ તમારો કંદમૂળનો ત્યાગ સચવાય, કદમૂળ સિવાય બીજુ જે કાઇ હોય તેનાથી ચલાવી લેવાય તો ઘરના આંગણે છ બાર મહિના સુધી નિયમ પાળતા જે ફળ ન મળે તે બહારગામમા બે દિવસના ત્યાગથી ફળ પ્રાપ્ત થાય છે. આજે તો તેથી વિપરીત દશા સાભળીને ખૂબ દુ ખ થાય તેવુ છે. કેટલાક મહાનુભાવ અભક્ષ્યના ત્યાગની બાધામા પરગામ માટે રાખેલી છૂટનો ખૂબ જ દુરુપયોગ કરે છે. છ મહિને કે બાર મહિને પરગામ જવાનો પ્રસગ આવતા બીજી ભક્ષ્ય વસ્તુઓનો સુયોગ હોવા છતા બટાકાનું શાક વગેરે અભક્ષ્ય વસ્તુઓ સામેથી માગીને યથેચ્છ વાપરે છે. જૈનેતર વર્ગમા જમવાનું નિમંત્રણ મળતા ત્યા પણ સામેથી અભક્ષ્ય વસ્તુઓ માગીને ખાય છે. આ વસ્તુ કોઈ રીતે ઉચિત નથી. નિયમ કિવા બાધા લેવાનો આશય શુ છે ? તે વાત હજુ આ મહાનુભાવો સમજ્યા જ નથી. કદાચ વધુ પડતા શબ્દોમાં કહીએ તો **એ મહાનુભાવો જૈન ધર્મના આચરણની સુંદર છાપ ઉપર કલંક**

**લગાડનારાઓ** છે. આજે પણ જૈનેતરવર્ગમાં એ બાબત લગભગ ઘણાખરા જાણે છે કે– " જૈનો બટાટા, ડુંગળી, લસણ વગેરે કંદમૂળાદિ અભક્ષ્ય પદાર્થો વાપરતા નથી, રાત્રિભોજન કરતા નથી. " તમો પોતે જૈનેતરને ત્યાં જઇ સામેથી બટાટાના શાક માગો અથવા રાત્રિભોજન કરો, એટલે જૈનેતરો તમારી રૂબરૂમાં અથવા ગેરહાજરીમાં તમારી હાસી કરે છે. જૈનધર્મની પવિત્ર આચરણામાં એ પ્રમાણે સામેથી અભક્ષ્યની માંગણી કરનારા જૈન ધર્મની પવિત્ર આચરણાને કલંકિત કરનારા છે. ખરી રીતે તો સર્વથા ગામપરગામ તેમજ જૈનેતરોને ત્યાં કંદમૂલનો ત્યાગ જ હોવો જોઇએ. તમો પરજ્ઞાતિમાં ગયા બાદ તમારા નિયમમા મક્કમતા બતાવશો તો તમો પોતે અનુમોદનાનું પાત્ર બનશો. એ જૈનેતર વર્ગ તમારી તેમજ તમારા પવિત્ર ધર્મની મર્યાદાઓની ખૂબ પ્રશંસા કરશે. પરગામ માટેની છૂટનો અર્થ તો એટલો જ હોઇ શકે કે–અજાણપણામા કોઈએ આદુ વગેરે નાખેલ હોય અને ખ્યાલ બહાર વપરાઈ જાય તેટલા પૂરતી જ છૂટ હોઈ શકે, પરંતુ ઇરાદાપૂર્વક સામેથી માગવાની છૂટ એ કોઇ રીતે ઉચિત નથી. **તમારું મન અભક્ષ્યના ભક્ષણ અંગે અંકુશમાં ન રહેતું હોય, રસનેન્દ્રિયની લોલુપતા તમને પરવશ બનાવતી હોય તો ઘરના ખૂણામાં ખાવું ન ખાવું તે તમો જાણો; પરંતુ બહાર જઈને જૈનેતરો વચ્ચે તમારા ઉચ્ચ ધર્મની આચરણાને કલંકિત ન કરશો. આજની હોટલો, લોજો અને રેસ્ટોરાંઓએ ભક્ષ્યાભક્ષ્યના વિવેક ઉપર પાણી ફેરવ્યું છે. સીનેમા અને નાટકોએ સદાચારની પવિત્ર મર્યાદાનો લોપ કરાવ્યો છે. અમારો યુવાન વર્ગ કે જેના ઉપર ભવિષ્યના જૈન શાસનની આબાદીનો આધાર છે તે વર્ગ આજે ઉપરની બન્ને બાબતોનો ખૂબ ભોગ બન્યો છે** અને પરિણામે નૈતિક ધોરણ ખૂબ નીચી કોટિએ પહોચી ગયુ છે હોટલ–લોજ કે રેસ્ટોરાઓના ચળકતા ટેબલો ઉપર જૈન–જૈનેતરોની સાથે ગમે તેવા અભક્ષ્યના ભક્ષણો કરી તેમજ નહિ પીવા લાયક એવા જુદા જુદા નામવાળા પીણાંનો ઉપયોગ કરીને શરીરને તેમજ પરંપરાએ આત્માને ભ્રષ્ટ કરવો એ કોઈ રીતે ઉચિત નથી.

સભામાથી **પ્રશ્નઃ બટાટા વગેરેમાં અનન્ત જીવો છે તેની ખાત્રી શું? અને તેનો ત્યાગ કરવા માટે સાધુઓ આટલું બધું કેમ વજન આપે છે?**

**ઉત્તર :** મહાનુભાવ ! વનસ્પતિમાં જીવ છે એ તો આજનુ વિજ્ઞાન પણ સાબિત કરે છે, એટલે બટાટા વગેરે વનસ્પતિમા જીવ છે, એ માટે આજે અમારા બંધુઓના દિલમા શંકા જેવુ નથી. ફક્ત જીવોની સંખ્યા માટે સંશય છે. જો કે સર્વથી પહેલા એક વાત શ્રદ્ધારૂપે હૈયામા અવશ્ય જોઇએ કે ' અનંતજ્ઞાનીઓએ તેમજ તે અનંતજ્ઞાનીઓની વાણીને અનુસરનારાઓએ જે કાઇ કહેલ છે તે યથાર્થ જ છે ' એમ છતા આજના જીવોને જે જે બાબતો યુક્તિથી સમજાવી શકાય તેવી હોય તે તે બાબતો યુક્તિથી અવશ્ય સમજાવવી જોઇએ ઉપદેશકોનુ આજે એ અવશ્ય કર્ત્તવ્ય છે કે આપણા બંધુઓની ગમે તેવી શંકાઓને સાભળવી અને જરાપણ ઉકળાટ લાવ્યા સિવાય ખૂબ સહિષ્ણુતા કેળવી, શાસ્ત્રીય દલીલો તેમજ યોગ્ય યુક્તિઓ વડે એ શંકાઓના સમાધાનો આપવા, શંકા કરનાર બંધુ-

ઓની પણ એ ફરજ છે કે-યુક્તિયુક્ત સમાધાનો મલ્યા બાદ તે તે શંકાઓને દૂર હડસેલી દઈ, શ્રદ્ધાસંપન્ન બનવા સાથે ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરવો અને આદરવા લાયકનો આદર કરવો. મહાનુભાવ ! કારેલુ, કેરી, ટીંડોરું, કાકડી, તુરીયાં એ બધી વનસ્પતિ છે. બટાટા-સક્કરીયા-ગાજર-ડુંગળી-લસણ વગેરે જેને કંદમૂલ કહેવાય છે, અનંતકાય ગણવામાં આવે છે તે પણ વનસ્પતિ છે. કારેલાં વગેરે ઘરમાં લાવ્યા બાદ કોઈ કારણસર બે-ત્રણ દિવસ એમ ને એમ રહે તો કરમાઈ જાય, પાકી જાય, અથવા બગડી જાય છે. જ્યારે બટાટા વગેરે અનંતકાય વનસ્પતિ અઠવાડીયુ અથવા પંદર દિવસ રહે તો પણ પ્રાયઃ કરમાતી નથી કે બગડતી નથી. વનસ્પતિ તો બન્ને છે છતા એક વનસ્પતિ બે દિવસમા બગડી જાય, બીજી વનસ્પતિની જાત બાવીશ દિવસે પણ ન બગડે એ જ સાબિત કરે છે કે કારેલાં વગેરે વનસ્પતિની જાત કરતાં બટાટા વગેરે વનસ્પતિની જાતમા વધુ જીવોની સંખ્યા છે. બીજી દલીલ-કારેલા વગેરે વનસ્પતિની જાત તો તેનુ અમુક બીજ વાવવાથી જ ઊગે જ્યારે બટાટા વગેરે વનસ્પતિની જાત તો બટાકા વગેરેનો કોઈ પણ ટુકડો વાવવાથી ઊગે છે. આવી તો અનેક યુક્તિઓ છે. **જીવવિચાર** પ્રકરણમાં **શ્રી શાન્તિસૂરિમહારાજે** અનન્તકાય વનસ્પતિના અનેક લક્ષણો પણ ગૂઢસિરસંધિપવ્વ એ ગાથામા બતાવ્યા છે. આ બધુ બટાટા વગેરેમા કારેલા, દુધી વગેરે કરતા વધુ જીવો છે તે જરૂર સિદ્ધ કરે છે. એટલુ પણ અમારા આજના બંધુઓ માનવા તૈયાર થાય તો તેમણે બટાટા વગેરે અભક્ષ્ય પદાર્થોનુ ભક્ષણ અવશ્ય છોડવુ જોઈએ. પેટને ભાડુ આપ્યા સિવાય ચાલે તેમ નથી પરંતુ કોઈપણ જીવની હિંસા થયા સિવાય. અથવા ઓછામા ઓછી હિંસા થાય તે લક્ષ્યપૂર્વક પેટને ભાડુ આપવું એ ઉત્તમ માર્ગ છે. આપણા ક્ષણિક સ્વાદ માટે વધુ જીવોને મારવા એ હરગીઝ કોઈ રીતે ઉચિત નથી.

## જીવોનું સંરક્ષણ, તામસી વૃત્તિથી બચાવ અને રસાસક્તિના ત્યાગ માટે અભક્ષ્ય તજવાની ખાસ જરૂર છે.

અભક્ષ્યના ત્યાગ ઉપર આજે સાધુઓ શા માટે વધુ વજન આપે છે ? અમારા બંધુનો એ પણ ભેગો જ પ્રશ્ન છે. શ્રી ભગવતીજી સૂત્રના વ્યાખ્યાનમા આવા પ્રશ્નોત્તરો થાય એટલે ભગવતીજી આપણે વધુ આગળ ચલાવી શકતા નથી. જ્યારે આજના વાતાવરણમા આવા પ્રશ્નો અને તેના ખુલાસાભર્યા સમાધાનો પણ બાળજીવો માટે ખૂબ જરૂરી છે. મહાનુભાવ ! (૧) જીવોનુ સંરક્ષણ, (૨) તામસી વૃત્તિથી બચાવ અને (૩) રસાસક્તિનો ઘટાડો વગેરે અનેક હેતુઓ અભક્ષ્યત્યાગના ઉપદેશમા રહેલા છે. હમણા જ સમજાવ્યુ તે પ્રમાણે બટાટા વગેરે સાધારણ વનસ્પતિમા જીવોની સંખ્યા અનંત છે. સોયના અગ્રભાગ જેટલા બટાટા કે કોઈપણ કંદના ટુકડામા અનંતજ્ઞાનીઓએ જ્ઞાનદૃષ્ટિથી અનંત જીવો જોયા છે. ક્ષણિક સ્વાદ માટે એ અનંતજીવોના સંહારમા આપણે નિમિત્ત બનવુ એ કોઈ રીતે વ્યાજબી નથી. એ અભક્ષ્ય પદાર્થોના ભક્ષણથી તામસીવૃત્તિ વધુ પ્રમાણમા ઉત્પન્ન થાય છે **જેવું અન્ન એવું તન, જેવું તન તેવું મન અને જેવું મન તેવો આત્મા** આમ અન્નની સાથે આત્માનો સંબંધ રહ્યો છે. અન્ન તમોગુણી હોય તો પરંપરાએ આત્મા ઉપર જરૂર તેની

અમર થાય છે. અન્ન રજોગુણવાળુ હોય તો મનમા રજોવૃત્તિ–વિષયવિકાર જાગે છે અને સાત્વિક ગુણવાળુ અન્ન હોય તો સાત્વિક ભાવના ઉચ્ચ વિચારો મનમા પ્રગટ થાય છે.

આહારશુધ્ધિ અને વ્યવહારશુદ્ધિ એ બન્ને આત્માના વિકાસ માટેની પ્રાથમિકભૂમિકાઓ છે આજે સામાયિક, પૂજા, પ્રતિક્રમણ, વ્રત, પચ્ચખ્ખાણ વગેરે ધર્મસાધનોનું સેવન કરવા છતા ધર્મનો રગ જોઈએ તેવો નથી દેખાતો, તેમા આહારશુદ્ધિ અને વ્યવહારશુદ્ધિ એ બન્નેની અમુક અશે ખામી તે પણ કારણ છે. આહારશુધ્ધિ એટલે અભક્ષ્ય વગેરે તમોગુણી આહારનો ત્યાગ, સાત્વિક ભોજનમા પણ મર્યાદા, વ્યવહારશુદ્ધિ એટલે ન્યાયસંપન્નવૈભવ વગેરે માર્ગાનુસારીના પાત્રીશ ગુણો આત્મા ઉપર શુદ્ધ ધર્મનો રંગ ચઢાવવા આ બન્ને શુદ્ધિ માટે અવશ્ય ધ્યાન આપવુ જોઈએ. કલિકાલસર્વજ્ઞ ભગવાન્ **શ્રી હેમચન્દ્રસૂરિશ્વરજી** મહારાજે **યોગશાસ્ત્રમાં** પ્રથમ માર્ગાનુસારીના ગુણો વર્ણવ્યા અને પછી જ સમ્યક્ત્વાદિ શ્રાવક ધર્મની વ્યાખ્યાનો પ્રારંભ કર્યો માર્ગાનુસારીના ગુણોની પૂર્ણાહૂતિમા એ કલિકાલસર્વજ્ઞે જણાવ્યુ કે

અન્તરઙ્ગારિષડ્વર્ગ–પરિહારપરાયણઃ । વશીકૃતેન્દ્રિયગ્રામો, ગૃહી ધર્માય કલ્પતે ॥ ૧ ॥

" કામ, ક્રોધાદિ અતરગ છ શત્રુઓનો ક્ષય કરવામા પરાયણ, અને ઇન્દ્રિયોને કબજે રાખનારો ગૃહસ્થ ધર્મ માટે યોગ્ય બને છે કોળી, વાઘરી, કસાઈ, મુસ્લીમ વગેરે અનાર્ય પ્રજા વાતવાતમા મારામારી કરે છે, છરા વગેરે શસ્ત્રોનો ઉપયોગ કરવા સુધી પહોચી જાય છે, તેમા તેમનો તમોગુણી આહાર એ પણ જબ્બર કારણ છે. આ તામસીવૃત્તિમાથી બચવા માટે પણ અનતકાયાદિ અભક્ષ્યના ત્યાગની જરૂર છે

## તીવ્ર રસાસક્તિના પરિણામે અનંતકાયમાં ઉત્પત્તિ.

અભક્ષ્યનુ કાયમ ભક્ષણ થતા તેના ઉપરની રસાસક્તિ પણ આત્માનો ખૂબ જ અનર્થ કરનારી છે, માટે પણ અભક્ષ્યનુ વર્જન વ્યાજબી છે અનતકાયાદિ અભક્ષ્યનુ ભક્ષણ કરતા વધુ પડતી તેમા રસાસક્તિ થઇ ગઈ તો માનવ જેવા જીવનમાથી આ આત્મા અનન્તકાય જેવી જીવાયોનિમા ચાલ્યો જાય છે. જે આત્માની જ્યા આસક્તિ, પ્રાય ત્યા તે આત્માની ઉત્પત્તિ, એ વાત જરા આપણે વધુ વિચારીએ તો બરાબર સમજાઈ જશે. ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, સૌધર્મ તથા ઈશાન દેવલોક સુધીના દેવો આયુષ્ય પૂર્ણ થયા બાદ બાદર, પૃથ્વીકાય, બાદર અપકાય, બાદર વનસ્પતિકાય, ગર્ભજ તિર્યચ અને ગર્ભજ મનુષ્ય એ પાચ દંડકમાં ઉત્પન્ન થાય છે સ્વર્ગલોક જેવા ઉચ્ચ સ્થાને પહોચ્યા બાદ પૃથ્વી, પાણી અને વનસ્પતિ જેવાં એકેન્દ્રિયના ભવમા એ આત્મા ઉત્પન્ન થાય તેમા કારણ શુ ? એમ સહજ શકા થાય, પરતુ એ દેવોમા જે મિથ્યાદૃષ્ટિ દેવો છે, અને મિથ્યાત્વના ઉદયનુ જોર જેને વધુ છે, તે દેવોને પોતાને રહેવાના ભુવનો, નગરો કે વિમાનોમા તેમજ નિર્મળ જળથી ભરેલી વાવડીઓમા અને ક્રીડા માટેના બગીચાઓમાં તીવ્રભાવે મમતા હોય છે. **રહેવાના વિમાનો કે ભુવનો પૃથ્વીકાયના હોવાથી અને તેના ઉપર તીવ્ર આસક્તિ થતાં દેવો પૃથ્વીકાયમા પેદા થાય છે, વાવડીમાં વર્તતું જળ એ અપૂકાય છે. તેમાં દેવાંગનાઓ સાથે ક્રીડાના પ્રસંગે વધુ પડતો આનંદ આવતાં તીવ્ર આસક્તિના યોગે અપૂકાયનું**

**આયુષ્ય બાંધી દેવો અપ્કાયમાં ઉત્પન્ન થાય છે અને મોજમજાહ ભોગવવા માટે બગીચાઓ એ વનસ્પતિકાય છે. તેમાં જોરદાર આસક્તિના યોગે વનસ્પતિકાયમાં એ દેવો ઉત્પન્ન થાય છે.** દેવોને ભવપરત્વે પરસેવો થતો નથી અને તે કારણે પવનની ખાસ જરૂરીઆત નથી તેમજ મમતા ઊભી થતી નથી. વળી દેવલોકમાં બાદર અગ્નિનો અભાવ છે. દેવો તો લોમ-આહારી હોય છે એટલે અગ્નિકાયનુ પ્રયોજન તેમજ મમતાનુ કારણ નથી એથી વાયુકાય તેમજ અગ્નિકાયમા દેવો ઉત્પન્ન નથી થતા, પણ હુમણા સમજાવ્યુ તે પ્રમાણે વિમાનો, વાવડીઓ અને વાટિકાઓ ઉપર તીવ્ર મમત્વના કારણે પૃથ્વી, પાણી અને વનસ્પતિમા ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, સૌધર્મ અને ઈશાન દેવલોક સુધીના દેવો ઉત્પન્ન થઈ શકે છે આસકિતના નિમિત્તે દેવોની જેમ પૃથ્વી વગેરેમા ઉત્પત્તિ છે તે જ પ્રમાણે મનુષ્ય રસનેન્દ્રિયની તીવ્ર આસકિત અને અનતકાય બટાટા વગેરેની લોલુપતા અગે અનતકાયમા પણ ચાલ્યો જાય છે. આવા આવા અનેક કારણોને અગે સાધુ મહારાજાઓ અભક્ષ્યના ત્યાગ ઉપર વધુ જોર આપે છે. આજના ડોકટરો વીટા-મીન વગેરેના ઓઠા નીચે અનતકાય તેમજ તેથી પણ હલકી કોટીની સર્વથા વર્જ્ય વસ્તુઓ વાપરવાનુ તમોને કહે છે અને તમો પણ તમારા ધાર્મિક વ્રત-નિયમોમા મક્કમ ન હો તો કોઇ કોઈ વાર શરીર તરફ ખેચાઈને તેવા સસ્કૃતિ અને સદાચારનો વિઘાત કરનારા વિટામીન્સ વાપરવા લલચાઓ છો પરતુ એ કોઈ રીતે ઉચિત નથી. સાત્ત્વિક અને શુદ્ધ ખોરાકમા જે સાચુ વિટામીન છે તે આજના ડોકટરોએ બતાવેલી વસ્તુમા નથી હોતુ. ગામડાના માણસો રોટલો રોટલી તેમજ એકાદ દાળ અથવા શાક વાપરનારા છતા એના શરીરમા જે જોમ, કૌવત અને સ્ફુર્તિ હોય છે તે તમારા શરીરમા સત્તર વસ્તુઓ અને અનેક વીટામીન્સ વાપરવા છતા કેવા છે? તે તમો જાણો છો. માદગીના પ્રસગમા કદ-મૂલાદિની છૂટ રાખવી તે પણ વ્યાજબી નથી. અશાતાના ઉદય સિવાય માદગી આવતી નથી. અશાતાનો ઉદય અશાતાના બધ વિના સભવતો નથી અને અશાતાનો બધ હેતુહિસા સિવાય થતો નથી. અર્થાત્ જે માદગીમા પરપરાએ હિસા જ કારણ છે તે જ માદગીમા અભક્ષ્યની છૂટ રાખવી, અનતકાયના ભક્ષણ કરવા અને હિસાની પ્રવૃત્તિ વધારવી એ રીતે માદગી વધે કે માદગી ઘટે? લુગડુ મેલુ હોય અને પુન ગટરમા ધોવાની પ્રવૃત્તિ થાય, એનાથી લુગડુ સાફ થવાને બદલે વધારે મેલુ અને ગધાતુ થાય. આ બધુ સાભળીને અભક્ષ્યનો ત્યાગ કરવા કટિબદ્ધ થાઓ, ગામ પરગામ કે માદગીના પ્રસગે એ તમારા નિયમને મક્કમપણે વળગી રહો રાત્રિભોજનને પણ છોડો. અભક્ષ્યના ભક્ષણ કે રાત્રિભોજન વગેરે પ્રવૃત્તિઓ જૈનત્વથી ભ્રષ્ટ કરનારી છે. જૈન કુલમા જન્મેલા આત્માઓને તો બચપ-ણમાંથી જ અભક્ષ્ય તેમજ રાત્રિભોજનના ત્યાગના સસ્કારો મળવા જોઈએ.

### 'અપિ' વગેરે નિપાતોનો વાક્યમાં વ્યવસ્થિત ઉપયોગ ન થાય તો અર્થનો અનર્થ થાય.

અભક્ષ્યનો ત્યાગ અને તેમા મક્કમતા રાખવાની વાત તો પ્રાસગિક થઈ. મૂલ વાત તો ભગવતીસૂત્રને જયકુજર હાથીની ઉપમા સબધી ચાલે છે. જયકુજર હાથીની પદ-પદ્ધતિ

અર્થાત્ ચાલ અતિ મનોહર છે. તે જ પ્રમાણે ભગવતી સૂત્રની પદ-પદ્ધતિ અર્થાત્ તેણ કાલે ણં તેણ સમએ ણ વગેરે પદો અતિ મનોહર છે. જયકુંજર હાથી ઉપસર્ગાદિના પ્રસંગોમાં અવ્યય એટલે પીછેહઠ કરતો નથી. ગમે તેટલા કૂતરા પોતાની પાછળ ભસે છતાં જરાય આંખ ઊંચી નીચી કર્યા સિવાય પોતાની સ્વાભાવિક ગતિમાં ચાલ્યો જાય છે. તે પ્રમાણે આ ભગવતીસૂત્ર પણ એકાન્ત નિત્યવાદી એકાન્ત ક્ષણિકવાદી વગેરે ગમે તે મતમતાંતરોવાળા હાજર થાય તો પણ અનેકાન્તવાદની સ્વાભાવિક શૈલીથી જરા પણ ફેરફાર ન થતાં અતિ મનોહર પ્રણાલિકાથી આગળ ચાલ્યુ જાય છે પ્ર-પરા વગેરે ઉપસર્ગોમાં સામાન્ય રીતે ધાતુના મૂલ અર્થો ફારફેર કરવાની શક્તિ છે અને च-अपि વગેરે નિપાતોનો વ્યવસ્થિત ઉપયોગ ન થાય તો તદ્દન વિપરીત અર્થ થવાનો સંભવ છે. જેમ કે 'जिनेश्वरोऽपि देव.' અને ' जिनेश्वर एव देव ' આ બન્ને વાકયોના અર્થમા अपि અને एव નિપાતે કેટલો ફેરફાર કર્યો છે? 'જિનેશ્વર પણ દેવ છે.' એમ બોલો એટલે જિનેશ્વર સિવાય બીજા પણ કોઈ દેવ છે એ નક્કી થયુ અને 'જિનેશ્વર જ દેવ છે' એમ બોલો એટલે જિનેશ્વર સિવાય બીજા કોઈ દેવ નથી ઉપસર્ગ તેમજ નિપાતનો જે પ્રમાણે ઉપયોગ થવો જોઇએ તે પ્રમાણે ઉપયોગ થાય તો તે સુનય છે અને એ જ ઉપસર્ગ તથા નિપાતનો અન્યથા ઉપયોગ થાય તો તે દુર્નય છે. અહિ ભગવતી સૂત્રમા આવતા સ્યાદ્યન્ત-ત્યાદ્યન્ત પદોની સાથે ઉપસર્ગ તેમજ નિપાતનો જે ઉપયોગ થયો છે તે સુનયરૂપે જ થયો છે.

## ત્રીજું તથા ચોથું વિશેષણ અને પ્રાસંગિક પુરૂષવેદાદિનું સ્વરૂપ

घनोदारशब्दस्य એ જયકુજર હાથી અને ભગવતીસૂત્રનુ ત્રીજુ વિશેષણ છે હાથીની ચાલ ગમે તેટલી સુદર હોય, લડાઇના મેદાનમા ઉપસર્ગોની ફોજ સામે અડગપણે ચાલ્યો જતો હોય, એમ છતા ગભીર અને ઉદાર શબ્દ વિનાનો હોય અર્થાત્ મુગો હોય અથવા શબ્દમાં ગાંભીર્ય-ઔદાર્ય ન હોય તો એ હાથી લક્ષણવતો ગણવામા નથી આવતો. ગંભીર અને ઉદાર ઘોષવાળા હાથી જ લક્ષણવત ગણાય છે. જયકુજર હાથી પણ તેવા ગંભીર ઉદાર શબ્દોના લક્ષણવાળો છે. ભગવતી સૂત્રના પદો પણ ગભીર ભાવોથી ભરેલા તેમજ અતિ મનોહર છે. કેટલીક વાર ખેચી ખેચીને પદો કે શબ્દો ગોઠવવામા આવે છે તો તેમા તેવી મનોહરતા નથી હોતી, ભગવતીસૂત્રના પદો તો એટલા મનોહર છે કે અર્થ ભલે ન સમજાય છતા સૂત્રને શ્રવણ કરવા માત્રથી પણ શ્રોતાના આત્માને આનદ થાય. लिङ्ग विभक्तियुक्तस्य' "લિગ તથા વિભકિતથી સહિત" એ જયકુંજર હાથી તથા ભગવતીજીનુ ચોથુ વિશેષણ છે, જયકુંજર હાથી ગમે તેવા ગભીર અને મનોહર સ્વરવાળો હોય, પરંતુ લિગમાં નપુંસક હોય અથવા સ્ત્રીલિગ હોય તો તેને ઉત્તમ ગણેલ નથી નપુંસકલિંગ અને સ્ત્રીલિંગ બંનેને અશુભમાં-પાપપ્રકૃતિમાં ગણવામા આવ્યા છે અને પુરૂપ-લિગને પુન્ય પ્રકૃતિમાં ગણેલ છે. અહિં એટલું અવશ્ય ધ્યાન રાખવુ કે આકૃતિરૂપે વેદની-લિંગની વ્યવસ્થા નામકર્મના ઉદયજન્ય છે, અને વાસનારૂપે વેદોદયની વ્યવસ્થા મોહનીયજન્ય છે. આકૃતિમાં પુરુષ હોય છતા વાસનાની અતિતીવ્રતા હોય તો તે ભાવથી નપુસકવેદના ઉદયવાળો ગણાય છે. આકૃતિથી પુરુષ છતા વારંવાર જેને વિષયાભિલાષા થતી હોય અને લીડીના અગ્નિ માફક અભિલાષાની

લાંબા કાળે પણ નિવૃત્તિ ન થાય તો તેને ભાવથી સ્ત્રીવેદનો ઉદય ગણવામાં આવેલ છે. આકૃત્તિમાં સ્ત્રી અથવા નપુંસકને લાયક અંગોપાંગો હોય છતા વાસનાની અપેક્ષાએ અત્યન્ત મંદતા હોય તો તે ભાવથી પુરૂષવેદના ઉદયવાળો છે. વિશ્વમા વર્તતા સમગ્ર જીવોના સ્ત્રીલિંગ, પુરુષલિંગ અને નપુંસકલિંગ એવા જે ત્રણ વિભાગો પાડયા છે તે બાહ્ય આકૃતિની અપેક્ષાએ સમજવાના છે. એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય તેમજ નારકીના જીવો બધાય નપુંસકલિંગ છે. દેવોમાં દેવ અને દેવી અર્થાત્ સ્ત્રીલિંગ અને પુરૂષલિંગ એમ બે જ વિભાગો છે. નપુંસકનો વિભાગ દેવલોકમા નથી, ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચોમા સ્ત્રી, પુરૂષ અને નપુંસક એમ ત્રણેય વિભાગો છે. દ્રવ્યથી પુરુષલિંગની આકૃતિ વાસનાની મંદતારૂપ ભાવથી પુરૂષવેદનુ પ્રબલ સાધન છે, એ પણ અવશ્ય ખ્યાલમા રાખવાનું છે. જયકુંજર હાથી જેમ પુરૂષલિંગના વિભાગોથી યુકત છે, તેમ આ ભગવતીસૂત્રોના પદો તે તે લિંગ અને વિભક્તિથી સંપન્ન છે. જે પદમા જે લિંગ અને જે વિભક્તિ હોવી જોઇએ તે લિંગ અને વિભક્તિવાળા તે પદો છે. પરંતુ લિંગ તેમજ વિભક્તિના વ્યત્યયવાળા પદો નથી.

## ૫-૬-૭ મા વિશેષણોનું વિવેચન

सदाख्यातस्य सल्लक्षणस्य देवताधिष्ठितस्य એ અનુક્રમે પાચમુ, છઠ્ઠુ તથા સાતમુ વિશેષણ છે. તેમા सदाख्यातस्य એટલે જયકુંજર હાથીના પક્ષમા "હંમેશા પ્રસિદ્ધ" એ અર્થ લેવાનો છે. અને ભગવતીજીના પક્ષમા સુંદર ક્રિયાપદો જેમા રહેલા છે એ અર્થ લેવાનો છે. આ જયકુંજર હાથી જેનુ પ્રસિદ્ધ નામ સેચનક–સીંચાણો હાથી છે, તાપસોને ત્યાં તેનો જન્મ થયો છે, શ્રેણિક મહારાજાને ત્યા એ સેચનકનુ જ્યા સુધી આવવું ન થયુ ત્યાં સુધી તેને ખાસ કોઇ ઓળખતું ન હતુ પરંતુ મહારાજા શ્રેણિકને ત્યા આવ્યા બાદ તેની સુંદરતા, બળ, પરાક્રમ અને મતિ, શ્રુત સાથે અવધિજ્ઞાનના કારણે ખૂબ જ પ્રસિદ્ધિ થઇ. તિર્યંચોને પણ અવધિજ્ઞાન હોય છે.

સભામાથી **પ્રશ્ન: અવધિજ્ઞાન કોને કહેવાય ? અને તે કોને કોને પ્રાપ્ત થઈ શકે ?**

**ઉત્તર:** વિશ્વમા વર્તતા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ એ છ દ્રવ્યો પૈકી એક પુદ્ગલાસ્તિકાય દ્રવ્ય રૂપી છે બાકીના પાચેય દ્રવ્યો અરુપી છે. જે દ્રવ્યમા કોઈ પણ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય તે રૂપી દ્રવ્ય ગણાય અને જે દ્રવ્યમા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ન હોય તે અરૂપી દ્રવ્ય ગણાય છે. આત્મા પોતે પોતાના શુદ્ધ યથાર્થ સ્વરૂપમા વર્તતો હોય અર્થાત્ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચારેય ઘનઘાતીનો ક્ષય થયો હોય, સર્વજ્ઞપણું–સર્વદર્શીપણુ પ્રગટ થયું હોય ત્યારે વિશ્વના સર્વ ભાવો રૂપી હોય કે અરૂપી હોય તે સર્વ ભાવોને ઇન્દ્રિયો અને મનની મદદ સિવાય પ્રત્યક્ષ સંપૂર્ણ રીતે જાણી શકે છે, જોઈ શકે છે, પરંતુ જ્યાસુધી એ સર્વજ્ઞદશા પ્રાપ્ત ન થાય, ઘનઘાતી–જ્ઞાનાવરણીયાદિ કર્મોના આવરણો આત્મ ઉપર વર્તતા હોય ત્યાસુધી અમૂર્ત પદાર્થોનુ પ્રત્યક્ષ જાણવા જોવાપણુ બનતું નથી. મૂર્ત પદાર્થોનું પણ સંપૂર્ણ જાણવાપણુ જોવાપણું થતુ નથી અને મતિ તથા શ્રુતજ્ઞાનવાળાને તો

થોડુંઘણુ જે કાંઈ જાણવા–જોવાપણુ થાય છે તે ઇન્દ્રિયોની મદદથી થાય છે. સામાન્યપણે એ નિયમ છે કે–કોઈપણ વ્યક્તિને પોતાની મૌલિક શક્તિઓમાં ક્ષીણતા આવે એટલે અન્યની મદદ લીધા સિવાય ચાલતું નથી. યુવાન વયમા ચાલવાની શક્તિ સારી હોવાથી લાકડીના ટેકાની કે આગળીના અવલબનની જરૂર નથી હોતી; પરતુ એ જ વ્યક્તિ વૃદ્ધાવસ્થાએ પહોચે એટલે શક્તિની ક્ષીણતા થતા લાકડીના ટેકાની જરૂર પડે છે. તેમજ બાલ્યવયમાં ચાલવાની શક્તિ પ્રગટ ન થઇ હોય ત્યાંસુધી આગળીના અવલંબનની જરૂર હોય છે. તે જ પ્રમાણે પોતાના જ અવળા પુરૂપાર્થથી બધાયેલા જ્ઞાનાવરણીયાદિ કર્મો જ્યા સુધી પ્રબલપણે સત્તામા તથા ઉદયમા બેઠા છે ત્યા સુધી આપણી શક્તિમા ક્ષીણતા હોય છે. અને તે તે વિષયોના સ્વરૂપને જાણવા–જોવામા પૌદ્ગલિક ઇન્દ્રિયોની મદદ અવશ્ય લેવી પડે છે. **આજે તમોને કોઈ પ્રશ્ન કરે કે દેખાતી સારી તમારી આંખની કીકીઓ તે તે વસ્તુના રૂપને અને આકારને દેખે છે કે–તેમાં રહેલો આત્મા દેખે છે ? સ્થૂલ બુદ્ધિથી તો તમો બધાય એમ જ કહેશો કે આંખની કીકી દેખે છે; પરંતુ મહાનુભાવો ! આંખની કીકી દેખનાર નથી. દેખનાર તો કીકીમાં બેઠેલો આત્મા છે. ક્ષીણશક્તિવાળા એ આત્માને દેખવામાં કીકી સહાયક છે. આત્મા એટલો નબળો પડી ગયો છે કે એને એ કીકીરૂપ દ્રવ્યેન્દ્રિયની મદદ ન હોય તો દેખી શકે તેમ નથી એ નક્કી વાત છે.** કીકી જ જો સ્વતત્રપણે દેખવાની શક્તિ ધરાવનાર હોય તો આત્મા નીકળી ગયા બાદ મૃતકને પણ કીકી હોવાથી દેખાવું જોઇએ પરતુ જરાય નથી દેખાતુ એ બધાયના અનુભવની વાત છે. જ્યા સુધી કોઇપણ આત્માની આ સ્થિતિ હોય અર્થાત્ ઇન્દ્રિય અને મનની મદદથી જ જાણવા જોવાનુ થતું હોય ત્યા સુધી તે પરોક્ષ જ્ઞાનવાળો છે, કારણ કે ઈન્દ્રિય અને મનની મદદ સિવાય સીધે સીધું આત્માને પ્રત્યક્ષ જાણપણુ–જોવાપણુ થતુ નથી. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન બન્ને પરોક્ષ જ્ઞાન છે અને જેને માટે હમણા પ્રશ્ન પુછાયો છે તે અવધિજ્ઞાન પરોક્ષજ્ઞાન નથી. પરતુ પ્રત્યક્ષ જ્ઞાન છે. દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવની અપેક્ષાએ જેટલા પ્રમાણમા અવધિજ્ઞાન પ્રગટ થયેલ હોય તેટલું જાણપણુ થવામાં ઇન્દ્રિય–મનની મદદ અપેક્ષિત નથી. સીધુ આત્માને જાણપણુ થાય છે. અર્થાત્ આત્મા એટલો શક્તિસપન્ન બન્યો છે કે તે તે વિષયોને જાણવામા પોતાનુ સ્વતત્રપણુ છે. જ્યારે જ્યારે ઉપયોગ મૂકે ત્યારે ત્યારે તે તે ભાવોને જાણે છે, જુવે છે. પણ જોવા–જાણવામા ઇન્દ્રિય–મનની પરાધીનતા નથી. તાત્પર્ય એ છે કે **ઇન્દ્રિય અને મનની મદદ સિવાય મૂર્ત–રૂપી પદાર્થોનું અને વધુમાં વધુ અસંખ્ય ક્ષેત્રગત તે મૂર્તદ્રવ્યના અસંખ્ય કાલના અસંખ્ય પર્યાયોનું જે જ્ઞાનથી જાણપણું થાય તેનું નામ અવધિજ્ઞાન છે. અવધિ એટલે મર્યાદા–એટલે કે રૂપી દ્રવ્યો જાણવા એ જ જેની મર્યાદા છે, એવું જે જ્ઞાન તેનું નામ અવધિજ્ઞાન છે.**

**અવધિજ્ઞાન ચારેય ગતિમાં સંજ્ઞિપંચેન્દ્રિય જીવોને પ્રગટ થઈ શકે છે.**

આ અવધિજ્ઞાન એકેન્દ્રિયથી અસજ્ઞિ પચેન્દ્રિય સુધીના જીવો પૈકી કોઈ પણ જીવને પ્રગટ થઈ શકતુ નથી. સજ્ઞિપચેન્દ્રિય જીવો પૈકી નારકી, તિર્યચ, મનુષ્ય અને દેવ ચારેય

ગતિમાં અવધિજ્ઞાનનો સંભવ હોઈ શકે છે. દેવ અને નારકીમાં તો ભવ પરત્વે અવશ્ય અવધિજ્ઞાન હોય છે. કોઇ પણ દેવ અથવા નારક અવધિજ્ઞાન વિના હોઈ શકતો નથી. દેવ અને નારક સમ્યગ્દૃષ્ટિ હોય તો તેનું અવધિજ્ઞાન ગણાય છે અને દેવ–નારક મિથ્યાદૃષ્ટિ હોય તો તેનું અવધિજ્ઞાન વિભંગજ્ઞાન કહેવાય છે એ જુદી બાબત છે, પરંતુ દેવ અથવા નારકીનો ભવ પ્રાપ્ત થાય એટલે ભવ પરત્વે જ દેવ અને નારક જીવને અવશ્ય અવધિજ્ઞાન પ્રગટ થાય છે. મનુષ્ય અને તિર્યંચોને તે પ્રમાણે નથી બનતું, પરંતુ જે મનુષ્ય કે તિર્યંચ યથાયોગ્ય ધર્મનું આરાધન કરે છે, તે મનુષ્ય–તિર્યંચને તેવો ક્ષયોપશમ પ્રગટ થતા અવધિજ્ઞાન પ્રાપ્ત થાય છે અને મોહનો વધુ પ્રમાણમા ઉદય થવાથી પુન પ્રાપ્ત થયેલું તે અવધિજ્ઞાન વિલય પણ પામી જાય છે. મોહના ઉદયની જેટલી મંદતા અને જ્ઞાનના વિકાસ માટે જેટલો વધુ પુરૂષાર્થ તેટલુ જ્ઞાન વધુ પ્રગટ થાય છે. મોહના ઉદયનુ જેટલું વધુ જોર તેમજ જ્ઞાનના સંરક્ષણ અને વિકાસ માટે વધુ પડતુ દુર્લક્ષ્ય તેટલા પ્રમાણમા જ્ઞાન ઓછું ઓછુ થતુ જાય છે. એક મુનિરાજને અવધિજ્ઞાન પ્રગટ થયુ હતુ, એ અવધિજ્ઞાનવડે સૌધર્મ દેવલોક પણ પ્રત્યક્ષ જોઈ શકતા હતા. એક અવસરે પોતાની રીસાયેલી ઇન્દ્રાણીને ઇન્દ્ર મહારાજ મનાવી રહ્યા છે, ઇન્દ્રાણીને મનાવવા–રીઝવવા ઇન્દ્ર ખૂબ–ખૂબ પ્રયત્નો કરી રહ્યા છે–એ દૃશ્ય આ અવધિજ્ઞાની મુનિરાજે અવધિજ્ઞાનથી જોયુ અને જોવાની સાથે મુનિરાજને હસવું આવ્યું. વધુ પ્રમાણમાં હાસ્ય મોહનીયનો ઉદય થતા પ્રગટ થયેલા અવધિજ્ઞાનનો તૂર્ત વિનાશ થયો. **જેટલી સ્વભાવ પરિણતિ એટલી આત્માની નિર્મળતા, સંવર અને સકામ નિર્જરા તેમજ જ્ઞાનાદિ ગુણોનો આવિર્ભાવ, જેટલી વિભાવ પરિણતિ એટલી આત્માની મલિનતા, આશ્રવ અને બંધ તેમજ જ્ઞાનાદિ ગુણોનો તિરોભાવ.** ઇન્દ્રાણીને રીઝવવા ખૂબ ખૂબ પ્રયત્ન કરનાર ઇન્દ્રને દેખતા "અહો ! મોહને પરાધીન પડેલા આત્માઓ વિવિધ શક્તિસંપન્ન છતા કંચન, કામિની પાસે કેવાં દીન બની જાય છે, બત્રીશ લાખ વિમાનનો અધિપતિ ઇન્દ્ર જેવો ઇન્દ્ર ઇન્દ્રાણીને રીઝવવા કેવી લાચારી કરે છે ?" એમ માધ્યસ્થ ભાવનામા મુનિરાજ રહ્યા હોત તો તો અવધિજ્ઞાનનો વિલય થવાનો પ્રસંગ ન આવત. કદાચ અવધિજ્ઞાનમા વધારો થાત, પણ માધ્યસ્થ ભાવનાને બદલે હાસ્ય મોહનીયનો ઉછાળો આવ્યો. પરિણામે અવધિજ્ઞાન નાશ પામ્યુ.

### મુમુક્ષુ આત્માએ મન, વાણી, કાયાના હરકોઇ વ્યાપારમાં ઉપયોગવંત રહેવું જોઈએ.

મોટા ભાગે સ્વભાવ પરિણામ અને તેની પ્રાપ્તિના સાધનો તરફ આપણને રુચિ નથી, પ્રેમ નથી અને તે માટેનો પુરૂષાર્થ નથી, કદાચ કોઇવાર સ્વભાવપરિણામની રુચિ પ્રતીતિ અને પુરુષાર્થ થાય તો તેનો ટકાવ નથી. વિભાવ તેમજ વિભાવના કારણો મળતા સ્વભાવમાથી તુરત ચલિત થવાય છે. એટલે પ્રગટ થયેલી આત્મિક સંપત્તિ ચિરસ્થાયી નથી બનતી. **પાંચ–પંદર રૂપીઆ તમારા ખીસ્સામાં હોય તે અવસરે હૈયું તેમજ હાથ જેમ ખીસ્સા તરફ હોય છે તે પ્રમાણે પ્રગટ થયેલ જ્ઞાનાદિ આત્મિક ગુણસંપત્તિને સુરક્ષિત રાખવા માટે આપણુ હૈયું જાગૃત હોય તો જ્ઞાનાદિ-**

**સંપત્તિનો વિલય ન થાય.** સામાયિક કે પૌષધમાં બેઠા હો તેમાં પણ હાંસી–ઠઠ્ઠા–મશ્કરી ચાલે એટલે આત્મવિશુદ્ધિ અને જ્ઞાનાદિગુણની વૃદ્ધિ તો ક્યાંથી થાય ? હોય તે ગુણનો પણ વિનાશ થઇ જાય. મુમુક્ષુ આત્માએ તો મન વાણી કાયાના હરકોઇ વ્યાપારમાં પ્રતિક્ષણે ઉપયોગવંત રહેવું જોઈએ. મૂળ વાત એ ચાલે છે કે–અવધિજ્ઞાન સંજ્ઞિપંચેન્દ્રિય જીવોને ચારેય ગતિમા સભવી શકે છે. દેવ અને નારકીના જીવોને ભવપરત્વે અવધિજ્ઞાન યોગ્ય ક્ષયોપશમ પ્રગટ થાય છે અને મનુષ્ય–તિર્યંચોને ગુણ પરત્વે અવધિજ્ઞાનને યોગ્ય ક્ષયોપશમ પ્રાપ્ત થાય છે. દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ અને ભવ એ પાંચેય કારણસામગ્રી કર્મનો ઉદય તથા ક્ષય–ક્ષયોપશમ વગેરેમા કારણભૂત બને છે. એ અપેક્ષાએ વિચારીએ તો નારકીમાં કે દેવલોકમાં અવધિજ્ઞાન કેમ હોઇ શકે ? એ પ્રશ્નનો અવકાશ નહિં રહે. દેવલોક અને નારકીમાં અવધિજ્ઞાન ભવપ્રત્યયિક હોવાથી ભવપર્યંત એક સરખું રહે છે. ઘટાડો વધારો થતો નથી અને મનુષ્ય–તિર્યંચોમા અવધિજ્ઞાન ગુણ પ્રત્યયિક હોવાથી હાનિ–વૃદ્ધિમા અવધિજ્ઞાનની પણ હાનિવૃદ્ધિ થાય છે.

## દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ અવધિજ્ઞાનની જઘન્ય ઉત્કૃષ્ટ મર્યાદા.

| | |
|---|---|
| દ્રવ્યથી જઘન્ય અવધિજ્ઞાની | (અગુલના અસખ્યાતમા ભાગમા રહેલા) અનત રૂપી દ્રવ્યોને જાણે–જુવે. |
| દ્રવ્યથી ઉત્કૃષ્ટ અવધિજ્ઞાની | સર્વ મૂર્ત્ત દ્રવ્યોને જાણે. |
| ક્ષેત્રથી જઘન્ય અવધિજ્ઞાની | અગુલના અસખ્ય ભાગ જેટલા ક્ષેત્રમા રહેલા સ્કધો જાણે–દેખે. |
| ,, ઉત્કૃષ્ટ ,, | લોકાકાશમાં રહેલા પુદ્ગલ દ્રવ્યોને જાણવા ઉપરાત અલોકમાં પણ અસખ્ય લોક જેટલા વિભાગગત મૂર્તદ્રવ્યોને જાણવાની જોવાની શક્તિવાળો હોય.* |
| કાળથી જઘન્ય અવધિજ્ઞાની | આવલિકાના અસંખ્ય ભાગ જેટલા ભૂત ભવિષ્યના પર્યાયો જાણે–દેખે. |
| ,, ઉત્કૃષ્ટ ,, | અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી ભૂત ભવિષ્ય પર્યાયોને જાણે–દેખે. |
| ભાવથી જઘન્ય અવધિજ્ઞાની | પ્રતિદ્રવ્યે ચાર ચાર પર્યાયો જાણે–દેખે. |
| ,, ઉત્કૃષ્ટ ,, | પ્રતિદ્રવ્યે અસંખ્ય પર્યાય જાણે–દેખે. |

* પુદ્ગલદ્રવ્યો તો લોકમાં જ છે. અલોકમાં તો એકલું આકાશદ્રવ્ય છે અને તે અમૂર્ત્ત છે, તો અવધિજ્ઞાની અલોકમાં શુ જાણે દેખે ? એમ શંકા થાય એ સહજ છે તેના સમાધાનમાં સમજવાનું કે–અલોકમા કાંઈ તેમને જાણવા–જોવાનું નથી. પરતુ જેમ ક્ષેત્રવૃદ્ધિ થાય તેમ કાલવૃદ્ધિ અને ભાવ–પર્યાયવૃદ્ધિ થાય. વળી લોકથી આગળ એક પ્રદેશ જેટલુ પણ અવધિજ્ઞાન થાય એટલે પછી અવશ્ય અપ્રતિપાતિ હોય, એટલે કે કેવલજ્ઞાન અવશ્ય પ્રાપ્ત થાય. લોકાવધિ જેટલું અવધિજ્ઞાન પ્રગટ થવા છતાં પ્રતિપાતિ હોઈ શકે છે, એ દૃષ્ટિએ અવધિજ્ઞાનીને અલોકમા જાણવા–જોવાની શક્તિ પ્રગટ થાય એ સફલ જ છે.

## અવધિજ્ઞાનના અનુગામી વગેરે છ પ્રકારો

અવધિજ્ઞાનના આમ તો અસંખ્ય પ્રકારો છે, પરંતુ કર્મગ્રન્થ, તત્ત્વાર્થ વગેરે શાસ્ત્રોમા મુખ્યત્વે તેના છ પ્રકાર આપ્યા છે. અનુગામી ૧, અનનુગામી ૨, હીયમાન ૩, વર્ધમાન ૪, પ્રતિપાતિ ૫ અને અપ્રતિપાતિ ૬. હાથમા રાખેલ બત્તી જયાં જઈએ ત્યાં અજવાળું આપે તે પ્રમાણે પ્રગટ થયેલ અવધિજ્ઞાન જયા જઈએ ત્યાં સાથે જ રહે, તેવા અવધિજ્ઞાનનું નામ **અનુગામી** અવધિજ્ઞાન છે. મ્યુનિસિપાલિટી તરફથી રાખવામાં આવતી રસ્તાની બત્તીનું અજવાળું સાથે નથી ચાલતુ, એ અજવાળા માટે બત્તીના થાંભલા પાસે આવવું પડે છે, તે પ્રમાણે ઉત્પન્ન થયેલુ અવધિજ્ઞાન સાથે ચાલનાર ન હોય પરંતુ જે ક્ષેત્રમા એ અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ હોય તે ક્ષેત્રમાં તે વ્યક્તિ હોય તો એ જ્ઞાન હોય. એ ક્ષેત્રની મર્યાદાથી બહાર જાય તો અવધિજ્ઞાન ન હોય. અહિં બેઠા હો કે જિનમંદિરમા હો ત્યા સુધી ભાવના સારી હોય પણ અહિંથી કે દેરાસરમાથી બહાર જાઓ એટલે ફેર પાછા એના એ. આ પ્રમાણે અમુક ક્ષેત્રની સાથે જ સંબંધ ધરાવનારું અવધિજ્ઞાન તેનુ નામ **અનનુગામી** અવધિજ્ઞાન. દીવામા પુરેલ દીવેલ જેમ જેમ બળતું જાય અને છેવટે દીવાનુ તેજ ધીમે ધીમે જેમ ઝાખુ થતુ જાય તે પ્રમાણે પ્રગટ થયેલ અવધિજ્ઞાન ધીમે ધીમે ઓછુ થતુ જાય, તેનુ નામ **હીયમાન** અવધિજ્ઞાન. દીવેલના અભાવે ઝાખા પડેલા દીવામા નવું દીવેલ મળવાથી જેમ દીપકનું તેજ વૃદ્ધિ પામે તે પ્રમાણે જે અવધિજ્ઞાન ક્રમે ક્રમે વૃદ્ધિ પામતુ જાય તેનુ નામ **વર્ધમાન** અવધિજ્ઞાન, દીવાને પવનનો જોરદાર ઝપાટો લાગતા દીવેલ હોવા છતા દીવો એકદમ બુઝાઇ જાય, તે પ્રમાણે વધુ પ્રમાણમા મલિન પરિણામ થવાથી પ્રકટ થયેલ અવધિજ્ઞાન એક સાથે વિનાશ પામે તેનુ નામ **પ્રતિપાતિ** અવધિજ્ઞાન, હીયમાનમા ધીમે ધીમે અવધિજ્ઞાન ઓછુ થાય અને પ્રતિપાતિમા એક સાથે વિનાશ પામે એટલો તફાવત છે અને જે અવધિજ્ઞાન કેવલજ્ઞાન પ્રાપ્ત થવા સુધી અવિચ્છિન્નપણે રહે તેનુ નામ **અપ્રતિપાતિ** અવધિજ્ઞાન. આ અવધિજ્ઞાનનો વિષય વિશેષાવશ્યક ભાષ્યમા તેમજ નંદીસૂત્ર આવશ્યકસૂત્રની ટીકામા ખૂબ જ વિસ્તારથી વર્ણવેલો છે. અહિ તો સેચનક હાથી અવધિજ્ઞાની હતો એ ચાલુ વાતમા અવધિજ્ઞાન સંબધી પ્રશ્ન થતા વચ્ચે આટલુ પ્રાસંગિક અવધિજ્ઞાનનુ સ્વરૂપ સમજાવ્યુ છે.

## સમ્યગ્દર્શનાદિ સદ્‌ગુણવાળી વ્યક્તિ જ સાચી રીતે પ્રશંસાનું પાત્ર છે.

સેચનક હાથી અવધિજ્ઞાની હતો બધાય હાથીઓમાં શિરોમણી હતો. તેની ખૂબખૂબ પ્રસિદ્ધિ હતી. કોઈ પણ વ્યક્તિમા ભલે પછી તિર્યંચ હોય કે માનવ હોય પણ તેનામા કોઈ વિશિષ્ટ ગુણ હોય તો તે જરુર ખ્યાતિ–પ્રસિદ્ધિનુ પાત્ર બને છે ઉપદેશ પદમા એક શ્લોક છે કે

"શુદ્ધાઃ પ્રસિદ્ધિમાયાન્તિ, લઘવોऽપીહ નેતરે। તમસ્યપિ વિલોક્યન્તે દન્તિદન્તા ન દન્તિનઃ॥

જે આત્માઓ (ઉપલક્ષણથી કોઈપણ પદાર્થો) શુદ્ધ છે અર્થાત્ વિશિષ્ટ ગુણવંત છે તે વ્યક્તિઓ (પદાર્થો) નાના હોવા છતા પ્રસિદ્ધિ પામે છે, એ જ વાત ઉદાહરણથી સમજાવે છે. અમાવાસ્યાના અંધારામાં હાથીના દન્તશુલ નાના છતા સફેદ–ઉજ્જવલ હોવાથી

દેખાય છે અને હાથી દન્તશુલથી ઘણો મોટો હોવા છતાં શ્યામ હોવાથી નથી દેખાતો." કોઈપણ જાતનો ગુણ જીવનમા હોય નહિ. ખાલી બાહ્યાડંબર જ વર્ત્તતો હોય અને માન-પાન-ખ્યાતિ પ્રશંસાની ભાવના રખાતી હોય તો તે ઉચિત નથી. એ તો રોલ્ડગોલ્ડ દાગીના જેવી વાત છે સ્વાર્થવશ પડખીયાઓ માન-પાન આપતા હોય તો તે ક્ષણિક છે, ચિરસ્થાયી નથી. જીવનને સાચી રીતે પ્રશંસાનુ પાત્ર બનાવવુ હોય તો જીવનમાં સમ્યગ્-દર્શનાદિ સદ્ગુણોનું સ્થાન હોવુ જોઇએ. શ્રેણિક મહારાજા તરફથી સેચનક હાથી હલ્લ-વિહલ્લ બન્ને બાંધવોને વારસામા પ્રાપ્ત થયેલ છે. કોણિકના ભય અંગે બંને બંધુઓ ચેડા મહારાજાના આશ્રયે જઈને રહ્યા છે. કોણિક વિશાલ સૈન્ય સાથે ચેડામહારાજાની વિશાલાનગરી ઉપર ચઢી આવ્યો છે, પરંતુ આ સેચનક હાથી અવધિજ્ઞાની હોવાથી શત્રુ-ઓનો પરાભવ કરવામા એવો સમર્થ છે કે કોણિકના અસંખ્ય સૈન્યનો વિનાશ થયા કરે છે. કોણિકને સિંચાણા હાથીના અવધિજ્ઞાનની જાણ થતા કિલ્લાને ફરતી ખાઇ ખોદાવે છે. તેમા ખેરના અંગારા ભરાવે છે અને ઉપર ધૂળ વગેરે નાખીને એ અંગારાને ઢાંકી દે છે. હંમેશના નિયમ પ્રમાણે સેચનક હાથી ઉપર બેસીને હલ્લ વિહલ્લ કિલ્લાની બહાર આવે છે. હાથીને અવધિજ્ઞાનથી ખાઈ તેમજ તેમા ભરેલા અંગારાનુ જાણપણુ થાય છે. એટલે પોતાના તેમજ પોતાના માથે બેઠેલા હલ્લ વિહલ્લના સંરક્ષણ માટે હાથી એક ડગલુ પણ આગળ ભરતો નથી હાથીની આ સ્થિતિ થતા હલ્લ વિહલ્લ હાથીને આગળ ચલાવવા ખૂબ પ્રયાસ કરે છે, પરંતુ જ્યારે ચાલતો નથી ત્યારે "આજે તો હાથી પણ પરાયો થઈ ગયો છે." વગેરે મર્મના વચનો બન્ને બાંધવો બોલે છે. હાથી આ મર્મવચનો સાંભળતા પોતાના માલિક બન્ને બંધુઓ હલ્લ વિહલ્લને સૂંઢ વડે નીચે ઉતારી મૂકે છે અને પછી ખાઈમા પડતા અંગારાના પ્રયોગવડે બળીને ભસ્મ થઇ જાય છે. તિર્યંચ છતા પોતાના માલિકનુ રક્ષણ કરવા પાછળ કેટલી તૈયારી અને કેવુ જાતવાનપણુ ! આવા ગુણોને અંગે જ તેની સદા પ્રસિદ્ધિ છે. એ અપેક્ષાએ सदाख्यातस्य એ પાંચમુ વિશેષણ અપાયુ છે. શ્રી ભગવતીસૂત્રના પક્ષમા પણ એ વિશેષણ બરાબર છે. જે વાકયમા જે ક્રિયાપદ જોઈએ તેને બદલે બીજુ જ ક્રિયાપદ અપાય તો અર્થનો અનર્થ થાય. વાકયના અર્થની યથાર્થતા અને પૂર્ણ-તાનો આધાર ક્રિયાપદ ઉપર છે. જેચંદભાઈને આપો. એમાં આપોની જગ્યાએ કાપો બોલાય તો શુ અર્થ થાય ? એટલે કે જે વાકયમા જે ક્રિયાપદ હોવુ જોઈએ તે જ ક્રિયાપદો વડે આ ભગવતીસૂત્રના વાકયો અલંકૃત છે

## ભગવતી તેમજ જયકુંજરના છઠ્ઠા વિશેષણ सल्लक्षणस्य નુ વિવેચન

વિશ્વમા વર્તતા સમગ્ર પદાર્થો પૈકી કેટલાક પદાર્થો સુંદર લક્ષણવાળા હોય છે. કેટલાક પદાર્થો લક્ષણ વિનાના અથવા વિપરીત લક્ષણવાળા હોય છે મનુષ્યમા તીર્થંકર ભગવંતોને ૧૦૦૮ સુંદર લક્ષણો કહેવામા આવ્યા છે અને સામાન્ય મનુષ્યને બત્રીશ લક્ષણો વર્ણવામાં આવેલ છે, એમ કોઇ પણ પ્રાણી ભલે એકેન્દ્રિય, બેઈન્દ્રિય યાવત્ પંચેન્દ્રિય હોય પરંતુ પોતપોતાની જાતિને લાયક લક્ષણોથી યુકત અથવા રહિત હોય છે. પુન્યોદયની અનુકૂલતા હોય તો પોતાની જાતિ યોગ્ય લક્ષણોથી તે જીવ અલંકૃત હોય છે અને પુન્યોદયની ખામી

હોય તો સુંદર લક્ષણોનો અભાવ હોય છે. દક્ષિણાવર્ત શંખ કે એકાક્ષ શ્રીફલ બેઈન્દ્રિય તથા એકેન્દ્રિય હોવા છતાં પુન્યોદયને અંગે સુંદર લક્ષણોથી સંપન્ન હોવાથી પૂજાનું પાત્ર બને છે. જ્યારે બીજા શંખ તેમજ શ્રીફલોમાં તેવા લક્ષણોનો અભાવ હોવાથી પૂજનીય બનતા નથી. અચેતન વસ્તુઓમાં પણ એવા બંને વિભાગો હોય છે. અચેતન પદાર્થોમાં મુખ્યત્વે પુદ્‌ગલ દ્રવ્યનો જ વધુ ઉપયોગ થતો હોવાથી તે પુદ્‌ગલદ્રવ્યોમાં જે શુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તેમજ સુંદર આકારવાળા હોય તે સુલક્ષણ યુક્ત પુદ્‌ગલો હોય છે અને જે પુદ્‌ગલો અશુભ વર્ણગંધાદિવાળા છે તે લક્ષણસંપન્ન ગણાતા નથી જીવો શરીરાદિપણે ગ્રહણ કરેલા અને તે રૂપે પરિણમાવેલા પુદ્‌ગલોમાં શુભાશુભપણું હોય છે. તેમાં કારણ તે તે જીવનો શુભ–અશુભ ઉદય છે. જે આત્માએ પૂર્વભવમાં દેવ, ગુરૂ અને ધર્મની નિંદા-અવહેલના કરેલ હોય, અવર્ણવાદો ઉચ્ચાર્યા હોય અને મનથી અશુભ ચિંતવેલ હોય તે આત્માએ નામકર્મની અશુભ પ્રકૃતિ બાંધેલ છે, અને જે આત્માએ પૂર્વભવમાં દેવ, ગુરૂ, ધર્મની પ્રશંસા, ગુણાનુવાદ કરવા ઉપરાંત સેવાભક્તિ, વૈયાવચ્ચ કરેલ હોય તે આત્માએ નામકર્મની શુભ પ્રકૃતિનો બંધ કરેલ છે. योगवक्रता विसंवादनं चाऽशुभस्य नाम्नः, विपरीतं शुभस्य [ તત્ત્વાર્થ સૂત્ર–અધ્યાય ૬, સૂત્ર ૨૧–૨૨ ] તત્ત્વાર્થના ઉપરના બે સૂત્રમાં એ વાત ટૂંકા અક્ષરોમાં બહુ જ સુંદર રીતે સમજાવેલ છે ઉપલક રીતે સામાયિક, પૂજા, પ્રતિક્રમણ વગેરે ધર્મપ્રવૃત્તિ આપણે ત્યાં ઘણા ભાઈઓ બહેનો કરે છે, પણ જેટલો સમય એ ધર્મ-ક્રિયા ચાલુ રહે તેટલો સમય મન–વાણી–કાયાનો સંયમ અને શુભ વ્યાપાર જે અવશ્ય ટકવો જોઈએ તેનું પ્રમાણ ઘણું ઓછું દેખાય, અને ધર્મક્રિયાના સ્થાનમાંથી બહાર નીકળ્યા બાદ ભાગ્યે જ મનવાણી કાયાનો સંયમ અથવા શુભ વ્યાપાર જોવા મળે છે.

## જિનમંદિરમાં નિસીહી બોલવાનો આશય

જિનમંદિરમાં પ્રવેશ કરતી વખતે 'નિસીહી' પદ બોલવાની શાસ્ત્રીય મર્યાદાનો શું આશય છે? જિનમંદિરમાં કે ઉપાશ્રયમાં પ્રવેશ કર્યા બાદ લગભગ એ વાત ભૂલાઈ જવાય છે. પ્રથમ નિસીહી જિનમંદિરની જગતીમાં પ્રવેશ કરીએ ત્યારે બોલવાની હોય છે, તેનો ભાવ એ છે કે–હવે પછી જિનમંદિરમાંથી બહાર ન આવું ત્યાં સુધી સાંસારિક સર્વ સાવદ્ય પ્રવૃત્તિઓ બંધ છે. જિનમંદિર અંગે આશાતના ટાળવા વગેરે કારણે પૂજારીને, માણસને કે મુનીમને કાંઈ સૂચના આપવી પડે અથવા પોતાને તેવી કોઈ પ્રવૃત્તિ કરવી પડે તેની તેમજ દ્રવ્યપૂજાની સામગ્રી જલ, ચંદન, પુષ્પાદિ વગેરે તૈયાર કરવા માટે જયણા છે. ગર્ભગૃહ–ગભારામાં પ્રભુના પૂજન માટે પ્રવેશ કરતી વખતે બીજી નિસીહી ઉચ્ચારવાની છે એનો ભાવ એ છે કે–ગભારામાં દ્રવ્ય પૂજા માટે પ્રવેશ કર્યા બાદ હવે પછી જ્યાં સુધી દ્રવ્યપૂજા સમાપ્ત ન થાય ત્યાં સુધી વચ્ચે મન–વાણી–કાયાનો સાંસારિક વ્યાપાર તો ન જ હોય, પરંતુ જિન-મંદિરની આશાતના ટાળવા વગેરે કારણે પણ કોઈ પ્રવૃત્તિ કરવાની નથી, આશાતના નિવા-રણ વગેરે અંગે જે કાંઈ કરવાનું હોય તે દ્રવ્યપૂજા માટે ગભારામાં પ્રવેશ કર્યા પહેલા જ કરી લેવાનું હોય છે. બીજી વાત બાજુમાં રાખીએ પરંતુ પૂજન માટે ગભારામાં પ્રવેશ કર્યા બાદ જ્યાં સુધી જલ, ચંદનાદિ અંગપૂજા સમાપ્ત ન થાય ત્યાં સુધી બહાર નીકળવાનું

હોતું નથી. પ્રભુનો જળથી અભિષેક કર્યો, પછી અંગલૂહણા માટે અથવા ચંદનપૂજા માટે વાટકી લેવા ગભારાથી બહાર આવો, વળી ચંદનપૂજા થયા બાદ ફૂલ લેવા બહાર દોડો, પૂજાની એ વાસ્તવિક મર્યાદા નથી. વારંવાર બહાર આવવાથી ચિત્તવિક્ષેપ થાય છે, ગભારામા પ્રવેશ કરવા અગાઉ જલ, ચદન, પુષ્પ, ધૂપ, દીપ બધી સામગ્રી તૈયાર હોવી જોઈએ. અને પછી જ ગભારામા જઈ બહુ જ શાતિથી ચિત્તને સ્થિર કરી પ્રસન્નભાવે પ્રભુનુ અનુક્રમે પૂજન કરવુ જોઈએ. તમારા બાહ્ય જીવનની દોડધામ આજે દેવમંદિરમા તેવી જ દેખાય છે. આત્માની નિર્મળતાનુ પરમ કારણ પ્રભુમૂર્તિને પવિત્ર પંચામૃતથી અભિષેક કરવા, અંગલૂહણા કરવા અને ત્યારબાદ કેસર બરાસમિશ્રિત ચંદનથી પ્રભુના નવ અગે પૂજા કરવી પછી સુગંધી સુદર અખડ પાખડીવાળા પુષ્પોની મનોહર સામગ્રીથી પ્રભુનું અર્ચન કરવું વગેરે બધુય તમારી જાતે બહુ જ ધીરજથી કરવું જોઈએ, તેને બદલે અભિષેક, અંગલૂહણાં વગેરે કામ તો ગોઠીને સોંપેલુ હોય છે. તમોએ તો ફક્ત નવ અંગે તિલક કરવા જેટલુજ રાખ્યુ છે અને તિલક કરવામા પણ ખૂબ જ ઉતાવળ જોવાય છે. તમારા કપાળમાં કેસરનો ચાદલો કરવામા જરાય આડોઅવળો ન થાય તેની બરાબર કાળજી હોય છે. જ્યારે ભગવાન જિનેશ્વરદેવની તારક પ્રતિમા ઉપર તિલક કરવામાં કેટલી કાળજી રખાય છે? તેનો તમોને અનુભવ છે. કેસરના રેલા ઉતરે કે આડુઅવળું તિલક થઈ જાય અથવા તિલક કરતા તમારા નખનો પ્રભુમૂર્તિને સ્પર્શ થઈ જાય તેનો કશોય ખ્યાલ નથી હોતો, તમારા કપાળના ચાદલા માટે કેસર કેવું લાલચોળ હોય અને ભગવાનની પૂજા માટે કેવુ પાણી જેવુ ચદન જરા કેસરના અશથી યુક્ત હોય છે? આ બધી બાબતો ખૂબ વિચારણીય છે આપણા લલાટમા થતા તિલક માટે આપણે બધી રીતે ઉપયોગવત અને પ્રભુમૂર્તિના અગ ઉપર થતા તિલક માટે આપણી બેદરકારી. આ સ્થિતિમા પૂજા કરવા છતા આપણું વાસ્તવિક કલ્યાણ કયાંથી થાય? **જિનેશ્વરદેવ અને તે તારક પ્રભુની ભવ્ય પ્રતિમાનું દર્શન, પૂજન તેમજ અર્ચન એ મારા પરમસુખનું અસાધારણ કારણ છે એવો અંતરમાં નિર્ણય થવા સાથે વાસ્તવિક ભક્તિ–બહુમાન અને સુંદરમાં સુંદર સામગ્રીથી સ્થિરચિત્તે પૂજન કરવામાં આવે તો તે આત્મા અલ્પ સમયમાં મુક્તિનો અધિકારી બને છે.** વર્તમાન કાળમા આત્મકલ્યાણ માટેના પરમ અગો–જિનેશ્વરદેવની ભકિત અને જિનેશ્વરદેવના આગમો છે તેમા પણ અપેક્ષાએ પ્રભુ–ભકિત એ આત્મકલ્યાણ માટેનુ પ્રબલ અને પ્રથમ કારણ છે. શ્રદ્ધા અને સ્થિરતાથી પ્રભુ પૂજન કરનાર આત્મા અનતર કે પરંપર વચનાતીત આનંદ પ્રાપ્ત કરે છે. મૂળ વાત એ છે કે–ગભારામા પ્રવેશ કરતા બીજી નિસીહી બોલવાની હોય છે. દ્રવ્યપૂજા સમાપ્ત થયા બાદ ભાવપૂજારુપ ચૈત્યવદનનો પ્રારભ થાય તે અગાઉ ત્રીજી 'નિસીહી' બોલવાની શાસ્ત્રીય મર્યાદા છે, એટલે કે હવે ભાવ–પૂજામા હુ પ્રવેશ કરુ છું. હવે દ્રવ્ય–પૂજા કરવી તે શાસ્ત્રીય મર્યાદા નથી.

## વિધિયોગે ફળ પૂરણ પ્રગટે

તમો પૂજા કરવા માટે ગયા હો તો, હજુ દેરાસરમા ગોઠીએ પખાલ, અંગલુછણાં ન કર્યા હોય એટલે તમો પહેલા ભાવપુજા–ચૈત્યવદન કરવા બેસી જાઓ તો તે અવિધિ છે.

પહેલા દ્રવ્યપૂજા અને પછી જ ભાવપૂજા એ વિધિમાર્ગ છે. ચૈત્યવંદન કરવા બેઠા–તે સમયે તમારી સામે પાટલા ઉપર અક્ષતનો તમો એક બાજુ સાથીઓ કરતા જાઓ અને બીજી બાજુ ' સકલકુશલવલ્લી પુષ્કરાવર્ત્તમેઘો ' એમ ભાવપૂજા–ચૈત્યવંદન ચાલુ કરતા હો તો તે પણ અવિધિ છે. ઘેર ભોજન કરવા માટે જાઓ છો અને પાટલા ઉપર જમવા બેસો છો ત્યારે પહેલાં દાળ, પછી ભાત, પછી શાક, પછી રોટલી એમ આડું અવળું જે આવ્યુ તે જમો છો કે રોટલી દાળ શાક જમ્યા બાદ ભાતદાળ વાપરો છો ? ભોજન એ તો શરીરના પોષણનું સાધન છે. એમાં પણ જો ક્રમ બરાબર સાચવવાની તકેદારી રખાતી હોય તો **પ્રભુપૂજન એ આત્માના પોષણ માટે અમૃતનું ભોજન છે.** તેમા પણ ક્રમ બરાબર સચવાવો જોઈએ. પૂજા વગેરે કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ વિધિ–શુદ્ધ થાય તો તેનું ફળ બરાબર મળે અને વિધિની જેટલી ખામી હોય, ફળમા તેટલી ખામી પહોચે. કવિવર શ્રી વીરવિજયજી મહારાજે પૂજાના કળશમાં એ જ વાત લખેલ છે કે–" **વિધિયોગે ફળ પૂરણ પ્રગટે** " તાત્પર્ય એ છે કે–પૂજા, સામાયિક કે કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ જ્યા સુધી ચાલુ હોય ત્યાં સુધી તો મનવાણીકાયાનો સયમ અને શુભ વ્યાપાર અવશ્ય હોવો જોઈએ. પરંતુ એ ધર્મક્રિયા પૂર્ણ થયા પછી ધર્મસ્થાનકમાથી બહાર ગયા બાદ પણ મન, વાણી, કાયાનો સંયમ અને શુભ વ્યાપાર ટકાવવા માટે ખૂબ ઉપયોગ રાખવો જોઈએ.

### જે ક્રિયાથી આત્માના કર્મમલ ઘટે તે જ સાચી ક્રિયા

સામાયિક, પ્રતિક્રમણ કે દેવદર્શન વગેરે ધર્મક્રિયા કરનારી બહેનો સામાયિક પ્રતિક્રમણ કરવા માટે ઉપાશ્રયે આવ્યા બાદ ચાર જો સરખે સરખી ભેગી થઇ જાય તો એ સામાયિકમા કેવી નિંદા–વિકથા ચાલે છે ? કર્મની નિર્જરાનુ સાધન છતા કેવા કર્મબંધનુ સાધન થાય છે ? તે આપણાથી અજાણ્યુ નથી. અમારા ભાઈઓ અહિ પ્રતિક્રમણ કરે. પ્રતિક્રમણ કર્યા બાદ ઉપાશ્રય બહારના ઓટલે બેસી ગામની પંચાતમા પડીને કરેલા પ્રતિક્રમણનુ કેવુ પડિલેહણ કરે છે ? તે આપણે નજરે દેખીએ છીએ. એક બાજુથી દિવાલ ઉપર સુંદર ચિત્રામણ કરીએ, બીજી બાજુથી એ જ ચિત્રામણવાલી દિવાલ ઉપર કૂચડો ફેરવીએ, લગભગ એવી આજની આપણી ધાર્મિક પ્રવૃત્તિઓ છે. ધર્મપ્રવૃત્તિ નહિં કરનારાની અપેક્ષાએ કરનારા ઘણા સારા છે, એ વાત તદ્દન સાચી છે એમ છતા આ વાકયના ઓઠા નીચે અવિધિનુ પોષણ તો ન જ થવુ જોઈએ. દેખાડો કરવાની આ હુંડી નથી. સામો શરાફ સીકારે તો જ સાચી હુંડી ગણાય. એ પ્રમાણે આત્માના કર્મ મલ ઘટે અને અંતરંગ આનંદનો યત્કિંચિત્ પણ અનુભવ દેખાય તો એ ધર્મક્રિયા બરાબર છે.

### કારેલામાં કડવાશ અને કેરીમાં મીઠાશ એમાં તે તે જીવોનો શુભાશુભનો ઉદય એ જ કારણ છે.

આપણે તો જયકુંજર હાથી તથા શ્રી ભગવતીજીના सल्लक्षणस्य એ છઠ્ઠા વિશેષણનુ વિવેચન કરીએ છીએ. તે પ્રસંગે શરીરાદિના સુંદર લક્ષણો નામકર્મની શુભપ્રકૃતિઓના ઉદય સિવાય પ્રાપ્ત થતા નથી એ વાત ચાલે છે. ગુલાબ અને લસણ બન્ને વનસ્પતિ છે. એકમાં

સુગંધ છે, બીજામા દુર્ગંધ છે, એનું મુખ્ય કારણ એકને શુભોદય છે, બીજાને અશુભોદય છે. કારેલુ અને કેરી બને વનસ્પતિ છતા એકમા કડવાશ અને બીજામાં મધુરતા છે. કેરીમાં વર્તતા આત્માને શુભરસનામનો ઉદય છે. કારેલામા વર્તતા જીવને અશુભરસ નામનો ઉદય છે. આ શુભાશુભ નામકર્મની પ્રકૃતિઓના બંધનો આધાર મન-વાણી-કાયાના શુભાશુભ વ્યાપાર ઉપર રહેલો છે. જયકુંજર હાથી તિર્યંચ છતા સર્વલક્ષણસંપન્ન અને અન્ય સર્વ હાથીઓમા શિરોમણિ હતો, તેમા કારણ પૂર્વજન્મસંબધી મનવાણીકાયાનો તેટલા પ્રમાણમાં શુભ વ્યાપાર હતો. ભગવતીસૂત્ર પણ સર્વ લક્ષણોથી પરિપૂર્ણ છે. સૂત્રમાં अल्पाक्षरमसंदिग्ध सारवद्विश्वतो मुखं વગેરે જે જે લક્ષણો હોવા જોઇએ તે પૈકી કોઈ પણ લક્ષણથી રહિત નથી. ગણધરવિરચિત સૂત્રો સર્વલક્ષણસંપન્ન હોય એમા શુ આશ્ચર્ય છે!

શ્રી ભગવતીસૂત્રને જયકુજર હાથીની ઉપમા આપવા સાથે દ્વયર્થક એટલે કે હાથી તેમજ શ્રી ભગવતીસૂત્ર બંનેમા ઘટી શકે તેવા અનેક વિશેષણો શ્રી અભયદેવસૂરિ મહારાજાએ ટીકામા જે આપ્યા છે, તે પૈકી છ વિશેષણોનું અને પ્રાસંગિક અન્ય વિષયોનું વિવેચન આજ સુધી થયુ છે. બાકી રહેલા, देवताधिष्ठितस्य सुवर्णमण्डितोद्वेगकस्य વગેરે વિશેષણોનુ વિવેચન કેવી રીતે થશે? તે અધિકાર અગ્રે વર્ત્તમાન.

## મનનો સંયમ એ જ સર્વોત્તમ સંયમ છે.

कर्मेन्द्रियाणि संयम्य, य आस्ते मनसा स्मरन् ॥
इन्द्रियार्थान् विमूढात्मा, मिथ्याचारः स उच्यते ॥

**ભાવાર્થ :** જે મૂર્ખ મનુષ્ય લગોટ વગેરે સાધનો દ્વારા કર્મેન્દ્રિયોનો બાહ્ય સંયમ રાખીને મનથી ઇન્દ્રિયોને અનુકૂલ વિષયોનું સતત ચિંતન કરે છે તે મિથ્યાચાર ગણાય છે. અનંતકાળના વિષય-ભોગના સંસ્કારો અંગે અનિચ્છાએ કોઇવાર વિકલ્પ આવી જાય તે જુદી વાત છે, પરંતુ ઇરાદાપૂર્વક રાત્રિદિવસ તેજ વિચારો અને તેના જ વાતાવરણના પોષણની પ્રવૃત્તિ કરનાર કોઇ પણ રીતે સાચો સંયમી ગણાતો નથી.

॥ श्री जगवल्लभपार्श्वनाथाय नमः ॥

# પ્રવચન આઠમું.

देवताधिष्ठितस्य[7] सुवर्णमंडितोद्देशकस्य[8] नानाविधाद्भुतमवरचरितस्य[9] षट्त्रिंशत्प्रश्नसहस्र-[10] प्रमाणसूत्रदेहस्य[11] चतुरनुयोगचरणस्य[12] ज्ञानचरणनयनयुगलस्य.....वृत्तिरारभ्यते इति शास्त्र-प्रस्तावना ॥

મહામંગલકારી શ્રી ભગવતી સૂત્ર કે જેના અર્થરૂપે રચયિતા શ્રમણ ભગવાન **મહાવીર** છે. સૂત્રરૂપે સંકલના કરનાર ગણધર શ્રી **સુધર્માસ્વામી** છે. પૂજ્ય શ્રી **અભયદેવસૂરિ** મહારાજાએ જે સૂત્રની સુંદર ટીકા બનાવી છે, એ ભગવતીસૂત્રને ટીકાકાર ભગવતે જયકુંજર હાથીની ઉપમા આપી છે. છેલ્લા બે દિવસથી તેનું વિવેચન ચાલે છે. જયકુંજર હાથી અને શ્રી ભગવતીસૂત્ર માટે અપાયેલા જુદા જુદા અનેક વિશેષણો પૈકી છ વિશેષણોનું નિરૂપણ થયું છે. છ વિશેષણમાં છેલ્લું सदाख्यातस्य એ વિશેષણ હતુ હાથીના પક્ષમા 'નિરંતર પ્રસિદ્ધ' એ અર્થ અને શ્રી ભગવતીસૂત્રના પક્ષે 'સુંદર ક્રિયાપદોવાળું' એ અર્થ સમજાવાયો છે. હવે સાતમા વિશેષણમા देवताधिष्ठितस्य એ પદ આપવામા આવેલ છે. હાથી તેમજ ભગવતીજી બન્ને પક્ષમા 'દેવવિશેષથી અધિષ્ઠિત' એવો તેનો અર્થ છે. જયકુંજર હાથી દેવતાધિષ્ઠિત છે અને ભગવતીસૂત્ર પણ દેવતાધિષ્ઠિત છે. મનુષ્યજાતિમા સ્નેહરાગથી, ગુણાનુરાગથી અથવા ગમે તે કારણથી એક બીજા એક બીજાને જેમ મદદ કરે છે, એક બીજાના કાર્યમાં જેમ હાજર રહે છે, દેવો માટે પણ તે પ્રમાણે બને છે. પૂર્વજન્મના સ્નેહને અંગે અથવા ઉત્પન્ન થયેલા વિશિષ્ટ ગુણો વગેરે અંગે દેવો કોઈ કોઈ વાર દેવલોકમાંથી મનુષ્યલોકમા આવે છે અને તે વ્યક્તિને મદદ કરે છે. જન્માન્તરના વૈર–વિરોધને કારણે કોઈવાર ઉપદ્રવ પણ કરે છે. વિશ્વમાં દેવો તેમજ દેવલોક છે કે કેમ ? આજના બંધુઓને તે બાબતમાં પણ શંકા છે. જરા શાસ્ત્ર તેમજ યુક્તિથી તે બાબતનો વિચાર કરવાની જરૂર છે.

## દેવગતિ છે, દેવો પણ છે તેનું વિવેચન, પ્રાસંગિક ચારે ગતિ–આયુષ્યના બંધના હેતુઓ

સંસારમાં ચાર પ્રકારે ગતિ છે. ૧–દેવ, ૨–મનુષ્ય, ૩–તિર્યંચ અને ૪–નારકી. સરાગસંયમ, દેશવિરતિ, અકામનિર્જરા અને અજ્ઞાન તપ વગેરે ધર્માનુષ્ઠાન એ દેવગતિ–દેવાયુષ્યના હેતુઓ છે. सरागसंयम संयमासंयमाऽकामनिर्जरा–बालतपांसि दैवस्य [ तत्त्वार्थे. अध्याय ६, सू २० ] જેમ બને તેમ ઓછો આરંભસમારંભ, અલ્પ પરિગ્રહ, સ્વભાવે કોમળતા તેમજ સરલતા એ મનુષ્યગતિ–મનુષ્યાયુષ્યના બંધના હેતુઓ છે. अल्पारंभपरिग्रहत्वं स्वभाव

मार्दवार्जवत्व च मानुषस्य [ तत्त्वा अध्या. ६ सू १८ ] કૂડ-કપટ-છેતરપીંડી-માયાનું વધુ સેવન કરનાર તિર્યંચગતિ-તિર્યંચાયુષ્ય બાંધે છે. मायातैर्यग्योनस्य, [ तत्त्वा अध्या. ६ सू. १७ ] નિર્ધ્વંસ પરિણામથી કરવામાં આવતાં ઘણાં આરંભ સમારંભ અને પરિગ્રહની તીવ્ર મમતા એ નરકગતિ-નરકાયુષ્યના કારણો છે बह्वारम्भपरिग्रहत्वं च नारकस्यायुषः [ तत्त्वा. अध्या. ६ सू. १६ ] એ જ વાત બીજી રીતે વિચારીએ તો જેમ ગતિના ચાર પ્રકાર છે તેમ ધ્યાનના પણ ચાર પ્રકાર છે. આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુક્લધ્યાન. રૌદ્રધ્યાન નરકગતિ નરકાયુષ્યનું કારણ છે. આર્ત્તધ્યાન તિર્યંચગતિ-તિર્યંચાયુષ્યનો હેતુ છે; ધર્મધ્યાન મનુષ્ય-ગતિ-મનુષ્યાયુષ્ય તેમજ દેવગતિ-દેવાયુષ્યનું કારણ છે. અને શુક્લધ્યાન દેવગતિ-દેવાયુષ્ય તેમજ મોક્ષનો હેતુ છે. શુક્લધ્યાનના પ્રથમના બે ભેદ દેવગતિના હેતુ છે અને પછીના બન્ને ભેદો મોક્ષના હેતુ છે. કેવી ગતિ પ્રાપ્ત કરવી ? કે કેવો આયુષ્યનો બંધ થવો ? તેનો આધાર પોતાના પરિણામ અને રહેણીકરેણી ઉપર રહેલો છે. આજે કોઇ કોઈવાર અમારા કેળવાયેલા બંધુઓ મનુષ્યલોકમા જ સ્વર્ગ અને નરક માને છે. ' મુબઇના મરીન-ડ્રાઈવ, વાલકેશ્વર કે મલબાર હીલ વગેરે સુંદર સ્થળો એ સ્વર્ગલોક છે, ત્યાંના આલિશાન બંગલાઓ એ સ્વર્ગનાં વિમાનો છે અને તેમાં વસતા શ્રીમંત સ્ત્રી-પુરુષો એ દેવ-દેવીઓ છે. મનુષ્યલોક સિવાય બીજે કયાય સ્વર્ગલોક નથી.' એજ પ્રમાણે 'શહેરની બહારના ભાગમા કે જ્યાં શહેરની દુર્ગંધ મારતી ગટરો દૃષ્ટિગોચર થતી હોય તે નરકલોક છે. તે સ્થળે વર્તતા ઝુંપડાઓ અથવા દુર્ગંધ મારતી ચાલીની ખોલીઓ એ નરકાવાસો છે અને ત્યા રહેનારા ચીથરેહાલ હાડપીંજરના નમૂના જેવા મનુષ્યો એ નારકીઓ છે. નરકલોક પણ મનુષ્યના સ્થાન સિવાય બીજે કયાય નથી.' આજના ભણેલાઓ કે જેને અનંતજ્ઞાનીઓના વચનો ઉપર શ્રદ્ધા નથી, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ નથી, ધર્મશાસ્ત્રોનુ શ્રવણ કરવાની જેને ફુરસદ નથી, જીવનમા એક સરખી પાશ્ચાત્ય કેળવણી અને તે જ વાતાવરણ વર્તતુ હોય છે, તેવાઓની માન્યતા મનુષ્યલોકમા જ સ્વર્ગ અને નરકનો સમાવેશ કરી લેવા માટેની હોય છે પરંતુ એ માન્યતા શાસ્ત્રથી તેમજ યુક્તિથી વ્યાજબી નથી. કોઈપણ સંપ્રદાયના ધર્મશાસ્ત્રોમા દેવગતિ અવશ્ય માનવામા આવેલી છે, અને યુક્તિથી વિચારીએ તો દેવલોક કે સ્વર્ગલોક અને તેમા રહેનારા દેવો વગેરે માન્યા સિવાય ચાલે તેમ નથી.

**મનુષ્યોના સુખની સાથે દુઃખનું મિશ્રણ ઓછું વધુ અવશ્ય હોય છે.**

મનુષ્યલોકમા ગમે તેટલુ સુખ હોય છતા તે સુખની સાથે ઓછુ વધુ દુ.ખ અવશ્ય હોય છે. અહિ ચાલુ વિષયમાં બાહ્ય-પૌદ્‌ગલિક-ભૌતિક સુખની વાત સમજવાની છે, આત્મિક સુખની નહિ. મનુષ્યલોકમા વધુમા વધુ સુખી ચક્રવર્તી ગણાય છે. એ ચક્રવર્તી ભૌતિક સુખો ગમે તેટલા ભોગવતો હોય છતા તેના જીવનમા યત્કિંચિત્ પણ દુ.ખનું મિશ્રણ ન હોય તેમ નહિં બની શકે સનત્કુમાર ચક્રવર્તી હતા, છતા અનેક રોગોથી ઘેરાયેલા હતા. માનો કે રોગાદિનુ દુ ખ ન હોય તો પણ ગર્ભાવાસના દુ ખો તો ચક્રવર્તીને અવશ્ય હોય છે આજનો શ્રીમંત ગમે તેવો સુખી ગણાતો હોય છતા તેના જીવનનુ બારીકાઇથી અવલોકન કરવામા આવે તો અનેક વિટંબનાઓથી ભરપૂર હોય છે. આજના એ શ્રીમંતો

રાત્રે અગિયાર બાર વાગે પથારીમા લાબા થાય, જરા ઊંઘ આવવા જેવુ થાય ત્યા ટેલીફોનની ઘંટડીનો અવાજ થાય, સૂતી વખતે ટેલીફોન પાસે રાખીને સુવાનુ હોય છે, એ શ્રીમંતોના ભાગ્યમા ચાર કલાકની નિદ્રા પણ શાતિપૂર્વક નથી હોતી. ધધાની, કુટુંબની, ઘરના બાળ–બચ્ચા–સ્ત્રી વગેરેની અનેક ચિંતાઓથી એ શ્રીમતોના હૈયાઓ ઘેરાયેલા હોય છે. એના કરતા તો મધ્યમવર્ગ અપેક્ષાએ ઘણો સુખી છે. આલિશાન ઈમારતો અને લક્ષ્મીદેવીની કૃપાથી ફક્ત પોતાની જાતને સુખી માની બેઠેલા હોય છે. નથી તેમને શરીરનું સુખ કે નથી ઘરના માણસોનું સુખ. એક વાર માનો કે તેમને બધી બાબતોનું સુખ છે, તો પણ ગર્ભાવાસના, જન્મપ્રસંગના, વૃધ્ધાવસ્થાના તેમજ મૃત્યુસમયના દુઃખો તો અવશ્ય ભોગવવાં પડે છે. **આત્મિક સુખની છેલ્લામાં છેલ્લી હદ મુક્તિ છે–મોક્ષ છે;** પરંતુ ભૌતિક સુખનુ છેલ્લામા છેલ્લુ સ્થાન કોઈ અવશ્ય હોવુ જોઈએ, અને તે સ્થાન એવું જોઈએ કે જ્યા ભૌતિક દુખનો યત્કિંચિત્ પણ અંશ ન હોય. એવુ જે કોઈ સ્થાન તેનુ જ નામ દેવલોક કિંવા સ્વર્ગલોક છે. સ્વર્ગલોકમા ગર્ભાવાસના દુ.ખો નથી હોતાં. દેવો ઉપપાત શય્યામા જન્મે છે સંસારી સર્વ જીવોની એક સરખી ઉત્પત્તિ નથી.

### ગર્ભજ, સંમૂર્ચ્છિમ અને ઔપપાતિક એમ જીવો ત્રણ પ્રકારે

સંસારી જીવોના ત્રણ પ્રકાર છે. ગર્ભજ, સમૂર્ચ્છિમ અને ઔપપાતિક. સ્ત્રી–પુરૂષ (નર–માદા)ના સંબંધવડે સ્ત્રીના ગર્ભાશયમા જે જીવો ઉત્પન્ન થાય, પછી તે અંડજ હોય, પોતજ હોય કે જરાયુજ હોય એ બધાય જીવો ગર્ભજ કહેવાય છે. સંજ્ઞિ પંચેન્દ્રિય મનુષ્ય અને તિર્યંચો બધાય ગર્ભજ હોય છે. સ્ત્રી પુરુષના સંબંધ સિવાય તેવા વાતાવરણમાં ઉત્પન્ન થવાવાળા એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ સર્વ જીવો સંમૂર્ચ્છિમ કહેવાય છે. ચોમાસાના દિવસોમા પહેલો વરસાદ જ્યારે પડે છે ત્યારે અળસીયા, ભરવાડો, કીડીઓ, મંકોડાઓ ઉભરાઈ નીકળે છે. જળાશયના કાંઠે સેંકડો દેડકાંઓ ઉત્પન્ન થઇ જાય છે આ બધાય જીવો સમૂર્ચ્છિમ છે. દેવો અને નારકીના જીવો નથી સંમૂર્ચ્છિમ કે નથી ગર્ભજ , પરંતુ ઔપપાતિક છે. દેવો ઉપપાત શય્યામા ઉત્પન્ન થાય છે, અને નારકીના જીવો કુંડલાના આકારે રહેલા નરકવાસાઓમા ઉત્પન્ન થાય છે. એટલે કે દેવોને ગર્ભાવાસના દુખો ભોગવવાનુ નથી હોતુ, દેવોને વૃદ્ધાવસ્થા પણ નથી. શબ્દકોષમા દેવોને 'નિર્જર' કહ્યા છે. મનુષ્યો કે તિર્યંચોમા વૃદ્ધાવસ્થાના જે ચિન્હો હોય છે, ઇન્દ્રિયોના બલ ઓછાં થાય છે, આખોથી ઓછુ દેખાય, કાનથી ઓછુ સંભળાય, દાંત પણ પડી જાય, ચામડીમા કરચલી પડી જાય, મસ્તક વગેરેના વાળ પણ સફેદ થઈ જાય, લાકડીના ટેકા સિવાય પાંચ ડગલા ચાલવુ પણ વસમુ લાગે, દેવોને એમાના કોઈ પણ ચિન્હો નથી હોતા. ફક્ત આયુષ્ય પૂર્ણ થવામાં છ માસ જેટલો ટાઈમ બાકી રહે ત્યારે કંઠમાં વર્તતી સદાય અમ્લાન પુષ્પની માળા કરમાવા માડે, આખોમા નિમેષ–ઉન્મેષ જે અત્યાર સુધી ન થતા તેની શરૂઆત થાય, કોઈ કોઈ વાર બગાસુ આવે. આવા આવા કોઈ કોઈ ચિહ્નો આયુષ્યની સમાપ્તિના સમયમા દેખાય. પરંતુ એ સિવાય મનુષ્યોનાં જેવા બીજા ચિહ્નો એ દેવોને ન હોય મનુષ્ય, તિર્યંચોના ભવમા મૃત્યુસમયે રોગ વગેરે

અંગે ઓછું વધુ દુઃખ ભોગવવાનું હોય છે. દેવલોકમાં મૃત્યુ પ્રસંગે એવું દુઃખ ભોગવવાનો પ્રસંગ નથી. મનુષ્યોમા કોઈવાર કોઈ મનુષ્યો એવા પણ હોય કે જેને જીવન પર્યંત નખમા ય રોગ ન આવ્યો હોય, વૃધ્ધાવસ્થામાં આખના તેજ અને દાંતની બત્રીશી અખંડ હોય પરતુ એવા મનુષ્યો સોમા કે હજારમાં એક બે મળે, જ્યારે દેવલોકમા લગભગ સર્વ દેવો શારીરિક દૃષ્ટિએ નીરોગી અને મનુષ્યના જેવી વૃધ્ધાવસ્થા વિનાના હોય છે. એમાં પણ નવ ગ્રૈવેયક અને પાચ અનુત્તર વિમાનવાસી દેવોમા તો સ્વામી સેવકભાવ પણ નથી. ગમે તેવા સજોગમા પૃથ્વીતલ ઉપર (મનુષ્ય લોકમાં) આવવાપણુ નથી. એ દેવો કલ્પાતીત છે અને અસખ્યાત વર્ષોના આયુષ્ય દરમ્યાન ભૌતિક સુખશાંતિમા કાળ પસાર કરે છે.

## દેવો છે તેની પ્રતીતિ માટે દેવ અને મનુષ્યના મુખ્ય મુખ્ય તફાવતો.

વર્તમાન જીવનમા જેટલે અશે દ્રવ્યથી કે ભાવથી અહિસાદિ ધર્મનું પાલન કરવામા આવ્યું હોય તેટલા પ્રમાણમા ભવાન્તરમા દીર્ઘઆયુષ્ય, નીરોગી શરીર, સુંદર રૂપ તેમજ અતરંગ સૌંદર્ય વગેરે પ્રાપ્ત થાય છે. યોગશાસ્ત્રમાં કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રસૂરિ** મહારાજાએ જણાવ્યુ છે કે

**"दीर्घमायुः परं रुपम, आरोग्यं श्लाघनीयता। अहिंसायाः फलं सर्व, किमन्यत् कामदैव सा ॥"**

"દીર્ઘઆયુષ્ય, સુંદર રૂપ, આરોગ્ય અને વર્ણવાદ–યશ કીર્તિ એ બધા અહિંસાના ફળ છે, વધુ શુ લખવુ ? તે અહિસા મનોવાછિત સુખને આપનારી છે." દ્રવ્ય કે ભાવથી દાન દેવામા આવેલ હોય તો તેને ભોગસુખના સુદર સાધનો, ધન–સપત્તિ વગેરે પ્રાપ્ત થાય છે. દેવલોકમા ઉત્પન્ન થયેલા દેવોને વર્ત્તમાનમા જે સુદીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયું છે તેમજ નીરોગી શરીર અને સુદર રૂપકાંતિ મલી છે, તે પૂર્વજન્મમા પાળેલી અહિંસાનું ફળ છે. દેવોને વર્ત્તમાનમાં જે દિવ્ય ઋધ્ધિ મલી છે, તે પૂર્વભવમાં આચરેલા દાનધર્મનું ફળ છે. તાત્પર્ય એક જ છે કે–મન વાણી કાયાના વિશિષ્ટ શુભ વ્યાપાર જીવનમાં ચાલુ હોય અને એ વિશિષ્ટ શુભ વ્યાપાર દ્વારા જે વિશિષ્ટ પુન્યબધ થયો હોય તે પુન્યના ફળનો ભોગવટો કરવાનું જે કોઈ વિશિષ્ટ સ્થાન તેનુ નામ દેવલોક છે તેમા ઉત્પન્ન થનાર પુન્યવાન્ આત્માઓ દેવો તરીકે ઓળખાય છે. મનુષ્યલોકમા જ વિશિષ્ટ સુખી મનુષ્યોને દેવો તરીકે ગણવા એ વ્યાજબી નથી. વળી મનુષ્યોને ઔદારિક શરીર હોય છે. દેવોને વૈક્રિય શરીર હોય છે. મનુષ્યોનો ભવ પરત્વે અવધિજ્ઞાન નથી, હોય તો કોઈક મનુષ્યને ગુણપ્રત્યયિક અવધિજ્ઞાન હોય છે. દેવોમા તો દરેક દેવને અવધિજ્ઞાન હોય છે. મનુષ્યનું વધુમા વધુ ત્રણ પલ્યોપમનુ આયુષ્ય હોય છે. દેવોનું વધુમા વધુ તેત્રીશ સાગરોપમનું આયુષ્ય હોય છે. મનુષ્યો ઔદારિક શરીરવાળા હોઈ વિવિધ રૂપો બનાવી શકતા નથી. કોઈક મનુષ્યને વૈક્રિયલબ્ધિ ઉત્પન્ન થયેલી હોય તે જ વિવિધરૂપો બનાવી શકે છે. જ્યારે દેવોમા તો પ્રત્યેક દેવને ભિન્ન ભિન્ન રૂપો બનાવવાની શક્તિ છે. મનુષ્યોની ચક્ષુઓમા નિમેષ ઉન્મેશ હોય છે. દેવોની ચક્ષુઓમા નિમેષ ઉન્મેષ નથી હોતા. મનુષ્યોના શરીરમાં કેશ, રોમ, નખનો વધારો થાય છે. દેવોના શરીરમા એ વધારો નથી સભવતો. આ બધી બાબ-

તોનો જો વિચાર કરવામા આવે તો દેવલોક છે, દેવો છે અને દેવોને રહેવાના વિમાનો-ભુવનો છે તે માનવામા અમારા આજના કેળવાયેલા બધુઓને જરા પણ અગવડ નહિં આવે. આજના જીવોને જ આવી શંકાઓ થાય છે એમ ન સમજશો, પ્રભુ મહાવીરના સમયમા પણ એવી શંકાઓ થતી હતી. ખુદ અગિયાર ગણધરો પૈકી સાતમા **મૌર્યપુત્ર** ગણધરને **દેવો છે કે કેમ ?** એ વિષયમા સંશય હતો. શ્રમણ ભગવાન મહાવીરે જે વેદ વાકયોથી સંશય ઉત્પન્ન થયેલ તે વેદવાકયોને સુંદર રીતે સમજાવીને સશયનો નિરાસ કર્યો હતો અને સમવસરણમાં હાજર રહેલા દેવો પ્રત્યક્ષ બતાવી શ્રધ્ધાને સ્થિર કરી હતી. આજે આપણુ એવુ પુન્યબલ નથી કે દેવના પ્રત્યક્ષ દર્શન થાય !

## વર્ત્તમાનકાળમાં દેવો પ્રત્યક્ષ કેમ દેખાતા નથી ?

સભામાથી **પ્રશ્ન** આ કાળમા દેવો કેમ પ્રત્યક્ષ નહિ થતા હોય ? આટલા આટલા આચાર્ય ભગવતોમા શુ કોઈ એવા પ્રભાવશાલી નહિ હોય ?

**સમાધાન** મહાનુભાવ ! એક રક-દરિદ્રી માણસ, રાજા અથવા કોઈ કોટયાધિપતિ શ્રીમંતના દર્શન કરવાની ઘણી ઇચ્છા કરે છતા એને દર્શન થાય છે ખરા ? આપણી પણ આજે એ દશા છે. શ્રધ્ધા, સયમ અને સદાચાર આજે આપણા દેશમાથી લગભગ અદૃશ્ય થયા છે. ' બહુરત્ના વસુધરા ' એ વાકય પ્રમાણે આવા કલિકાલમા શ્રધ્ધાસપન્ન, સયમધર્મમા પરાયણ, સદાચારી પવિત્ર મહાપુરુષો પણ કોઈ કોઈ સ્થળે હોય છે. એમ છતાં બહુલતાએ વિચારીએ તો જે દિવ્યભૂમિ ભારતવર્ષમા નીતિ, ધર્મ અને સદાચારનુ સામ્રાજ્ય હતું એ જ ભારતમા આજે અનીતિ, અધર્મ અને દુરાચારનુ સામ્રાજ્ય વ્યાપક બન્યુ છે. આજથી પચાસ વર્ષ અગાઉ કેટલી કોર્ટ-કચેરીઓ, કેટલા વકીલો, બેરીસ્ટરો અને સોલીસીટરો તેમજ કેટલા કાયદાઓ હતા ? જ્યારે આજે ગામેગામ કોર્ટો, કચેરીઓ, વકીલો અને નવા નવા દી ઉગ્યે કાયદાઓ, જ્યા અન્યાય-અનીતિનું વધુ જોર ત્યા કોર્ટ કચેરીઓની વધુ જરૂરીઆત. આજે તમારા ગામ અથવા શહેરમા કોર્ટ કચેરી હોય તેને તમો સગવડતાનુ સાધન માનો છો, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ વિચારો તો વધારે **કોર્ટ-કચેરીઓ, વધુ અન્યાય-અનીતિની નિશાનીઓ છે.** આપણા દેશમા જે સત્ય અને પ્રમાણિકતા હતી તે પરદેશમા ગઈ છે અને પરદેશના આત્મઘાતક અનાર્ય સસ્કારો આપણે ત્યાં આવ્યા છે. પશ્ચિમના દેશોની બદીઓનુ આપણા દેશમા અનુકરણ થયુ છે. સારી વાતનું અનુકરણ ભાગ્યે જ થયુ હશે. આજે પરદેશની મિલોમા તૈયાર થયેલ કાપડના તાકામા નુકશાન હોય તો તેના ઉપર નુકશાનની છાપ હોય, ત્રીશ વારનો તાકો હોવો જોઇએ તેને બદલે સાડી ઓગણત્રીશવારનો હોય તો તેની પણ છાપ હોય. જ્યારે આ દેશમા તેથી ઉલટુ દેખશો. પરદેશમા છાપાના ફેરીઆઓને ગલીએ ગલીએ ફરવુ નથી પડતુ. એ તો અમુક જગ્યાએ છાપાનો સ્ટોલ હોય ત્યા બધાય છાપાઓ મુકાય. પાસે જ પૈસા માટેની બોકસ-પેટી હોય. છાપું વેચનાર કોઈપણ માણસ ત્યા હાજર ન હોય. જેને એ વર્ત્તમાનપત્ર-છાપાની જરૂર હોય તે છાપાની કિમતના પૈસા પેટીમા સ્વય નાખે અને છાપું લઈ ચાલતો થાય. સાજ પડે અને છાપાવાળો માણસ આવીને હિસાબ કરે ત્યારે હિસાબ બરાબર મલી

રહે. આ છે પરદેશની નીતિ. તમારે ત્યાં એ પ્રમાણે કોઈ અખતરો કરે તો સાંજ પડે દેવાળુ ફુકે કે બીજુ કાંઈ થાય? **જે દેશ શિયલ અને સદાચાર માટે પ્રસિદ્ધ હતો તે જ દેશ સિનેમા સૃષ્ટિ, સહશિક્ષણ અને વિકારોત્તોજક ખાનપાનાદિનું વાતાવરણ વગેરે કારણે આજે પોતાની પવિત્રતા ગુમાવી બેઠો છે. સત્ય અને પ્રમાણિકતાને પણ લગભગ આજે તાળાં દેવાયાં છે. ઉપરની ઉજળામણ ભલે વધી હોય પણ અંતરના કલેજામાં ભયંકર સડો પેઠો છે.** પરિણામે પુન્યબલ ક્ષીણું થતુ ચાલ્યુ છે, મોટા શહેરોમા આલિશાન બગલાઓ અને વૈભવવિલાસના સાધનો દૃષ્ટિગોચર થતા હોય તો તે પણ બધુય પ્રાય: પાપાનુબધી પુન્યના ઘરનું છે. પાપાનુબંધી પુન્ય એ નિશ્ચયદૃષ્ટિએ પુન્ય તો નથી પણ આત્માની અધોગતિનું પ્રબલ કારણ છે. મહાનુભાવ! આ સ્થિતિમા આજે દેવોના દર્શનનુ ભાગ્ય ક્યાથી હોય? એ દેવોના દર્શનમા એક બે વ્યક્તિનુ પુન્યબલ કામ ન આવે, ત્યા તો સામુદાયિક પુન્યબલ જોઈએ. પ્રાચીન કાલમા કોઈ તેવી આપત્તિના પ્રસગમા સકલ સઘ કાઉસ્સગ્ગ ધ્યાનમા રહેતો અને દેવો હાજર થતા. વળી બૃહત્સગ્રહણી વગેરે ગ્રન્થોમા કહ્યુ છે કે

चत्तारि पंच जोयण–सयाइं गंधो य मणुयलोगस्स।
उड्ढं वच्चइ जेणं, न हु देवा तेण आवंति॥

"મનુષ્યલોકનો દુર્ગંધ ચારસો–પાચસો યોજન સુધી ઊચે જાય છે અને તે કારણે દેવો દુર્ગંધથી ભરેલા મનુષ્યલોકમા આવતા નથી." સુગધથી મઘમઘતા વાતાવરણમા સદાય રહેનારાને દુર્ગંધ મારતા ઉકરડામા જવાનુ મન થાય નહિ, તેમ સુગધમય વાતાવરણમા રહેવાવાળા દેવોને પણ ઉકરડા સરખા મનુષ્યલોકમા આવવાનુ મન થતુ નથી આ પ્રમાણે બૃહત્સગ્રહણી વગેરે શાસ્ત્રોનો ઉલ્લેખ છે. એમ છતા જે સમયે શ્રધ્ધા, સંયમ અને સદાચારના સોનેરી કિરણોથી આપણો દેશ પ્રકાશમાન હતો તે અવસરે એ સયમપરાયણ મહર્ષિઓના દર્શન–વદનદ્વારા પાવન થવાની ભાવનાથી દેવો પણ સ્વર્ગલોકમાથી મનુષ્ય–લોકમા જરૂર આવતા. શાસન–ધર્મ અને ધર્મપરાયણ વ્યક્તિ ઉપર કોઇ પણ આપત્તિ આવે તો આપત્તિનુ નિવારણ કરવામા એ દેવો સહાયક થતા, બીજુ પ્રાચીન કાળમાં તે તે ભાગ્યવત વ્યક્તિઓનુ ગાભીર્ય સાગર સમુ હતુ. કોઇ વાર કોઈ વ્યકિતને વિશિષ્ટ લબ્ધિ હોય અને લબ્ધિના પ્રભાવે દેવો પ્રત્યક્ષ આવે તો પણ અહતાનો અશ તે તે મહાનુભાવોમા ન દેખાતો અને કોઇ શાસનસંરક્ષણના મહાન્ પ્રસગે જ લબ્ધિશક્તિદ્વારા દેવોની સહાય માગવામા આવતી હતી. આજનો સમય તેથી તદ્દન ભિન્ન છે. આજે એ લબ્ધિઓ અને દેવોનુ પ્રત્યક્ષ દર્શન નથી એ જ કદાચ ઉત્તમ છે, આજે આપણા હૈયાઓ છીછરા બની ગયા છે. સાથે સાથે બાહ્ય સુખની લાલસા અને માન–પાનની વૃત્તિ ખૂબ વધી ગઈ છે આવા સમયે દેવોનુ દર્શન નથી એ જ સારુ છે બાકી આજના સમયમા જેના અતરમા શ્રધ્ધા છે, જીવનવિશુદ્ધિનુ લક્ષ્ય છે, સ્વ–પર કલ્યાણની ભાવના છે, પવિત્ર બ્રહ્મચર્યનુ પાલન કરવામા જે પરાયણ છે અને રત્નત્રયીની આરાધના માટે જેનો પુરુષાર્થ છે તેવા આત્માઓને દેવો પરોક્ષ રીતે પણ જરૂર સહાયક બને છે. કલ્પસૂત્રની સુબોધિકા

ટીકામાં ઉપા૦ શ્રીમાન્ વિનયવિજયજી મહારાજે સ્પષ્ટ જણાવેલ છે કે "प्रायेण अष्टमात् ऊर्ध्वं तपस्विन. देहो देवताधिष्ठितो भवति । અઠ્ઠમતપથી આગળના તપસ્વીઓનું શરીર પ્રાયઃ દેવાધિષ્ઠિત હોય છે." બીજું આજે દેવના દર્શનની તમોને જે અભિલાષા છે તે સ્વ-પર-કલ્યાણની રત્નત્રયીની આરાધનાની અનુકૂળતા માટે છે કે ભૌતિક બાહ્ય સુખની અનુકૂળતા માટે છે? **ઘંટાકર્ણ કે માણિભદ્રના દર્શન-વંદન પ્રસંગે ધર્મની આરાધનામાં સહાયક થવાની માંગણી કરો છો? કે ધન-દોલતના ભંડાર ભરાય તેની ભાવના રાખો છો?** આજે શ્રી શંખેશ્વરજી જેવા પવિત્ર તીર્થસ્થળોમા ઘણીવાર ચમત્કારો અનુભવાય છે, અર્થાત્ પહેલાની જેમ ભલે આજે દેવનુ પ્રત્યક્ષદર્શન ન હોય, એમ છતા શ્રદ્ધાસંપન્ન સદાચારી આત્માને પરોક્ષપણે એ દેવો સહાયક અવશ્ય થાય છે.

## શ્રી ભગવતીસૂત્ર દેવતાધિષ્ઠિત સૂત્ર છે તે બાબતનું વિવેચન.

એકંદરે જગત્મા દેવલોક છે, દેવોને રહેવાના સુંદર વિમાનો છે અને દેવો પણ છે, એ વાત અવશ્ય માનવા યોગ્ય છે. સેચનક હાથી એક વિશિષ્ટ હાથી હોવાથી તે દેવાધિષ્ઠિત હતો. ભગવતીસૂત્ર એ પણ શ્રુતદેવતાથી-શ્રુતના અધિષ્ઠાયક દેવથી અધિષ્ઠિત છે. પ્રતિક્રમણમા બોલવામા આવતી सुअदेवया भगवई એ સ્તુતિ પણ એ વાતની પુષ્ટિ આપે છે. મિથ્યાદૃષ્ટિ દેવો મિથ્યાત્વના પોષક-સંસારવૃદ્ધિના સાધનો તરફ દૃષ્ટિવાળા હોય છે. એટલે તેઓની તેને લાયક પ્રવૃત્તિ હોય છે. કોઈ કોઈ વાર અહિ મનુષ્યલોકમા મિથ્યાદૃષ્ટિ કોઈ વ્યક્તિને મિથ્યાદૃષ્ટિ દેવની સહાય હોવાથી તેના દ્વારા જનતાને આકર્ષણ કરનારા અનેક ચમત્કારો બતાવે છે અને મિથ્યામાર્ગને પોષે છે. જ્યારે સમ્યગૃદૃષ્ટિ દેવો મોક્ષ અને મોક્ષની આરાધનાના સાધનો તેમજ મોક્ષમાર્ગની આરાધના કરનારા મહાનુભાવો તરફ દૃષ્ટિવાળા હોય છે અહિ ન આવે તો પણ એ આરાધક મહાનુભાવોને ભાવથી તેઓ નમસ્કાર કરતા હોય છે. જ્યારે પ્રસંગવિશેષણમા અહિ આવીને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આરાધનામા સહાયક થાય છે. ભગવતીસૂત્ર એ દ્વાદશાંગી પૈકી એક પ્રધાન અંગ છે. અનંતરપણે ભાવશ્રુતની પ્રાપ્તિમા અને પરંપરાએ સમ્યગ્દર્શનની સ્થિરતામા તેમજ ભાવચારિત્રની પ્રાપ્તિમા એ પરસસાધન છે. અને તે કારણે શ્રુતદેવતાથી અધિષ્ઠિત હોય તે પણ વાસ્તવિક છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચારીએ તો પણ એ વાત ગળે ઉતરે તેવી છે અણુઓમા આકર્ષણ શક્તિ આપણુ વિજ્ઞાન અવશ્ય સ્વીકારે છે. શુભ પુદ્ગલો શુભ પુદ્ગલોને આકર્ષે છે. અશુભ અશુભને આકર્ષે છે. તીર્થંકર ભગવંતના કલ્યાણકોના પ્રસંગે અસંખ્ય યોજન દૂર રહેલા ઇન્દ્રાદિકના સિંહાસનો ચલિત થાય છે, એ વાત કલ્પસૂત્રાદિ ગ્રન્થોદ્વારા આપણે જાણીએ છીએ. એ વાતનું તાત્પર્ય વિચારો તો તીર્થંકર પરમાત્મા જેવા કોઇ બીજા પુન્યવંત આત્મા નથી. પુન્ય કર્મ એ શુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા પ્રશસ્ત પુદ્ગલો અનંતાનંત અણુઓના બનેલા સ્કંધો છે. ઈન્દ્રના સિંહાસન એ શુભવર્ણાદિવાળા પુદ્ગલ સ્કંધો છે. લોહચુંબકથી જેમ લોહ વગેરે પુદ્ગલોનું ખેંચાણ થાય છે તે જ પ્રમાણે વિશિષ્ટ પ્રશસ્તતર પુદ્ગલોથી ઇન્દ્રના સિંહાસનોનું પણ આકર્ષણ થાય છે. અર્થાત્ ઈન્દ્રના સિંહાસન ચલિત થતા ઈન્દ્રાદિ દેવો અવધિજ્ઞાનનો

ઉપયોગ મૂકે, સિંહાસન ચલિત થવાનું કારણ વિશિષ્ટ અવધિજ્ઞાનના ઉપયોગવડે જાણે અને પછી પ્રત્યક્ષ કે પરોક્ષપણે ભક્તિ વગેરે જે પોતાનુ કર્તવ્ય હોય તેમાં તત્પર થાય.

## ૮–૯–૧૦ મા વિશેષણોનું સંક્ષિપ્ત વિવેચન

આઠમુ વિશેષણ सुवर्णमंडितोद्देशकस्य છે. હાથી સુવર્ણના હોદ્દાથી સુશોભિત છે. અને ભગવતીસૂત્ર સુંદર વર્ણાક્ષરોથી શોભતા સંખ્યાબંધ **ઉદ્દેશાઓથી** અલંકૃત છે. વર્તમાનમાં ભગવતીસૂત્રના એકતાલીશ શતક છે અને પહેલા શતકના દશ ઉદ્દેશા, બીજાના પણ દશ એમ બધાય મલી લગભગ બે હજાર (૧૯૮૩) ઉ શા છે. નવમા વિશેષણમા नानाविधाद्भुत प्रवरचरितस्य એ પદ આપવામા આવ્યું છે. એ પદનો અર્થ એ છે કે સેચનક અર્થાત્ જયકુંજર હાથી ભિન્નભિન્ન રીતે અદ્ભૂત અને ઉત્તમ પરાક્રમવાળો છે. ભગવતી સૂત્રના પક્ષમા એ વિશેષણનો અર્થ એ છે કે–રત્નત્રયીની આરાધના કરનાર સ્કંદક પરિવ્રાજક, તામલી તાપસ વગેરેના તેમજ સમ્યગ્દર્શનાદિની વિરાધના કરનાર જમાલિ વગેરે આત્માઓના જેમા અદ્ભૂત–અતિ ઉત્તમ ચરિત્રો વર્ણવવામા આવ્યા છે. षट्त्रिंशत्प्रश्नसहस्रप्रमाणसूत्रदेहस्य એ દશમુ વિશેષણ છે. એનો સંક્ષિપ્ત ભાવ એ છે કે–હાથી નાની મોટી છત્રીશ હજાર નાડીઓથી યુક્ત શરીરવાળો છે અને ભગવતીસૂત્ર શ્રી ગૌતમસ્વામી વગેરેએ શ્રમણ ભગવાન મહાવીરને પૂછેલા છત્રીશ હજાર જે પ્રશ્નો તદ્રૂપ શરીરવાળુ છે. અર્થાત્ આ ભગવતી સૂત્રમા કુલ છત્રીશ હજાર પ્રશ્નોત્તરો છે. એક એક પ્રશ્ને અને ઉત્તરે **સંગ્રામ** સોનીએ એક એક સોનામહોર વડે આ સૂત્રનુ બહુમાન કર્યાનુ ચરિતાનુયોગના ગ્રન્થોથી આપણે જાણીએ છીએ.

## ૧૧ મા વિશેષણનું સ્વરૂપ : દ્રવ્યાનુયોગાદિ ચાર અનુયોગની વ્યાખ્યા

અગિયારમા વિશેપણમા चतुरनुयोगचरणस्य એ પદ ટીકાકાર ભગવંતે આપ્યુ છે. અત્યાર સુધીના વિશેષણોમા હાથીની મનોહર ગતિ, હાથીનો ઉદાર અને પોતાના સ્વભાવમાં રહેવાનો ગુણ વગેરે ગુણોની સાથે સરખામણી કરવામા આવી છે. હવે હાથીના અંગોપાગ સાથે ભગવતી સૂત્રની સરખામણી અર્થાત્ ઉપમા શરૂ થાય છે. પગ, સૂંઢ, દંતશૂલ, ચક્ષુઓ, ગંડસ્થળ, પૂછડુ વગેરે હાથીના અવયવો છે, પરંતુ સર્વ અવયવોનો આધાર ચાર પગ છે એટલે શરૂઆતમા ચાર પગરૂપ અવયવોને ગ્રહણ કરે છે. હાથીના જેમ ચાર પગ છે તેમ ભગવતીસૂત્રરૂપી હાથીને પણ દ્રવ્યાનુયોગાદિ ચાર અનુયોગ એ ચાર પગ છે. ચાર પગવડે હાથીની ગતિ–ચાલવાની ક્રિયા થઈ શકે છે, તે જ પ્રમાણે આ ચાર અનુયોગવડે જ સૂત્રોની વ્યાખ્યા થઈ શકે, હાથીના ચાર પગો જો કે એક સાથે જ ઉપડતા નથી, આગળનો પગ પ્રથમ ઉપડે પછી તુરત જ પાછળનો પગ ઉપડે અથવા એક આગળનો, એક પાછળનો એમ બે પગ એક સાથે ઉપડે, પછી તુરત જ બીજા બે આગળ પાછળના પગ ઉપડે છે અને તે પ્રમાણે બને તો જ ગતિ થઇ શકે છે, આગળ–પાછળનો એક એક પગ ઉપડે પણ બાકીના બન્ને પગો ત્યારબાદ જો ન ઉપડે તો હાથીની ગતિ આગળ વધી શકતી નથી. તે જ પ્રમાણે દ્રવ્યાનુયોગ–વગેરે ચારે અનુયોગ પૈકી ભલે એક એક અનુયોગની અનુક્રમે વ્યાખ્યા થાય,

પરંતુ એક અનુયોગની વ્યાખ્યા બાદ બાકીના ત્રણેય અનુયોગની જો વ્યાખ્યા કરવામાં આવે અને યથાયોગ્ય ચારેય અનુયોગના ભાવ લક્ષમાં રખાય તો જ સૂત્રની વ્યાખ્યા બરાબર સફલ માની શકાય છે, એટલું જ નહિં પરંતુ એમ થાય તો જ આત્માનુ મોક્ષ તરફ પ્રયાણ ગણાય. **દ્રવ્યાનુયોગ** એટલે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ એ છ દ્રવ્યના સ્વરૂપનું દ્રવ્યગુણપર્યાયને લક્ષ્યમા રાખીને વિસ્તારથી કથન. **ગણિતાનુયોગ** એટલે જેમા મુખ્યત્વે ગણિતનો સબધ છે એવુ લોક, ઉર્ધ્વલોક, અધોલોક, તીર્છાલોક, દ્વીપ–સમુદ્ર, સાત નારકી, નદી, પર્વતો, દ્રહો, વર્ષધરક્ષેત્રો વગેરેના પ્રમાણનુ વિસ્તારથી કથન–એવો સ્થૂલ અર્થ કરવામા આવે છે, પરંતુ એટલા સ્થૂલ અર્થમાં જ ગણિતાનુયોગની પૂર્ણતા નથી. દ્રવ્યાનુયોગવડે ષડ્દ્રવ્યનુ જે જાણપણુ થયુ, તેના ઉપર આત્માને જે શ્રધ્ધા પેદા થવી તેનું નામ ખરો ગણિતાનુયોગ છે. દ્રવ્યાનુયોગવડે આત્માનું શુદ્ધ સ્વરૂપ અને આત્માનુ સ્થાન લોકના અગ્રભાગે સિધ્ધશિલા ઉપર છે એ જાણ્યુ, સાથે સાથે વર્તમાનમા એ આત્મા કેવા અશુધ્ધ પર્યાયમાં છે અને અનતકાળથી ચોરાશી લાખ જીવાયોનિમા ભિખારીથી પણ ભૂડી હાલતે ઘર–ઘર કેવી રીતે રખડે છે? એ બધુ જાણ્યુ. વર્તમાન ભિખારી જેવી હાલત થવાના શુ કારણો છે? તેમજ એ ભિખારી જેવી હાલતમાંથી હવે એ આત્મિક સામ્રાજ્ય કઈ રીતે પ્રાપ્ત કરી શકે? તેના કારણો પણ જાણ્યા. આ બધુ જાણપણું દ્રવ્યાનુયોગથી થાય, પરતુ જાણપણુ થવા માત્રથી આત્માની પ્રગતિ નથી. આત્માનું મોક્ષ તરફ પ્રયાણ નથી. જિનપ્રવચનદ્વારા જીવાજીવાદિ પદાર્થોનુ કિવા ષટ્દ્રવ્યોનું દ્રવ્યગુણપર્યાયની અપેક્ષાએ જે જાણપણું થયુ છે તેના ઉપર શ્રદ્ધા થવી, તેનુ જ નામ ખરો ગણિતાનુયોગ છે. વ્યવહારમા પણ આજે આપણે બોલીએ છીએ કે "ભાઈ! ભણ્યો તો ખરો, પણ ગણ્યો છે કે કેમ? ભણવુ એટલે વસ્તુના ભાવો વસ્તુરૂપે જાણવા અને ગણવુ એટલે જે જાણ્યું છે તેનુ અંતરમાં તેને લાયક શ્રદ્ધાન થવુ દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ પછી ત્રીજો નંબર **ચરણકરણાનુયોગનો** છે. પચમહાવ્રત, પચાચાર, અષ્ટ પ્રવચન માતા, ચરણસિત્તરિ, કરણસિત્તરિ, માર્ગાનુસારીના પાત્રીશગુણો, શ્રાવકના બાર વ્રતો વગેરે આચરવા યોગ્ય બાબતોને સમજાવનારા સૂત્રાદિનો સમાવેશ ચરણકરણાનુયોગમા થાય છે. આચરવા યોગ્ય બાબતોનુ જાણપણુ થવુ તે તો દ્રવ્યથી ચરણકરણાનુયોગ ગણાય, પરન્તુ ભાવથી ચરણકરણાનુયોગ તો તે જ ગણાય કે આચરવા યોગ્ય બાબતો સ્વ–કલ્યાણના લક્ષ્યથી આચરણમા મૂકાય. જરા આ વિષય પરત્વે વધુ વિચાર કરીએ તો દ્રવ્યાનુયોગ એ સમ્યગ્જ્ઞાન અથવા સમ્યગ્જ્ઞાનનુ કારણ છે. ગણિતાનુયોગ એ સમ્યગ્દર્શન અથવા સમ્યગ્દર્શનનુ કારણ છે અને ચરણકરણાનુયોગ એ સમ્યક્ચારિત્ર અથવા સમ્યક્ચારિત્રનુ કારણ છે. ચોથો **ધર્મકથાનુયોગ**–દ્રવ્યાનુયોગ (સમ્યગ્જ્ઞાન), ગણિતાનુયોગ (સમ્યગ્દર્શન) અને ચરણકરણાનુયોગ (સમ્યક્ચારિત્ર) ની આરાધના કરનાર આત્માઓને કેવી રીતે મોક્ષ પ્રાપ્ત થાય છે? તેમજ વિરાધના કરનાર આત્માઓને સસારમા કેવી રીતે રખડવુ પડે છે તે સમજાવનાર છે. 'અનુયોગ' પદનો વ્યવહાર મુખ્યત્વે જો કે શ્રુતજ્ઞાનની સાથે સબંધ ધરાવનારો છે એટલે ગણિતાનુયોગ તેમજ ચરણકરણાનુયોગથી સીધે સીધુ સમ્યગ્દર્શન તેમજ સમ્યક્ચારિત્ર ગ્રહણ કરવું એ જો કે અવ્યવહારુ લાગે છે, **પણ પ્રભુના શાસનમાં જે જ્ઞાનની આગળ**

**પાછળ શ્રદ્ધા અને ચારિત્ર નથી, તે જ્ઞાનને જ્ઞાન તરીકે ગણ્યું જ નથી; કિંતુ અજ્ઞાનરૂપે ગણ્યું છે.** નવ પૂર્વના અભ્યાસ સુધી પહોંચેલા અભવ્ય આત્માને દ્રવ્યથી તો દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગો છે. ધર્મદેશનાના પ્રસંગમા એ અભવ્ય આત્મા દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગનું અદ્ભૂત અને યથાર્થ નિરૂપણ કરે છે. પરંતુ તે બધું દ્રવ્યથી સમ્યક્શ્રુત ગણાય છે. સમ્યગ્દર્શન તેમજ ભાવ ચારિત્રના અભાવે તે શ્રુતને ભાવથી સમ્યક્શ્રુત તેમજ મોક્ષ પ્રાપ્ત કરાવનાર નથી જ ગણ્યું.

### ચારે અનુયોગ ઉપરથી ગ્રહણ કરવા યોગ્ય સારાંશ

બીજી વાત એ છે કે–હાથીના ચાર પગોની સાથે અનુયોગની ચાર સરખામણી જે કરી છે, તે આપણો આત્મા વર્ત્તમાનમાં જે અશુદ્ધ–સંસારી પર્યાયમાં છે ત્યા જ ઊભો રાખવા માટે નહિ, પણ અશુદ્ધ પર્યાય ઘટાડી શુદ્ધ પર્યાય તરફ તેનું પ્રયાણ થાય તે માટે છે. હાથી પોતાના ચાર પગ હોવા છતાં જો જરા પણ ગતિમાં આગળ ન વધે તો તેના પગ નકામા છે. તે જ પ્રમાણે દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગથી આત્માનું મોક્ષ તરફ જો પ્રયાણ ન થાય તો એ અનુયોગનું વાસ્તવિક ફલ ન પામી શકે. દ્રવ્યાનુયોગવડે વિશ્વના સમસ્ત પદાર્થોનુ વાસ્તવિક સ્વરૂપ સમજવું, ગણિતાનુયોગ વડે તેના ઉપર શ્રદ્ધાન કરવું, ચરણકરણાનુયોગ વડે જાણેલા ભાવોમા ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરવો અને આદરવા લાયકનો આદર કરવો અને ધર્મકથાનુયોગવડે મહાપુરુષોના જીવનચરિત્રો આપણા હૃદય સમક્ષ રાખીને મોક્ષમાર્ગમાથી આપણુ ખસી જવાપણું ન થાય તેનો ખ્યાલ રાખવો. એ પ્રમાણે અનુયોગનો અર્થ અમલમાં મૂકીએ તો એ ચારેય અનુયોગ મોક્ષે પહોચાડવામા બરાબર સહાયક થાય છે.

બાકી તો આજે મને કોઇ પૂછે કે–મહારાજ ! આચારાગ સૂત્રમાં શો વિષય આવે છે ? એટલે હુ જવાબ આપીશ કે–આચારાગમા ચરણકરણાનુયોગની પ્રધાનતા છે, એ પ્રમાણે સૂયગડાગ, ઠાણાગ કે પન્નવણાજી વગેરે સૂત્રોમા દ્રવ્યાનુયોગના વિષયની પ્રધાનતા છે. જંબૂદ્વીપપન્નત્તિ, સૂર્યપન્નતિ, દ્વિવસાગરપન્નતિ વગેરે સૂત્રોમા ગણિતાનુયોગ મુખ્યપણે છે અને જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશા વગેરે સૂત્રોમા ધર્મકથાનુયોગનું પ્રધાનપણું છે. આચારાગ વગેરે સૂત્રોમા જેમ એક અનુયોગની પ્રધાનતા છે, તે પ્રમાણે આ ભગવતી સૂત્રમા કોઇપણ એક જ અનુયોગની પ્રધાનતા નથી પરંતુ એ મહાસૂત્રમા ચારેય અનુયોગનું પ્રધાનપણું છે. દ્રવ્યાનુયોગના વિષયને પ્રતિપાદન કરનારા સૂત્રો પણ એમા છે. ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગનુ પ્રતિપાદન કરનારા સૂત્રો એમા છે અને આરાધક વિરાધક આત્માઓના જીવનચરિત્રોના સુંદર વર્ણનોથી અલંકૃત–ધર્મકથાનુયોગમય ઉદ્દેશાઓ અને શતકો પણ આ ભગવતીસૂત્રમાં છે. અન્ય આગમગ્રન્થોમા આ પ્રમાણે ચારેક અનુયોગગર્ભિત વિષયોનુ પ્રતિપાદન કરનારા સૂત્રો ઉદ્દેશાઓ લગભગ નથી, જ્યારે આ ભગવતીસૂત્રમા ચારેય અનુયોગગર્ભિત અનેક વિષયો રહેલા છે અને એ અપેક્ષાએ જ એ ચારેય અનુયોગને હાથી સાથેની ઉપમાના પ્રસંગમા ચાર પગરૂપે શ્રી અભયદેવસૂરિ મહારાજાએ ઘટાવેલ છે. શ્રી ભગવતીસૂત્રમા રહેલા એ ચારેય અનુયોગોનુ પ્રતિપાદન કરનારા સૂત્રો એ તો દ્રવ્યથી સમ્યક્શ્રુત છે. એ સૂત્રોનું

શ્રવણ એ પણ દ્રવ્યથી સમ્યક્શ્રુત છે પણ શ્રવણદ્વારા તે તે ભાવોનું આત્માને જાણપણું થાય અને તેના ઉપર શ્રદ્ધા થાય ત્યારે જ ભાવશ્રુત ગણાય છે. દ્રવ્યથી સમ્યક્શ્રુત એ તો સાધન છે, પણ સાધ્ય તો મોક્ષપ્રાપ્તિમા કારણભૂત ભાવથી સમ્યક્શ્રુતનુ હોવુ જોઈએ. આ બધી અનુયોગની વાતો સાભળીને આપણે તો ભાવથી સમ્યક્શ્રુત પરિણમન માટે જે ઉપયોગ રાખવાનો છે.

## બારમા વિશેષણનું વિસ્તૃત વિવેચન

અગિયારમા વિશેષણમા ચતુરનુયોગચરણસ્ય એ પદનુ યથોચિત વિવેચન થયા બાદ બારમા વિશેષણમાં જ્ઞાનચરણનયનયુગલસ્ય એ વિશેષણની વ્યાખ્યા કરવાની છે. ભગવતીસૂત્ર અને જયકુજર હાથી ઉભય પક્ષમા ઘટી શકે તે રીતે અપાયેલા એક એક વિશેષણો એવા છે કે જેનું વિવેચન જેટલુ કરવુ હોય તેટલુ થઈ શકે, પરતુ એ પ્રમાણે વધુ લબાણથી જો વિવેચન કરવામા આવે તો મૂલસૂત્ર શ્રવણ કરવાનો અવકાશ ન રહે માટે જ પ્રસગોચિત વિવેચન કરીને આપણે આગળ ચાલીએ છીએ. હાથી ભલે દેવતાધિષ્ઠિત હોય, સોનાના હોદ્દાથી (અંબાડીથી) વિભૂષિત હોય, અદ્ભુત પરાક્રમી હોય, મજબૂત ચાર પગવાળો હોય પણ આંધળો અથવા એક આખે કાણો હાય તો એ હાથી નકામો ગણાય છે. ચાર પગ છતા જો બને આખોમાથી એક પણ આખ ન હોય તો હાથી ચાલવામા આડાઅવળા ગોથા ખાય છે અથવા તો ઊડા ખાડામાં પટકાઈ જાય છે. બેમાંથી એક આખ હોય અને એક ન હોય તો એક બાજુ હાથી દેખે છે, બીજી બાજુ નથી દેખી શકતો એટલે તેટલા પ્રમાણમાં ખામી ગણાય છે તે જ પ્રમાણે આપણા આ ભગવતીસૂત્રરૂપી હાથીને જો બે ચક્ષુ ન હોય અથવા બેમાથી એક ન હોય તો અવશ્ય ખામી ગણાય છે. પગમા ચાલવાની શક્તિ છે, પણ જોવાની શક્તિ નથી. જોવાની જાણવાની શક્તિ તો ચક્ષુમા છે. ઇષ્ટ સ્થળે પહોચવાના અભિલાષી આત્માને ચાલવામા સહાયક પગની જેટલી જરૂર છે. તેટલી બલકે તેનાથી વધુ જે રસ્તે જવું છે તે રસ્તો દેખાડનાર ચક્ષુની જરૂર છે. આ ભગવતી સૂત્રરૂપી જયકુજર હાથીને જ્ઞાન અને ચારિત્રરૂપી ચક્ષુયુગલની ટીકાકાર ભગવંતે ઘટના કરી છે. તે વાત ખૂબ સુદર અને ઘણી જ મનન કરવા યોગ્ય છે.

## જ્ઞાન અને ક્રિયાથી જ મોક્ષની સિદ્ધિ

કોઈ પણ કાર્યની સિદ્ધિ જ્ઞાન અને ચરણ અર્થાત ક્રિયા વિના નથી થતી. વડોદરાથી અમદાવાદ જવાનો માર્ગ જાણ્યો પણ તે માર્ગે ચાલવાની પ્રવૃત્તિ ન કરીએ તો અમદાવાદ પહોચાતુ નથી. કોઇ પણ ઊડા જળાશયમા કેવી રીતે તરવુ ? એ બાબતનુ તરવાવાળાને જાણપણુ હોવા છતા ઊડા જળાશયમા દાખલ થયા બાદ જો હાથપગ ન હલાવે તો સામે કિનારે પહોચી શકાતુ નથી. જ્ઞાનની પાછળ ક્રિયા હોય તો જ તે જ્ઞાન જ્ઞાનના સ્વરૂપમાં ગણાય છે. કદાચ કોઈ સજોગમા જ્ઞાન છતા પોતાની નબળાઈને અગે ક્રિયા ન થઇ શકે તો ક્રિયાનો ભાવ–ક્રિયા તરફ ઉપાદેયપણાનો પરિણામ તો અવશ્ય હોવો જોઈએ. જે પ્રમાણે જ્ઞાનની સાથે ક્રિયાની જરૂર છે તે જ પ્રમાણે ક્રિયા સાથે જ્ઞાનની પણ તેટલી જ જરૂર છે.

કોઇ પણ ક્રિયા જ્ઞાનથી નિરપેક્ષપણે કરવામાં આવે તો તે ક્રિયા આંધળી છે. ક્રિયા છતા ઈષ્ટસિદ્ધિ નથી થતી. ઘાંચીની ઘાણીનો બેલ સવારથી સાંજ સુધી એક સરખું ચાલવા છતા ત્યા ને ત્યા જ હોય છે. એમ જ્ઞાનની અપેક્ષા રાખ્યા વિના-ક્રિયા માત્રમાં ધર્મ માનનારાએ જરાય આગળ વધી શકતા નથી. સંસારનો પંથ તેઓને ઓછો થતો નથી. આ બાબતમ એટલું ધ્યાન રાખવાની જરૂર છે કે-આજે ઘણા માણસો એવુ બોલનારા મળી આવશે કે-"જે કરો તે સમજીને કરો, સમજણ વિનાની ક્રિયા શું કામની? જ્ઞાન વિનાની ક્રિયાને અનંત જ્ઞાનીઓએ નિષ્ફળ કહેલ છે." આવું બોલનારા શુદ્ધ ભાવનાથી બોલતા હોય, શ્રદ્ધા અને ક્રિયાની ભાવના હોવા ઉપરાત ક્રિયાનુ વાસ્તવિક ફળ અવશ્ય મળે તે સદાશયથી કહેતા હોય તો તો તે સજ્જનોનું વચન ખૂબ જ આદરણીય છે. પણ આજે તો જે વર્ગને ક્રિયા તરફ સર્વથા ઉપેક્ષા છે. ક્રિયા માટે ભારોભાર હૈયામા દુર્લક્ષ્ય છે, ધર્મક્રિયા માટે જીવન એક સરખુ એદી અને આળસુ છે, તપ-જપ-વ્રત કે પચ્ચક્ખાણ વગેરેમા કાયાનું કષ્ટ સહન કરવા માટેની કાયરતા છે અને ફોગટ 'આત્માને ઓળખો-આત્માને ઓળખો' એવી વાતો કરનારા છે તે વર્ગ તો જૈન કુલમા જન્મ પ્રાપ્ત થવા છતા જૈન શાસનના રહસ્યને સમજ્યો જ નથી. ધાર્મિક કે વ્યવહારિક કોઈ પણ પ્રવૃત્તિમા પહેલેથી સંપૂર્ણ જાણપણુ હોવુ જોઇએ એવો એકાંત નિયમ નથી. દીકરાને પરણાવાય છે ત્યારે દુનિયાદારીની બધી જવાબદારી સમજાવીને પરણાવાય છે ખરો! દીકરાને દુકાનના થડે બેસાડાય છે ત્યારે અગાઉથી બધી રીતે હુશિયાર કરીને જ બેસાડાય છે ખરો! એ બધી વ્યવહારિક બાબતમા સમજણ વિના પણ પ્રવૃત્તિનો પ્રારંભ કરાવાય છે અને તે તે પ્રવૃત્તિમા જોડાયા બાદ ધીમે ધીમે સમજણ આવતી જાય છે, તે જ પ્રમાણે ધર્મપ્રવૃત્તિમા પણ સમજણ ન હોય અને ધર્મપ્રવૃત્તિમા જોડાવાય, સાથે સાથે સમજણનુ લક્ષ્ય રખાય તો શું વાંધો આવે? એટલુ જરૂર કે ધર્મપ્રવૃત્તિ કરનારે સમજીને કરવા માટે પ્રતિદિન લક્ષ્યની જાગૃતિ અવશ્ય રાખવી જોઇએ. સમજણ પ્રાપ્ત કરવા માટે દુર્લક્ષ્ય રખાતુ હોય અને ગતાનુગતિકપણે જ જો ધર્મપ્રવૃત્તિ થતી હોય તો એ ધર્મપ્રવૃત્તિ મોક્ષ પ્રાપ્ત કરાવનારી નહિં બને.

## ધર્મક્રિયામાં સેવાઇ જતા ચાર દોષો

પંડિત શ્રી વીરવિજયજી મહારાજ નવાણુપ્રકારી પૂજામા પણ એ વાત લાવ્યા છે **"ચાર દોષ કિરિયા છંડાણી-જોગાવંચક આણી રે એ તીરથ તારું"** ધર્મ-ક્રિયાના ચાર દોષો કહ્યા છે-૧ દગ્ધદોષ, ૨ શૂન્યદોષ, ૩ અવિધિદોષ અને ૪ અતિપ્રવૃત્તિદોષ.

૧ એક ક્રિયા કરતા બીજી ક્રિયામા મન જોડાય તે **દગ્ધદોષ.**

૨ ઉપયોગ શૂન્યપણે ક્રિયા કરવામા આવે તે **શૂન્યદોષ.**

૩ ક્રિયાના ક્રમથી વિપરીત રીતે ક્રિયા કરવી તે **અવિધિદોષ.**

૪ દેશ-કાળ-ભાવને ઉલ્લંઘીને ક્રિયા કરવી તે **અતિપ્રવૃત્તિદોષ.**

આ ચાર દોષોથી વર્જિત અને ઉપયોગપુર્વક ક્રિયા થાય તો તે ક્રિયા અવશ્ય મોક્ષ પ્રાપ્ત કરાવનારી બને છે.

ભાવાર્થ એક જ છે કે–જ્ઞાનની સાથે ક્રિયાની જરૂર છે, ક્રિયાની સાથે જ્ઞાનની જરૂર છે. ભાષ્યકાર શ્રી **જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનું** વચન છે કે–"हय नाणं क्रियाहीणं, हया अन्नाणओ किया" ક્રિયા વિનાનું જ્ઞાન એ હણાયેલું જ્ઞાન છે, અને જ્ઞાન વિનાની ક્રિયા તે પણ હણાયેલી જ ક્રિયા છે. આપણા પ્રાચીન ગુજરાતી પાઠ્યપુસ્તકોમા અટવીમાં ભેગા થયેલ આંધળો અને પાગળો એ બન્નેનો પાઠ આવતો હતો. આધળો અને પાગળો બન્ને એક-એકબીજાથી જ્યા સુધી દૂર હતા ત્યા સુધી અટવીમાં અથડાયા, અને એ જ આધળો તથા પાગળો બન્ને ભેગા થયા બાદ આંધળાએ પાગળાને પોતાના ખભા ઉપર બેસાડી દીધો તેમજ પાગળાએ જે પ્રમાણે રસ્તો બતાવ્યો તે પ્રમાણે આધળો ચાલવા લાગ્યો એટલે સુખેથી અટવીનો પાર પામી ઈષ્ટ નગરે પહોચી ગયા આ પાઠ જ્ઞાન અને ક્રિયાના ઉભય યોગથી જ ઈષ્ટ કાર્યની સિદ્ધિને સૂચવનાર છે. પ્રાચીન કાળના શિક્ષણમા સંસ્કૃતિનુ સજીવનપણુ હતું રમૂજી દૃષ્ટાંતોદ્વારા નવીન પ્રજાને સંસ્કૃતિનો વારસો આપવામાં આવતો હતો, આજની શિક્ષણપદ્ધતિ લગભગ તેથી ઊલટી દિશાની છે. આપણા આત્મકલ્યાણ માટે આપણને જો સાચી અભિલાષા હોય, વર્ત્તમાન જીવનમા તેમજ પરભવમા સુખશાતિ પ્રાપ્ત કરવાની સાચી ભાવના હોય અને છેવટે અનતકાલના કર્મબધનથી મુક્તિની ઈચ્છા હોય તો એક જ રાજ-માર્ગ છે કે–શાસ્ત્રવિહિત ધર્મપ્રવૃત્તિમા ઝુકી પડો અને જે કરો તેમા સમજણ પ્રાપ્ત કરવાનું લક્ષ્ય રાખો. વાચકશેખર ઉપા૦ **યશોવિજયજી** મહારાજે અધ્યાત્મસારમા એક બહુજ સુદર શ્લોક આ બાબત માટે લખ્યો છે, જે આ પ્રમાણે છે

"कर्मयोगं समभ्यस्य ज्ञानयोगसमाहितः । ध्यानयोगं समारुह्य मुक्तियोगं प्रपद्यते ॥"

**ભાવાર્થ:** સામાયિકાદિ આવશ્યક કર્મયોગનો સારી રીતે અભ્યાસ કરીને, જ્ઞાન-યોગસમ્પન્ન આત્મા ધ્યાનયોગ ઉપર આરૂઢ થઈને મુક્તિયોગ પ્રાપ્ત કરી શકે છે." એક શ્લોકમા પણ મોક્ષની પ્રાપ્તિનો ઘણોજ વ્યવસ્થિત સુદર ક્રમ બતાવી દીધો છે. રુચે કે ન રુચે, સમજાય કે ન સમજાય, પણ પ્રથમ તો શાસ્ત્રવિહિત આવશ્યક પ્રવૃત્તિમાં જોડાઇ જવુ જોઈએ જેનુ ઉપાદાન યોગ્ય છે, એવા ભવ્યાત્માને એ આવશ્યક પ્રવૃત્તિમા જ જ્ઞાનયોગ પ્રાપ્ત કરાવશે કોઇ લઘુકર્મી આત્માને તે જ ભવમા કર્મયોગની પાછળ જ્ઞાનયોગ પ્રાપ્ત થાય છે, જ્યારે કોઇ આત્માને કર્મનુ જોર હોય અને પુરુષાર્થની નબળાઇ હોય તો એ આવશ્યક ધર્મપ્રવૃત્તિ બે, ચાર કે પાચ પદર ભવે જ્ઞાનયોગ પ્રાપ્ત થાય છે. એટલી વાત નક્કી કે–આત્મા લાયક હોય, શાસ્ત્રવિહિત આવશ્યક પ્રવૃત્તિ હોય તો તે આત્માને જ્ઞાનયોગ પ્રાપ્ત થવા સિવાય રહેતો જ નથી આ શ્લોકમા પ્રથમ જ્ઞાનયોગનુ સ્થાન નથી. પ્રથમ તો કર્મયોગનું જ સ્થાન છે **એક વાર તો અઢારે પાપસ્થાનકના ઉકરડામાંથી જ્ઞાન-દર્શન-ચારિત્રની અદ્ભુત સુવાસ પ્રગટાવનાર પરમકલ્યાણમય–આવશ્યકાદિ શાસ્ત્રવિહિત પ્રવૃત્તિમાં અવશ્ય જોડાઈ જવું જોઈએ.** અનન્તકાળથી પાપસ્થાનકના ઉકરડામા રહેનારને પ્રથમ અમુક વર્ષો નહિ પણ અમુક ભવો સુધી એ ધર્મપ્રવૃત્તિનો સુવાસભર્યો બગીચો પ્યારો નહિ લાગે. ક્યારે સામાયિક પૂરુ થાય અને ઝટ ભાગુ ? ક્યારે પ્રતિક્રમણ પૂરુ થાય અને ઝટ બજારમા પહોચી જાઉં ? એવા જ વિચારો આવશે. અમારી

માતાઓ સામાયિક લઈને બેઠા પછી પંદર મિનિટ નહિં થઈ હોય ત્યાં પેલી રેતીની ઘડી હલાવવા માંડશે. શું એમ ઘડી હલાવવાથી પેલા કાણા વાટે રેતી વધારે ઉતરે ખરી એમ નથી જ બનતું છતાં એ બધાય ચાળા થાય છે, તે ક્રિયામાં રૂચિના અભાવ જ વનારા છે. શરૂઆતના અમુક ભવોમાં જરૂર એવી અરુચિ જ રહેશે. પણ લાયક આત્મા જો એ મંગલમય ધર્મવૃત્તિને વળગી રહેશે, તો અમુક સમય બાદ એ ધર્મપ્રવૃત્તિ કર્યા સિવાય એને આનંદ નહિ આવે. કારણવશાત્ કોઈ દિવસે સામાયિક કે પૂજા રહી જશે તો આખો દિવસ તને ચેન નહિ પડે.

## ક્રિયા વિનાનું જ્ઞાન તદ્દન નકામું છે તે ઉપર એક શેઠ–શેઠાણીનું દૃષ્ટાંત

ક્રિયા વિનાનું એકલું જ્ઞાન તે તાત્વિક દૃષ્ટિએ જ્ઞાન નથી. એક ગામમાં એક શેઠ અને શેઠાણી રાત્રે સૂતા છે. મધ્યરાત્રિ પસાર થયા બાદ ચોરી કરવાની ઈચ્છાથી બે ચોર શેઠના ઘરના છાપરા ઉપર ચઢી ગયા અને બાકોરું પાડવા માટે નળીયાં આઘાપાછા કરવા લાગ્યા. એમ કરતા નળીયાનો અવાજ થવાથી શેઠાણી જાગી ઊઠયાં અને જાણ્યું કે છાપરા ઉપર ચોર આવ્યા લાગે છે. નિદ્રામા ઘોરતા પોતાના ધણીને શેઠાણીએ જગાડયા અને ખબર આપી કે–જાગો, જાગો, છાપરા ઉપર ચોર આવ્યા છે. શેઠાણીના જગાડવાથી શેઠ જાગ્યા અને જરા છાપરા તરફ નજર પણ કરી, ચોર હોય તેમ જાણ્યુ પણ ખરુ, છતાં પોતાની સ્ત્રીને જવાબ આપે છે કે–તું તારે છાની માની પડી રહેને ? માંડ માંડ આખા દિવસને લાગેલો થાક ઉતારવા જરા આડા થઈએ ત્યા તુ જંપવા નથી દેતી. ચોર આવ્યા તો ભલે આવ્યા. જરા હેઠા આવે તો ખરા ! પછી ખબર લઉં. આમ બોલતા શેઠ તો પાછા નસકોરા બોલાવવા મંડી ગયા. છાપરે ચડેલા ચોરોએ ઘરમા શેઠ–શેઠાણીની બોલચાલ સાંભળી એટલે જરા થોડીવાર છાનામાના બેસી રહ્યા. થોડીવાર પછી જાણ્યું કે–શેઠ તો નસકોરા બોલાવવા મંડી પડ્યા છે.–ભરનિદ્રામા પડ્યા છે, એટલે જરા પણ અવાજ ન થાય તે રીતે બાકોરું પાડી ધીમેથી નીચે ઉતર્યા. ઉતરતા જરા પગનો ધબકારો થયો એટલે શેઠાણી ફરી જાગ્યા અને જોયુ તો ખબર પડી કે–ચોર નીચે ઉતર્યા છે. એટલે તુરત શેઠનો ટાંટીયો ઝાલીને શેઠને જગાડયા. અર્ધા ઊંઘતા–જાગતા શેઠ બોલ્યા કે–શુ છે તે વારંવાર જગાડયા કરે છે ? શાંતિથી અત્યારે તો જરા જંપ લેવા દે. શેઠાણી કાનમા કહે છે–ભલે તમે આરામ લ્યો, પણ પેલા ચોર તો ઘરમા ઉતર્યા છે અને તીજોરી જ્યા છે ત્યા પહોંચ્યાં છે. આ સાંભળીને શેઠે જવાબ આપ્યો કે–તુ તારે નીરાંતે ઊંઘને–તારે શી ચિંતા છે ? હુ મોટો ભડ જેવો જીવતો બેઠો છુ, પછી તારે શી ચિંતા છે ? ભલે નીચે ઉતર્યા અને તીજોરી પાસે ગયા. પણ તીજોરી ખોલી તેમાથી માલમત્તા લ્યે તો ખરા ! પછી એની બરાબર ખબર લઉં. શેઠને જાગૃત જાણીને શેઠાણી મુંગા થઈ ગયા અને જરા ઊંઘવા લાગ્યા. શેઠને પણ નિદ્રાનું જોર વધુ હતુ. પેલા ચોર પણ શેઠ–શેઠાણીની ગરબડ સાભળી ક્યાંઇ ખૂણામાં ચૂપ–ચાપ લપાઈ ગયા હતા. ફરી શેઠે જ્યા ઘોરવા માંડયુ એટલે પેલા ચોરો લાગ જોઇ તીજોરી ખોલી તેમાથી દરદાગીના રોકડ લઈને ચાલવાની તૈયારી કરવા લાગ્યા. જરા અવાજ થતા શેઠાણીની ઊંઘ કૂતરા જેવી ચપલ હોવાથી તુરત જાગ્યા અને જોયું તો પેલા બન્ને ચોર ચાલવાની તૈયારી

કરવા લાગ્યા—પોટલું ખભે મૂકીને ચાલવા લાગ્યા. શેઠાણીથી હવે ન રહેવાયુ. શેઠનો ટાટીયો ખેંચ્યો. શેઠને વારંવાર ઊંઘમાં ખલેલ પડતાં શેઠને ગુસ્સો આવ્યો અને તાડુકી ઊઠયા. "રાંડ મરને, છાનીમાની પડી રેને." નિરાતે બે કલાક ઊંઘવા દેને. ચોર આવ્યા છે તે હું જાણું છુ. આખી રાત ચોર ચોર શું કરે છે? એમ હું જીવતો—જાગતો છતા એક દમડી કોઇ લઈ જાય તો ખરો! ચામડુ ઉતારી નાખુ." આમ શેઠ ઊંઘમા ગણો કે જાગૃત અવસ્થામાં ગણો—ખડખડાટ કરે છે પણ નથી ઊભા થતા કે નથી ચોરને દૂર કરવાનો પ્રયત્ન કરતા. આ બાજુ ચોરો તો શેઠની માલમત્તા લઈને ચાલવા માડયા. શેઠાણીથી આ ન જોવાયું અને સહન પણ ન થયુ. એટલે શેઠની સાન ઠેકાણે લાવવા બોલી ઊઠયા કે

**"શેઠાણી કહે શેઠને, ધન લઈ ગયા દૂર;**
**જાણ્યું જાણ્યું શું કરો, જાણપણમાં પડી ધૂળ."**

### આપણા જીવનમાં શેઠ—શેઠાણીના દૃષ્ટાન્તનો ઉપનય ઉતારવાની જરૂર

આવા દૃષ્ટાન્તો શ્રવણ કરતા બાળજીવોને શેઠ માટે હસવુ આવશે, શેઠની અક્કલ માટે મશ્કરીના શબ્દો બોલવાનુ મન થશે, પણ આપણે પોતાના આત્માની પરિસ્થિતિનો એકાન્તમા બેસીને જરા વિચાર કરીએ અને કહેવાયેલા દૃષ્ટાન્તનો ઉપનય આપણા આત્મા સાથે ઘટાવીએ તો જણાશે કે શેઠ કરતા પણ આપણી વધુ બૂરી દશા છે શેઠ એટલે આપણો આત્મા, શેઠાણી એટલે જિનવાણીનુ શ્રવણ કરવાથી પ્રગટ થયેલ સદ્બુધ્ધિ—સુમતિ, બન્ને ચોર એટલે રાગ અને દ્વેષ, તેમજ તીજોરી એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર. રોજ આપણે જિનવાણી શ્રવણ કરીએ, પુન્ય—પાપ, આશ્રવ—સંવર, નિર્જરા અને બંધની વાતો સાભળીએ. **સાચું બોલવું એ ધર્મ છે, અસત્ય બોલવું એ ભયંકર પાપ છે, હિંસાના પરિણામ આત્માને મારનાર છે, અહિંસાના—કરુણાના પરિણામ મૃતપ્રાય આત્માને સજીવન કરનાર છે,** એવી વીર વાણી હંમેશા સાભળીએ, અત્યાર સુધી ભવચક્રમા ભટકતા જિનવાણીના શ્રવણદ્વારા સમજવાનો અવસર મલ્યો નહિ, આજે તે અવસર મલ્યો અને સાચી વાત સમજાણી, દુર્મતિ તે સુમતિ થઈ છતા અમલ કરવાની વાતમા આચરણના પ્રસંગમા આપણો આત્મા હજુ કેટલો દૂર છે? તે આપણાથી અજાણ્યુ નથી. અહિં કે જિનમંદિરમા આવ્યા બાદ ધર્મપ્રવૃત્તિદ્વારા પ્રગટ થયેલ વિશુદ્ધ ભાવનાના યોગે આત્માને કાંઇક આત્મિક ધન સમ્યગ્દર્શનાદિ પ્રાપ્ત થયુ હોય પણ જ્યા અહિંથી બહાર જવાય, જરા કષાયનું વાતાવરણ મળે એટલે આપણને ખબર પણ ન પડે તે પહેલા રાગ-દ્વેષરૂપી ચોરો આપણે મેળવેલા સમ્યગ્દર્શનાદિ આત્મિક ધનને ચોરી જાય. ખીસામા પાચ—પચીશ રૂપીઆ રાખેલા હોય અને તમો બહાર જાઓ ત્યારે હૈયુ અને હાથ જેમ ખીસ્સા તરફ જ હોય છે, તે જ પ્રમાણે ધર્મસ્થાનકમા આવ્યા બાદ સમ્યગ્દર્શનાદિ જે ધન પ્રાપ્ત થયુ હોય તેને સાચવવા માટે આપણુ લક્ષ્ય બરાબર તે દિશામા જાગૃત હોય તો જ મેળવેલ આત્મિક ધન ટકે છે. જો જરાક ગફલત થઈ તો તો પેલા અનંતકાળથી પાછળ પડેલા ચામડાની આંખે નજરમા ન ચઢે તેવા ચોરટાઓ—રાગદ્વેષરૂપી અંતરંગ શત્રુઓ આપણુ ધન તુરત જ હરણ કરી જાય છે. શેઠનુ દૃષ્ટાંત સાભળીને ખરો સાર તો એ ગ્રહણ

કરવાનો છે કે–જિનવચનદ્વારા જે કાંઈ આપણે જાણ્યું તેનો અમલ કરીએ. અમલ કરવાની ખરા અંતઃકરણથી ભાવના રાખીએ તોજ જાણ્યું તે બરાબર છે. તાત્પર્ય એક જ કે–એક રથનાં બન્ને પૈડા સાબૂત હોય તો જ રથ ઈષ્ટસ્થાને પહોચાડે છે. બેમાંથી એક પણ પૈડું ભાંગ્યુ–તૂટ્યું હોય તો રથ ઈષ્ટ સ્થળે નથી પહોચતો પણ અધવચ્ચે રહે છે. તેમ **આપણો ધર્મરથ જ્ઞાન અને ક્રિયારૂપ બન્ને પૈડાવાળો હોય તો જ આત્માને મુક્તિપુરીમાં પહોંચાડે છે.** પણ એ ધર્મરથના બે પૈડામાથી ગમે તે એક પૈડું ન હોય તો એ રથથી મુક્તિનગરમા કોઈ પણ રીતે ન જ પહોચાય. પ્રભુએ પણ ધર્મસ્વરૂપના કથનમા એકલા શ્રુતધર્મનુ કે એકલા ચારિત્રધર્મનું પ્રતિપાદન નથી કર્યું. શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એ બન્નેનો સુયોગ હોય તો જ વાસ્તવિક ધર્મ છે, એ પ્રમાણે પ્રતિપાદન કરેલ છે.

## ચરણને ચક્ષુની ઉપમા કેમ આપી શકાય ?

**પ્રશ્નઃ** અભયદેવસૂરિ મહારાજાએ ભગવતીસૂત્રને હાથી સાથે ઘટાવતા જ્ઞાન અને ચરણ (ચારિત્ર અથવા ક્રિયા) ને બન્ને ચક્ષુઓ સાથે ઘટાવેલ છે તે બાબત જરા વિચારવા જેવી છે જ્ઞાનને તો ચક્ષુ સાથે ઘટાવાય પણ ચરણ (ક્રિયા) ને ચક્ષુ સાથે કેમ ઘટાવી શકાય ?

**ઉત્તરઃ** ભાયચદભાઈ પટવાએ પ્રશ્ન તો ખૂબ સુંદર પૂછ્યો. જ્ઞાનને ચક્ષુ સાથે ઘટાવાય એ બરાબર, પણ ચારિત્ર–ચરણને ચક્ષુ સાથે ઘટાવવામા વિચાર કરવો જરૂરી છે. ચારિત્ર કિંવા ચરણના બે પ્રકાર છે; દ્રવ્ય ચારિત્ર અને ભાવચારિત્ર, અથવા વ્યવહાર ચારિત્ર અને નિશ્ચય ચારિત્ર, પચમહાવ્રતોને ગ્રહણ કરવા, પચસમિતિ, ત્રણ ગુપ્તિસ્વરૂપ અષ્ટપ્રવચન માતાનુ પાલન કરવું, વિહાર, લોચ વગેરે કષ્ટો સહન કરવા, ઓઘો–મુહપત્તિ વગેરે સાધુવેશનો સ્વીકાર કરવો. આ બધાયનો સમાવેશ દ્રવ્યચારિત્ર અથવા વ્યવહારચારિત્રમા થાય છે, અને વ્યવહારચારિત્રનુ પાલન કરવાથી કષાય ભાવ ઘટતા નિજગુણની જેટલા પ્રમાણમાં સ્થિરતા થાય તેનુ નામ ભાવચારિત્ર અથવા તો નિશ્ચયચારિત્ર છે. ભાવચારિત્ર અથવા નિશ્ચયચારિત્ર એજ મોક્ષનું સાધન છે, એ વાર્ત યથાર્થ છે, પણ દ્રવ્ય વિના ભાવ ન હોય અને વ્યવહાર વિના નિશ્ચય ન હોય એ શાસ્ત્રીય બાબતનો જો ખ્યાલ રાખવામા આવે તો ભાવચારિત્રના કારણભૂત દ્રવ્યચારિત્રની ઉપેક્ષા ન જ થઈ શકે. કોઈપણ આત્માઓ મોક્ષમાર્ગની આરાધના કરવા દ્વારા આત્માના શુદ્ધપર્યાયસ્વરૂપ સિદ્ધપદને પામ્યા હોય તો તે દ્રવ્યચારિત્રની આરાધનાદ્વારા ભાવચારિત્રને સ્પર્શીને જ સિદ્ધપદને પામ્યા છે. મરુદેવા માતાનો દાખલો એક અપવાદરૂપ છે, બાકી કોઈ પણ જીવો એવા નથી કે દ્રવ્યચારિત્રની આરાધના કર્યા વિના ભાવચારિત્રની હદે પહોચ્યા હોય અને મોક્ષે ગયા હોય. **ભરત**મહારાજા કે **ઈલાચી**કુમારને વર્તમાન ભવમા દ્રવ્યચારિત્રનો અભાવ છતા આરિસા ભુવનમા કે વશના અગ્રભાગ ઉપર કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ હતું તે પણ પૂર્વભવમા કરેલી દ્રવ્યચારિત્ર સાથે ભાવચારિત્રની આરાધનાના પ્રભાવે જ દ્રવ્યચારિત્રની આરાધના ભાવચારિત્ર માટે જ છે જે દ્રવ્યચારિત્રની આરાધના પાછળ ભાવચારિત્રનુ લક્ષ્ય નથી તેમજ અન્તર કે પરપરાએ ભાવચારિત્રની પ્રાપ્તિ નથી તેનુ નામ દ્રવ્યચારિત્ર જ નથી. તેવું દ્રવ્યચારિત્ર તો ખાલી કષ્ટ ક્રિયા છે. જેના ફળમા વ્હેલુ કે મોડું ભાવચારિત્ર હોય તો જ તે દ્રવ્યચારિત્ર, જે વ્યવહારની

પાછળ નિશ્ચયની પ્રાપ્તિ નથી તે શુધ્ધવ્યવહાર નથી પણ અશુધ્ધવ્યવહાર છે, વ્યવહારનો આભાસ માત્ર છે. જેના ફળમાં નિશ્ચયની પ્રાપ્તિ હોય તે જ શુદ્ધવ્યવહાર છે. તમારે અમદાવાદ જવું છે, ચાલવાની ક્રિયા પણ કરો છો, પણ ચાલવાની ક્રિયા દિવસો સુધી ચાલુ રહેવા છતા અમદાવાદની નજીકમાં પહોંચવાને બદલે અમદાવાદ જો દૂર થતું હોય તો તે ચાલવાનો વ્યવહાર સાચો ગણાય કે ખોટો ગણાય? એ ચાલવાનો વ્યવહાર જેમ સાચો ગણવામા નથી આવતો તે જ પ્રમાણે જે વ્યવહારચારિત્રથી ભાવચારિત્રની પ્રાપ્તિ સાથે મોક્ષ નગરે પહોચવું જોઈએ તેને બદલે ભાવચારિત્રમાં ન અવાય અને મોક્ષનગરે પહોચવાને બદલે મોક્ષનગર દૂર થતું જાય, એ વ્યવહારચારિત્ર શુદ્ધવ્યવહારચારિત્ર નથી પણ અશુદ્ધ છે.

## દ્રવ્યચારિત્ર સિવાય ભાવચારિત્રની પ્રાપ્તિ થતી નથી

કોઈ પણ આત્મા જ્યારે પ્રથમ ચારિત્રની આરાધનામા જોડાય છે ત્યારે તે ચારિત્રની આરાધનામાં—એ ચારિત્રના વ્યવહારમા ભાવચારિત્રનુ લક્ષ્ય નથી હોતુ ચારિત્ર છતા અશુધ્ધ વ્યવહાર હોય છે, એ વાત જો કે બરાબર છે, પરંતુ એ અશુદ્ધવ્યવહારચારિત્રમાથી બે-પાંચ કે પચીશ ભવે પણ શુદ્ધવ્યવહાર થવો જોઈએ. નિશાળે બેસનાર શરૂઆતનુ બાળક ભલે એકડો ખોટો વારંવાર ઘૂટે છે, પણ સો પચાસ વાર એકડો ખોટો ઘૂટ્યા પછી તેમાંથી એકડો સાચો અવશ્ય થાય છે અને એ સાચો એકડો થાય તો જ ખોટો એકડો ઘૂંટ્યાની મહેનત બરાબર છે. એ જ પ્રમાણે અનંતકાળની પરભાવની રમણતાવાળા આ આત્માને જ્યારે ચારિત્રની અભ્યાસશાળામાં દાખલ થવાનો સમય આવે છે ત્યારે ઘણીવાર શાસ્ત્ર-વિહિત ક્રિયાનુ જ ઠેકાણુ નથી હોતુ અને કોઈ કોઈ વાર શાસ્ત્રવિહિત ક્રિયામા જોડાય છે. તો અનંતકાલના પૌદ્દગલિક સુખના પરિચયને અગે તે મૂલની ભૂલ સુધરતી નથી. આ ચારિત્રના વ્યવહાર પાછળ પૌદ્દગલિક સુખની મમતાનો ખોટો આકડો ઘૂટાયા કરે છે, છતા જો આત્મા ભવ્ય હોય, એની ભવસ્થિતિનો પરિપાક થયો હોય તો એ પૌદ્દગલિક સુખની મમતા ટળી જાય છે, સ્વનુ લક્ષ્ય જાગૃત થાય છે અને એ રીતે પ્રથમનો અશુધ્ધવ્યવહાર શુદ્ધવ્યવહારરૂપ બની ભાવચારિત્રની હદે આત્માને પહોચાડી, છેવટ મુક્તિપુરીનો અધિકારી બનાવે છે. કલ્યાણના અભિલાષી કોઈપણ આત્માએ શરૂઆતમાં તો હિંસાદિ પાપસ્થાનકોની પ્રવૃત્તિનો ત્યાગ કરી ધાર્મિક પ્રવૃત્તિમા જોડાઈ જવુ જોઈએ, અને ધર્મપ્રવૃત્તિની પાછળ વિભાવ પરિણામ ઘટાડી સ્વભાવ પરિણામ પ્રગટ કરવા માટે લક્ષ્ય આપવું જોઇએ એમ બને તો જ તે આત્મા અશુદ્ધવ્યવહારમાથી શુદ્ધવ્યવહારમા અને અશુદ્ધવ્યવહારમાથી નિશ્ચયને પ્રાપ્ત કરી શકે છે. ભરતમહારાજા તેમજ ઇલાચીકુમારે દ્રવ્ય-ભાવ બન્ને પ્રકારના ચારિત્રની આરાધના પોતાના પૂર્વભવોમા એક વાર નહિ પણ અનેક વાર કરેલ છે. એ દ્રવ્ય-ભાવ ઉભય પ્રકારના ચારિત્રની આરાધનાના પ્રતાપે આત્મા લગભગ તૈયાર થઈ ગયેલો છે. પૂર્વજન્મની એટલી જોરદાર તૈયારી છે કે—વર્ત્તમાનભવમા દ્રવ્યચારિત્રની ગેરહાજરી છતા યત્કિંચિત્ વૈરાગ્યજનક નિમિત્ત મળતા તે બન્ને આત્માઓ ગૃહસ્થાશ્રમમા જ ક્ષપકશ્રેણિ ઉપર આરોહણ કરી કેવળજ્ઞાન, કેવલદર્શનની અનતલક્ષ્મીના ભોક્તા બને છે, એ તો જે આત્માને

પૂર્વજન્મની આરાધના વધારે સુંદર તેને વર્ત્તમાન ભવમાં વધુ નિમિત્તોના સેવનની જરૂરીઆત ઓછી. ભાવાર્થ એ છે કે દ્રવ્યચારિત્ર સિવાય ભાવચારિત્ર આવતું નથી. ભાવચારિત્રની હદે પહોંચવા માટે દ્રવ્યચારિત્રની ખૂબ જરૂર છે. તે જ પ્રમાણે દ્રવ્યચારિત્રની આરાધના કરાવનાર મહાનુભાવે ભાવચારિત્રની પ્રાપ્તિના લક્ષ્યને વળગી રહેવાની પણ ખૂબ જરૂર છે.

## શુદ્ધ જ્ઞાનસ્વભાવમાં પોતાનો ટકાવ તે જ નિશ્ચય ચારિત્ર

આ વાત વચ્ચે થઈ. આપણે તો ભાઈચિંદભાઈના પ્રશ્નનો વિચાર કરીએ છીએ. ચરણને ચક્ષુની ઉપમા કેમ આપી? તે બાબત નક્કી કરવાની છે. પાપસ્થાનકની નિવૃત્તિ અને મહાવ્રતની પ્રવૃત્તિ એ વ્યવહારચારિત્ર છે, અને પરભાવરમણતાની નિવૃત્તિ તથા સ્વભાવરમણતાની પ્રવૃત્તિ એ નિશ્ચય ચારિત્ર છે સ્વભાવદશાની ઓળખાણ એ નિશ્ચયથી સમ્યગ્-જ્ઞાન છે, સ્વભાવદશાની રુચિ એ નિશ્ચયથી સમ્યગ્દર્શન છે, એ જ પ્રમાણે સ્વભાવદશામાં સ્થિરતા પોતાના આત્મસ્વરૂપમા જ–જ્ઞાનસ્વભાવમા જ પોતાનો ટકાવ તેનું નામ નિશ્ચય ચારિત્ર છે.

નવપદજી મહારાજના સ્તવનમાં પૂ. કવિવર **પદ્મવિજયજી** મહારાજે કહેલ છે કે

> નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી,
> નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકારજી. ભવિજન ભજીએજી.

કોઈ પણ સાધુ–મુનિરાજ પંચમહાવ્રતનું પાલન સુંદર રીતે કરતા હોય, ક્રિયાકાંડમા ઉપયોગવંત હોય, એવા મુનિરાજને પોતાની નિંદા કે પ્રશંસા સાભળ્યા બાદ નિંદક તરફ દ્વેષનો પરિણામ અને પ્રશંસક તરફ રાગનો પરિણામ જેટલા પ્રમાણમા પ્રગટ થાય તેટલા પ્રમાણમા સ્વગુણમા સ્થિરતાની અર્થાત્ ભાવચારિત્રની ખામી છે. નિંદા કે પ્રશંસાના શબ્દો શ્રવણ કરવા એટલો જ આત્માનો ધર્મ હતો નિંદક કે પ્રશંસક તરફ રાગ–દ્વેષ ઉત્પન્ન થવો એ આત્માનો ધર્મ નહોતો. નિંદા કે પ્રશંસાના શબ્દો શ્રવણ કર્યા બાદ આત્મજાગૃતિમાં રહેનાર મુનિવર જો સ્વધર્મમા જ ટકી રહે તો તેનું નામ યથાર્થ ભાવચારિત્ર અને એ સ્વધર્મમા પોતાનો ટકાવ એટલે આત્માનુ એટલું સજીવનપણુ. આત્માની એટલી જ્ઞાનચેતના જ્યા પ્રગટ થાય એટલે તેટલા પ્રમાણમાં આશ્રવ અને બંધ ન હોય પણ સંવર અને નિર્જરા હોય. જ્યાં સંવર–નિર્જરા ચાલે એટલે નવા કર્મ બંધાય નહિં અને પહેલાના કર્મ પણ આત્મપ્રદેશોમાથી છૂટા પડતા જાય. પરિણામે આત્મા કર્મથી સર્વથા રહિત થઇ સિદ્ધદશા પ્રાપ્ત કરે **મેતાર્ય મુનીશ્વર કે ગજસુકુમારજી જેવા યોગીશ્વરોને ગમે તેવા પ્રાણાંત ઉપસર્ગો થવા છતાં, અશાતાના ઉદયને અશાતાના ઉદય તરીકે જાણ્યો એટલુ જ, પણ અશાતાના ઉદયમાં પરાધીન ન થયા, સોમિલ કિંવા સોનીની તો ફક્ત અશાતાનો ઉદય થવામાં નિમિત્તરૂપે હાજરી હતી. સોમિલ તેમજ સોની અશાતા આપનારા ન હતા. અશાતા આપનાર ભૂતકાળમાં પોતે જ બાંધેલ અશાતાવેદનીય હતું એ જૈનશાસને સમજાવેલી યથાર્થ માન્યતા તે સમયે જરાપણ ન ભુલાઈ જતાં બરાબર ખ્યાલમાં રાખી હતી.**

**અને એથી જ અશાતાના ઉદયમાં નિમિત્તરૂપે હાજર રહેનાર સોમિલ કે સોનીને શત્રુ ન માનતા પરમમિત્ર માન્યા હતા.** અશાતાનો તીવ્ર ઉદય છતાં તેમાં જરાપણ પરાધીન ન થતા સ્વભાવ દશામાં મેરુ જેવા સ્થિર હતા એનું જ નામ ભાવચારિત્ર, એનું જ નામ નિશ્ચય ચારિત્ર, એનું જ નામ સ્વભાવદશાની રમણતા અને જ્ઞાન ચેતનામાં જાગૃતિ.

**ચાલનારનો પગ મોક્ષમાર્ગ ઉપર જ પડે, જરા પણ આડોઅવળો ન પડે તેનું જ નામ ચરણ છે.**

ભાવચારિત્ર એટલે શુ ? હમણાં સમજાવ્યા પ્રમાણે જો સ્વભાવની સ્થિરતા એ જ ભાવચારિત્ર એ વાત નક્કી થઈ જાય તો ચરણ અને જ્ઞાનમા કશો તફાવત હવે પછી નહિ રહે. અર્થાત્ ચારિત્ર એ જ્ઞાનસ્વરૂપ જ છે, એમ સુખેથી સમજી શકાય અને ચારિત્રને જ્ઞાન-સ્વરૂપ સમજાયા બાદ ચક્ષુની સાથે ઉપમા આપવામા શ કાનુ કે પ્રશ્નનુ સ્થાન હવે પછી નહિં રહે. આત્માના શુધ્ધ સ્વરૂપની દૃષ્ટિએ જો બરાબર વિચારવામા આવે તો સમ્યગ્દર્શન એ આત્માનો શુદ્ધજ્ઞાનપર્યાય છે, સમ્યગ્જ્ઞાન એ પણ આત્માનો શુદ્ધજ્ઞાનપર્યાય છે અને સમ્યક્ચારિત્ર એ પણ આત્માનો શુધ્ધજ્ઞાનપર્યાય છે. આત્મા એટલે વિશ્વપ્રકાશક અખ ડ અનન્ત જ્ઞાનની જ્યોતિ. એ અન ત જ્ઞાનજ્યોતિમાં સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રનો અ ત-ર્ભાવ છે. સમ્યગ્દર્શનના અભાવમા મિથ્યાત્વના ઉદયથી દૃષ્ટિમા વિપર્યાસ હતો. મિથ્યાત્વનો ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમ થતા એ દૃષ્ટિ વિપર્યાસ દૂર થયો. દૃષ્ટિમા વિકાર હતો તેને બદલે હવે અવિકારી નિર્મળ દૃષ્ટિ થઇ, એ નિર્મળ દૃષ્ટિ શુદ્ધજ્ઞાનપર્યાય સિવાય બીજું શું છે ? એ જ પ્રમાણે ચારિત્રમોહના ઉદયથી પોતાની નિર્મળ દૃષ્ટિમા જે પોતાનો ટકાવ ન હતો, અનુકૂલ પ્રતિકૂલ સ જોગોમા પરભાવમા ચાલ્યુ જવાતુ હતુ. પણ ચારિત્રમોહનો જ્યા ઉપ-શમ, ક્ષય કે ક્ષયોપશમ થયો એટલે નિર્મળ અવિકારી દૃષ્ટિમા—શુદ્ધજ્ઞાનચેતનામા પોતાનો ટકાવ થયો. અત્યાર સુધી ચારિત્રમોહના ઉદય અ ગે વાર વાર પરઘરમા આત્મા જે ભટકતો હતો તેને બદલે સમ્યક્ચારિત્રના પ્રભાવે પોતાના ઘરમા જ ટકી ગયો. તે પણ આત્માના શુદ્ધજ્ઞાનપર્યાય સિવાય બીજુ કાઈ નથી. દશ પ્રકારના યતિધર્મમા ક્ષમા, માર્દવ, આર્જવ મુકિત, વગેરેને જે સ્થાન આપ્યુ છે તે ઉપરના કથન મુજબ સ્વગુણમા ટકાવની અપેક્ષાએ આપેલ છે. નિમિત્ત મળતા ક્રોધ પરિણામ થાય તો પરભાવની રમણતા છે, પણ નિમિત્તની હાજરી છતા સ્વના લક્ષ્યથી ક્ષમામાં ટકી જવાય તો સ્વભાવની સ્થિરતા છે. સાધુમુનિરાજ ગોચરી વાપરવા બેસે, રસવાળું કે રસવિનાનુ, ઠ ડુ કે ઊનુ જે હોય તે વાપરતા સમભાવ ટકે તો સ્વભાવની રમણતા છે અને તે રીતે ગોચરી વાપરતા વાપરતા પણ સ વર અને નિર્જરા ચાલે છે. જ્યારે ઉપવાસી સાધુ આગલી સાંજથી બીજા દિવસના પારણાની ચિ તા કરે અથવા ગોચરી વાપરતા—આ ગોચરી—આ આહાર સારો, આ બરાબર નહિ—એ પ્રમાણે વિચાર કરે તો ઉપવાસી છતા આશ્રવ અને બ ધ છે. ચરણને જ્ઞાનની ઉપમા આપી છે તે બહુ જ મુદ્દાપૂર્વક અપાયેલ છે. જ્ઞાનવડે મોક્ષમાર્ગ જાણ્યો તો ખરો પણ ચરણવડે એ મોક્ષમાર્ગથી આડોઅવળો પગ ન મુકાઈ જાય કિ તુ મોક્ષમાર્ગ ઉપર જ પગ પડ્યા કરે

અને પ્રયાણ આગળ વધતું જાય, એ ત્યારે જ બને કે ચરણમાં અંતરંગ ચક્ષુઓ ખુલ્લી હોય તો જ. જ્ઞાનથી મોક્ષમાર્ગ જાણ્યા બાદ પણ ચરણમાં એ મોક્ષમાર્ગથી આડાઅવળો પગ મુકાઈ જાય તો એ ચરણ મોક્ષપુરીમા ન પહોંચાડે, માટે જ જ્ઞાનને જેમ ચક્ષુની ઉપમા આપી તેમ ચરણને પણ ચક્ષુની ઉપમા આપી છે. આંખોવડે માર્ગ તો જાણ્યો પણ ચાલતી વખતે આંખો બધ થાય તો શું પરિણામ આવે ? એમ જ્ઞાનવડે મોક્ષમાર્ગ જાણ્યો, પણ એ મોક્ષમાર્ગે પ્રયાણ કરતા જ્ઞાન જ્ઞાનના સ્વભાવમાં ન ટકે અને આંખો બંધ થવા જેવું થાય તો શું પરિણામ આવે ? **મોક્ષમાર્ગ ઉપર ચાલવું એનું જ નામ જૈન શાસનમાં ચારિત્ર નથી પણ ચાલવાની સાથે મોક્ષમાર્ગ ઉપર આગળ ને આગળ જ ચાલનારના પગ પડે. જરા પણ આડો અવળો પગ ન પડે તેનું જ નામ ચારિત્ર છે.** આવી સુંદર તત્ત્વગંભીર બાબતો જિનપ્રવચનદ્વારા શ્રવણ કરીને અમારે કે તમારે શુ કરવુ જોઈએ તે ખૂબ ધ્યાન રાખવાનું છે. જિનવાણીદ્વારા આપણે સહુ કોઈ સાચી રીતે મોક્ષમાર્ગને સમજીએ, મોક્ષમાર્ગને મોક્ષના માર્ગ તરીકે બરાબર અંતરમાં માનીએ, એ માર્ગે ચાલવાનો શાસ્ત્રવિહિત ધર્માનુષ્ઠાનોદ્વારા પ્રયત્ન કરીએ, અને આપણો પગ–આત્મા ધર્માનુષ્ઠાનોદ્વારા ચાલવાની ક્રિયા કરવા છતાં ક્રોધ–માન–માયા–મમતાના આડા અવળા ખાડા–ટેકરામા ન ફસાઇ જાય પરંતુ બરોબર મોક્ષમાર્ગ ઉપર જ આગળ આગળ પડતો જાય તે માટે આપણી અતર–જ્ઞાનચક્ષુ ખુલ્લી રાખીએ, તો આપણે સહુ પરમ શાંતિના ધામમા અવશ્ય પહોંચી જઈએ. એ જ આ મગલમય વાણીમાથી સાર ગ્રહણ કરવાનો છે.

આ ભગવતીસૂત્રમા આવતા જ્ઞાન અને ચરણને જયકુજર હાથીની ચક્ષુઓ સાથે ઘેટાવ્યા બાદ હવે દ્રવ્યાસ્તિક નય અને પર્યાયાસ્તિક નયની દંતશૂલ સાથે, તેમજ નિશ્ચય અને વ્યવહારની હાથીના બને કુંભસ્થળ–ગડસ્થળની સાથે ટીકાકાર ભગવાન કેવી રીતે ઘટના કરશે ? પ્રસગોપાત દ્રવ્યાસ્તિક નય અને પર્યાયાસ્તિક નયનુ તેમજ નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ પણ કેવી રીતે સમજાવશે ? ઈત્યાદિ અધિકાર અગ્રે વર્તમાન.

**ખૂબ મનન કરવા યોગ્ય એક ઉત્તમ શ્લોક**

विषाद्विषं किं ? विषयाः समस्ताः, दुःखी सदा को ? विषयानुसक्तः ।
धन्योऽस्ति को ? यस्तु परोपकारी, कः पूजनीयो ? ननु तत्त्वनिष्ठः ॥

ભાવાર્થ "**પ્રશ્ન**–સર્વથી ઉગ્ર ઝેર કયુ ? **ઉત્તરઃ** પાચેય ઇન્દ્રિયોના વિષયો
,, નિરન્તર દુઃખી કોણ? ,, વિષયાસક્ત આત્મા
,, વિશ્વમા ધન્ય કોણ ? ,, જે પરોપકારી હોય તે
,, પૂજનીય કોણ ? ,, જે તત્ત્વનિષ્ઠ હોય તે

॥ શ્રીવટપદ્ર (વડોદરા) મણ્ડન દાદાપાર્શ્વનાથાય નમઃ ॥

# પ્રવચન નવમું

द्रव्यास्तिक-पर्यायास्तिकनयद्वितयदन्तमुशलस्य[१३], निश्चय-व्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य[१४], योग-क्षेमकर्ण युगलस्य प्रस्तावनावचनरचनामकाण्डशुण्डादण्डस्य[१५], निगमनवचनातुच्छपुच्छस्य[१६], कालाद्यष्टप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य[१७], उत्सर्गापवादसमुच्छलदतुच्छघण्टायुगलघोषस्य[१८] ...वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ।

મહામંગલકારી શ્રી ભગવતીજી નામે જે સૂત્ર છે, જેના અર્થરૂપે ઉપદેશક શ્રમણ ભગવાન **મહાવીર** છે, સૂત્રરૂપે સંકલના કરનાર ગણધર **શ્રી સુધર્માસ્વામી** છે અને પૂ. શ્રી **અભયદેવસૂરિજી**એ જેના ઉપર સુંદર ટીકા રચેલ છે, એ ભગવતીસૂત્રને ટીકાકાર ભગવંતે જયકુંજર સેચનક હાથીની ઉપમા આપેલ છે. હાથીના ભિન્ન ભિન્ન અવયવોની સાથે આ ભગવતીસૂત્રની સરખામણી કરતા ભગવતીસૂત્રમા આવતા દ્રવ્યાનુયોગ–ગણિતાનુયોગાદિ ચારેય અનુયોગના સૂત્રોને હાથીના ચાર પગ સાથે સરખાવેલ છે. ભગવતીસૂત્રમાં આવતા જ્ઞાન અને ચરણ વિષયક સૂત્રોને હાથીના બન્ને ચક્ષુઓ સાથે ઘટાવેલ છે, જેનુ થોડુ ઘણું વિવેચન ગઈકાલે થયુ છે. હવે આજે આ ભગવતીજીમા આવતા દ્રવ્યાસ્તિક નય અને પર્યાયાસ્તિક નય સંબંધી સૂત્રોને હાથીના બન્ને દંતશૂલની સાથે ઘટાવે છે. આ પ્રસંગે વચ્ચે એક વાત આપણે ખૂબ ધ્યાનમા રાખવાની છે કે–આ ભગવતીસૂત્ર અને તેમા પ્રતિપાદન કરવામાં આવેલા દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગ વિષયક સૂત્રો, જ્ઞાન અને ચરણવિષયક સૂત્રો તેમજ દ્રવ્યનય પર્યાયનયની અપેક્ષા રાખીને પ્રતિપાદન કરવામા આવેલા સૂત્રો એ બધુ તો દ્રવ્યશ્રુત છે. એ ભગવતીજીના વ્યાખ્યાન પ્રસંગે જુદા–જુદા વિષયોનું શાસ્ત્રાનુસારી પ્રતિપાદન કરનારી સુવિહિત સાધુના મુખેથી જે ભાષા નીકળે છે, તે પણ દ્રવ્યશ્રુત છે. **એ દ્રવ્યશ્રુત આપણને લાભદાયક ત્યારે જ બને કે ભાવશ્રુતરૂપે તેનું પરિણમન થાય.** અર્થાત્ એ ભગવતીસૂત્રમા આવતા ભિન્ન ભિન્ન વિષયોનુ આપણને બરાબર જાણપણુ થાય, આપણો આત્મા ભગવતીસૂત્રમય બની જાય, તો જ એ ભગવતીસૂત્રનુ વાંચન કે શ્રવણ લાભદાયક ગણાય ભાષાવર્ગણાના પુદ્ગલોનો શ્રવણેન્દ્રિય સાથે સંબંધ થાય તેટલા માત્રથી ભાવશ્રુત ન ગણાય, પણ શ્રવણેન્દ્રિયદ્વારા તત્ત્વની વાતો શ્રવણ કરીને તે તે તત્ત્વોનુ જાણપણુ તેમજ હેયોપાદેયની રુચિ થાય તો જ ભાવથી સમ્યક્શ્રુત ગણાય છે. દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગ સંબંધી સૂત્રોને હાથીના ચાર પગની સાથે ઘટાવ્યા, જ્ઞાન–ચરણવિષયક સૂત્રોને હાથીના બન્ને ચક્ષુ સાથે સરખાવ્યા, પણ તેટલા માત્રથી આપણા આત્માને શું લાભ ?

આપણો પોતાનો આત્મા એ ભગવતીસૂત્ર શ્રવણ કરીને જયકુંજર હાથી જેવો બને, દ્રવ્યાનુયોગાદિ ચારેય પગો મોક્ષમાર્ગે ચાલવામાં મદદગાર થાય અને ચાલતી વખતે જ્ઞાન તેમજ ચરણરૂપી બન્ને નેત્રો ખુલ્લા રાખીને ચલાય તો જ સૂત્રનું વાંચન કે શ્રવણ સફલ છે.

## દ્રવ્યનય અને પર્યાયનયની અપેક્ષાએ જૈન દર્શનની મહત્તા

અનંત જ્ઞાનીઓએ કથન કરેલ શ્રુતધર્મ અને ચારિત્રધર્મની પ્રાપ્તિ ફક્ત શબ્દો વાચવામા કે શ્રવણ કરવામા તેમજ ક્રિયા કરવા માત્રમા નથી, પણ વાંચેલા કે સાભળેલા શબ્દો આત્મામા ઓતપ્રોત થઇ જાય, અર્થાત્ અત્યાર સુધી અજ્ઞાની અથવા વિપરીત જ્ઞાનવાળો આત્મા મોક્ષપ્રાપ્તિ માટેના સાચા માર્ગ સબંધી યથાર્થ જ્ઞાનવાળો તેમજ તે મોક્ષમાર્ગની રૂચિવાળો થાય તો જ શ્રુતધર્મની પ્રાપ્તિ ગણાય અને જાણેલા મોક્ષમાર્ગ ઉપર ચાલવાની પ્રવૃત્તિ થાય તેનુ નામ ચારિત્રધર્મ કહેવાય. એકલા દ્રવ્યશ્રુતથી કે દ્રવ્યચારિત્રથી આત્મસિદ્ધિ ન જ પ્રાપ્ત થાય. અભવ્ય જીવને કોઇ વાર દ્રવ્યશ્રુત અને દ્રવ્યચારિત્ર બન્નેનુ પ્રબલ જોર હોવા છતાં સસારના પરિભ્રમણનો ઘટાડો જરા પણ નથી થતો, જે વાત અગાઉ સમજાવાઇ ગઈ છે. હવે द्रव्यास्तिक पर्यायास्तिकनयद्वितयदन्तमूशलस्य એ વિશેષણનો વિચાર કરવાનો છે. હાથીના બધાય અગોપાગોમા સર્વથી વધુ કિંમતવાળી વસ્તુ જો કોઈ પણ હોય તો બન્ને દતશૂલ છે દતશૂલ જેમ કિંમતી છે તેમ તેમા બલ પણ ઘણુ જ વધુ પ્રમાણમાં હોય છે. શત્રુઓને હફાવવામા પોતાના મજબૂત દંતશૂલનો હાથી ખરે અવસરે ખૂબ જ ઉપયોગ કરે છે. તે જ પ્રમાણે આ ભગવતી સૂત્રમા પણ દ્રવ્યાસ્તિક નય અને પર્યાયાસ્તિક નયનું પ્રતિપાદન કરનારા પરસ્પર અવિરોધી સૂત્રો ઘણા જ કિમતી છે. જૈનદર્શનની અન્ય સર્વ દર્શનોમા જે પ્રધાનતા છે, તે આ બન્ને નયરૂપી દતશૂલને જ આભારી છે. અધ્યાત્મદશા માટે વેદાન્તદર્શન ભલે ઘણું ઉચ્ચ કક્ષાનુ કહેવાતુ હોય, છતા દ્રવ્યનયનું જ મુખ્ય પ્રતિપાદન તે દર્શનમા વર્ત્તતુ હોવાથી જૈન દર્શન જેટલી કિમત તો નથી પરંતુ તે દર્શનને મિથ્યાદર્શન તરીકે ગણવામા આવ્યુ છે. બૌદ્ધદર્શનમા ભલે બીજી વાતો સ્થૂલ દૃષ્ટિએ ઘણી સારી લાગતી હોય પણ પર્યાયનયનુ જ પ્રધાનપણે પ્રતિપાદન તે દર્શનમાં હોવાથી જૈન દર્શન જેટલી તેની મહત્તા નથી અને તે મિથ્યાદર્શન છે. વેદાન્તદર્શને આત્માને સર્વથા નિત્ય માન્યો અને બૌદ્ધોએ આત્માને સર્વથા અનિત્ય માન્યો, પરતુ જૈન દર્શને તો આત્માને નિત્યઅનિત્ય બન્ને પ્રકારનો માન્યો તમને કદાચ એમ થશે કે એક દ્રવ્યમા પરસ્પરવિરોધી નિત્યત્વ અને અનિત્યત્વ કેમ સભવી શકે? પરંતુ એ વાત જો યુક્તિ તેમજ શાસ્ત્રથી વિચારીએ તો તેમા જરાય વિરોધ નહિં આવે. એક જ વ્યક્તિ પિતા હોઇ શકે છે અને પુત્ર પણ હોઇ શકે છે. એક જ વ્યક્તિ કાકો હોઈ શકે છે અને ભત્રીજો પણ હોઈ શકે છે. એક જ સ્ત્રી સાસુ બની શકે છે અને વહુ પણ બની શકે છે. પિતા–પુત્ર, કાકો–ભત્રીજો, સાસુ–વહુ, એ પરસ્પર વિરોધી ધર્મો હોવા છતા એક જ વ્યક્તિમા જેમ સંભવી શકે છે, તે જ પ્રમાણે એક જ દ્રવ્યમાં પરસ્પર વિરોધી દેખાતા નિત્યત્વ અનિત્યત્વ ધર્મો પણ ઘટી શકે છે. રગીલભાઈ પોતાના પિતા છગનલાલની અપેક્ષાએ પુત્ર છે, પણ શાતિભાઈ કે ચપકલાલની અપેક્ષાએ પિતા છે, તે પ્રમાણે વસ્તુના મૂલસ્વરૂપની અપેક્ષાએ દ્રવ્યમાત્ર ત્રણેય કાળમા નિત્ય છે, અને દ્રવ્યના

આધારે ઉત્પન્ન થતાં ભિન્ન ભિન્ન પર્યાયો—આકારોની અપેક્ષાએ ઉત્પત્તિ અને વિનાશ હોવાથી અનિત્ય પણ છે. તમોને હું પૂછુ છુ કે—માણસનું મૃત્યુ થાય છે કે આત્માનું? માણસનો જન્મ થાય છે કે આત્માનો? તમો તુરત જવાબ આપશો કે જન્મ અને મરણ મનુષ્યના થાય છે. આત્માના જન્મ મરણ નથી થતા, આટલી સાદી વાત જો ખ્યાલમાં રહે તો પણ સમજી શકાય એમ છે કે આત્મા પોતાના મૂલ સ્વરૂપની અપેક્ષાએ સદાકાળ નિત્ય છે અને કર્મજન્ય મનુષ્યત્વ, દેવત્વ, પશુત્વ વગેરે આકારોની અપેક્ષાએ અનિત્ય છે. આ પ્રમાણે વિચારતાં નિત્યત્વ તથા અનિત્યત્વ બન્ને પરસ્પરવિરોધી ધર્મો આત્મા વગેરે કોઈપણ દ્રવ્યમાં સંભવી શકે છે.

## દ્રવ્ય, ગુણ અને પર્યાયનું ટૂંકું સ્વરૂપ

સભામાથી **પ્રશ્ન :** દ્રવ્ય, ગુણ અને પર્યાય કોને કહેવાય? તે ત્રણેયનું સંક્ષિપ્ત સ્વરૂપ શું છે?

**સમાધાન :** મહાનુભાવ! गुणपर्यायवद् द्रव्यम् [તત્ત્વાર્થસૂત્ર અધ્યાય ૫, સૂ. ૩૭ મુ] ભગવાન **ઉમાસ્વાતી** મહારાજે તત્ત્વાર્થના પંચમ અધ્યાયમા આપેલા આ સૂત્રથી દ્રવ્યનું લક્ષણ તુરત સમજાઈ જશે. લોકાલોકરૂપી અખિલ વિશ્વમા કુલ છ પ્રકારના દ્રવ્યો છે. ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્ગલાસ્તિકાય અને છઠ્ઠું કાલદ્રવ્ય. એમ છ દ્રવ્યો છે. વ્યક્તિની અપેક્ષાએ ભલે અનંત દ્રવ્યો હોય પણ જાતિની અપેક્ષાએ તો આ છ દ્રવ્યમાં સર્વ દ્રવ્યનો સમાવેશ થઈ જાય છે વૈશેષિક દર્શનમા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ વગેરે પદાર્થોને ભિન્ન ભિન્ન દ્રવ્ય માનવામા આવ્યા છે, પરંતુ તે મંતવ્ય કોઈ રીતે યુક્તિસંગત નથી. જે દ્રવ્ય વર્ત્તમાનમા જે સ્વરૂપે હોય તે દ્રવ્ય ભૂતકાળમા તે રુપે જ હતુ અને ભવિષ્યકાળમા પણ સદાય તે રૂપે જ રહેવું જોઈએ. આત્મદ્રવ્ય ભૂતકાળમા આત્મારૂપે જ હતુ, આજે પણ આત્મારૂપે છે અને ભવિષ્યમા અનંતકાળ પર્યંત આત્મસ્વરૂપે જ રહેવાનુ છે, પુદ્ગલદ્રવ્ય ભૂતકાળમા અનાદિથી પુદ્ગલરૂપે જ હતું, વર્તમાનમા પુદ્ગલ રૂપે છે અને અનંત ભવિષ્યકાળમા પણ પુદ્ગલરૂપે જ રહેવાનુ છે. જીવ કોઈપણ કાળે પુદ્ગલ ન થાય અને પુદ્ગલ કોઈપણ કાળે જીવ ન થાય. કોઈપણ દ્રવ્ય કાળાન્તરે દ્રવ્યાન્તરરૂપે જો પરિણમે તો સમજવુ કે તે દ્રવ્ય જ નથી વૈશેષિકોએ વાયુને સ્વતંત્ર દ્રવ્ય માન્યુ પણ અમુક પ્રકારના વાયુઓ જો ભેગા થાય તો તે વાયુ જળરૂપે—પાણીસ્વરૂપે પરિણમે છે, તેમ આજનુ વિજ્ઞાન સાબિત કરે છે જ્યારે જૈનદર્શને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુને સ્વતંત્ર દ્રવ્યો તરીકે ન માનતા તે બધાયનો જીવદ્રવ્ય અને પુદ્ગલદ્રવ્યમા સમાવેશ કરી દીધો. ખાણમા વર્તતી માટી અથવા પત્થર જ્યા સુધી ખાણમા છે, એ માટી અથવા પત્થરને સ્વકાય, પરકાય, કિંવા ઉભયકાય શાસ્ત્રનો સંબંધ નથી થયો ત્યા સુધી એ માટી કે પત્થર સચેતન છે. આપણા શરીરમા જ્યા સુધી જીવ બેઠો છે ત્યા સુધી આપણુ શરીર જેમ સચેતન છે, તે જ પ્રમાણે આપણી આખોથી દેખાતી માટી એ પૃથ્વીકાયના જીવોનું શરીર છે, તેમા જ્યાં સુધી આત્મા—જીવ હોય ત્યા સુધી સચેતન, અને

આયુષ્ય પૂર્ણ થતાં આપણા શરીરમાંથી જેમ આત્મા ચાલ્યો જાય, પછીનું શરીર અચેતન ગણાય છે, તેમ તે માટી તથા પત્થરસ્વરૂપ શરીરમાં વર્તતો આત્મા આયુષ્ય પૂર્ણ થતાં જે સમયે એમાંથી નીકળી જાય પછી તે માટી કે પત્થર અચેતન છે, જડ છે, પુદ્‌ગલ છે.

જૈનકુલમાં જન્મેલા સિવાય બીજાઓને પૃથ્વી, પાણી, અગ્નિ કે વાયુમાં જીવની કલ્પના પણ આવતી નથી. ફક્ત જૈનો જ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિમાં જીવ છે એમ માને છે. વનસ્પતિ–ઝાડ–પાનમા જીવ છે તે તો વિજ્ઞાનથી પણ આજે નક્કી થયું છે, પરંતુ એક બાજુ શાસ્ત્રના વચનોમા શ્રદ્ધા રખાય અને સાથે સાથે જેટલા પ્રમાણમા યુક્તિ ઘટી શકે તેટલા પ્રમાણમા યુક્તિથી વિચારાય તો પૃથ્વી, પાણી વગેરેમા જીવ છે તેની પ્રતીતિ થાય છે. માટીની કે પત્થર વગેરેની ખાણોમાથી પ્રતિવર્ષે હજારો લાખો ટન માટી કે પત્થર કાઢવામા આવે છે જ્યારે બીજી બાજુથી નીચેના ભાગમા એ માટી કે પત્થરના નવા નવા થરો જામતા જાય છે. જે પત્થર કે માટી ખાણમાંથી છૂટી પડી તે પત્થર કે માટીને નવા નવા થર જામતા નથી, પણ જે પત્થર તેમજ માટી ખાણમાં છે તેને જરૂર નવા નવા થર જામતા જાય છે અને થરો નવા નવા બરાબર નીચેના ભાગમા જામે તે કારણે ખાણો-વાળા માણસો અમુક ખાણમા અમુક સમય સુધી કામ કર્યા બાદ તે ખાણને છોડીને બીજી ખાણમાથી પત્થર વગેરે કાઢવાનું કામ કરે છે. ખાણમાંથી છૂટો પડેલો પત્થર ન વધે, અને ખાણમા રહેલા પત્થરને નીચેથી નવા થર વધતા જાય તેમાં કાંઇ કારણ તો હશે ને? બીજું કશું જ કારણ નથી. ખાણમા રહેલો પત્થર સજીવ છે એટલે વધે છે, ખાણમાંથી બહાર નીકળેલો પત્થર અમુક સમય બાદ નિર્જીવ બની જાય છે, એટલે તેમાં નવા થરોની વૃદ્ધિ થતી નથી. આપણા શરીરમા આત્મા હોય ત્યા સુધી નાના શરીરમાંથી મોટું થાય છે. પણ શરીરમાથી આત્મા નીકળી ગયા બાદ શરીરમાં વૃદ્ધિ થતી નથી, જે વાત આપણા અનુભવની છે. તે જ પ્રમાણે પૃથ્વી, પાણી વગેરે જીવો માટે અને તેમના શરીરો માટે સમજવાનું છે. ફક્ત આપણુ શરીર મોટું છે, જ્યારે પૃથ્વી, પાણીના જીવોનું શરીર ઘણું જ નાનુ, અગુલના અસખ્ય ભાગ જેવડુ છે. એક બે પૃથ્વીકાય જીવના શરીરને તો આપણી ચર્મચક્ષુથી આપણે જોઈ શકીએ તેમ નથી. ઓછામા ઓછા અસંખ્યાત પૃથ્વીકાય જીવો અને તેના શરીરો સાથે હોય તો જ દૃષ્ટિગોચર થાય છે. શાસ્ત્રોમાં લખ્યુ છે કે–"આમળા પ્રમાણ સચિત્ત માટીમા જે જીવો અને તેના શરીરો છે, તે પ્રત્યેક જીવો અંગુલના અસંખ્ય ભાગ જેવડા શરીરને બદલે પારેવા જેવડા શરીરવાળા હોય તો લાખ યોજનના જંબૂદ્વીપમાં તેનો સમાવેશ ન થાય. એક સચિત પાણીના બિંદુમા જે જીવો અને તેના શરીરો છે, તે જીવો પોતાના અંગુલના અસંખ્ય ભાગ જેવડા શરીરને બદલે જો ફક્ત સરસવના દાણા જેટલા શરીરવાળા હોય તો લાખ યોજનના જંબૂદ્વીપમા એ જીવોનો સમાવેશ ન થાય. અમારા કેટલાક બંધુઓને જૈનદર્શનની આવી વાતો સાંભળતા આશ્ચર્ય લાગશે, કેટલાકને તો આવી વાતો સાચી નહિ લાગે, પણ એ બાબતોમા આશ્ચર્ય પામવાનું કે સત્ય ન માનવાનું કશું જ કારણ નથી. વિશ્વ અનંત છે, વિશ્વમા જીવો પણ અનત છે. માયા કિંવા કર્મના આવરણને અગે આપણી જ્ઞાનદૃષ્ટિ ખૂબ જ સંકુચિત બની ગઇ છે. એટલે આપણને આપણા પોતાના દોષથી જ આવી વાતોમા આશ્ચર્ય તથા અશ્રદ્ધા થાય છે, પરંતુ દૃષ્ટિમાં વિશાલતા

જો આવે, અનંતજ્ઞાની સર્વજ્ઞભગવંતના વચનો ઉપર પ્રતીતિ હોય તો પછી આશ્ચર્ય કે અશ્રદ્ધા વગેરે કશું જ ઊભું નહિ થાય.

## દૃષ્ટિની વિશાલતા રાખવાની જરૂર

આજે દૃષ્ટિની વિશાલતા માટે ખૂબ જરૂર છે. વાડીભાઈ વૈદ્ય ગમે તેટલા બુદ્ધિશાલી હોય, પણ જો સાથે અહંભાવ હોય તો દૃષ્ટિ વિશાલ નથી, પરંતુ સંકુચિત છે. જ્યારે વાડીભાઈ વૈદ્યની અપેક્ષાએ રમણભાઈ માનો કે ઓછી બુદ્ધિવાળા છે, પણ અહંભાવ નથી. કોઈ પણ કાર્યમા અન્યની સલાહ લેવા અને પોતાની ભૂલ જણાય તો સુધારવા સદા તૈયાર જ હોય છે, એટલે તેમની દ્રષ્ટિમા વિશાલતા છે. **વાડીભાઈનાં કાર્યમાં મદદગાર ફક્ત તેમની પોતાની જ બે આંખો અને પોતાનું જ હૈયું એકલું મદદગાર છે. જ્યારે રમણભાઈના કાર્યમાં રમણભાઈની પોતાની આંખો અને હૈયા ઉપરાંત બીજા અનેકની ચક્ષુઓ અને સુજ્ઞ હૈયાઓ મદદગાર છે.** આ તો વ્યવહાર બાબત છે. આપણે તો ધાર્મિક મંતવ્યો તેમજ અતીન્દ્રિય ભાવો માટે વિચાર કરીએ છીએ. પંચમકાળ જેવા વિષમકાળમાં જન્મેલા આપણા જેવા છદ્મસ્થો–અત્યન્ત અલ્પજ્ઞો માટે તો પૂર્વના મહાપુરુષોએ પ્રરૂપેલા શાસ્ત્રીય સિદ્ધાન્તો ઉપર શ્રદ્ધા રાખ્યા સિવાય જરાપણ ચાલે તેમ નથી. જેને આત્મકલ્યાણની કે ધર્મની કશી પડી જ નથી તેની વાત બાજુમા રાખો, પણ જેના અંતરમાં ઓછી–વધતી પણ આત્મકલ્યાણની પવિત્ર ભાવના રહેલી છે, તેમને માટે **આત્મકલ્યાણના માર્ગમાં આગળ વધવા માટે શ્રદ્ધા એ ઉત્કૃષ્ટ બળ છે.** વાત એ છે કે–એક આમળા કે સોપારી જેટલી માટીમા તથા એક પાણીના બિંદુમાં અસંખ્ય જીવો જ્ઞાનીઓએ જ્ઞાનદ્રષ્ટિથી જોયા છે.

## પાણી વગેરેના ઉપયોગમાં સંયમની ખૂબ જ આવશ્યકતા

આવી વાતો જિનપ્રવચનદ્વારા જાણ્યા પછી પૃથ્વી, પાણી, અગ્નિ વિગેરેની વપરાશમા જીવનને સંયમી બનાવવા ખૂબ લક્ષ્ય આપવુ જોઈએ સાધુધર્મની મર્યાદા પ્રમાણે તો એ સચિત્ત પૃથ્વી, પાણી વગેરેનો સાધુ–સાધ્વીને સ્પર્શ કરવાનો પણ સર્વથા નિષેધ છે, પરંતુ શ્રાવક–શ્રાવિકાઓ ગૃહસ્થાશ્રમમા રહીને એ સચિત્ત પૃથ્વી, પાણી વગેરેનો યથેચ્છ જો ઉપયોગ કરે, એમા જયણા જો ન રાખે તો શ્રાવકધર્મ તરીકેની ફરજમાથી ભ્રષ્ટ થાય છે જિનેશ્વરદેવની પૂજાના પ્રસંગમાં શરીરશુદ્ધિ આવશ્યક હોવાથી શ્રાવકને સ્નાન કર્યા સિવાય ન જ ચાલે, પણ જે જગ્યાએ સ્નાન કરવા બેસે તે જગ્યાએ લીલ–ફૂલ, ઘાસ, તેમજ કીડીના દર વગેરે ન હોય તેનુ ધ્યાન રાખવું જોઈએ. જે પાટલા કે પત્થર ઉપર સ્નાન કરવા બેસે તે પત્થરે–પાટલો કે જગ્યાને પ્રમાર્જીને પછી સ્નાન માટે બેસવુ જોઈએ, અને સ્નાન માટે જલનો ઉપયોગ ખૂબ જ મર્યાદિત થવો જોઈએ એમ થાય અને ઉલ્લસિતભાવે પૂજા કરવા જાય તો તે શ્રાવકને પ્રભુ પૂજાનુ ફળ ઘણું સુંદર પ્રાપ્ત થાય છે. **પ્રભુ શાસનમાં ક્રિયા કરવા માત્રમાં ધર્મ નથી કહ્યો, પણ ક્રિયા સાથે જયણામાં**–ઉપયોગની જાગૃતિમાં ધર્મ કહ્યો છે. તમો શંખેશ્વરજી યાત્રા કરવા ગયા હશો, હમણા હમણા ત્યા ધર્મશાળાના

ચોગાનમાં બોરીંગ થયું છે. ચોવીશ કલાક પાણીનો પ્રવાહ એક સરખો ચાલુ હોય છે. તમોને ન્હાવા–ધોવાની ખૂબ મઝા આવે છે. એક વારને બદલે બે ત્રણ વાર સ્નાન કરો છો. રોજે કપડાં ધોવાનું ચાલુ રાખો છો. એ બધું કરવા પાછળ પાણીની આવી સગવડતા અંગે તમો પોતે તો ખુશી થાઓ છો પરંતુ બીજાની પાસે પણ એ સગવડતાની ખૂબ ખૂબ પ્રશંસા કરો છો. " શંખેશ્વરજીમાં શું ન્હાવા ધોવાની સગવડતા છે ? " એવા એક–બીજાની પાસે શબ્દો ઉચ્ચારો છો, પરંતુ અપ્કાયના જીવોની કેટલી વિરાધના થાય છે ? મહાપ્રાચીન તીર્થસ્થળમાં હું આ શું કરુ છું ? એનો વિચાર આવે છે ખરો ? ધાર્મિક તીર્થસ્થળોમાં અને ધાર્મિક પ્રવૃત્તિમા પણ જયણાનું ભાન નથી હોતું તો તમારી સાસારિક પ્રવૃત્તિમા તો જયણાનું સ્થાન કયાથી જ હોય ? આજે મોટા ગામોમા પાણીના નળ થઈ ગયા, જરા પાણીની જરૂર પડતા ચકલી ફેરવી એટલે કામ ચાલ્યુ ? ઘરના બૈરાઓને અર્ધો ગાઉ દૂરથી પાણીનું બેડું ભરીને લાવવું પડતું હોય અને પછી પાણીનો પ્રવાહ ચાલુ રાખો તો તો બૈરાઓ તમારી બરાબર ખબર લ્યે ! પણ એ વાત તો આ જમાનામાં રહી નથી, હૃદયમાં જયણાનું સ્થાન નથી રહ્યુ. પરિણામ એ આવ્યું કે પૃથ્વી, પાણી વગેરે સ્થાવર જીવોની વિરાધનામા નિર્ધ્વંસ પરિણામ જેવી દશા થઈ ગઇ. **કસાઈખાનાના કસાઈને પાડા, બોકડાનો વધ કરતાં જેમ જરાય અનુકમ્પાનું સ્થાન નથી હોતું; તે જ પ્રમાણે પૃથ્વીકાય, અપ્કાય વગેરે સ્થાવરોની હિંસામાં આજનું જીવન ખૂબ નિર્ધ્વંસ પરિણામવાળું બની ગયું છે.** તમોને આ અક્ષરો વધુ પડતા લાગશે–આકરા લાગશે, પણ સાચી વાત તમારા સદ્‌ગુરૂઓ તમોને નહિ કહે તો કોણ કહેશે ? એ પાંચેય સ્થાવરોની હિંસામા જો નિર્ધ્વંસ પરિણામ વધુ પ્રમાણમાં થયાં તો તો માનવ જેવા ઉચ્ચ ભવમાથી આપણો આત્મા પૃથ્વી, પાણી વગેરે સ્થાવરના સ્થાનોમા ઉત્પન્ન થઈ જશે, માટે કોઇપણ ઉપાયે ત્રસ–બેઈન્દ્રિય વગેરે જીવોની તો અવશ્ય રક્ષા કરો, પણ પૃથ્વી, પાણી વગેરે સ્થાવર જીવોની રક્ષા માટે જેમ બને તેમ વધુ જાગૃતિ રાખો. હમેશા ચૌદ નિયમ ધારતા થઈ જાઓ. મહાનુભાવો ! અનેક જીવોને અભયદાન આપી શકશો અને તમારો આત્મા સંયમી બની જશે.

આ વાત તો વચ્ચે પ્રાસગિક કહેલ છે. પ્રસગોપાત્ત આવી વાતો કહ્યા સિવાય ન ચાલે, એકલી તત્ત્વની વાતો કહેવાય, પણ સાથે આચારવિચારનો ઉપદેશ ન અપાય તો તમોને વાસ્તવિક લાભ ન થાય. એવા કારણોને અંગે અન્ય વિષયનું વર્ણન ચાલતું હોવા છતા વચ્ચે આટલી વાત કહેલ છે વિષય તો દ્રવ્યગુણપર્યાયનો છે. ભાઇએ પ્રશ્ન કર્યો છે કે દ્રવ્ય, ગુણ અને પર્યાયનુ સ્વરૂપ શુ ? એ પ્રસગમા ગુણપર્યાયવદ્ દ્રવ્યમ્ એ શ્રી તત્ત્વાર્થના સૂત્ર ઉપર આપણે વિવેચન શરૂ કર્યું છે વૈશેષિક દર્શનવાળા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુને સ્વતંત્ર દ્રવ્યો માને છે, પણ તે મતવ્ય બરાબર નથી, જે વાત અગાઉ સમજાવાઈ ગઇ છે, આપણે તો પૃથ્વી, પાણી વગેરે જ્યા સુધી સચેતન છે ત્યા સુધી જીવ અને પુદ્‌ગલદ્રવ્યમા તેનો અતર્ભાવ છે. અને એ પૃથ્વી, પાણી જ્યા અચેતન થયા એટલે પુદ્‌ગલ દ્રવ્યમા જ તેની ગણુતરી છે. અર્થાત્ અખિલ વિશ્વમા દ્રવ્યના પ્રકાર છ જ છે પણ તેથી ઓછા નથી ને વધારે પણ નથી.

## ધર્માસ્તિકાયાદિ છએ દ્રવ્યોના ભિન્ન ભિન્ન ગુણો.

ધર્માસ્તિકાય દ્રવ્યમાં જીવ અને પુદ્દગલો જ્યારે ગતિ પરિણામે પરિણમે ત્યારે ગતિમા સહાય કરવાનો ગુણ છે. એ ધર્માસ્તિકાય દ્રવ્યમાં જીવ અને પુદ્દગલોમાં પરાણે ગતિ કરાવવાનો ગુણ નથી, પણ જીવ અને પુદ્દગલમા પોતાના કારણે જ્યારે ગતિપરિણામ થાય છે ત્યારે નિમિત્તકારણ તરીકે ધર્માસ્તિકાય દ્રવ્ય ગતિમાં સહાય કરે છે. જેમ માછલું પાણીમાં પોતાની ઈચ્છાથી ચાલે છે, પાણી માછલાને પરાણે ચલાવતુ નથી પણ માછલુ જ્યારે સ્વઈચ્છાથી ચાલે છે ત્યારે પાણી જેમ તે માછલાને ચાલવામા મદદગાર થાય છે, તે જ પ્રમાણે જીવ અને પુદ્દગલમા પોતાના કારણે જ્યારે ગતિપરિણામ થાય છે ત્યારે ધર્માસ્તિકાયદ્રવ્ય ગતિમા સહાય કરે છે. ધર્માસ્તિકાય દ્રવ્યનો જેમ ગતિસહાયક ગુણ છે તે પ્રમાણે અધર્માસ્તિકાયનો ગુણ સ્થિતિસહાયકપણાનો છે. જીવ અને પુદ્દગલ દ્રવ્યમા જ્યારે સ્થિરતાનો પરિણામ પ્રગટ થાય છે તે અવસરે અધર્માસ્તિકાયદ્રવ્યની અપેક્ષા કારણરૂપે તેમાં સહાય અવશ્ય હોય છે. ઉનાળાની ઋતુમા મધ્યાન્હ સમયે ચાલ્યો આવતો અને થાકેલો મુસાફર ઘટાદાર શીતળ છાયાવાળા વૃક્ષને દેખીને વિસામો લેવા માટે જેમ ઊભો રહે છે. વૃક્ષ પોતે એ મુસાફરને પરાણે ત્યા ઉભું રાખતું નથી. પણ મુસાફરની ઊભા રહેવાની ઈચ્છામા અપેક્ષા કારણરૂપે મદદગાર થાય છે તે પ્રમાણે અધર્માસ્તિકાય દ્રવ્ય સ્થિતિપરિણામે પરિણમેલા જીવ અને પુદ્દગલ દ્રવ્યોની સ્થિરતામા ફક્ત અપેક્ષા કારણરૂપે મદદગાર થાય છે. વિશ્વમા જો ધર્માસ્તિકાય દ્રવ્ય ન હોય તો જીવ–પુદ્દગલની યત્કિંચિત્ ગતિ ન થઈ શકે. અનંતશક્તિ–સંપન્ન સિદ્ધભગવંતો લોકના છેડે જઈને અટકી જાય છે. અલોકના એક પણ આકાશપ્રદેશમાં ગતિ કરી શકતા નથી, તેનું કારણ એ છે કે અલોકમા ધર્માસ્તિકાય દ્રવ્યનો અભાવ છે. શ્રી તત્ત્વાર્થસૂત્રની અંતિમ સંબંધકારિકાઓ પૈકી એક કારિકામા ભગવાન્ ઉમાસ્વાતી મહારાજે જણાવ્યું છે કે–

> ततोऽप्यूर्ध्वं गतिस्तेषां, कस्मान्नास्तीति चेन्मतिः ।
> धर्माऽस्तिकायस्याऽभावात्, स हि हेतुर्गतेः परः ॥ १ ॥

**ભાવાર્થ** સિદ્ધભગવંતોની લોકના છેડાની આગળ અલોકમા ગતિ કેમ નથી થતી? એવો જો વિકલ્પ થતો હોય તો સમજવું કે અલોકમા ધર્માસ્તિકાયનો અભાવ છે અને ધર્માસ્તિકાય એ ગતિ થવામાં પ્રધાન હેતુ છે.

જીવ અને પુદ્દગલના ગતિપરિણામનુ ઉપાદાન કારણ જીવ અને પુદ્દગલ પોતે જ છે છતાં નિમિત્તકારણ ધર્માસ્તિકાય સિવાય ગતિપરિણામ થતો જ નથી. **વિશ્વમાં કોઈપણ કાર્ય એવું નથી કે જે ઉપાદાન અને નિમિત્ત એ ઉભય કારણ સિવાય થતું હોય કેવળ ઉપાદાનકારણની વાતો કરનારા તો મહા અજ્ઞાનીઓ છે.** જેમ ધર્માસ્તિકાય સિવાય ગતિપરિણામ ન થાય, તે જ પ્રમાણે અધર્માસ્તિકાય દ્રવ્યની મદદ સિવાય સ્થિતિ પરિણામ પણ ન જ સંભવી શકે. વિશ્વમા જો અધર્માસ્તિકાય જેવુ દ્રવ્ય ન હોય તો જીવ-પુદ્દગલાદિ જગતના બધાય પદાર્થો સદાય ચલિત અવસ્થાવાળા જ રહે.

## એક આકાશપ્રદેશ ઉપર અનંત આત્મપ્રદેશો અને અનંત પુદ્ગલપ્રદેશો હોય છે.

ધર્માસ્તિકાય દ્રવ્યનો ગતિસહાયક ગુણ, અધર્માસ્તિકાય દ્રવ્યનો જેમ સ્થિતિસહાયક ગુણ તેમ આકાશાસ્તિકાય દ્રવ્યનો અવગાહ આપવાનો ગુણ છે, તેમાં એક ખાસ વિશિષ્ટતા એ છે કે-લોકાકાશનું પ્રમાણ અસંખ્ય આકાશપ્રદેશ જેટલું છતાં અનંત દ્રવ્યોનો તેમાં સમાવેશ થાય છે. વિશ્વમાં જીવ દ્રવ્યો અનંત છે, પુદ્ગલ દ્રવ્યો અનંત છે. એ અનંત જીવ દ્રવ્યો અને પુદ્ગલ દ્રવ્યોનો લોકાકાશમાં જ સમાવેશ થાય છે. એક આકાશપ્રદેશ ઉપર અનંત આત્મપ્રદેશો અને પુદ્ગલપ્રદેશો રહી શકે છે. અલોકાકાશ અનંત છે, પણ ત્યાં જીવ અને પુદ્ગલનો સર્વથા અભાવ છે. જીવાસ્તિકાયનો ગુણ ઉપયોગ-ચેતના છે. કોઈપણ સંસારી કે સિદ્ધ ભગવંતનો આત્મા ઉપયોગ વિનાનો હોઈ શકતો નથી. સંસારી આત્મા કર્મના આવરણવાળો હોવાથી તેનો ઉપયોગ અશુદ્ધ તેમજ અપૂર્ણ હોય છે. સિદ્ધભગવંતનો આત્મા કર્મના આવરણથી રહિત હોવાથી શુદ્ધ અને પૂર્ણ ઉપયોગવાળો છે. સંસારીજીવો પૈકી નરક કે નિગોદનો જીવ હોય તો પણ તેનામા ઉપયોગ તો અવશ્ય હોય છે જ, કારણ કે ઉપયોગ એ જીવનું અવિનાભાવિ લક્ષણ છે, એટલે કે જીવ દ્રવ્યનો ગુણ ઉપયોગ છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ પુદ્ગલનો ગુણ છે. કોઈપણ પુદ્ગલ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિનાનું ન હોઈ શકે. પરમાણુમા પણ એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ અવશ્ય હોય છે. "वर्णगन्धरसस्पर्शवन्त. पुद्गला." તત્ત્વાર્થનું આ સૂત્ર પણ એ વાતની સાક્ષી આપે છે. અને કાળદ્રવ્યનો ગુણ વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વ, અપરત્વ છે. એ વાત જરા તમોને સમજવી કઠણ છે. છતા "આ જિનમંદિર સો વર્ષ પહેલા હતુ, આજે છે અને ભવિષ્યમા પણ સેંકડો વર્ષો સુધી રહેશે." એ વાક્યમાં હતું, છે અને રહેશે એ ભૂત, વર્તમાન અને ભવિષ્યના ક્રિયાપદો કાળના ગુણની પ્રતીતિ કરાવનારા છે. ચુનીભાઈ પટવા ઉંમરમાં મોટા અને જમનાદાસ ઝવેરી નાના એ મોટા-નાનાપણું કાળજન્ય છે. અમુક વસ્તુ જૂની, અમુક વસ્તુ નવી; આ જૂની અને નવી-એવો જે વ્યવહાર તે પણ કાળદ્રવ્યને આભારી છે. તાત્પર્ય એ છે કે-ધર્માસ્તિકાયાદિ છએ દ્રવ્યમા જુદા જુદા પ્રકારના ગુણો રહેલા છે. કોઇપણ દ્રવ્ય ગુણ વિનાનું હોઈ શકે જ નહિ. દ્રવ્ય હોય તો તેનામા અમુક ગુણ હોવો જ જોઈએ.

## સ્વગુણમાં આત્માનો ટકાવ થવો એ જ મોક્ષનો અસાધારણ ઉપાય છે.

આજે તો આપણને જૈનત્વ પ્રાપ્ત થવા છતા છ દ્રવ્યના નામોય નથી આવડતાં, નામો ન આવડે તો પછી કયા દ્રવ્યનો કયો ગુણ ? એ જાણપણુ તો હોય જ કયાથી ? આજે તો અમારા બંધુઓએ કંચન, કામિની અને કાયા એ ત્રણ કક્કાના ગુણોનુ જાણપણુ બરાબર ટકાવી રાખેલ છે, અને તે જાણપણુ પોતાની માન્યતા પ્રમાણે ભલે સાચુ અને હિતકારી ગણાતુ હોય, પણ જ્ઞાનીની દૃષ્ટિએ તો તે જાણપણુ જૂઠુ છે, આત્મા માટે ખૂબ જ ભયંકર છે અને સંસારને વધારનારુ છે. આજે કંચનને અને કાયાને અમારા ભાઇઓએ અવિનાશી માનીને તેની પાછળ ગાંડા માણસની માફક ઝુકાવી દીધુ છે. શુ એ જાણપણુ સાચું

છે ? એ કંચન કે કાયાને ગમે તેટલી સાચવો, ગમે તેવી તીજોરીઓમાં અને શુરખાની ચોકીમા રાખો તેમજ કાયાકલ્પ કરો, પણ એ કોઇ વ્યક્તિની સાથે ગઈ છે ખરી ? મહાનુભાવો ! હમણાં જ ઉપર જણાવ્યા પ્રમાણે છ દ્રવ્યના ગુણોને સમજવા સાથે આત્માના ગુણને સદાય ધ્યાનમા રાખો તેમજ એ ગુણ વિકારી ન બની જાય તેનો ઉપયોગ રાખો તો જીવન કેટલું પવિત્ર બની જાય ! પણ એ વાત ખૂબ જ આકરી છે. પ્રથમ તો જીવને પોતાનો ગુણ સમજાતો નથી. સમજાય છે તો તેને લાયક રુચિ નથી, અને રુચિ થાય છે તો ગુણનો શુધ્ધ રૂપમા ટકાવ થતો નથી. **સ્વગુણમાં પોતાનો ટકાવ થવો એ જ મોક્ષનો અસાધારણ ઉપાય છે.** માટે છ દ્રવ્યોના ગુણ જાણવા સાથે આત્માના અવિકારી ગુણને જાણો અને જેમ બને તેમ એ અવિકારી સ્વગુણમાં સ્થિરતા થાય તે માટે પ્રયત્નશીલ રહો.

## ધર્માદિ દ્રવ્યોના પર્યાયનું સ્વરૂપ, અસ્તિ–નાસ્તિ–પર્યાય.

દ્રવ્યના ગુણનું સ્વરૂપ બહુ જ સંક્ષેપમા હમણા સમજાવ્યુ. હવે જરા પર્યાયનો વિચાર કરીએ. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાયના પર્યાયો જીવ અને પુદ્ગલના પર્યાયોની માફક સ્પષ્ટપણે ખ્યાલમાં આવે તેમ નથી, છતાં ઉપલક દૃષ્ટિએ જરા સમજાવું છુ. પર્યાય એટલે વર્તમાન સ્વરૂપ, પર્યાય એટલે વર્તમાન આકાર. દ્રવ્ય પોતાના મૂલ સ્વરૂપમાં અવસ્થિત હોવા છતા અન્ય દ્રવ્યના સંયોગજન્ય એ દ્રવ્યનો વર્તમાન આકાર કિંવા દ્રવ્યનુ વર્તમાન સ્વરૂપ દ્રવ્યના મૂલ સ્વરૂપની અપેક્ષાએ ભિન્ન પ્રકારે દેખાય છે. આ દેખાતો ભિન્ન પ્રકાર એ જ પર્યાય છે. જેમકે–આપણી સામે ઘટ(ઘડો) પડેલો છે. આકાશને પોતાનો કોઈ પણ પ્રકારનો આકાર નથી. પણ જેટલા આકાશમા (જગ્યામા) ઘટ રહેલો છે તેટલા આકાશને ઘટના સંયોગને અંગે ઘટાકાશ કહેવાય છે. આકાશનુ પોતાનુ મૂલ સ્વરૂપ કાયમ છતા ફક્ત ઘટ અને આકાશ એ ઉભય દ્રવ્યના સંયોગ અંગે ઘટાવચ્છિન્ન આકાશનો ઘટાકાશ એ પર્યાય ગણાય. મઠાકાશ, પટાકાશ વગેરેમા પણ એ જ વ્યવસ્થા સમજવાની છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયમા પણ એ પ્રમાણે જ વિચારવાનુ છે. એક બીજી વાત પણ અહિં જરા જાણવા જેવી છે. આપણી સામે ઘટ પડેલો હોય છતા અપેક્ષાનો જેને ખ્યાલ છે તેવો પ્રાજ્ઞ મનુષ્ય 'અહિં ઘટ નથી' એવુ બોલશે. ઘટ પ્રત્યક્ષ છતાં ઘટ નથી એવુ બોલાતા અન્ય વ્યક્તિને એ કથન જુઠું લાગશે, પણ ઘટ હોવા છતાં 'ઘટ નથી' એવું કથન અપેક્ષાએ સાચુ છે. પર્યાયના બે પ્રકાર છે. એક પ્રકાર અસ્તિપર્યાય અને બીજો પ્રકાર નાસ્તિપર્યાય. એક ઘટમા જેમ ઘટત્વ વગેરે અસ્તિ પર્યાયો છે તેમ પટત્વ વગેરે નાસ્તિ પર્યાયો છે, અને એમ છે તો જ સમક્ષ રહેલા ઘટ માટે 'આ પટ નથી, આ ધન નથી, આ છત્રી નથી,' ઇત્યાદિ વ્યવહારો થઈ શકે છે. કોઈપણ એક પદાર્થનુ સંપૂર્ણ જાણપણું અસ્તિ–નાસ્તિ બન્ને પ્રકારના પર્યાયના જ્ઞાન સિવાય થતું જ નથી, અને તેથીજ **સર્વ પદાર્થનું જાણપણું થાય ત્યારે જ એક પદાર્થનું સંપૂર્ણ જાણપણું થાય. અને એક પદાર્થનું જયારે સંપૂર્ણ જાણપણું થાય ત્યારે સર્વ પદાર્થોનું બરાબર જાણપણું થાય.** એ ભાવને કથન કરનારા "जे एगं जाणइ से सव्व-

जाणई, जे सव्वं जाणई से एग जाणई" "एको भावः सर्वथा येन दृष्टः, सर्वे भावाः सर्वथा तेन दृष्टाः" વગેરે પદો તે તે શાસ્ત્રગ્રન્થોમા ઋષિ-મુનિઓએ કહેલાં છે.

## દરેક દ્રવ્યમાં અનંત અગુરૂલઘુપર્યાય

स्वपर्याय, परपर्याय, अस्तिपर्याय, नास्तिपर्याय એમ પર્યાયના અનેક પ્રકારો છે. આકાશ દ્રવ્યમાં આકાશત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ, સત્વ વગેરે અસ્તિપર્યાયો કિંવા સ્વપર્યાયો છે. ઘટાકાશ એ ઉપચારથી સ્વપર્યાય છે પણ નિશ્ચયથી પરપર્યાય છે અને આકાશ દ્રવ્યમાં સત્વ, જ્ઞેયત્વ પ્રમેયત્વ, આકાશત્વ, દ્રવ્યત્વ એ બધાય અસ્તિપર્યાયો છે. તેમજ ઘટ-પટાદિ અન્ય સર્વ પદાર્થોનો અભાવ એ બધાય નાસ્તિપર્યાયો છે. વળી "દરેક દ્રવ્યનો જે સ્વભાવ હોય, તે સ્વભાવ ત્રણેય કાળમા જે કારણે અબાધિત રહે તેનું નામ અગુરૂલઘુપણું." એવું લખાણ કોઈ કોઈ ગ્રન્થોમા વાચવામા આવે છે. અગુરૂલઘુપણું એટલે શું ? એ વાત ખૂબજ ગહન છે, છતા એક વાત નક્કી છે કે-ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ ચારેય અજીવ અને અમૂર્ત્ત દ્રવ્યો તો અગુરૂલઘુ છે જ, આત્મા પણ શુધ્ધ નયની અપેક્ષાએ અગુરૂલઘુ છે અને પુદ્ગલ દ્રવ્યનું શુદ્ધસ્વરૂપ પરમાણુ હોવાથી અને પરમાણુ અગુરૂલઘુ હોવાથી પુદ્ગલ દ્રવ્ય પણ શુધ્ધ નયની અપેક્ષાએ અગુરૂલઘુ છે. જે ગુરૂ નથી, લઘુ નથી, ગુરૂલઘુ નથી, તેનુ નામ અગુરૂલઘુ છે ગુરૂ, લઘુ અને ગુરૂલઘુ એ પર્યાય પુદ્ગલસ્કંધોમા જ સંભવે છે પણ પરમાણુમા તો નહિં જ. એક બાજુથી દ્રવ્યમાત્રમા અસ્તિનાસ્તિ પર્યાયોનું અનંતપણું, બીજી બાજુથી દ્રવ્યમાત્ર શુદ્ધ નયની અપેક્ષાએ અગુરૂલઘુ એ બંને બાબતો જરા બારીકાઈથી ઘટાવાય તો દ્રવ્યમાત્રમા અનત અગુરૂલઘુ પર્યાયો ઘટી શકવામા જરા પણ અગવડ નહિ આવે. આજે આપણે દ્રવ્ય, ગુણ અને પર્યાયના સ્વરૂપ સબંધી વિવેચનમા જરા ઊડા ઉતર્યા છીએ. તમોને આવા વિષયોનો અભ્યાસ નહિં એટલે રસ ન પડે. એ હું જાણું છુ. છતાં પ્રસંગ આવે એટલે આવી બાબતો થોડી થોડી તો અવશ્ય સમજાવવી જોઈએ એમ હુ માનું છુ. અત્યારે જેટલી દ્રવ્યગુણપર્યાયની વાત કરી છે તે તો રૂપીએ એક પાઈ જેટલી પણ નથી. શાસ્ત્રોમા તે વાતનો ખૂબ ખૂબ વિસ્તાર ભર્યો છે. **આખાય જિનશાસનનું મંડાણુ દ્રવ્ય, ગુણુ અને પર્યાય તેમજ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય ઉપર રહેલું છે.** આ વાતો જરા લક્ષ્યમા રાખીને સમજશો, તેનુ ચિંતન-મનન કરશો તો આત્માને કોઈ અપૂર્વ આનદ આવશે. **આજના ભોજનમાં ફરસાણની કિંમત વધી ગઈ છે.** જમણવારમા બે ત્રણ જાતના ફરસાણ, એક બે રાઈતા, બે ચાર શાક, બે ત્રણ અથાણાં વગેરે હોય તો તે જમણ ખૂબ જ વખણાય છે. જમવા માટે આવનારાઓ મોટે ભાગે ફરસાણ ઉપર જ વધારે હાથ નાખે છે, પણ પરિણામે ખર્ચનો વધારો અને શરીરને ખૂબ જ નુકશાન થાય છે. પ્રાચીન કાળમા પાલીતાણા જેવા સ્થળમા કાર્તિક વદિ એકમે બાબુની નવકારશીમા મને યાદ છે કે-લાડવા-ગાંઠીયા અને ચણા અથવા મગ, બસ આ ત્રણ ચીજ સિવાય કાંઈ ન હોય. ખર્ચ ઓછો થાય, શરીરને સાચું પોષક તત્ત્વ મળે અને એઠવાડ વગેરેનો પ્રસગ ઘણો જ ઓછો આવતા સમૂર્ચ્છિમ જીવોની ઉત્પત્તિ પણ લગભગ ન થાય. આજે કોઇ ભાગ્યવાન્ એ પ્રાચીન સુંદર પ્રણાલિકાનુ અનુકરણ કરવા જાય તો જીભડીના

રૂસીયાઓ તેની પાસે પહોચી જાય, સરકારનો કંટ્રોલ હોય તો ચોરી કરાવીને પણ દાળ-ભાત કરાવે, એ ત્રણ ફરસાણની ભલામણ કરે. અને લાજ—આબરુ વ્યવહાર સાચવવાની શાણી શીખામણો આપે. આજની વ્યાખ્યાનપ્રણાલિકાની પણ એ જ દુર્દશા થઈ છે. વ્યાખ્યાનમાં કથા—વાર્તાઓ કહેવાય, વચ્ચે રમૂજી તુકાઓ અપાય, આજના નવયુવાનોને પ્રિય લાગે તેવો ભાષાનો આડંબર રાખવામા આવે એટલે વ્યાખ્યાન હોલ ભરચક રહે, પણ જીવના કે કર્મના ભેદોની તથા હમણાં સમજાવવામાં આવી તેવી દ્રવ્ય ગુણપર્યાયની વ્યાખ્યાઓ જ્યાં શરૂ થાય એટલે તમોને ઝોકા આવે, કંટાળો આવે અને બીજા દિવસે વ્યાખ્યાનમાં આવતા બંધ થઈ જાઓ. **આજની ભાષણ પદ્ધતિએ શાસ્ત્રીય અભ્યાસને ખૂબ નુકશાન પહોંચાડયું છે.** આવા કારણે સાધુઓની સંખ્યા પહેલાંની અપેક્ષાએ વધારે હોવા છતા શાસ્ત્રીય અભ્યાસ ઘટી ગયો છે. વર્ત્તમાન યુગને ઓળખવા સાથે આજના જીવોને ધર્મની આરાધનામાં વધારે શ્રદ્ધાબલ પ્રગટ થાય તે રીતે ભલે ધર્મદેશના અપાય છતા પ્રસંગે પ્રસંગે સિધ્ધાન્તની—જૈનદર્શનની તાત્વિક વાતો જે રીતે ગળે ઉતરે તે રીતે ગળે ઉતારવા માટે પ્રયાસ કરવાની ઘણી જ જરૂર છે. અન્યથા શાસ્ત્રીય બોધને ખૂબ ધક્કો પહોચવા સંભવ છે.

## દેખાતા સર્વ સ્થૂલ પદાર્થો પુદ્ગલના જ પર્યાયો છે

આપણે તો પર્યાયની વાત ચાલે છે, આ તો જરા પ્રાસંગિક બીજી વાત થઈ છે. ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ ચાર દ્રવ્યના પર્યાયો માટે એક આકાશદ્રવ્યના પર્યાયનું દૃષ્ટાન્ત આપીને તે પ્રમાણે બાકીના ત્રણેય દ્રવ્યો માટે સમજી લેવાનુ જણાવી દીધુ છે. હવે જીવ અને પુદ્ગલના પર્યાયોનો વિચાર કરીએ આપણી ચર્મચક્ષુથી દેખાતા ઘટપટાદિ સર્વ સ્થૂલ પદાર્થો એ પુદ્ગલના પર્યાયો છે. દેખાતુ શરીર એ પણ પુદ્ગલનો પર્યાય છે. ભાષા,—શ્વાસોશ્વાસ, છાયા, આતપ—(તડકો), અંધકાર, ઉદ્યોત અને કર્મ વગેરે પુદ્ગલના પર્યાયો છે. સોનુ, રૂપું, તાબુ, લોઢુ, હીરો, મણી, માણેક વગેરે દરેક વસ્તુઓ ભિન્ન ભિન્ન પ્રકારના પુદ્ગલના જ આકારો છે

## જીવ દ્રવ્યના સ્વભાવ—વિભાવ પર્યાયો

જીવદ્રવ્યના પર્યાયોમા સ્વભાવપર્યાય, વિભાવપર્યાય અને પરપર્યાય એવા ત્રણ મુખ્ય વિભાગો છે. મનુષ્યપણું, દેવપણુ, તિર્યંચપણુ કે નારકીપણુ, એકેન્દ્રિયપણું કે પંચેન્દ્રિયપણું એ બધાય જીવના પરપર્યાયો છે. ફક્ત અઘાતીકર્મના ઔદયિક ભાવથી એ બધાય પર્યાયો પ્રગટ થયેલા હોવાથી આત્માને સ્વતંત્રપણે નુકશાન પહોચાડવાની તે પર્યાયોમાં શક્તિ નથી. અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ, કામ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે પર્યાયો આત્માના વિભાવપર્યાયો છે. એ અજ્ઞાનાદિ આત્માના અવિકારી ભાવો નથી પણ વિકારી ભાવો છે. જીવ સિવાય અન્ય દ્રવ્યમાં અજ્ઞાન મિથ્યાત્વ કે અવિરતિ વગેરે નથી. થાભલાને કે પત્થરને ક્રોધ નથી આવતો. એ ક્રોધ કષાય વગેરેનો ઉદય આત્માને જ થાય છે. એ વાત જો કે બરાબર છે છતાં ક્રોધ થવો, માનદશા આવવી વગેરે આત્માના સ્વભાવ તો નથી જ. આજે તો અનાદિની કુટેવો અંગે વાતવાતમા ક્રોધ અને માનદશાનુ જોર એટલુ બધું વધી ગયું છે, કે

'અમુકનો સ્વભાવ બહુ ક્રોધી, અમુક માણસનો સ્વભાવ બહુ અભિમાની.' એવો આપણે વાક્યપ્રયોગ કરીએ છીએ. **વિભાવ દશાની એટલી પ્રબલતા છે કે જીવનમાં સ્વભાવનું નામનિશાન નથી હોતું, બલ્કે સમગ્ર જીવન વિભાવદશામય બની ગયું હોય છે,** અને રાતદિવસની પ્રવૃત્તિ એ વિભાવદશાના પોષણ માટે જ પ્રાયઃ ચાલતી હોય છે. જૈનશાસન પ્રાપ્ત થયા બાદ સ્વભાવપર્યાય કોને કહેવાય? વિભાવપર્યાય કોને કહેવાય? આજે એ વાતનો ખ્યાલ કોઈ બે-પાચ વ્યક્તિને જ હોય છે. મુખ્ય મુખ્ય વાત એ છે કે :

૧. અઘાતી કર્મના ઉદય દ્વારા મનુષ્યપણું કે તિર્યંચપણું વગેરે શુભાશુભ જે પર્યાયો પ્રાપ્ત થાય છે તે આત્માના પરપર્યાય છે, પણ સ્વતંત્રપણે આત્માને નુકશાન કરતા નથી.

૨. ઘાતીકર્મમાં મોહનીય કર્મના ઉદયજન્ય મિથ્યાત્વ, અવિરતિ, કામ-ક્રોધાદિ પર્યાયો વિભાવ પર્યાયો છે. અને આત્માને ખૂબ જ નુકશાન કરનારા છે. નવા નવા કર્મો બંધાવી સંસારમાં રખડાવનારા વિભાવપર્યાયો જો કોઈ પણ હોય તો આ મોહનીયના ઉદયજન્ય પર્યાયો જ છે.

૩. મોહનીય કર્મનો ક્ષય થયા બાદ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ ઘાતી કર્મના ઉદયથી જ્ઞાનમા, દર્શનમાં અને વીર્યમા જે અપૂર્ણતા રહે છે તેટલે અંશે સ્વભાયપર્યાયમા ન્યૂનતા ગણાય છે, પણ એ અપૂર્ણતાદ્વારા આત્માને બીજું નવું કોઈ નુકશાન થતું નથી. એ અપૂર્ણતા અન્તમુહૂર્ત્તથી વધુ ટકતી નથી અન્તમુહૂર્ત્તમાં જ્ઞાન, દર્શન અને વીર્યની પૂર્ણતા આત્મામા પ્રગટ થાય છે

૪. મોહનીય કર્મનો ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતા આત્મામા જે સમ્યગ્દર્શનાદિ ગુણ પ્રગટ થાય છે તે આત્માનો સ્વભાવપર્યાય છે. ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, બ્રહ્મચર્ય વગેરે સદ્‌ગુણો આત્માના સ્વભાવપર્યાયો છે.

## ગુણસ્થાનકોમાં સ્વભાવ-વિભાવપર્યાયની વિચારણા

મિથ્યાદષ્ટિ ગુણસ્થાનમાં આત્માને એકલું વિભાવદશાનુ જ જોર હોય છે, બીજા સાસ્વાદન ગુણસ્થાનકમા ચતુર્થ ગુણસ્થાનકે દૃષ્ટિની નિર્મતારૂપી અંશે પ્રાપ્ત થયેલી સ્વભાવદશામાથી ભ્રષ્ટ થઈને પુનઃ આત્માનુ સંપૂર્ણ વિભાવદશામા ગમન છે. ત્રીજા મિશ્ર ગુણસ્થાનકમા વિભાવદશાનુ પ્રબળપણું નથી તેમજ સ્વભાવ પર્યાયની રૂચિ પણ નથી. ચતુર્થ ગુણસ્થાનકમાં દૃષ્ટિની નિર્મળતા જેટલી સ્વભાવદશા પ્રગટી છે, પણ વર્તન તો વિભાવદશાનુ છે. પંચમ ગુણસ્થાનકે દૃષ્ટિની નિર્મળતા સાથે વધુમા વધુ રૂપીએ એક આની જેટલું વર્ત્તન સ્વભાવદશાનુ છે. અને પંદર આની જેટલું વર્તન વિભાવદશાનુ છે. છઠ્ઠા ગુણસ્થાનકે દૃષ્ટિની નિર્મળતા સાથે સ્વભાવદશાના સંપૂર્ણ વર્ત્તનનો પુરુષાર્થ શરૂ થયો છે, છતા નિમિત્ત મળતા નબળાઈ આવે છે અને વિભાવ તરફ આત્માનુ વલણ થઈ જાય છે સાતમા, આઠમા, નવમા, દશમા ગુણસ્થાનકે દૃષ્ટિની નિર્મળતા ઉપરાત સ્વભાવદશામા ટકાવ થવા માટે સંપૂર્ણ પુરુષાર્થ ચાલુ છે અને યતકિંચિત્ પણ નબળાઇ નથી. અગિયારમા ગુણસ્થાનકે દૃષ્ટિ અને વર્ત્તન બન્નેની પૂર્ણ નિર્મળતા છે, પણ તે ઉપશાન્તભાવે છે, સત્તામા મોહ બેઠેલો હોવાથી અન્ત-

મુહૂર્ત્ત બાદ અગિયારમા ગુણસ્થાનકમાંથી પુનઃ અધ:પતન શરૂ થાય છે. બારમા ગુણસ્થાનકે દષ્ટિ અને વર્ત્તનમા પૂર્ણતા છે અને તે ક્ષાયિકભાવની છે. તેરમા, ચૌદમા ગુણસ્થાનકે કેવલજ્ઞાન, કેવલદર્શન અને અનંતવીર્યના ગુણો પ્રગટ થાય છે. આત્માનો શુદ્ધ જ્ઞાનપર્યાય સંપૂર્ણપણે પ્રગટદશામા અહિં હોય છે. ફકત ભૂતકાલમાં શુભાશુભ આશ્રવવડે બધાયેલા અઘાતીકર્મોની ચાવીઓ ઉતરવાની બાકી હોય છે, તેટલો કાળ સસારમા તે સર્વજ્ઞભગવતોને રહેવાનું હોય છે. એ અઘાતીકર્મો સપૂર્ણ ભોગવાઈ જાય એટલે આત્મા ઊર્ધ્વલોકના છેડે સિદ્ધસ્થાનમાં પહોંચી જાય છે. આ પ્રમાણે સ્વભાવપર્યાય અને વિભાવપર્યાય માટે બહુ જ ટૂંકમા કહેવામા આવ્યું છે.

## જયકુંજર હાથીના બન્ને દંતૂશલો ઉજ્જવલ છે, તે પ્રમાણે આપણા દ્રવ્ય અને પર્યાયની ઉજ્જવલતા હોવી જોઈએ

જયકુંજર હાથીના બન્ને દતૂશલની સાથે દ્રવ્યાસ્તિકનય અને પર્યાયાસ્તિકનયને સરખાવેલ છે, તેમા એક મુદ્દો બહુ જ ધ્યાનમા લેવા જેવો છે. હાથીના બન્ને દનૂશલો ઉજ્જવલ વર્ણના હોય છે. એક દંતૂશલનો વર્ણ ઉજ્જવલ અને બીજા દતૂશલનો વર્ણ શ્યામ એવુ નથી હોતુ. બન્ને દંતૂશલો ઉજ્જવલ અને એક સરખા સુશોભિત હોય તો જ હાથીની શોભા છે. તે જ પ્રમાણે **જે દ્રવ્યનું જે સ્વરૂપ હોય તે દ્રવ્યનો વર્ત્તમાનપર્યાય તેવો જ હોય તો તે દ્રવ્ય શુદ્ધ અને પર્યાય પણ શુદ્ધ ગણાય છે.** છ દ્રવ્યો પૈકી જીવ દ્રવ્ય સિવાય પાચેય દ્રવ્યો અને તેના ગુણો સદાય અવિકારી અર્થાત્ શુદ્ધ હોય છે. પર્યાય ગમે તેવો હોય છતા એ પાચેય દ્રવ્યોના પોતાના સ્વભાવમા લેશ પણ ફેરફાર થતો નથી. જ્યારે જીવ દ્રવ્યનો પર્યાય અનાદિથી અશુધ્ધ છે જીવ દ્રવ્ય સ્વરૂપે શુદ્ધ છતા અનાદિ મોહનીય કર્મના સયોગે વર્ત્તમાન પર્યાય અશુધ્ધ છે સસારી મિથ્યાદષ્ટિ આત્માનો જ્ઞાન ગુણ વિકારી છે, દર્શન ગુણ વિકારી છે અને ચારિત્ર ગુણ પણ વિકારી છે જરા વધુ પડતા અક્ષરોમા કહીએ તો સસારી મિથ્યાદષ્ટિ આત્મા ભાવથી મરણતુલ્ય દશામાં રહેલો છે. જેમ કોઈ મનુષ્યને સર્પ વગેરે ઝેરી પ્રાણીનો દંશ થતા આખાય શરીરમા ઝેર વ્યાપી જાય, ઝેરના જોરને અંગે મનુષ્ય બેભાન બની જાય, ફક્ત તાળવે પ્રાણ બેઠેલા હોય તેવી આપણી સંસારી જીવોની દુર્દશા છે. જીવતા ગણાતા હોઇએ તો ફક્ત શ્વાસોશ્વાસની ધમણની અપેક્ષાએ, એટલે કે દ્રવ્યપ્રાણની અપેક્ષાએ. ભાવપ્રાણ, જ્ઞાન-દર્શન અને ચારિત્રની અપેક્ષાએ તો મરણતુલ્ય દશા છે. કોઇ ગારુડિક મંત્રવાદી અચાનક આવી ચડે અને પેલા બેભાન મનુષ્યને જેમ મત્ર વગેરેના પ્રયોગથી નિર્વિષ બનાવે, તેમ થતા બેભાન મનુષ્ય પુનઃ જાગૃત અવસ્થા પ્રાપ્ત કરે, તે જ પ્રમાણે તીર્થંકર-ગણધરાદિ મહાપુરુષોરૂપી ગારુડિક મંત્રવાદી કોઈ ભવ્યાત્માને જો મળી જાય અને એ મહાપુરુષોના વચનામૃતોનુ પરિણમન તે ભવ્યાત્માના અતરમાં થઈ જાય તો રાગ દ્વેષ રૂપી બે જીભવાળા મોહસર્પનુ અનાદિ કર્મઝેર ઉતરી જતાં મરણતુલ્ય દશાએ વર્તતો આત્મા ભાવથી સજીવન થાય. અશુદ્ધ પર્યાયમા વર્તતો આત્મા શુદ્ધ પર્યાયવાળો બની જાય તો જ એ આત્માની કિમત અકાય રાજા-મહારાજા, વાસુદેવ કે ચક્રવર્તી હોય, લક્ષાધિપતિ હોય કે કોટ્યાધિપતિ હોય તેની જૈન

શાસનમા કિંમત નથી. **જૈન શાસનમાં તો જેવું શુદ્ધ આત્મદ્રવ્ય છે તેવો જ શુદ્ધ આત્મપર્યાય જેને પ્રાપ્ત થાય તેની જ કિંમત છે. તેનાં જ પૂજન અને બહુમાન થયાં છે, થાય છે અને ભવિષ્યમાં થવાના છે.** હાથીના બન્ને દંતૂશલ ઉજ્જ્વલ હોય તો જ જેમ પ્રશંસનીય છે તેમ **આત્મદ્રવ્ય અને આત્માનો પર્યાય બન્ને શુદ્ધ હોય તો જ પ્રશંસનીય અને પૂજનીય છે.** એ વાત આ વિશેષણમાથી ખાસ તારવણી કરવા જેવી છે.

## સર્વ નયવાદોનો બે નયોમાં સમાવેશ

ભગવતીજી અને જયકુંજરના એક એક વિશેપણો ખૂબ ખૂબ મનનીય છે. જેટલું જેટલુ વધુ વિવેચન થાય તેટલુ તેટલુ વધુ ને વધુ તેમાથી જાણવાનું મળે તેવું છે, છતાં આટલી એક બાબત જીવનમાં ધ્યાનમા રહી જાય કે–'મારો અશુદ્ધ પર્યાય ટળે અને શુદ્ધ પર્યાય કેમ પ્રગટ થાય ?' તો પણ ઘણું છે. માર્ગાનુસારિપણું, અભક્ષ્યનો ત્યાગ, સપ્ત વ્યસનનો ત્યાગ, સામાયિક, પૂજા કે પ્રતિક્રમણ તેમજ નાનું મોટુ કોઈ પણ વ્રત પચ્ચક્ખાણ અશુધ્ધ પર્યાય ટાળીને શુદ્ધ પર્યાય પ્રગટ કરવા માટે જ આચરવાના છે. બીજુ જિનશાસનમા 'जावइया वयणपहा तावईया चेव हुंति नयवाया' એ વચનના આધારે સખ્યાતીત નયો કહેવામા આવ્યા છે, સાતસો અને પાચસો સંખ્યા પણ નયવાદોની તે તે ગ્રન્થોમા કહેલ છે તથા સાત નયની સંખ્યા તો પ્રસિધ્ધ છે. એ બધાય નયોનો આ બે દ્રવ્યનય અને પર્યાયનયમા અન્તર્ભાવ થાય છે **અનન્ત ધર્મયુક્ત પદાર્થના કોઈ પણ એક ધર્મ તરફ દૃષ્ટિ તેનું નામ નય છે. તે દૃષ્ટિ જો તે પદાર્થના અન્ય ધર્મોથી નિરપેક્ષ હોય તો મિથ્યાનય છે અને એ જ દૃષ્ટિ અન્ય ધર્મોથી સાપેક્ષ હોય તો સમ્યગ્નય છે.** એ દૃષ્ટિપદાર્થના સામાન્ય ધર્મને ગ્રહણ કરનાર હોય તો દ્રવ્યનય છે અને એ જ દૃષ્ટિ પદાર્થના વિશેષ ધર્મને ગ્રહણ કરનાર હોય તો પર્યાયનય છે. નાની ઉંમરમા ગુજરાતી નિશાળમાં વ્યાકરણ શીખવાડવામા આવતું ત્યારે સામાન્યનામ અને વિશેષનામ વગેરે વિષયો સમજાવવામા આવતા હતા એટલે દ્રવ્યનય–પર્યાયનયની બીજક વાતો તો નાનપણથી આપણને શીખવાડવામા આવે છે. પણ તે સમયે દ્રવ્યનય અને પર્યાયનયનો ખ્યાલ નથી આવતો. આવી તાત્વિક વાતોની સમજણ જૈન દર્શન સિવાય પ્રાયઃ અન્યત્ર મળી શકતી નથી. ફક્ત એ વાતો શબ્દમાત્રમા ન રહે અને જીવનના વ્યવહારમા અમલી બને તો કલ્યાણની સાધના થઈ જાય.

## મહાસતી મદનરેખા અને યુગબાહુનો મનનીય જીવનપ્રસંગ

આ દ્રવ્યનય અને પર્યાયનયની વ્યાખ્યાનો ખરો ઉપયોગ તો સંપત્તિ કે આપત્તિના પ્રસગે આત્માને સમભાવમા ટકાવી રાખવા માટે જ કરવાનો છે. મહાસતી **મદનરેખાએ** પોતાના શિરચ્છત્ર સમાન સ્વામી **યુગબાહુના** મૃત્યુસમયે એ પ્રમાણે જ ઉપયોગ કર્યો છે. પ્રસગ ટૂંકો છતા હરકોઈ ભવ્યાત્માને રોમાચ ખડા કરાવે તેવો અદ્ભૂત પ્રસંગ છે, જે અહીં જરૂર પૂરતો સંક્ષેપમા કહેવાય છે.

મણિરથ અને યુગબાહુ એક જ પિતાના પુત્રો છે. મણિરથ મોટા ભાઈ છે. યુગબાહુ નાના બંધુ છે. યુગબાહુનું પાણિગ્રહણ મહાસતી **મદનરેખા** સાથે થયુ છે. મદનરેખાને બાલ્યવયમા માતા-પિતા તરફથી જૈનત્વના સુંદર સંસ્કારો પ્રાપ્ત થયા છે. એ મહાસતીનુ જીવન જૈનત્વના સંસ્કારોથી વણાઈ ગયું છે. આવી એક સુસંસ્કારી બાળા સાથે પાણિગ્રહણનો પ્રસંગ પ્રાપ્ત થવો એ યુગબાહુનો પ્રબલ ભાગ્યોદય છે. સંસારમાં મનુષ્ય તરીકે જન્મેલા બધાય સાધુ-સંન્યાસી નથી બની જતા, બધાય બ્રહ્મચારી નથી રહેતા. આજના જડવાદીઓ તો એમ બોલે છે કે બધાય સાધુ સંન્યાસી થઈ જાય અથવા બ્રહ્મચારી બની જાય તો આ સંસાર કેમ ટકે ? એ પામર જીવને સંસાર ઘટી જાય, સંસારનો અભાવ થાય એની ચિંતા થાય છે, પણ આત્મા આ સંસારના ચોરાશીના ચક્કરમાં ઘાચીની ઘાણીએ જોડાએલા બેલની માફક કેવી ભયંકર યાતનાઓ ભોગવે છે ? એ વિચાર નથી આવતો. સાધુ-સંન્યાસી કિંવા બ્રહ્મચારી બનવું તે સહેલ નથી. એ તો જન્માન્તરમા ત્યાગ-વૈરાગ્યના અમુક સંસ્કારોથી આત્મા ઘડાયો હોય તો જ એ સંસ્કારો નિમિત્ત મળતા જાગૃત થાય છે અને સાધુ સંન્યાસી થવાની કે બ્રહ્મચર્યનુ પાલન કરવાની પવિત્ર ભાવના જાગે છે, એવી સંખ્યા સેંકડો કે હજારોમા બે પાંચ નીકળે, બાકી તો બધાય મનુષ્યો યોગ્ય વયે પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરે છે. આ ગૃહસ્થાશ્રમમા ધર્મપરાયણ અને સંસ્કારી પત્ની જો મલે તો ગૃહસ્થજીવન છતા ધર્મની સુંદર આરાધના થઈ શકે છે. સંસ્કારી મનુષ્ય યોગ્યવયે બ્રહ્મચર્યાશ્રમમાથી જ સાધુપણું ગ્રહણ કરવાની ભાવના રાખે, પરંતુ આત્મા એટલે અંશે તૈયાર ન હોય અને પાણિગ્રહણના પ્રસંગમા જોડાય તો તે સમયે પણ એજ અભિલાષા ધારણ કરે કે ભલે કન્યા રૂપેરંગે બરાબર હોય ન હોય, શ્રીમંતના ઘરની હોય કે મધ્યમના ઘરની હોય પણ જેની સાથે મારુ પાણિગ્રહણ થાય તે કન્યા આર્યસંસ્કૃતિના સંસ્કારોથી સંસ્કારી હોવી જોઇએ. જેથી ગૃહસ્થાશ્રમમા પણ હું સુંદર શીલ ધર્મની આરાધના કરી શકુ. કન્યાને સંસ્કારી પતિ પ્રાપ્ત થવો અને પુરુષને સંસ્કારી પત્ની પ્રાપ્ત થવી એ પુન્યાનુબંધી પુન્યનો ઉદય હોય તો જ બની શકે છે. **ઉપરનું સૌન્દર્ય ભલે ગમે તેટલું સ્ત્રી પુરુષનું હોય પરંતુ તે સૌન્દર્યની વાસ્તવિક કિંમત નથી. તે તો ચાર દિવસની ચાંદની છે, પરંતુ અંતરનું સંસ્કારજન્ય સૌન્દર્ય તે જ સાચું અને ચિરસ્થાયી સૌન્દર્ય છે.** મહાસતી મદનરેખા અંતરંગ સૌન્દર્યથી તો વિભૂષિત હતી, પરંતુ બાહ્ય સૌન્દર્ય, રૂપ લાવણ્ય પણ કોઇ અદ્દભૂત પ્રકારનું તેણીને પ્રાપ્ત થયું હતું

## ગુણાનુરાગ ગુણવંતની ભક્તિ-પ્રશંસા એ શુભ નામકર્મના બંધનો હેતુ છે

શરીરમા સુંદર રૂપ પ્રાપ્ત થવુ, સંસ્થાન સુંદર મળવુ, જેનાથી શારીરિક બળ ઘણું સારું હોય એવુ શુભ પ્રકારનુ સંઘયણ પ્રાપ્ત થવું એ બધુ નામકર્મની શુભ પ્રકૃતિઓના ઉદયથી મળી શકે છે. એ નામકર્મની શુભપ્રકૃતિઓનો બંધ-ગુણાનુરાગ, ગુણની અનુમોદના, ગુણવંત આત્માઓની ભક્તિ વગેરેથી જ થાય છે. જે મહાનુભાવો માનવ જેવા ઉચ્ચ જન્મને પ્રાપ્ત કર્યા બાદ જ્ઞાન, દર્શન અને ચારિત્ર તેમજ તેના સાધનોની આરાધનામા જોડાયેલા હોય, એ અનુપમ આરાધના દ્વારા જેવો સ્વ-પર કલ્યાણની સાધનામા પરાયણ હોય,

વિશ્વમાં તે જ મહાનુભાવો સાચા ગુણવંત છે. એવા ગુણવંત મહાનુભાવોને વંદન, સ્તુતિ, ભક્તિ, પ્રશંસા, અનુમોદના વગેરે પ્રવૃત્તિથી આત્મા નામકર્મની શુભ પ્રકૃતિઓ બાંધે છે અને એ બંધાયેલી પ્રકૃતિઓ ઉદયમાં આવતા સુંદર-રૂપ-બલ-કાંતિ વગેરે અનુકૂલતાઓ પ્રાપ્ત થાય છે. પફ પાઉડર એ સુંદર રૂપનું સાચું સાધન નથી. સુંદર રૂપનું સાચું સાધન ગુણિજનની પ્રશસા અને ભક્તિ છે. મહાસતી મદનરેખાને પૂર્વજન્મમાં કરેલી ગુણીજનની પ્રશસા-સ્તુતિ-ભક્તિના યોગે શરીરનું અદ્દ્ભૂતરૂપ-લાવણ્ય મળ્યું છે. જૈનત્વના સંસ્કારોવડે અતરગ સૌન્દર્ય પણ ઝળકી રહેલ છે. મદનરેખાનું યુગબાહુ સાથે પાણિગ્રહણ થઇ ગયું. દિવસો, મહિનાઓ અને વર્ષો પણ વ્યતીત થયા. એ સંસ્કારી યુગલ ધર્મપુરૂષાર્થને બાધા ન પહોચે તે પ્રમાણે સસારમા સમય પસાર કરી રહ્યા છે. એક અવસરે વડીલ બંધુ મણિરથની દૃષ્ટિ મદનરેખાના મુખારવિદ ઉપર પડતા મુખની અનુપમ સુંદરતા અને ઝળહળતું લાવણ્ય જોઈને મણિરથના હૈયામા કારમી કામવાસના જાગૃત થઈ, કોઈ પણ ઉપાયે જાગેલી કામવાસનાને તૃપ્ત કરવાનો નિર્ણય કર્યો. મનથી ને મનથી વિચાર્યું કે જ્યાસુધી યુગબાહુની હયાતી છે ત્યાસુધી મારી વાસનાને તૃપ્ત કરવાની તક નહિ મળે, આ વિચારણાએ યુગબાહુનું ખૂન કરવાની ભયકર મનોવૃત્તિ મણિરથના દુષ્ટ હૈયામા પ્રગટાવી.

**મણિરથની દુષ્ટ વાસના અને તે માટે લઘુબંધુના ખૂનની દુષ્ટ મનોવૃત્તિ**

કોઈ પણ મનુષ્યના અતરમા કોઇ પણ અશુભ વિચાર આવ્યા બાદ જો તેને માટે અકુશનો અભાવ હોય છે તો પછી તે આત્મા અધ:પતનના માર્ગે ધકેલાઇ જાય છે यौवनं धनसपत्ति प्रभुत्व अविवेकिना। एकैकमप्यनर्थाय, किमु यत्र चतुष्टयम्? ॥ १ ॥ યુવાન અવસ્થા ધનસપત્તિનુ જોર, સત્તાનો ઉન્માદ અને સાથે અવિવેકીપણાની પરાકાષ્ટા એ ચારમાથી એક એક દૂષણ પણ અનર્થ કરે તો ચારેય જ્યા ભેગા થાય ત્યા કેવો ભયકર ઉલ્કાપાત મચાવે? મણિરથ યુવાન છે તેને ધનસપત્તિનો નશો છે, રાજસત્તાનો ઉન્માદ છે અને કામવાસનાએ વિવેકભ્રષ્ટ બનાવી મૂકયો છે. એ ચારેય દૂષણોએ મણિરથના મનોમદિરમા ભયકર દાવાનળ સળગાવ્યો છે એ મણિરથ ‘હુ કોણ છું? મદનરેખા કોણ છે? યુગબાહુ કોણ છે? એક આર્ય રાજવી તરીકે તેમજ વડીલ બંધુ તરીકે યુગબાહુ અને મદનરેખા તરફ કેવુ પવિત્રતાભર્યું વાત્સલ્ય હોવુ જોઈએ?’ એ વાતનુ એને ભાન નથી મદનરેખાના અદ્દ્ભૂત રૂપ-લાવણ્યમા મણિરથ આધળો બન્યો છે અને યુગબાહુ જેવા નિર્દોષ લઘુબંધુને યમસદન પહોચાડી પોતાની રાક્ષસી ભોગલાલસાને તૃપ્ત કરવાની મનોવૃત્તિ જાગી છે. મનુષ્યે કોઇ પણ પ્રકારનો અશુભ વિકલ્પ મનોમદિરમા ન પ્રવેશ કરે તે માટે ખૂબ જાગૃત રહેવુ. કોઈ વાર અશુભ વિકલ્પનો પ્રવેશ થાય તો શુભ પરિણામોવડે એ અશુભ વિકલ્પને દૂર કરવો જોઇએ, અને એ અશુભ વિકલ્પનો અમલ ન થઈ જાય તેને માટે હરકોઈ ઉપાયે ખૂબ સાવધ રહેવુ જોઈએ. **સદાચારી મિત્રો, સદ્દગ્રન્થોનું સતત વાંચન; સદ્દગુરૂની ઉપાસના અને સાત્ત્વિક આહાર-વિહાર સાથે યથોચિત ધર્માચરણની પ્રવૃત્તિ જીવનમાં ચાલુ હોય તો તે આત્માના મનોમંદિરમાં અશુભ વિચારોનો પ્રવેશ થતો નથી. કદાચ કોઈ વાર અશુભ વિકલ્પ આવી જાય તો**

**લાંબો સમય તેનો ટકાવ થતો નથી અને આવેલા અશુભ વિચારનો અમલ કરવાના પાપમાંથી તો જરૂર આત્મા બચી જાય** છે. મણિરથ નિરંકુશ છે. સદાચારી મિત્રો તેમજ જીવનમા સદ્ગુરુની ઉપાસનાનો અભાવ છે. હૃદયમા ઉદ્ભવેલા દુષ્ટ વિચારનો અમલ કરવામાં કોઈ અટકાવનાર નથી એ પાપી મણિરથ સાજના ટાઈમે મહેલની પાછળના બગીચાના એકાન્ત પ્રદેશમા યુગબાહુને બોલાવે છે. મહાસતી મદનરેખાને મણિરથના હૈયાની કામવાસનાનો ખ્યાલ આવી ગયો છે એટલે યુગબાહુને બગીચામા જતા અટકાવે છે, પણ વડિલબંધુને પિતા તુલ્ય માનનાર, સદાય વડીલબંધુની આજ્ઞાનો અમલ કરનાર યુગબાહુ મદનરેખાએ અટકાવવા છતાં અટકતો નથી. એ તો જ્યા મણિરથ છે ત્યા એકાન્ત પ્રદેશમા પહોચી જાય છે. રાત્રિનો અંધકાર એક બાજુથી વિસ્તાર પામતો જાય છે, બીજી બાજુએ મણિરથના હૈયામા ભયંકર પાપવૃત્તિનો અંધકાર જામતો જાય છે. યુગબાહુ મણિરથ પાસે પહોચતા વડીલ બંધુને જ્યા પ્રણામ કરવા મસ્તક નમાવે છે તે જ અવસરે લાગ સાધીને યુગબાહુના શરીર ઉપર મણિરથનુ શસ્ત્ર ફરી વળે છે. મણિરથ આ કારમુ કાળું કૃત્ય કરીને ત્યાંથી પલાયન કરી જાય છે જ્યારે યુગબાહુ કારમી ચીસ નાખતો જમીન ઉપર લોહીતરબોળ હાલતમા ઢળી પડે છે.

## મદનરેખાએ યુગબાહુને અંતિમ સમયે કરાવેલ નિઝામણા

મહાસતી મદનરેખાના મનમા આજે અમંગળની શંકા તો હતી જ, પોતાના સ્વામીને એ કારણે જ મણિરથ પાસે જતા અટકાવતી હતી, છતા સ્વામી ન માન્યા. ભદ્રિકભાવે મણિરથ પાસે પહોચ્યા અને તેના કાતીલ શસ્ત્રનો ભોગ બની ચૂકયા. કાતીલ છરીના ઘાથી યુગબાહુના મુખમાથી નીકળેલી કારમી ચીસ જ્યા મદનરેખાએ સાભળી એટલે વેગભર સ્વામી પાસે પહોચી ગઇ. મણિરથની ત્યા હાજરી ન હતી અને પોતાના સ્વામી લોહીના ખાબોચીયામા તરફડીયા મારતા હતા. આ દૃશ્યે એક વાર તો મહાસતીના હૃદયને કંપાવી નાખ્યું, આંખે અંધારા આવી ગયા, પણ ક્ષણવારમા જ એ સંસ્કારી બાળા સાવધ બની નીચે બેસી ગઈ. પોતાના શિરચ્છત્રનુ અંગ પોતાના ઉત્સંગમા લીધુ અને સ્વામીના આત્મહિતનો સંપૂર્ણ ખ્યાલ રાખીને નિઝામણા શરૂ કરાવી. મહાસતી મદનરેખા પોતાના પતિદેવને એ અવસરે જે શબ્દો કહે છે તે ખૂબ જ મનનીય છે. મહાસતી ઉચ્ચારે છે કે–હે **જીવનદેવ ! આપ મણિરથ તરફ યત્કિંચિત્ પણ વૈરભાવ ન લાવશો. મણિરથ એ તો ફક્ત નિમિત્તરૂપ છે. તત્વદૃષ્ટિએ આપનું આયુષ્ય જ પૂર્ણ થવા આવેલ છે. ભૂતકાળમાં આપના આત્માએ કોઈનો વધ કર્યો હશે, તે નિમિત્તે બંધાયેલ કર્મ આજે આપને ઉદયમાં આવેલ છે. ખરી રીતે આપના બંધુ મણિરથે કર્મનો ભાર હળવો કરવામાં ઉપકાર કર્યો છે, માટે સ્વામિન્ ! કોઈના ઉપર વૈરવિરોધ ન રાખશો. આત્માને ક્ષમા ધર્મમાં સ્થિર કરશો. વૈરવિરોધ એ આત્માનો અશુદ્ધ પર્યાય છે, વૈરવિરોધ વગેરે અશુદ્ધ પર્યાયમાં આયુષ્યની સમાપ્તિ થવી તે બાલ મરણ છે જ્યારે ક્ષમાધર્મરૂપી શુદ્ધ પર્યાયમાં આયુષ્યની સમાપ્તિ થવી એ પંડિત મરણ છે.** સ્વામિન્ ! બાલમરણથી સંસારની પર-

પરા વધે છે. પંડિત મરણથી સંસારની પરંપરા ઘટે છે. બાલમરણ તો આ જીવે ભવચક્રમાં ભટકતા અનંતીવાર કર્યાં પણ પંડિતમરણનો સુયોગ જીવનમા કદાચિત્ જ પ્રાપ્ત થાય છે. પંડિતમરણ એ સાચું મરણ છે. અનાદિથી અશુધ્ધ પર્યાયમા વર્ત્તતો આત્મા આવા પંડિતમરણવડે જ સર્વથા શુદ્ધ પર્યાયને પ્રાપ્ત કરે છે, માટે જીવનદેવ! સંસારના સ્ત્રી, સંપત્તિ વગેરે સર્વ બાહ્ય ભાવોથી આત્માને દૂર કરી કેવળ અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલિપ્રરૂપિત ધર્મનુ શરણ અંગીકાર કરી આપ આત્મધ્યાનમાં સ્થિર બની જાઓ” મહાસતીની મંગલમય નિઝામણાએ યુગબાહુને અંતરમાં વૈર–વિરોધનો ઉપશમ ભાવ કરવા સાથે ક્ષમાધર્મમા સ્થિર બનાવ્યા. સર્વ જીવોની સાથે ક્ષમાપના કરી, અઢાર પાપસ્થાનકોની નિન્દા–ગર્હા કરી, અરિહંતાદિના ધ્યાનમાં યુગબાહુ લીન બન્યા. જીવનદીપક બુઝાયો અને યુગબાહુ આત્મકલ્યાણ સાધી સ્વર્ગલોકમા પહોચી ગયા.

મહાનુભાવો! મહાસતી મદનરેખાનુ ધૈર્યબલ કેવું અનુપમ હશે? અખંડસૌભાગ્યનુ પરમ કારણ પોતાના પતિદેવનું ખૂન કરનાર મણિરથ તરફ તે અવસરે જરાય ધ્યાન ન દેતા વર્તમાનમા પોતાના જીવનસાથીનુ ભાવી હિત કેમ થાય? એજ ચોક્કસ નિર્ણય સાથે જૈનત્વના કેવા અનુપમ સંસ્કાર, કે અંતિમ અવસરે હાય–વોય અને રડાકૂટ ન કરતા પોતાના સ્વામીના કલ્યાણ માટે ધ્યાન દીધુ. મહાનુભાવો! સંસારમા સ્ત્રીની ઇચ્છા રાખો તો મહાસતી મદનરેખા જેવી સ્ત્રીની રાખજો કે જે તમારા આત્માને મોક્ષે લઈ જવામા મદદગાર થાય, પણ અટકાવનારી ન થાય.

અસ્તુ. આપણા ભાઈએ દ્રવ્ય, ગુણ અને પર્યાયનુ સ્વરૂપ શું? એ પ્રશ્ન કર્યો હતો. તેના ઉત્તરમા જ અને તે પ્રસંગને અનુસરતા મદનરેખાના દષ્ટાન્તમા જ આજના વ્યાખ્યાનનો સમય પૂર્ણ થવા આવ્યો છે. એટલે હવે ઉપસંહાર કરીને આજનુ વ્યાખ્યાન સમાપ્ત કરીએ. ગુણ અને પર્યાયનો જે આધાર તે દ્રવ્ય છે. દ્રવ્યમા સદાય સાથે રહેનાર તે દ્રવ્યનો ગુણ છે, અને અન્ય અન્ય પદાર્થોના સંયોગ–વિયોગજન્ય અથવા અન્ય કારણે દ્રવ્યના સ્વરૂપમા બાહ્ય અભ્યંતર થતા ફેરફારો તે પર્યાય છે. આત્મા એ દ્રવ્ય છે, ચેતના એ આત્માનો ગુણ છે. સમ્યગ્દૃષ્ટિપણું, વિરતિપણુ, મિથ્યાદષ્ટિપણુ, અજ્ઞાનીપણુ, અવિરતિપણુ, મનુષ્યત્વ, દેવત્વ એ બધાય આત્માના પર્યાયો છે. સોનુ એ દ્રવ્ય છે. પીતત્વ એ એનો ગુણ છે. વીંટી–વેઢ વગેરે તેના પર્યાયો છે. આ પ્રમાણે દ્રવ્ય, ગુણ અને પર્યાયની વ્યાખ્યા ખૂબ જ ટૂંકમા કહેવામા આવેલ છે. ભગવતી સૂત્રમા દ્રવ્યનય અને પર્યાયનય એ ઉભયનયની અપેક્ષાએ તે તે વિષયોનુ વર્ણન કરવામા આવેલુ છે. એ કારણે આ સૂત્રની ઘણી મહત્તા છે. બન્ને ઉજ્જવલ દંતૂશલથી જેમ જયકુંજર હાથી શોભે છે, તે જ પ્રમાણે દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિકનયોના પ્રતિપાદન વડે આ ભગવતીસૂત્ર શોભે છે. આ પ્રમાણે તેરમા વિશેષણની વ્યાખ્યા થયા બાદ ચૌદમા વિશેષણમા અપાયેલ निश्चयव्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य એ પદનું વિવેચન કેવી રીતે થશે તે અધિકાર અગ્રે વર્ત્તમાન

॥ श्री जीरावलापार्श्वनाथाय नमः ॥

# પ્રવચન દશમું.

निश्चय-व्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य प्रस्तावनावचनरचनाप्रकाण्डशुण्डादण्डस्य निगमनवचनाऽतुच्छपुच्छस्य कालाद्यष्टप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य उत्सर्गापवादसमुच्छलदतुच्छघण्टायुगलघोषस्य....वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ।

મહામંગલકારી શ્રી ભગવતીસૂત્ર વ્યાખ્યાનમાં વાચવાની શરૂઆત કર્યાને આજે દશમો દિવસ છે. આ મહાસૂત્ર શ્રમણભગવંત મહાવીર પ્રભુના ઉપદેશ અનુસારે ગણધરશ્રી સુધર્માસ્વામીએ ભાવી પ્રજાના કલ્યાણ માટે સૂત્રરૂપે સંકલિત કરેલ છે. એ સૂત્રના ગંભીર ભાવો સહેલાઇથી સમજી શકાય તે માટે શાસનદેવીના આદેશથી પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજાએ આ સૂત્ર ઉપર વિશદ અને સુબોધ ટીકાની રચના કરેલ છે. ટીકાની રચનાના પ્રારંભમાં સર્વ જિનેશ્વરોને, શાસનપતિ શ્રમણભગવાન મહાવીરને, સૂત્રકાર ગણધર ભગવાન્ સુધર્માસ્વામીને સૂત્ર તથા અર્થની અવિચ્છિન્ન પરંપરા ટકાવી રાખનાર અનુયોગવૃદ્ધ મહાપુરુષોને અને સર્વજ્ઞ પરમાત્માની વાણીને નમસ્કાર કરવામાં આવેલ છે, ત્યારબાદ જેના આધારે સ્વયં ટીકા રચી તે મૂલટીકા, ચૂર્ણિ વગેરેને તેમજ તેના પ્રણેતાઓને યાદ કરી પોતાની લઘુતા પ્રગટ કરી છે અને ત્યાર બાદ ભગવતી સૂત્રને જયકુંજર હાથીની સાથે ઉપમા આપી હાથીના પ્રત્યેક અંગોપાંગો સાથે આ મહાસૂત્રની સરખામણી કરવામાં આવી છે, જે વિવેચન છેલ્લા ચાર પાંચ દિવસથી ચાલી રહ્યું છે. ગઈ કાલે "द्रव्यास्तिकपर्यायास्तिकनयद्वितयदन्तमुशलस्य" એ પદનું યથોચિત વિવેચન થયું છે. અર્થાત્ હાથીના સર્વ અંગોપાંગોમાં બંને દંતૂશલની પ્રધાનતા છે. તે જ પ્રમાણે આ મહાસૂત્રમાં દ્રવ્યાસ્તિકનય અને પર્યાયાસ્તિકનયની પણ ખૂબ પ્રધાનતા છે, એ વાત કહેવાયેલ છે. આજે તો હવે "निश्चयव्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य" એ પદનું વિવેચન કરવાનું છે. હાથીના અંગોપાંગમાં દન્તૂશલની જેમ મુખ્યતા છે તેમ ગંડસ્થળ અર્થાત્ કુંભસ્થળની પણ પ્રધાનતા છે. કલ્પસૂત્રના વાચન પ્રસંગે ચૌદ સ્વપ્નના અધિકારમાં પ્રથમ સ્વપ્ન હાથીનું વર્ણન જ્યારે વંચાય છે ત્યારે હાથીના બન્ને ગંડસ્થળમાંથી મદ ઝરવાની વાત તેમ જ એ મદમાંથી નીકળતા ગંધને અંગે ચારે તરફ ગુંજારવ કરતા ભમરાઓની વાત પણ આવે છે, એટલે કે બન્ને ગંડસ્થળો એ હાથીનું પ્રધાન અંગ છે. લોકોક્તિ પ્રમાણે એ ગંડસ્થળમાં સાચા મોતી પણ ઉત્પન્ન થાય છે. આ ભગવતીજીમાં નિશ્ચય અને વ્યવહાર એ ઉભય નયનું પ્રતિપાદન કરનાર સૂત્રોને જયકુંજર હાથીના ગંડસ્થળની સાથે સરખાવેલ છે, ટીકાકાર ભગવંતે હાથીના અંગોપાંગો સાથે ભગવતીજીના ભિન્નભિન્ન વિષયોની જે સરખામણી કરેલ છે, તેમાં પોતાની નિર્મળ બુદ્ધિનો ખૂબ જ ઉપયોગ કરેલો છે. **ભગવતી સૂત્ર એટલે જૈનદર્શન, એ જૈનદર્શનના**

**દ્રવ્યાનુયોગાદિ ચારેય અનુયોગ એ ચાર પગ છે, જ્ઞાનાચરણ એ જૈનદર્શનની નિર્મળ દિવ્યચક્ષુઓ છે, દ્રવ્યાસ્તિકનય અને પર્યાયસ્તિકનય એ જૈનદર્શનની ઉજ્જવલતાના દ્યોતક બન્ને દંતૂશળ છે. નિશ્ચય અને વ્યવહાર એ જૈનદર્શન-દ્વારા આત્માને સાચો જૈન બનાવવા માટેના અસાધારણ ઉપાયો છે.** ગઈ કાલે દ્રવ્ય અને ગુણ–પર્યાયનું પ્રાસંગિક સ્વરૂપ સંક્ષેપમાં જેમ કહેવામા આવ્યું હતું, તેમ આજે નિશ્ચય અને વ્યવહારના સ્વરૂપને પણ સંક્ષેપમાં અવશ્ય કહેવુ જોઈએ. આવા પ્રસંગે જ આવી તાત્ત્વિક બાબતો કાઈક સમજાવાય, ફક્ત પંક્તિનો શબ્દાર્થ જ કરીને આગળ ચલાય અને સમજાવવા યોગ્ય વિષયો સંબંધી અવસરે કંઈ પણ ન સમજાવાય તો ભવિષ્યમાં એ વિષયો સમજવાની તક ભાગ્યે જ મળે છે.

## નિશ્ચય અને વ્યવહારનું સામાન્ય સ્વરૂપ

નિશ્ચય અને વ્યવહારની સમજણ માટે આપણા જીવનની પ્રવૃત્તિઓ તરફ જરા આપણે દૃષ્ટિપાત કરીએ તો તુરત તે બન્નેનો ભાવ સમજવામા વાર નહિં લાગે, આપણા જીવનમા જેટલી જેટલી ભૌતિક પ્રવૃત્તિઓ થાય છે, તે દરેક પ્રવૃત્તિમા નિશ્ચય અને વ્યવહાર બને સામેલ છે. ઘેરથી નીકળો અને બજારમા શાક લેવા જાઓ, એ પ્રવૃત્તિ પ્રસંગે તમારૂં ધ્યેય નિશ્ચિત છે. "શાક લેવુ છે, સારુ લેવુ છે, સસ્તુ લેવુ છે, શરીરને તંદુરસ્તી આપે તેવુ લેવું છે. શેર બશેર કે પાચશેર લેવુ છે. સાથે કોથમરી, મરચા અને લીબુ લેવા છે." ઘેરથી નીકળતાં અને રસ્તે ચાલતા તેમ જ શાકમાર્કેટે પહોચ્યા બાદ આ ધ્યેય જાગતુ જ હોય છે ઘણા ભાગે એ ધ્યેયમાં ગફલત નથી થતી. વ્યાપાર માટે દુકાને જાઓ ત્યારે લક્ષ્મી મેળવવાનુ ધ્યેય જાગતુ હોય છે, સાસારિક સર્વ પ્રવૃત્તિઓ પાછળ ધ્યેય જાગતું ન હોય, એવુ ભાગ્યે જ બને છે કીડી–મંકોડી કે પશુ–પક્ષી જેવા પ્રાણીઓ પણ ધ્યેય વિના પ્રાયઃ પ્રવૃત્તિ કરતા નથી, ફક્ત એ પ્રવૃત્તિમા ધ્યેય અર્થ અને કામનું છે. આહારસંજ્ઞા, મૈથુન-સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞાને પોષણ આપવાનુ ધ્યેય છે, અને તેથી આત્માને અનંતકાલ પર્યંત સંસારચક્રમા રઝળવું પડે છે, સાંસારિક પ્રવૃત્તિઓમા જેમ ધ્યેય અર્થાત્ નિશ્ચયનું લક્ષ્ય બરાબર હોય છે, તે પ્રમાણે તેની પાછળ વ્યવહાર પણ બરાબર હોય છે. અજ્ઞાન દશા અંગે વિપરીત નિશ્ચય અને વિપરીત વ્યવહાર પ્રવર્તે તે જુદી વાત છે, પણ સાસારિક પ્રવૃત્તિઓમા નિશ્ચય વ્યવહાર ઉભયનો યોગ લગભગ બરાબર જોવાય છે. સંસારની પરંપરાને વધારે એવા નિશ્ચય વ્યવહારનુ અહિ આપણે કાઈ પ્રયોજન નથી. અહિં તો સંસારની પરંપરાનો ઘટાડો કરી આત્માને અનન્તરપણે કે પરંપરાએ મુક્તિપુરીમા પહોચાડે એવા નિશ્ચય વ્યવહારનુ પ્રયોજન છે. **અવળો નિશ્ચય અને અવળો વ્યવહાર એ તો જીવને અનાદિથી ચાલુ છે. એ અવળામાંથી સવળું કરવાની જરૂર છે.**

## હું તત્ત્વદૃષ્ટિએ કોણ છું ? મારું શું સ્વરૂપ છે ?

"હુ અનંતજ્ઞાનમય છુ, અનંતદર્શનમય છું, અનંતચારિત્રસ્વરૂપ છું, અનંતશક્તિ-સંપન્ન છું; હું સિદ્ધ છું, બુદ્ધ છુ, મુક્ત છુ, ચિદાનંદરુપ છુ. હું મનુષ્ય નથી, દેવ નથી,

નારક કે તિર્યંચ નથી, હું એકેન્દ્રિય નથી, હું બેઇન્દ્રિય નથી, યાવત્ પંચેન્દ્રિય નથી, હું અજ્ઞાની નથી, મિથ્યાદષ્ટિ નથી, અવિરતિ નથી, ક્રોધી નથી, માની નથી, માયી નથી તેમજ લોભી નથી. મનોયોગ, વચનયોગ કે કાયાયોગના વ્યાપારો એ હુ નથી. હુ તો અયોગી છુ. હું સંસારી નથી, કર્મને બાધવા, કર્મના ફળોને ભોગવવા અને તે માટે ચોરાશી લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કરવુ એ મારો શુદ્ધ સ્વભાવ નથી. વિશ્વના સર્વ ભાવો જાણવા, જોવા અને નિજગુણમા રમવુ એ જ મારો શુદ્ધ સ્વભાવ છે" આવુ જાણપણુ આત્માને થવુ તેમ જ તેને લાયક રુચિ થવી, એનુ નામ નિશ્ચય છે જ્યા જન્મ નથી, જરા નથી, મરણ નથી, રોગ–શોક–સતાપ નથી, આધિ વ્યાધિ ઉપાધિ નથી, જે અખડ શાતિનું ધામ છે, જ્યા ગયા પછી પુન સસારમા આવવાનુ નથી, એવો જે મોક્ષ તે જ અક્ષય સુખનુ સ્થાન છે. સસારમા ભલે ગમે તેટલુ પૌદ્ગલિક સુખ હોય, અનુત્તર વિમાન જેવી અનુપમ પૌદ્ગલિક સુખની સામગ્રી પ્રાપ્ત થયેલ હોય પણ જેની પાછળ વ્હેલો યા મોડો મૃત્યુનો ભય બેઠો છે, તાત્વિક દૃષ્ટિએ તેનુ નામ સુખ નથી. જેની પાછળ દુખ નહિં તેનુ જ નામ સુખ ગણાય. એવુ અક્ષય, અવ્યાબાધ, અનત સુખ પ્રાપ્ત કરવા માટે હૃદયગત સાચી ભાવના પ્રગટ થવી તે સાચો નિશ્ચય છે, અને દૃષ્ટિમા એ નિશ્ચય પ્રગટ થયા બાદ તે નિશ્ચયની હદે પહોચી વળવા માટે યોગ્ય પ્રવૃત્તિ કરવી તેનુ નામ વ્યવહાર છે. **સાધ્યનો નિર્ણય, તેનું નામ નિશ્ચય અને સાધ્યની સિદ્ધિ માટે સુયોગ્ય સાધનોની પ્રવૃત્તિ તેનું નામ વ્યવહાર છે.** જેમકે મોક્ષ એ સાધ્યનો નિર્ણય થવો તે નિશ્ચય અને સાધ્ય એવા મોક્ષના સાધનો–સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર માટે પ્રવૃત્તિ કરવી તે વ્યવહાર ગણાય. સમ્યગ્દર્શનાદિ ત્રણેય જેમ મોક્ષના સાધનો છે તેમ અમુક અવસ્થામા સાધ્ય પણ છે. વડોદરાથી પાલીતાણા જવાના અભિલાષી મહાનુભાવને વચ્ચે આવતા અમદાવાદ, વીરમગામ, સુરેન્દ્રનગર, શીહોર એ જેમ સાધનો છે, તેજ પ્રમાણે વડોદરાથી નીકળવું એ સાધના અને પ્રથમ અમદાવાદ પહોચવુ એ સાધ્ય, અમદાવાદ પહોચનારને વીરમગામ પહોચવુ એ સાધ્ય, વીરમગામ પહોચનારને સુરેન્દ્રનગર પહોચવુ એ સાધ્ય અને સુરેન્દ્રનગર પહોચનારને શીહોર તેમજ પાલીતાણા પહોચવુ એ જેમ સાધ્ય છે, તેમજ દરેક સ્થળે ટ્રેઈનમા બેસવુ વગેરે પ્રવૃત્તિનો વ્યવહાર એ જેમ સાધન છે, તેજ પ્રમાણે, પ્રથમ શ્રુત સામાયિકનુ સાધ્ય અને તેને લાયક સમ્યક્શ્રુતનો સ્વાધ્યાય એ સાધન-શ્રુત સામાયિકની હદે પહોચેલ આત્માને સમ્યક્ત્વ સામાયિકની પ્રાપ્તિ એ સાધ્ય અને તેને લાયક અરિહંત પદની ભક્તિ સાથે આત્મતત્વનુ ચિતન મનન એ સાધન છે. સમ્યક્ત્વ સામાયિક (સમ્યગ્દર્શન)ની પ્રાપ્તિ થયા બાદ દેશવિરિત, સર્વવિરતિ સામાયિક એ સાધ્ય છે તેમજ તેને લાયક શ્રાવકોચિત દ્વાદશવ્રત તથા સાધુને ઉચિત પંચમહાવ્રતોનુ પરિપાલન એ સાધન છે. સર્વવિરિત સામાયિક પ્રાપ્ત થયા બાદ કેવલજ્ઞાન, કેવલદર્શન અને પરપરાએ મોક્ષ એ સાધ્ય છે તથા સર્વવિરતિ સામાયિકમા અપ્રમત્ત ભાવ એ સાધન છે એકદર ભાવાર્થ એ છે કે–મોક્ષ અને મોક્ષના અસાધારણ–અતરગ સાધનોનો નિર્ણય તે સાચો નિશ્ચય છે અને તેને લાયક બાહ્ય અભ્યતરસુયોગ્ય પ્રવૃત્તિ તેનુ નામ સાચો વ્યવહાર છે.

## અવળી ચાલમાં એરોપ્લેન જેવો આપણો વેગ છે અને સવળી ચાલમાં કીડી જેવી મંદગતિ છે.

**શંકા:** પહેલો નિશ્ચય કે પહેલો વ્યવહાર ?

**સમાધાન:**–મહાનુભાવ ! હમણા સમજાવ્યું તે ઉપર જરા લક્ષ્ય દઈને વિચાર કરશો તો તમોએ કરેલ શંકાનુ સમાધાન આપોઆપ તમોને મળી જશે. તમોને કોઈ પ્રશ્ન કરે કે પહેલો દિવસ કે પહેલી રાત ? ભાઈ ! શુ જવાબ આપશો ? 'અમુક દિવસની અપેક્ષાએ અમુક રાત પહેલી, અને અમુક રાતની અપેક્ષાએ અમુક દિવસ પહેલો' એમ તમો કહેશો, પરંતુ 'અમુક દિવસ સર્વથી પહેલો અથવા અમુક રાત્રિ સર્વથી પહેલી' એમ કોઈ રીતે નહિ કહી શકો. તે જ પ્રમાણે નિશ્ચય અને વ્યવહાર માટે સમજવાનું છે. હમણા જ સમજાવ્યુ છે કે શ્રુત સામાયિકની પ્રાપ્તિનું લક્ષ્ય એ નિશ્ચય છે, જ્યારે તે માટે કરવામાં આવતી સમ્યક્શ્રુતના સ્વાધ્યાયની પ્રવૃત્તિ એ વ્યવહાર છે. આ આત્મા અનાદિકાળથી નિગોદમા હતો, એ નિગોદમાથી નીકળી જન્મ–મરણ કરતા કરતાં વર્તમાનમા મનુષ્યના ભવ સુધી એ પહોચ્યો. તેમા નિશ્ચય અને વ્યવહાર બન્ને ચાલુ રહેલા હોય છે. નિગોદથી માંડીને અસંજ્ઞી પંચેન્દ્રિયના ભવ સુધી તો નિશ્ચય વ્યવહાર અશુભ અને લગભગ અવ્યક્ત દશાના હોય છે સંજ્ઞિપંચેન્દ્રિયના ભવમા જ્યા સુધી મિથ્યાત્વનું જોર છે ત્યા સુધી એ નિશ્ચય વ્યવહાર આભોગ, અનાભોગ (વ્યક્ત–અવ્યક્ત) બન્ને પ્રકારના હોવા છતા અશુભ હોય છે. નિગોદમાથી નીકળીને અનુક્રમે સંજ્ઞિપંચેન્દ્રિયપણાની હદ સુધી આત્મા પહોચ્યો હોય અને સંજ્ઞિપંચેન્દ્રિય સુધી પહોચેલ આત્માઓમા જે આત્માઓ ભવ્ય હોય તેમજ છેલ્લા પુદ્ગલ પરાવર્તનમા જેમનો પ્રવેશ થયો હોય, એટલે કે હવે પછી એક પુદ્ગલ પરાવર્તન જેટલો સંસાર જેઓનો બાકી હોય તે આત્માઓ '**સંજીવની ચારી**' ના ન્યાયે ધર્મની પ્રવૃત્તિમાં–ધર્મના અનુષ્ઠાનોમા જોડાય છે એક વાત નક્કી છે કે–સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા સિવાય મુક્તિનું કિંવા આત્મગુણની રમણતાનુ વાસ્તવિક લક્ષ્ય કોઇ પણ આત્માને પ્રગટ થતુ નથી અને તેથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પહેલાનો વ્યવહાર અશુભ તેમજ અશુદ્ધ હોય છે, એ વાત જો કે બરાબર છે. પણ તેટલા માત્રથી ઉચિત ધર્મપ્રવૃત્તિનો વ્યવહાર નકામો છે, એવુ માનવાની જરા પણ જરૂર નથી. "સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા સિવાય કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ મોક્ષનુ કારણ નથી બનતી" એ ભાવવાળા વાકયો શાસ્ત્રોમાં જે લખાયા છે, તેનો અર્થ ધર્મપ્રવૃત્તિના વ્યવહારને તિલાંજલિ આપવી એવો નથી. તેનો ભાવ તો એ છે કે–"જે કોઇ શાસ્ત્રવિહિત ધર્મપ્રવૃત્તિ કરો તેમા આત્મરમણતાનું લક્ષ્ય રાખો." એ જાગૃતિ માટેની સૂચના છે કોઈ દર્દી માણુસ કુશલ વૈદ્યની દવાનો ઉપયોગ કરવા સાથે પથ્ય ન પાળતો હોય, તે દર્દી મનુષ્યને કુશલ વૈદ્ય અથવા સગાસંબંધીઓ એમ કહે કે "પથ્ય ન પાળવુ હોય તો દવા વાપરવી નકામી છે" એ કથનનો અર્થ એ નથી થતો કે–દર્દીએ દવા છોડી દેવી. એ કથનનો ભાવ તો એ છે કે–દવા બરાબર કરો અને સાથે સાથે સમુચિત પથ્ય પાળો. લાબા વખતના દર્દીને પ્રારંભમા પથ્ય પાળવું ગમતું નથી, તે જ પ્રમાણે અનંતકાળથી પરભાવની રમણતામાં જ વર્તતા આત્માને ધાર્મિક અનુષ્ઠાનોની

શરૂઆતથી જ આત્મરમણતાનું લક્ષ્ય નથી પ્રગટ થતું, પરંતુ આત્મા લાયક હોય અર્થાત્ ભવ્ય હોય, ભવ્યત્વદશાનો પરિપાક થવાની તૈયારી હોય તેવા આત્માઓ ઉચિત ધાર્મિક પ્રવૃત્તિઓમા પરાયણ રહે તો એક, બે, પાચ કે પદર ભવે પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે અને આત્મરમણતાનું લક્ષ્ય જાગે છે. જે આત્માને નિગોદમાથી નીકળ્યા બાદ ભવિતવ્યતાના યોગે વિભાવ અને વિભાવના સાધનોનુ વાતાવરણ વધુ પ્રમાણમાં પ્રાપ્ત થતા દર્શનમોહનીય–મિથ્યાત્વમોહનીય કર્મ વધુ સ્થિતિ–રસવાળુ વારંવાર બધાયેલું હોય છે તેવા આત્માઓને એક, બે ભવની ઉચિત ધાર્મિક પ્રવૃત્તિથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થતુ નથી. અવળો પુરૂષાર્થ વધુ પ્રમાણમા જેને થયો હોય તેવા આત્માઓને સમ્યક્ત્વાદિ ગુણો પ્રાપ્ત કરવા માટે અનેક ભવો સુધી ઉચિત ધર્મવ્યવહાર કરવો પડે છે. વડોદરાથી સુરત જવાની ઈચ્છા રાખનાર કોઈ મુસાફર અજ્ઞાનદશા અગે દક્ષિણ દિશામા ચાલવાને બદલે ઉત્તર દિશામા ચાલતો થાય, દિવસોના દિવસો અને મહિનાઓ સુધી 'આજ સુરતનો માર્ગ છે' એવી ભ્રાન્તિવડે મારવાડ જકશન કે અજમેરથી પણ આગળ નીકળી જાય, એ મુસાફરને અજમેર ગયા બાદ પોતાની અવળી ચાલનુ ભાન આવવા છતા પુન સુરત તો નહિ પણ વડોદરા પોતાના વતનમા પહોચતા કેટલા દિવસ અને મહિનાઓ જોઈએ? મહિનાઓ સુધી અવળી દિશામા ચાલનાર શુ બે, ચાર કલાકમા વડોદરા અને સુરત પહોચે ખરો? તમો બધાય એમ જ કહેશો કે અજમેર સુધી અવળી ચાલ થયા બાદ પુન વડોદરા પહોચતા તેટલો જ સમય જોઈએ. હા, અજમેરથી વડોદરા બે ચાર કલાકમા પણ પહોચાય, પરતુ કયારે, કે–એરોપ્લેન જેવો ગતિમા વેગ આવે ત્યારે સામાન્ય ચાલથી બે ચાર કલાકમા પુન વડોદરા ન અવાય આપણી દશા તો એ છે કે–**અવળી ચાલમાં એરોપ્લેન જેવો વેગ છે અને સવળી ચાલમાં કીડી જેવી મંદ ગતિ છે.**

## ખુબ જ રસથી કર્મબંધનની પ્રવૃત્તિ કરનારને એક બે ભવની સામાન્ય ધર્મપ્રવૃત્તિથી આત્મરમણતા ન પ્રગટે.

ઘરના કે દુકાનના કામકાજમા કેટલો રસ છે? અને સામાયિક કે પૂજા વગેરે આત્મસાધનની પ્રવૃત્તિમા કેટલો રસ છે? જરા આત્માને પૂછશો એટલે જરૂર જવાબ મળશે. આપણે તો કર્મબધનના કારણોમા ખૂબ ખૂબ રસ રાખીને, એક બે ભવની સામાન્ય ધર્મપ્રવૃત્તિથી આત્મરમણતા પ્રગટ કરવી છે. એ કયાથી બને? મરૂદેવા માતા જેવી આપણી દશા હોય તો તો એક જ ભવના સદ્આલબનથી આત્મરમણતાની રૂચિ ઉપરાત આત્મરમણતામાં ટકાવ, તેમા સ્થિરતા અને કેવલજ્ઞાનાદિ ગુણો પણ પ્રગટ થઈ જાય. મરૂદેવા માતાનો જીવ અનાદિ નિગોદમાથી નીકળી કેળના ભવમા આવ્યો. કેળના ભવમાથી અનતરપણે મરૂદેવા માતાનો ભવ થયો. અનાદિનિગોદમા એકેન્દ્રિયપણુ અને કેળના ભવમા પણ એકેન્દ્રિયપણુ હતું. એકેન્દ્રિય જીવોને વીર્યનો ઉઘાડ અત્યત મદ હોય છે. મનોયોગ, વચનયોગનો તો અભાવ છે. આ એકેન્દ્રિયના ભવમા મિથ્યાત્વમોહનો વધુમા વધુ સ્થિતિબધ એક સાગરોપમ જેટલો જ હોય છે, એકેન્દ્રિય જીવોને કષાય ભલે અનંતાનુબધી છે, પરતુ એ સ્વરૂપે અનંતાનુબંધી કષાયો ઉપયોગ વીર્યની અતિઅલ્પતાને અગે, પ્રવૃત્તિમાં

અત્યંત મંદ કોટિના હોય છે અને તેથી મિથ્યાત્વમોહનો સ્થિતિબંધ એક સાગરોપમથી વધુ થતો નથી. એકેન્દ્રિય જીવોને જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અંતરાય એ ચાર કર્મનો 3/7 સાગરોપમ જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે. નામ અને ગોત્રકર્મનો 2/7 સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે અને મોહનીય કર્મનો એક સાગરોપમ જેટલો વધુમાં વધુ સ્થિતિબંધ છે. જેમ સ્થિતિબંધ અલ્પ છે, તે જ પ્રમાણે રસબંધ પણ ઓછો છે. રસબંધમાં કારણ લેશ્યા છે એકેન્દ્રિય જીવોને પ્રાય કૃષ્ણ, નીલ અને કાપોત એ ત્રણ અશુભ લેશ્યા હોય છે, પરંતુ એ લેશ્યાઓમા તીવ્રતા નથી. અશુભ લેશ્યાજન્ય રસ અશુભ હોય, પણ એ રસમા એવી તીવ્રતા ન હોય. સંજ્ઞિ પંચેન્દ્રિય જીવોને તો ત્રીશ કોડાકોડી, વીશ કોડાકોડી અને સિત્તેર કોડાકોડીનો દીર્ઘ સ્થિતિબંધ થઈ શકે છે. તે જ પ્રમાણે અશુભ લેશ્યાની તીવ્રતા અંગે અશુભ રસમા પણ તીવ્રપણુ થાય છે. મરૂદેવા માતાને સ્થિતિસત્તા અલ્પ હતી. પ્રદેશોની સત્તા પણ અલ્પ હતી. રસબંધ પણ અલ્પ હતો. એકેન્દ્રિયના ભવો અને મરૂદેવાનો ભવ એ બન્ને વચ્ચે ભવિતવ્યતાના યોગે બીજા કોઈ ભવો કરવાનો પ્રસંગ આવ્યો ન હતો, જેથી કર્મોની સ્થિતિ, રસ અને પ્રદેશમા વધારો થયો નથી. મરૂદેવાના ભવમા પણ તે કાળના (અવસર્પિણીના ત્રીજા આરાનો છેડો) પ્રભાવે કષાયની તીવ્રતા ન હતી, આવા કારણે મરૂદેવામાતાને હસ્તિના સ્કંધ ઉપર બેઠા બેઠા ભગવાન શ્રી ઋષભદેવસ્વામીના પ્રથમ સમવસરણનુ અવલોકન કરવા દ્વારા અનિત્ય ભાવનાના યોગે કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રાપ્ત થાય એમા શુ આશ્ચર્ય છે?

સ્વાભાવિક રીતે અથવા અનુકૂલ પુરૂષાર્થ વડે જે આત્માને કર્મસત્તા ખૂબ ઓછી છે, તે આત્માને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર તેમ જ કેવલજ્ઞાનાદિ ગુણો પ્રગટ કરવામા હવે વધુ પ્રબલ પુરૂષાર્થની અને બાહ્ય સાધનોના અવલંબનની એટલી જરૂર નથી રહેતી. ભવચક્રમા ભટકતા સંજ્ઞિપંચેન્દ્રિયના ભવ જેને વધુ થયા છે અને આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા તેમજ પરિગ્રહસંજ્ઞાની પ્રબલતા અંગે જે આત્માએ કર્મોની પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશો ખુબ જ એકઠા કર્યા છે, તેવા આત્માને આત્મરમણતાની રૂચિ પ્રગટાવનાર સમ્યગ્દર્શન પ્રાપ્ત થવુ એ સહજ વાત નથી એ ગુણ પ્રગટાવવા માટે તો આપણા જેવાને અનેક ભવો પર્યંત ધર્મની પ્રવૃત્તિ કરવી પડશે. ઉચિત એવી ધર્મની પ્રવૃત્તિ ભલે ગમે કે ન ગમે, સ્વનું લક્ષ્ય જાગે કે ન જાગે, પણ એ મંગલમય ધર્મપ્રવૃત્તિને વળગી રહેવુ એ આપણા કલ્યાણનો અસાધારણ ઉપાય છે, **એ રીતે આપણા માટે પ્રથમ વ્યવહાર અને પછી નિશ્ચય છે.**

**શાસ્ત્રવિહિત મંગલમય ધર્મપ્રવૃત્તિનો લોપ કરનારા સિદ્ધાંતપાપી છે.**

આજના નિશ્ચયવાદીઓ મંગલમય ધર્મપ્રવૃત્તિને 'જડની ક્રિયા' જેવા અનુચિત શબ્દોથી સંબોધે છે. અને "આવી જડ ક્રિયાઓ તો આ જીવે અનંતી વાર કરી, મેરુ-પર્વત જેવડો મોટો ઢગલો થાય એટલા આજ સુધીમા ઓઘા લીધા. પણ એવી જડ ક્રિયાઓ તથા એવા ઓઘાઓથી કાંઈ પણ આત્મકલ્યાણ થયું નહિ" અવા અસંબદ્ધ યથેચ્છ પ્રલાપો ઉન્મત્ત આત્માની માફક ઉચ્ચારે છે. પણ તેવા ઉન્માદીઓની જાળમા મહાનુભાવો! કોઈ દિવસ ફસાશો નહિ. **સામાયિક, પૌષધ જેવી શાસ્ત્રવિહિત મંગલમય ધર્મ-**

**પ્રવૃત્તિનો લોપ કરનારા સિદ્ધાન્તપાપીઓ છે.** એ ઉન્માદીઓને પરમોપકારી પરમ-કૃપાલુ આગમોદ્ધારક આચાર્ય ભગવંત પૂજ્યપાદ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે સિદ્ધાન્ત પાપી તરીકે જ વારવાર સંબોધ્યા છે. જૈન સિદ્ધાન્તનુ ખૂન કરનારા સિદ્ધાન્તપાપીઓ ન કહેવાય તો શુ કહેવાય? જૈનેતર દર્શનથી બચવુ સહેલું છે. પણ જૈન નામધારી આવા સિદ્ધાન્તપાપીઓથી બચવુ ઘણું જ દુર્લભ છે. એ સિદ્ધાન્તપાપીઓની છાયા લેવામા પણ પાપ છે. એ સિદ્ધાન્તપાપીઓનો ઉપદેશ સાભળવા જવુ એટલે ઉન્માર્ગને પોષણ આપવા જવુ. એક બાજુથી એ પામરો ધર્મપ્રવૃત્તિને જડની ક્રિયા કહે છે. બીજી બાજુ પોતાને ત્યાં સવારથી રાતના નવ–દશ વાગ્યા સુધી એક સરખી વ્યાખ્યાન વાચવાની, વ્યાખ્યાન સાંભળવાની, મ દિરમા જઈ સ્તુતિ–ભક્તિ–પ્રાર્થના કરવાની ક્રિયાઓ તો ચાલુ જ હોય છે. એ જડની ક્રિયા છે કે ચેતનની? અને વ્યવહારની કશી જરૂર ન હોય તો આ બધો ય વ્યવહાર નહી તો બીજુ શુ છે? આ તો "**આપકી લાપસી અને પરાઇ કુસકી**" એના જેવી વાત છે. "અમો જે કરીએ તે સાચી ક્રિયા ચેતનની ક્રિયા અને સાચો વ્યવહાર, બીજો જે કરે તે જડની ક્રિયા, ખોટી ક્રિયા અને અશુભ વ્યવહાર" લગભગ આ જાતની જ એ ઉન્માદીઓની માન્યતા છે. હજારો વર્ષોથી ચાલી આવતી મ ગલમય આવશ્યક ક્રિયાઓ અને ગણધર મહર્ષિઓએ રચેલા આવશ્યક ક્રિયામા ઉપયોગી સૂત્રો એ સિદ્ધાન્તપાપીઓને નથી ગમતા. એ નિશ્ચયવાદીઓને એમા ખામી લાગે છે પોતાની ખામીઓનુ જેને ભાન ન હોય તેને બીજાઓની–પૂર્વના ગણધરાદિ આચાર્યભગવતોની ખામી લાગે એટલે પોતે પ્રતિક્રમણ પદ્ધતિ નવી ઊભી કરી, પ્રતિક્રમણના સૂત્રો પણ નવા બનાવ્યા શ્રદ્ધાસપન્ન વર્ગે એવા નિશ્ચયવાદીઓથી ખૂબ સાવચેત રહેવાની જરૂર છે. જો જરા પણ ગફલતમા રહેવાયું અને ભદ્રિકભાવે બે પાચ વાર એ નિશ્ચયવાદીઓના વાતાવરણમા ભળાયુ તો ભલભલા આત્માઓને ફસાઈ જતા વાર નથી લાગતી. એ નિશ્ચયવાદીઓના પથમા નથી સામાયિકની જરૂર કે નથી વ્રત પચ્ચક્ખાણ કિવા તપશ્ચર્યાની જરૂર 'આત્માને ઓળખો એટલે મોક્ષ હાજર છે.' આવુ તેમનુ એકાન્ત પ્રતિપાદન છે આવો સગવડીઓ ધર્મ સહેજે પ્યારો લાગે પણ ધ્યાન રાખજો કે એ ધર્મ નથી, પરતુ મહાન્ અધર્મ છે–મહામિથ્યાત્વ છે.

## ઓઘદૃષ્ટિથી પણ સુવિહિત ધર્મવ્યવહાર કરનાર ભવ્ય આત્મા મુક્તિનો અધિકારી છે.

આપણા જેવા આત્માઓ માટે તો વર્તમાનમા એક જ કલ્યાણનો માર્ગ છે કે પૂજ્ય ગણધર ભગવતો અને ત્યારબાદ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિજી મહારાજ, હેમચન્દ્રસૂરિ મહારાજ, જગદ્ગુરૂ હીરસૂરિ મહારાજ વગેરે પૂજ્યપ્રવર સુવિહિત મહર્ષિઓ જે પ્રમાણે કહી ગયા છે, શાસ્ત્રોમાં લખી ગયા છે, છેલ્લે છેલ્લે લગભગ અઢીસો વર્ષ અગાઉ થયેલા ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહોપાધ્યાય પૂ૦ શ્રી યશોવિજયજી મહારાજે સંસ્કૃત, પ્રાકૃત અને સરલ ગુજરાતી ભાષામા જે માર્ગદર્શન આપ્યુ છે તે પ્રમાણે યથાશક્તિ ચાલવા પ્રયાસ કરવો. આડીઅવળી વાતો ન સાભળવી એમ થશે તો જ આ કપરા કાળમાં થોડુ ઘણુ પણ આત્મસાધન થઈ શકશે. વ્યવહાર પહેલો કે નિશ્ચય પહેલો? આ બાબત

માટે પૂ૦ ઉપાધ્યાય યશોવિજયજી મહારાજે નાના મોટા સહુ કોઈ સમજી શકે તેવી ગુજરાતી ભાષામા કહ્યુ છે કે

**નિશ્ચયદષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર;**
**પુન્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર.**

હૃદયમા મોક્ષપ્રાપ્તિરૂપી નિશ્ચયનુ લક્ષ્ય રાખીને જે કોઈ ભવ્યાત્મા શાસ્ત્રવિહિત ધર્મ-પ્રવૃત્તિનો વ્યવહાર આચરશે તે પુન્યવત આત્મા અવશ્ય ભવસમુદ્રનો પાર પ્રાપ્ત કરશે અર્થાત્ મોક્ષનો અધિકારી થશે. પ્રાથમિક અવસ્થામા ધાર્મિક પ્રવૃત્તિમા નિશ્ચયનું લક્ષ્ય ન પણ હોય. પ્રાથમિક અવસ્થામા તો ધાર્મિક પ્રવૃત્તિ પણ શાસ્ત્રવિહિત ન હોય એમ છતા જે લાયક એટલે ભવ્ય છે, તે આત્મા શરૂઆતમા ઓઘદષ્ટિથી ધર્મની આરાધના કરતો કરતો શાસ્ત્રવિહિત ધર્મપ્રવૃત્તિમા જોડાય છે, અને પરિણામે આત્મરમણતાના લક્ષ્યસ્વરૂપ નિશ્ચય પણ પ્રગટ થાય છે, એટલે આપણા માટે તો એક જ માર્ગ નક્કી થયો કે જેમા અઢારેય પાપસ્થાનકોના ત્યાગની કિવા ઓછા કરવાની વાત હોય એવી ધર્મક્રિયામા આત્માને જોડી દેવો, એ ધર્મપ્રવૃત્તિથી સુયોગ્ય આત્માને લાભ જ છે. કદાચ તાત્કાલિક લાભ ન દેખાય તો પણ નુકશાન તો નથી જ, એ નક્કી વાત છે. સામાયિક, પૂજા કે પ્રતિક્રમણ કરનાર વિધિની ખામી અથવા લક્ષ્યની ખામીને અગે ભલે યથાર્થ ફળ ન પ્રાપ્ત કરી શકે. પણ એ પ્રવૃત્તિથી આત્માને નુકશાન તો નથી જ, પરંતુ થોડો પણ લાભ જ છે. જ્યારે સામાયિક વગેરે ધર્મપ્રવૃત્તિથી વચિત રહેનારને તો નુકશાન ચાલુ જ છે, માટે મારા બધુઓ! જૈન શાસનને પ્રાપ્ત કર્યા બાદ નિશ્ચયના ઓઠા નીચે ધર્મપ્રવૃત્તિથી—પૂજા, સામાયિક, દેવદર્શન વ્રત—પચ્ચક્ખાણથી વચિત ન રહેશો, કિંતુ જેમ બને તેમ વધુ ધર્મપ્રવૃત્તિ કરવા દ્વારા આત્માના કર્મમળ સાફ કરવા પ્રયત્નશીલ બનશો. નિશ્ચયની સાથે વ્યવહાર ન હોય તો આજ સુધી શાસન ટક્યુ છે તે ટકે જ નહિં. નિશ્ચયના લક્ષ્યવાળી ધર્મપ્રવૃત્તિવડે જ આજ સુધી **વીર શાસન** જયવતુ રહ્યુ છે અને પચમકાળના છેડા સુધી જયવંતુ રહેવાનું છે.

## દષ્ટિમાં નિશ્ચય આવવો તે જુદી વાત છે અને નિશ્ચયની હદ આત્મામાં પ્રાપ્ત થવી તે જુદી વાત છે.

બીજી એક વાત પણ આ વિષય અગે સમજવાની જરૂર છે નિશ્ચયદષ્ટિ પ્રાપ્ત થવી એ ભિન્ન બાબત છે અને એ દષ્ટિ પ્રમાણે આત્માને તે હદે પહોચાડવો એ જુદી બાબત છે. ચતુર્થ ગુણસ્થાનકે દષ્ટિમા અર્થાત્ લક્ષ્યમાં નિશ્ચય પ્રગટ થાય છે અને એ નિશ્ચયદષ્ટિથી મોક્ષ મેળવવા તરફ તે આત્માનુ ધ્યેય પ્રગટે છે, પણ એટલું ધ્યેય પ્રગટ થવા માત્રથી તે આત્મા મોક્ષે પહોચી ગયેલો ગણાતો નથી. લાડવા ખાવાની ઈચ્છા માત્રથી મોઢું ગળ્યું થતું નથી, પણ તેને લાયક સાધન સામગ્રી ભેગી કરાય, લાડવા બનાવાય અને ભોજનક્રિયા થાય તો જ મોઢુ ગળ્યુ થવા સાથે પેટ ભરાય છે. તે જ પ્રમાણે ચતુર્થ ગુણસ્થાનકે દષ્ટિમા નિશ્ચય અવશ્ય પ્રાપ્ત થાય છે, પરતુ તેને લાયક સદ્વ્યવહાર આચરવામાં ન આવે ત્યા સુધી મોક્ષની પ્રાપ્તિ નથી થતી. દ્રવ્ય, ભાવ બન્ને પ્રકારના ચારિત્રની આરાધના થાય, અપ્ર-

મત્ત દશાએ પહોંચાય, ક્ષપકશ્રેણી ઉપર આરોહણ થાય, બારમા ગુણસ્થાનકના અંતે જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય એ ત્રણેય ઘાતીકર્મોનો ક્ષય થાય ત્યારે જ આત્માને કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રગટ થાય છે. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ પણ પૂર્વ સંચિત કર્મોની ચાવીઓ ઉતારવા કેવલી ભગવંતને ધર્મદેશના, આહાર–વિહાર વગેરે પ્રવૃત્તિ ચાલુ હોય છે અને એ પ્રમાણે બધોય વ્યવહાર થાય ત્યારે જ મોક્ષ મળે છે. કેવલી ભગવંતોને પણ વ્યવહાર છે તો આપણા જેવા જીવો માટે તો શું કહેવું ? લક્ષ્યમાં નિશ્ચય અને આચરણમા વ્યવહાર હોય તો જ દૃષ્ટિ સિદ્ધ થાય છે. અપેક્ષાએ દૃષ્ટિમા–લક્ષ્યમા નિશ્ચયનું સ્થાન ભલે પ્રથમ હોય પરંતુ પ્રાપ્તિમા તો વ્યવહારની પાછળ જ નિશ્ચય હોય છે, એ નક્કી વાત છે. વળી એક રથના બે પૈડામાથી કયું પહેલુ ચાલે ? અને કયું પછી ચાલે ? એમ જો કોઈ પ્રશ્ન કરે તો શું જવાબ આપશો ? 'બન્ને પૈડાં સાથે જ ચાલે' એમ કહેશો કે બીજું કંઈ ? જેમ રથના બન્ને પૈડા સાથે જ ચાલે છે તે જ પ્રમાણે મુક્તિમાર્ગની આરાધના કરનાર ભવ્યાત્માને નિશ્ચય અને વ્યવહાર અપેક્ષાએ વિચારીએ તો સાથે જ હોય છે. શ્રી ભગવતી સૂત્રમા પહેલા શતકના પ્રથમ ઉદ્દેશાના પ્રારંભમાં 'चलमाणे चलिए' વિગેરે જે સૂત્રો આવવાનાં છે, તે આ અપેક્ષાએ જ કહેવાયેલા છે. જે સમયમા વ્યવહાર તે જ સમયમા નિશ્ચય અને જે સમયમા નિશ્ચય તે જ સમયે વ્યવહાર હોય છે. મોક્ષની વાસ્તવિક પ્રાપ્તિ ભલે ચૌદમા ગુણસ્થાનક બાદ હોય, પરંતુ આત્મા જ્યાં ચતુર્થ ગુણસ્થાનકે આવ્યો અને અમુક અંશે પણ ભાવથી વિરતિમાં જોડાયો એટલે તેટલા પ્રમાણમાં તે આત્માનો મોક્ષ થઈ ચૂકયો છે, "સમ્યગ્દૃષ્ટિ આત્મા કાયાથી ભલે સંસારમા હોય પણ મનથી તો મોક્ષમા જ છે." આવા ભાવાર્થવાળા જે શાસ્ત્રીય વચનો છે તે આ અપેક્ષાએ જ કહેવામા આવ્યા છે. જમાલીને મિથ્યાત્વનો ઉદય થતા 'चलमाणे चलिए' વગેરે સૂત્રો અંગે ચિત્ત શંકિત બન્યું, ચાલવા માડયું તે ચાલ્યુ, કરવા માડયુ તે કર્યું, એ વાત કેમ સંભવે ? કોઈ પણ કાર્યની સમાપ્તિ કાર્યનો પ્રારંભ થયા બાદ કાર્ય સંપૂર્ણ થાય ત્યારે ગણાય, પણ કાર્યનો પ્રારંભ થતાંની સાથે જ તે કાર્ય થયું એમ કેમ મનાય ? જમાલીની આ માન્યતા સ્થૂલ બુદ્ધિએ બરાબર લાગે, પણ એ બાબત જો સૂક્ષ્મ બુદ્ધિવડે નયવાદની અપેક્ષાએ વિચારવામાં આવે તો ચાલવા માંડયું તે ચાલ્યુ, કરવા માડયુ તે કર્યું, એ વાકયો બરાબર સાચા લાગશે. જે સમયે કાર્યનો પ્રારંભ થયો તે અને ત્યાર પછીના સમયમા યત્કિંચિત્ પણ કાર્ય જો ન જ થતુ હોય તો અંતિમ સમયે એ કાર્ય કેમ પૂર્ણ થઈ શકે ? કાર્યના પ્રારંભ સમયે અને ત્યાર પછીના સમયોમાં કાર્યની પૂર્ણતા નથી. પૂર્ણતા તો અંતિમ સમયે જ હોય છે, એમ છતા પ્રારંભસમય અને પછીના સમયોમા અંશે અંશે કાર્ય અવશ્ય થતું જાય છે. વ્યવહારનયની અપેક્ષાએ સમાપ્તિના અંતિમસમયે કાર્યની પૂર્ણતા ગણાય, પણ નિશ્ચયનયની અપેક્ષાએ પ્રતિસમયે કાર્ય થતું જાય છે.

## અપેક્ષાએ પ્રથમ વ્યવહાર પછી નિશ્ચય, અપેક્ષાએ પ્રથમ નિશ્ચય અને પછી વ્યવહાર અને અપેક્ષાએ નિશ્ચય વ્યવહાર બન્ને સાથે.

મોક્ષ પ્રાપ્તિ માટે પણ એજ વ્યવસ્થા છે. આત્મામા સમ્યગ્દર્શન જ્યાં પ્રગટ થયું અને મુક્તિનુ લક્ષ્ય જાગૃત થયુ. ત્યાર બાદ કરવામા આવતી નાની મોટી કોઈપણ સુવિહિત

ધાર્મિક પ્રવૃત્તિ સકામનિર્જરાનું કારણ બને છે, અને જેટલા પ્રમાણમા સકામનિર્જરા થાય છે, તેટલા પ્રમાણમા તે આત્માનો મોક્ષ થતો જાય છે. આ અપેક્ષાએ નિશ્ચય અને વ્યવહાર સાથે જ હોય છે. ચૌદમે ગુણસ્થાનકે આત્મા પહોંચે એટલે હવે વ્યવહારનું કશું પ્રયોજન નથી. જે નગરમા તમારે જવું હોય તે નગર તરફ ચાલતાં ચાલતા તે નગરમાં તમો પહોંચી જાઓ, પછી ચાલવાની ક્રિયા બધ થાય છે, **માટે અપેક્ષાએ વ્યવહાર પ્રથમ છે અને પછી નિશ્ચય છે, અપેક્ષાએ પ્રથમ નિશ્ચય અને પછી વ્યવહાર છે અને અપેક્ષાએ નિશ્ચય વ્યવહાર બન્ને સાથે છે,** જ્યા સુધી આત્માને સમ્યગ્દર્શન પ્રાપ્ત નથી થયું ત્યા સુધી ઓઘદૃષ્ટિએ પણ થતો ધર્મક્રિયાનો વ્યવહાર પ્રથમ છે, અને ત્યારબાદ જ સમ્યગ્દર્શન પ્રાપ્ત થતા નિશ્ચયનું લક્ષ્ય પ્રગટે છે, કોઈપણ આત્મા જ્યારે જ્યારે મોક્ષમાર્ગની *આરાધના તરફ વળે છે ત્યારે ત્યારે પ્રથમ તો હિંસા વગેરે અશુભ વ્યવહારનો ત્યાગ* કરી શુભ વ્યવહારમા જોડાય છે, અને શુભ વ્યવહારમા જોડાયા બાદ જ તે આત્માને નિશ્ચયનુ લક્ષ્ય પ્રગટે છે, નિશ્ચયના લક્ષ્ય વિનાનો શુભ વ્યવહાર સર્વથા નકામો જ જો માનવામા આવે તો તો કોઇ પણ આત્માને નિશ્ચયનુ લક્ષ્ય પ્રગટ થવાનો અવકાશ જ નથી. નિશ્ચયનું લક્ષ્ય પણ અંતરમાથી જ પ્રગટાવવાનુ છે તે માટે કોઈપણ પ્રવૃત્તિ તો કરવી જોશે ને? યોગની આઠ દૃષ્ટિ પૈકી પાચમી સ્થિરા દૃષ્ટિમા સમ્યગ્દર્શન હોય છે અને સમ્યગ્દર્શન હોય ત્યારે જ મુક્તિનુ યથાર્થ લક્ષ્ય પ્રગટ થાય છે તો પછી એ પાચમી સ્થિરા દૃષ્ટિ પહેલાની મિત્રા, તારા વગેરે ચાર દૃષ્ટિઓ અને તેને માટે કરવામા આવતો દેવાધિદેવને નમસ્કાર પ્રણામાદિ સદ્વ્યવહાર સર્વથા શુ નકામો માનવો? જરા બુદ્ધિને સ્થિર કરી, દુરાગ્રહને છોડી દઈને વિચાર કરવામાં આવે તો બધી વાત બરાબર બધ બેસે તેવી છે.

આપણે તો આ બધાય વિવેચનમાથી એક જ સાર ગ્રહણ કરવાનો છે કે—માનવ જન્મ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુલ, પચેન્દ્રિયની પૂર્ણતા અને સર્વોત્તમ જૈન શાસન મળ્યા બાદ સુવિહિત આવશ્યકાદિ ધાર્મિક પ્રવૃત્તિમા જેટલો બને તેટલો વધુ ઉદ્યમ કરવો અને તેમાં આત્મકલ્યાણનું લક્ષ્ય રાખવુ. મહાનુભાવો? આ પ્રમાણે શુભ વ્યવહાર આચરવાથી આપણો આત્મા જરૂર મુક્તિનો અધિકારી થશે. **દમસાર** નામના મહામુનિનુ દૃષ્ટાત જરા સાભળશો તો તમને ખ્યાલ આવશે કે ઉત્તમ આત્માને કેવો વૈભવ મળ્યો હતો? અને એ વૈભવનો ત્યાગ કરી, ચારિત્રનો સ્વીકાર કરી, તપ અને સંયમના વ્યવહારવડે તે જ ભવમાં કેવી રીતે કેવલજ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત કર્યું?

### તપ અને સંયમના શુભ વ્યવહાર વડે મોક્ષપ્રાપ્ત કરનાર દમસારમહામુનિ.

શાસનપતિ શ્રમણભગવાન્ **મહાવીર પ્રભુ** ગ્રામાનુગ્રામ વિહાર કરતા એક અવસરે **કૃતાંગલા** નામની નગરીની બહાર ઉદ્યાનમા પધાર્યા છે. નગરીમા **સિંહરથ** નામે રાજા છે. **દમસાર** નામે એ રાજાને પુત્ર છે. પરમાત્મા મહાવીર દેવ પધાર્યાની વધામણી મળતા રાજા તથા રાજપુત્રના રોમ રોમ વિકસ્વર થાય છે. ઉત્તમ આત્માઓને દેવ, ગુરુ અને ધર્મની આરાધનાના નિમિત્તો મળે એટલે હર્ષ અને આનદની ઊર્મિઓ ઉછાળા મારે. હું ધર્મી છું કે અધર્મી છુ ' એ પ્રશ્નનું સમાધાન આત્મા પોતે જ કરી શકે છે. સસાર અને સંસારમાં રખડાવનારા કચન, કામિની તથા કાયા વગેરે ઉપર જો આત્માને ખૂબ જ રાગદશા પ્રગટ

થતી હોય તો સમજવું કે શુદ્ધ ધર્મ અને આત્માને હજુ ઘણું અંતર છે. મોક્ષ અને મોક્ષના સાધનો દેવ, ગુરૂ તેમજ ધર્મ ઉપર આત્માને અંતરમાથી પ્રેમ ઉભરાતો હોય, અને યથાશક્તિ રત્નત્રયીની આરાધના તરફ ઊર્મિઓ ઉછળતી હોય તો સમજવું કે આત્મા ધર્મ સન્મુખ છે, ધર્મથી વાસિત છે, હવે ધર્મ અને આત્માને બહુ અતર નથી, ધર્મક્રિયા કરવા માત્રથી 'હું ધર્મી છું' એમ સમજી–માની લેવાની જરૂર નથી. પણ સસાર અને સંસારના સાધનો ઉપરથી રગ–રાગ ઘટે તેમ જ મોક્ષ અને મોક્ષના સાધનો ઉપર સાચો રાગ પ્રગટ થાય ત્યારે સમજવું કે ધર્મની વાસ્તવિક જ્યોતિનો અંશ પ્રગટ થયો છે. રાજા સિંહરથ અને રાજકુમાર દમસારને ભગવત મહાવીર પ્રભુની પધરામણીના વધામણા મળતાં હૈયું હર્ષથી નાચી ઉઠયું છે. "આજે અમારો પરમભાગ્યોદય જાગ્યો કે ભવોદધિતારક મહા-નિર્યામક ભગવાન્ દેવાધિદેવ પોતે અમારા આગણે પધાર્યા, આજે અમારે આગણે સોનાનો સૂરજ ઊગ્યો, આજે અમારે આગણે કલ્પવૃક્ષ ફળ્યો" આવા ઉત્તમ વિચારોથી પિતા–પુત્ર ખૂબ આનંદમા મગ્ન બની ગયા છે અને મુખમાથી અનેક પ્રકારના મગલમય શબ્દો ઉચ્ચારે છે. પ્રભુ પધાર્યા સબંધી નગરીમા ઉદ્દ્ઘોષણા કરાવે છે અને સમગ્ર પ્રજા તેમજ ચતુરગી સેના સહિત રાજા સિંહરથ તથા દમસારકુમાર પ્રભુને વદન કરવા માટે જાય છે. દેવાધિદેવ અરિહંત ભગવંતના દર્શન–વંદન કરવાનો ઉત્તમ મનોરથ થવો એ પણ બોધિબીજની પ્રાપ્તિનું કારણ છે તો પછી ઉલ્લસિતભાવે વિશાલ પરિવાર સાથે ભગવતને વદન કરવા જવાય, વંદન, પ્રદક્ષિણા, પર્યુપાસના ઉપરાત અમૃતસરખી ભગવતની વાણી એકચિત્તે શ્રવણ કરાય, તેમાં તો કેવો અપૂર્વ લાભ થાય!

यास्याम्यायतनं जिनस्य लभते ध्यायंश्चतुर्थं फलं,
षष्ठं चोत्थितः प्रस्थितोऽष्टममथो गन्तुंप्रवृत्तोऽध्वनि ।
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात् प्राप्तस्ततो द्वादशं,
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवासं फलम् ॥ १ ॥

"ભાગ્યવાન્ શ્રાવક પ્રભાતમા ઘેર બેઠા બેઠા 'હુ દેવાધિદેવના દર્શન કરવા જાઉં' એવો ઉત્તમ વિચાર કરે તેટલા માત્રમા એક ઉપવાસનું ફળ મળે, દર્શન કરવા જવાનો મનોરથ થયા બાદ ઊભો થાય એટલે છટ્ઠ–બે ઉપવાસનું ફળ પ્રાપ્ત કરે, માર્ગે ચાલતા અટ્ઠમ–ત્રણ ઉપવાસ, પ્રભુના દેરાસર પાસે આવતા પાચ ઉપવાસ, દેરાસરના મધ્યમા આવતા પદર ઉપવાસ અને પરમાત્માની પ્રતિમાના દર્શન કરતા એક મહિનાના ઉપવાસનુ ફળ પ્રાપ્ત કરે છે.

सयं पमज्जणे पुन्नं, सहस्सं च विलेवणे । सयसाहस्सिआ माला, अणंतं गीयवाइए ॥

"મોરપીંછીથી પ્રભુપ્રતિમાનું પ્રમાર્જન કરતા સો ઉપવાસનુ ફળ મળે, ચદન–બરાસ વગેરે સુગંધી દ્રવ્યોથી પ્રભુપ્રતિમાને વિલેપન કરવાથી એક હજાર ઉપવાસનુ ફળ મળે, સુગધી પુષ્પોની સુંદર માળા–પ્રભુના કઠમાં પહેરાવવાથી એક લાખ ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય અને ગીત–વાજિંત્રાદિ ભાવ પૂજાવડે અનત ફળ પ્રાપ્ત થાય છે."

શાસ્ત્રોમાં વર્ણવેલ પ્રભુદર્શન–પૂજનના ફળો સંબંધી આ હકીકત આજના જીવોને જરા આશ્ચર્ય મુગ્ધ બનાવશે, પરંતુ શ્રદ્ધાસંપન્ન બુદ્ધિવડે જો વિચારાય તો આ બાબતોમાંથી એક પણ બાબત ખોટી નથી. આ ઉપવાસના ફળની બાબતો તો સ્થૂળ બાબત છે. હૃદયના અતિ વિશુદ્ધભાવે પ્રભુના દર્શન–પૂજન થાય તો તો **નાગકેતુ** વગેરે પુન્યવાન્ આત્માઓની માફક કેવલજ્ઞાનાદિ અનંત ગુણોની પણ પ્રાપ્તિ થઈ જાય. આપણને તો પ્રભાતમાં પ્રભુદર્શનની પવિત્ર ભાવનાને બદલે પૈસા ભેગા કરવાની અપવિત્ર વૃત્તિઓ ઊભી થતી હોય, પ્રભુદર્શને જવાના વિચારો આવ્યા બાદ 'થાય છે, જઈએ છીએ, શી ઉતાવળ છે?' એવા એવા વિચારો પણ સાથે ચાલુ હોય. 'શાક લાવવાની ઝોળી લાવ, દર્શન કરવા જાઉં છું તો રસ્તામાંથી શાક પણ લેતો આવું.' આમ દર્શન કરવા જતી વખતે શાકની ઝોળી ભેગી હોય! **આજના અમારા મહાનુભાવોને દેરાસર જતાં ચોખા બદામની ઓરણી સાથે લેવામાં શરમ આવે પણ શાકની ઝોળી લેવામાં શરમ નથી આવતી.** દર્શન કરવા જતા શાકની ઝોળી કે દૂધનો લોટો ભેગો હોય. પછી તમોને રસ્તામા પ્રભુદર્શનના વિચારો આવે કે શાક લેવાના વિચારો આવે? જ્ઞાની ભગવંતોએ ધર્મક્રિયાના જે ફળો કહ્યા છે તે ફળો તો બરાબર જ છે, પણ આપણી ધાર્મિક પ્રવૃત્તિઓ જે રીતે થવી જોઈએ તે રીતે નથી થતી એટલે ધર્મક્રિયાના સંપૂર્ણ ફળ આપણને નથી મળતા. **નંદન મણિયાર**નો જીવ વાવડીની અતિ આસક્તિના યોગે પોતે બંધાવેલ વાવડીમા ગર્ભજ પંચેન્દ્રિય દેડકો થયો. ભગવાન્ મહાવીર પ્રભુની પધરામણી થયાની વાતો વાવડીએ પાણી ભરવા માટે આવેલી બહેનો પાસેથી વારવાર સાભળતા જાતિસ્મરણ જ્ઞાન થયુ. ભગવંત મહાવીરને વંદન કરવાની દેડકાને ભાવના જાગી. જે દિશામા ભગવાન મહાવીર સમવસર્યા હતા તે દિશામાં દેડકો ચાલવા માડ્યો. પ્રભુના સમવસરણની લગભગ નજીકમાં પહોચ્યો હૃદયમા એક સરખી પ્રભુના દર્શન કરવાની તીવ્ર ભાવના હતી. દૈવયોગે ભગવંત મહાવીરને વંદન કરવા જતા મહારાજા શ્રેણિકના ઘોડાનો પગ એ દેડકા ઉપર આવ્યો અને દેડકો મરણ પામ્યો. હૈયામા પ્રભુદર્શનની ભાવનાના યોગે સૌધર્મ દેવલોકમા ઉત્તમ દેવ તરીકે એ દેડકો ઉત્પન્ન થયો, પ્રભુના દર્શન દેડકાને થયા ન હતા, હૃદયમાં પ્રભુદર્શનની ભાવના જ હતી, છતા પ્રભુદર્શનની એ અસ્ખલિત ભાવનાના યોગે દેડકા જેવો આત્મા ઋદ્ધિવંત દેવભવને પ્રાપ્ત કરી શકે, તો પ્રભુદર્શન કરવાની ભાવના થતા એક ઉપવાસ યાવત્ પ્રભુના દર્શન થાય એટલે એક મહિનાના ઉપવાસનું ફળ મળે એ વાત કેમ બરાબર ન હોય? અર્થાત્ બરાબર જ છે ફક્ત દર્શનાદિ પ્રવૃત્તિ પ્રસંગે તેને લાયક ભાવ સાથે સાથે હોવો જોઈએ રાજા સિંહરથ તથા દમસાર કુમાર પ્રભુના સમવસરણની નજીકમાં જતા પંચાભિગમ સાચવે છે. પ્રભુને ત્રણ પ્રદક્ષિણા આપી વંદન કરી ઉચિત આસને બેસે છે અને પરમાત્માની મંગલમય ધર્મદેશના શ્રવણ કરે છે. ધર્મદેશના શ્રવણ કરવાથી દમસાર કુમારનો આત્મા સંવેગ રંગથી ભીજાય છે. ચારિત્ર ગ્રહણ કરવાની ભાવના થતા માતાપિતાની અનુમતી લઈ ભગવંત મહાવીર પ્રભુની પાસે દમસારકુમાર ચારિત્ર ગ્રહણ કરે છે. જે આત્માને પૂર્વજન્મમા રત્નત્રયીની આરાધના કરવાથી કર્મસત્તા ખૂબ જ ઓછી હોય તેવા આત્માઓ એક જ વખતની ધર્મદેશના શ્રવણ કરવા માત્રમા સંયમ ગ્રહણ કરવા માટે તૈયાર થઈ જાય છે.

## સિદ્ધ ભગવંતના પંદર ભેદોનું સંક્ષિપ્ત સ્વરૂપ

શાસ્ત્રોમાં સિદ્ધ ભગવંતના પંદર ભેદો જે બતાવ્યા છે, તેમા સ્વયંબુદ્ધસિદ્ધ, પ્રત્યેક બુદ્ધસિદ્ધ અને બુધ્ધબોધિતસિદ્ધ એમ ત્રણ પ્રકારો છે. એક વાત અહિં ધ્યાનમા રાખવાની કે સિધ્ધપર્યાય પ્રાપ્ત થયા બાદ એ સિધ્ધભગવતોમા કોઈ પણ પ્રકારનો ભેદ નથી. પંદર ભેદો જે વર્ણવ્યા છે તે તો સિધ્ધપણું પ્રાપ્ત થવા અગાઉની અવસ્થાને લક્ષ્યમાં રાખીને વર્ણવ્યા છે. મોક્ષે જનાર આત્મા તીર્થંકર પદ ભોગવીને મોક્ષે ગયેલ છે કે સામાન્ય કેવલી થઈને મોક્ષે ગયેલ છે ? એ અપેક્ષાએ બે ભેદો–જિનસિદ્ધ અને અજિનસિદ્ધ. મોક્ષે જનાર આત્મા તીર્થની–શાસનની સ્થાપના થયા અગાઉ મોક્ષે ગયેલ છે કે તીર્થની સ્થાપના થયા બાદ મોક્ષે ગયો છે ? એ અપેક્ષાએ બે ભેદો, તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધ. મોક્ષે જવાના સમયે આત્મા એકલો મોક્ષે ગયો કે અનેક આત્માઓની સાથે મોક્ષે ગયો ? એ અપેક્ષાએ બે વિભાગ, એકસિદ્ધ અને અનેકસિદ્ધ. મોક્ષે જતી વખતે શરીરના અગોપાગોનો આકાર સ્ત્રીનો હતો, પુરુષનો હતો, કે નપુસકનો હતો ? એ અપેક્ષાએ ત્રણ ભેદો. સ્ત્રીલિંગસિદ્ધ, પુરુષલિંગસિધ્ધ અને નપુસકલિગસિધ્ધ. મોક્ષે જતી વખતે જૈન સાધુનો વેષ હતો ? અન્ય દર્શનીના સાધુનો વેષ હતો કે ગૃહસ્થનો વેષ હતો ? તે અપેક્ષાએ સ્વલિગસિદ્ધ, અન્યલિગ-સિદ્ધ અને ગૃહિલિગસિદ્ધ એમ ત્રણ ભેદો સમજવા. મોક્ષના અસાધારણ કારણસ્વરૂપ સયમ ગ્રહણ કરવાના પરિણામ આપોઆપ થયા ? કોઈ વૈરાગ્યજનક નિમિત્ત દેખીને થયા કે તીર્થં-કરાદિ કોઈનો ઉપદેશ સાભળીને સયમના પરિણામ થયા ? એ અપેક્ષાએ ત્રણ પ્રકારો–સ્વય બુદ્ધસિધ્ધ, પ્રત્યેકબુધ્ધસિદ્ધ અને બુધ્ધબોધિતસિધ્ધ આમ જુદી જુદી પૂર્વાવસ્થાની અપેક્ષાએ સિદ્ધ ભગવતોના ભેદો સમજવાના છે, અને તેમા પણ ખરી રીતે તો બે અથવા ત્રણ ભેદોમા જ સર્વ સિધ્ધ ભગવતોનો સમાવેશ થાય છે. અનત સિદ્ધ ભગવતો પૈકી કેટલાક જિનસિદ્ધ હોય અને કેટલાક અજિનસિદ્ધ હોય. અથવા એ અનત સિદ્ધ ભગવતોમાથી કેટલાક તીર્થસિદ્ધ હાય અને કેટલાક અતીર્થસિદ્ધ હોય, અથવા એ અનત સિદ્ધોમાથી કેટલાક એકસિદ્ધ હોય અને કેટલાક અનેકસિદ્ધ હોય પણ ભિન્નભિન્ન અપેક્ષાએ કલ્પેલા આ બે બે ભેદોથી ત્રીજા ભેદવાળા કોઈ સિદ્ધભગવતો નથી. સર્વ સિદ્ધોનો આ બે બે ભેદોમા સમાવેશ થઈ જાય છે એ જ પ્રમાણે ત્રણ ત્રણ ભેદોમા પણ સર્વસિધ્ધ ભગવંતોનો અન્તર્ભાવ સમજી લેવો ત્રણ પ્રકારે બે બે ભેદો અને ત્રણ પ્રકારે ત્રણ ત્રણ ભેદોનો સરવાળો કરવાથી સિધ્ધના પદર ભેદ થાય છે. વર્તમાન સિધ્ધપર્યાયની અપેક્ષાએ એ સિદ્ધ પરમાત્માઓમા કોઈ ભેદ જ નથી. ભેદ તો ત્યારે જ હોય કે જ્યારે ભેદ પાડનાર કર્મનો આત્માને સયોગ હોય. કર્મનો સર્વથા ક્ષય થઈ ગયા પછી સિદ્ધ ભગવતોના આત્મામા ભેદ શેનો હોય ! અનત સિદ્ધભગવંતો આત્મસ્વરૂપની અપેક્ષાએ એક સરખા જ છે, પૂર્વાવસ્થાની અપેક્ષાએ બે બે કે ત્રણ ત્રણ ભેદોની જે વિવક્ષા કરી છે, તેમા પણ ઘણું મહત્ત્વ છે. જૈનદર્શનની વિશાળતાનુ એ ભેદો દ્વારા ભાન થાય છે. શરીરની આકૃતિ પુરુષની હોય કે સ્ત્રીની હોય કિંવા કૃત્રિમ નપુંસકની હાય પણ આત્મામા મોક્ષને લાયક સ્વભાવ દશાનો પુરુષાર્થ જો જાગે તો મોક્ષ પ્રાપ્ત કરવામા શરીરની આકૃતિ બાધક નથી થતી. આકૃતિથી પુરુષ કે સ્ત્રી કિંવા કૃત્રિમ

નપુંસક મોક્ષનો અધિકારી હોઈ શકે છે. તે જ પ્રમાણે શરીર ઉપર વેષ જૈન સાધુનો હોય, બિલકુલ નગ્નાવસ્થા હોય, ભગવા વસ્ત્રો હોય કે ગૃહસ્થનો વેશ હોય તો પણ તે બાહ્ય વેશ મુક્તિમા બાધક થતો નથી. **બાહ્ય વેશ ગમે તે હોય, પણ જેને જૈનદર્શન ભાવથી પરિણમે તે આત્મા મુક્તિનો અધિકારી છે.** આવી સુંદર અનેકાન્તવાદની વાતો આ ભેદોમાંથી જાણવાની મળે છે.

## સ્ત્રીને મોક્ષની સિદ્ધિ

સભામાંથી **પ્રશ્ન:** દિગબર સંપ્રદાયમા તો સ્ત્રીને મોક્ષનો નિષેધ કરે છે, તેનું કેમ?

**ઉત્તર:** મહાનુભાવ! આપણે તો દમસાર મુનિનું કથાનક ચાલે છે. પ્રાસંગિક સિદ્ધના ભેદો કહેવાયા છે. તે સાભળીને તમોએ જે પ્રશ્ન પૂછયા તે બરાબર છે. અત્યારે તે બાબત વધુ વિવેચન નહિ કરતા ટૂકમા જ મુદ્દો સમજાવુ છુ. આપણા દિગંબર ભાઈઓને આપણે પૂછીએ કે સ્ત્રીને મોક્ષનો તમો નિષધ કેમ કરો છો? તો તેઓ મુખ્ય બે મુદ્દા રજૂ કરશે. એક તો 'વસ્ત્ર હોય ત્યા સુધી ચારિત્ર ન ગણાય અને સ્ત્રી સર્વથા વસ્ત્ર વિના રહી ન શકે એટલે કે સ્ત્રીને ચારિત્રની આરાધના સભવતી નથી અને ચારિત્ર સિવાય મોક્ષ નથી' આ એક તેમનો મુદ્દો. બીજો મુદ્દો એ કે સ્ત્રી ગમે તેવી દુરાચારિણી હોય, પણ વધુમા વધુ છઠ્ઠી નરકમા જાય કિંતુ સાતમી નરકમા ન જાય. જે સ્ત્રીમા સાતમી નારકીમા જવા યોગ્ય કર્મ બાધવાની તાકાત નથી, એ સ્ત્રીમા મોક્ષ પ્રાપ્ત કરવાની શકિત કયાંથી હોય? આ એમનો બીજો મુદ્દો. આ બન્ને મુદ્દા ઉપર બહુ જ સક્ષેપમાં વિચારીએ. પ્રથમના મુદ્દામાં સ્ત્રી વસ્ત્ર સિવાય રહી શકે નહિ અને વસ્ત્ર હોય એટલે ચારિત્ર ન સંભવે. ચારિત્ર ન હોય તો મોક્ષ કયાથી હોય? આ તેમની બાબત સામાન્ય રીતે વિચારવામા આવે તો પણ ઉચિત લાગે તેમ નથી. ચારિત્ર એ તો આત્માનો ગુણ છે વસ્ત્ર વગેરે બાહ્ય પદાર્થો ચારિત્ર ગુણમા વિઘાતક થાય જ એવો એકાન્ત નિયમ નથી અને જો બાહ્ય વસ્તુ ચારિત્રમા વિઘાતક જ થતી હોય તો વસ્ત્રની માફક શરીર પણ આત્માથી બાહ્ય વસ્તુ છે વસ્ત્રનો સયોગ જેમ ચારિત્રને બાધક થાય તેમ શરીરનો સયોગ પણ ચારિત્રમા બાધક કેમ ન થાય? માનો કે વસ્ત્રનો સયોગ તમે છોડશો પણ શરીરનો સંયોગ તો છૂટે તેમ નથી. એ તો આયુષ્ય પૂર્ણ થાય ત્યારે જ છૂટે, માટે વસ્ત્રાદિ બાહ્ય વસ્તુના સયોગ માત્રથી ચારિત્રનો અભાવ માનવો એ કોઈ પણ રીતે ઉચિત નથી. બાહ્ય વસ્તુ ઉપરની મૂર્ચ્છા, આસક્તિ, પરિગ્રહબુધ્ધિ એ ચારિત્ર ગુણમા વિઘાતક છે. મુચ્છા પરિગ્ગહો વુત્તો' એ દશવૈકાલિકનું વચન છે, વસ્તુનો સયોગ હોવા માત્રથી પરિગ્રહની કલ્પના કરવી તે સર્વથા અનુચિત છે. જો બાહ્ય વસ્તુના સંયોગ માત્રથી પરિગ્રહની કલ્પના કરવામા આવશે તો તો તીર્થંકર ભગવતો કે જેઓ મણિરત્નના સમવસરણમા બિરાજમાન થઈને ધર્મદેશના આપે છે તેમને પણ પરિગ્રહી માનવાનો પ્રસંગ આવશે, માટે 'વસ્ત્રનો સયોગ હોવા માત્રથી સ્ત્રીને ચારિત્ર ન સભવે' એ કથન જૈનદર્શનના સિધ્ધાન્તની અપેક્ષાએ સર્વથા અયોગ્ય છે. જૈનદર્શનનો મુખ્યસિધ્ધાત તો અનેકાત છે. એ અનેકાત દર્શન દ્રવ્યથી અન્ય લિંગીઓને પણ મોક્ષનુ પ્રતિપાદન કરે તો સયમની આરાધનામા ઉપકારક જીર્ણપ્રાય વસ્ત્ર પાત્રાદિ ઉપકરણો હોવા માત્રમાં મોક્ષનો

નિષેધ કરે એ બને જ નહિં, અને એ પ્રમાણે જૈનદર્શન જો વસ્ત્ર હોવા માત્રમા મોક્ષનો નિષેધ કરે તો અનેકાંતવાદરૂપી મુખ્ય સિદ્ધાન્તનો જ ભંગ થાય. ભાઈ! આપણું જૈન-દર્શન તો એક જ વાત કરે છે કે 'कषायमुक्ति किल मुक्तिरेव.' બાહ્ય વેશમાં વસ્ત્ર હોય કે ન હોય તે સાથે મુક્તિનો મુખ્ય સંબંધ નથી. મુક્તિનો સબંધ તો કષાયમુક્તિની સાથે છે અર્થાત્ જ્યા કષાયમુક્તિ છે ત્યા જ મોક્ષ છે.

## જૈનશાસનમાં સ્ત્રીને મોક્ષપ્રાપ્તિનો અધિકાર અવશ્ય હોઈ શકે છે

"ગમે તેવી દુરાચારિણી સ્ત્રી હોય છતાં છઠ્ઠી નરકે જાય, પરંતુ સાતમી નરકે ન જાય. જે સ્ત્રીમા સાતમી નરકે જવા માટે શક્તિ નથી, તે સ્ત્રીમાં મોક્ષની પ્રાપ્તિ માટે શક્તિ કેમ હોઈ શકે?" દિગંબર ભાઈઓની સ્ત્રીને મોક્ષના નિષેધ માટેની આ બીજી દલીલ છે, પરંતુ તે દલીલ પણ વ્યાજબી નથી. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થમાં અર્થ અને કામ પુરૂપાર્થ એ સંસારનુ કારણ છે. કામ પુરૂષાર્થની અપેક્ષાએ અર્થ પુરૂપાર્થમાં પ્રાયઃ અઢાર પાપસ્થાનકનુ સેવન વધુ પ્રમાણમા છે. પુરૂષને અર્થ તેમજ કામ પુરૂષાર્થમા અર્થ પુરૂષાર્થની પ્રધાનતા વધુ હોય છે. અને તે કારણે વધુ પ્રમાણમા પાપસ્થાનકનુ સેવન થતુ હોવાથી પુરૂષ સાતમી નરકે જાય છે, સ્ત્રીના જીવનમા અર્થ તથા કામ પુરૂષાર્થ પૈકી કામની પ્રબળતા છે. અર્થ પુરૂષાર્થની અપેક્ષાએ કામ પુરૂષાર્થમાં પાપસ્થાનકોનુ સેવન બહુલતાએ કાંઈ અલ્પ હોવાનો સંભવ છે, તે કારણે સ્ત્રીનો આત્મા સાતમી નરકમાં ન જાય તો તે અનુચિત નથી. મોક્ષની પ્રાપ્તિ તો અર્થ અને કામ પુરૂષાર્થનો સર્વથા અભાવ થાય અને મોક્ષનું સાધ્ય રાખીને ધર્મપુરુષાર્થની આરાધના થાય તો જ થઇ શકે છે. આટલી વાત જો બરાબર વિચારવામાં આવે તો 'સ્ત્રી સાતમી નરકે ન જઈ શકે તે પ્રમાણે મોક્ષે પણ ન જઇ શકે' એ કથન કોઈ રીતે ઉચિત નહિ લાગે. જે આત્માના જીવનમા વધુ પડતો અવળો પુરુપાર્થ ન હોય, તે આત્માના જીવનમાં મોક્ષને લાયક અનુકૂળ પુરુ-ષાર્થ પણ પ્રગટ ન થાય એ વાત કેમ બને? બીજુ સ્ત્રીવેદ એ જુદી બાબત છે અને શરીરનો આકાર સ્ત્રીનો એ જુદી બાબત છે. સ્ત્રીવેદનો ઉદય એટલે કે જે કર્મના ઉદયથી પુરૂપ પ્રતિ વિષયવાસના જાગે તેનુ નામ સ્ત્રીવેદ, એ મોહનીય કર્મના ઉદયથી હોય છે અને જ્યા સુધી એ મોહનીય કર્મના ઉદયજન્ય સ્ત્રીવેદનો ઉદય અથવા પુરૂષવેદનો કિંવા નપુંસકવેદનો ઉદય હોય ત્યા સુધી કોઈપણ આત્માને વીતરાગભાવ પ્રાપ્ત ન થાય અને મોક્ષ પણ ન મળે એ વાત બરાબર છે, પરંતુ નવમા ગુણસ્થાનકે બંધ, ઉદય અને સત્તા-માંથી એ વેદનો અભાવ થવા પછી સ્ત્રીના શરીરનો આકાર માત્ર મોક્ષ પ્રાપ્તિ કરવામા પ્રતિબંધક થાય એ વાત કોઈ રીતે માનવા લાયક નથી. દિગંબર સંપ્રદાયના મુખ્ય ગ્રંથો **ષટ્ખંડાગમ, કષાયપ્રાભૃત** વગેરેની **મુડબદ્રી**ના ભંડારની પ્રાચીન પ્રતોમા '**સંજદ**' પદ હતુ અને આજે પણ એ '**સંજદ**' પદ તે પ્રાચીન પ્રતોમા છે. આ પદ ઉપરથી સ્ત્રીના મોક્ષની સિધ્ધિ થાય છે. પાછળથી એ પ્રતિનો ઉતારો કરતી વખતે 'સંજદ' પદને કાઢી નાખવામા આવ્યુ છે. દિગંબર સંપ્રદાયના પ્રો. હીરાલાલે આ વિષયમા ખૂબ જ ઉહાપોહ મચાવ્યો હતો. પરંતુ **મતાગ્રહનો દોષ એ એક એવો ભયંકર દોષ છે કે સાચી**

**વસ્તુના પ્રત્યક્ષ પુરાવા મળવા છતાં મતાગ્રહી આત્મા સાચી વાત માનવા તૈયાર થતો નથી.** એક સ્ત્રીને મોક્ષ ન માનવામાં–એ દિગંબર સંપ્રદાયને ચતુર્વિધ સંઘને બદલે ત્રિવિધ સંઘની માન્યતા ઉભી કરવી પડી. મલ્લિનાથ પ્રભુ સ્ત્રીવેદે અવતર્યા હતા, છતાં તેમને મલ્લિનાથ તરીકે માનવા પડયા. ચંદનબાળા, મૃગાવતી વગેરે મોક્ષગામી મહાસતીઓના મોક્ષનો પણ અપલાપ કરવાનો પ્રસંગ આવ્યો. તાત્પર્ય એ છે કે–પ્રભુ શાસનમાં સ્ત્રી પણ રત્નત્રયીની આરાધનામા જોડાય અને ક્ષાયિક ભાવ પામે તો મુક્તિની અવશ્ય અધિકારિણી છે.

## પૂર્વજન્મમાં જેટલી આરાધના વધુ, તેટલી વર્તમાન ભવમાં આલંબનની જરૂરિયાત ઓછી

પરમાત્મા મહાવીર ભગવંતની ધર્મદેશના ફક્ત એક વાર શ્રવણ કરવા માત્રમાં દમસાર કુમારને ચારિત્રની ભાવના થઇ. એ પ્રસંગ ઉપર સિદ્ધના પંદર ભેદોનાવ ર્ણનમાથી સ્ત્રીને મોક્ષ હોય કે કેમ ? એ પ્રશ્ન ઊભો થયો. એટલે વચ્ચે આટલી વાત પ્રાસંગિક કહેવામાં આવી. મૂળ વાત તો સ્વયંબુધ્ધસિધ્ધ પ્રત્યેકબુધ્ધસિધ્ધ અને બુધ્ધબોધિતસિધ્ધ અંગે હતી. જે આત્માઓ પૂર્વજન્મમા લગભગ પોણાસોળ આની જેટલી રત્નત્રયીની આરાધના કરીને મનુષ્યનો ભવ પામ્યા હોય તે આત્માઓને સંયમ ગ્રહણ કરવામા બીજાના ઉપદેશની કે કોઇ પણ વૈરાગ્યજનક નિમિત્તની અપેક્ષા નથી રહેતી. ભોગાવલીકર્મ પૂર્ણ થાય એટલે આપોઆપ સંયમ ગ્રહણ કરવાના પરિણામ જાગૃત થાય છે. જન્મ–જન્મ આહારસંજ્ઞા વગેરેના દૃઢ સંસ્કારવાળા આત્માને સ્તનપાનાદિ પ્રવૃત્તિ માટે જેમ ઉપદેશની અપેક્ષા નથી હોતી, જન્મ થતા તુરત સ્તનપાનાદિની પ્રવૃત્તિ શરૂ થાય છે. તે જ પ્રમાણે અનેક જન્મોમા જે આત્માએ ચારિત્રની આરાધના કરી આત્માને ખૂબ નિર્મળ બનાવ્યો છે તે આત્માને અવસર આવે એટલે આપોઆપ સંયમના પરિણામ પ્રગટ થાય છે. એવા જીવો સ્વયંબુધ્ધ કહેવાય છે. સંધ્યાના વાદળા અથવા બીજા કોઇ વૈરાગ્યોત્પાદક નિમિત્તને દેખી જે આત્માને સંયમની ભાવના જાગે તેવા આત્માઓને **નમિરાજર્ષિ** વગેરેની જેમ પ્રત્યેકબુધ્ધ કહેવાય છે. સ્વયંબુધ્ધ આત્માઓની અપેક્ષાએ પ્રત્યેકબુધ્ધ આત્માઓ પૂર્વજન્મની ઓછી તૈયારીવાળા હોય છે, અને તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય કે સુવિહિત સાધુમુનિરાજના શ્રીમુખેથી ઉપદેશ શ્રવણ કરવાવડે જે આત્માઓ સંયમના પરિણામવાળા થાય છે, તે આત્માઓ બુદ્ધબોધિત કહેવાય છે. સ્વયંબુધ્ધ અને પ્રત્યેકબુદ્ધની અપેક્ષાએ બુધ્ધબોધિત આત્માઓની પૂર્વજન્મ સંબંધી આરાધના અલ્પ પ્રમાણમા હોય છે બુધ્ધબોધિતમા પણ અનેક વિભાગો હોય છે. કોઈ આત્મા એક જ વાર ઉપદેશ શ્રવણ કરવા માત્રથી ચારિત્ર માટે તૈયાર થાય છે, જ્યારે કોઇ આત્મા પાચ, પંદર કે પચીસ વાર ધર્મદેશના સાંભળવાથી પ્રતિબોધ પામે છે. એ તો જેટલી પૂર્વજન્મની આરાધના વધારે તેટલુ આ જન્મમા આલંબન ઓછું લેવું પડે. પૂર્વજન્મમા આરાધનાનુ પ્રમાણ અલ્પ હોય તો આ ભવમા આલંબનની જરૂર વધારે પડે, અને પૂર્વજન્મમા બીલકુલ આરાધના ન કરી હોય, પરંતુ વિરાધક ભાવ વધુ પ્રમાણમા સેવ્યો હોય તે આત્માને અહિ ઉપદેશ શ્રવણ કરવાની રુચિ ન થાય અને શ્રવણ કરે તો પણ અંતરમાં

તેનું પરિણમન ન થાય. ભૂતકાળમાં અજ્ઞાનદશા અંગે ગમે તે બન્યું પણ હવે મનુષ્યનો ભવ અને જૈન શાસન મળ્યા બાદ રત્નત્રયીની આરાધનામા જોડાવા માટે ખૂબ જ લક્ષ્ય રાખવું જોઈએ.

## દમસાર મુનિવરને પાછલી રાત્રે પ્રગટ થયેલ ઉત્તમ વિચારણા

દમસારકુમારે ભગવંતની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. સ્થવિર સાધુઓ પાસે ગ્રહણશિક્ષા તથા આસેવનશિક્ષાનો અભ્યાસ કર્યો. શ્રુતના અભ્યાસ સાથે ત્યાગ–વૈરાગ્ય તપશ્ચર્યામાં એ દમસાર મુનિએ ઝુકાવી દીધું. અઠ્ઠમના પારણે અઠ્ઠમ એમ આગળ વધતાં વધતાં જીવન પર્યંત માસક્ષમણને પારણે માસક્ષમણની તપસ્યા શરૂ કરી. શરીરની મૂર્છા ઘટ્યા સિવાય તપશ્ચર્યાની આરાધના થતી નથી. આ દમસાર મુનિએ કાયાની માયાને તિલાંજલિ આપી. આ પ્રમાણે આરાધના કરનાર દમસાર મુનીશ્વર એક અવસરે પાછલી રાત્રિએ વહેલા જાગૃત થયા પછી આત્મચિંતન કરવાના પ્રસંગમા વિચાર કરે છે કે–હુ ભવ્ય અર્થાત્ મોક્ષગામી હઈશ કે અભવ્ય ( મોક્ષ માટે અયોગ્ય ) હોઈશ ? અને જો ભવ્ય હોઉં તો હુ ચરમશરીરી હઈશ કે અચરમશરીરી હઈશ ? હવે પછી જે આત્માને બીજો ભવ કરવાપણુ નથી, આ ભવમાથી જ મોક્ષની પ્રાપ્તિ છે તે **ચરમશરીરી** કહેવાય, અને જે આત્માને હજુ એક બે, પાચ કે તેથી વધારે ભવ કરવાના બાકી હોય તે **અચરમશરીરી** ગણાય. દમસાર મુનિવરને સંસાર એ કારાગૃહ સમાન બરાબર સમજાયો છે. સમ્યગ્દર્શનના પાચ લક્ષણો પૈકી ત્રીજુ **નીર્વેદ** નામનું લક્ષણ એ ઉત્તમ મુનિવરના અંતરાત્મામા યથાર્થ પરિણમ્યું છે. ' ક્યારે આ કર્મના પાંજરામાથી મારી મુક્તિ થાય ? એ જ વિચારણા ક્ષણે ક્ષણે ચાલે છે. અને એવી અનુપમ વિચારણા ચાલે ત્યારે જ પ્રભાતમા જાગૃત થતાની સાથે " હું ભવ્ય હોઈશ કે અભવ્ય ? હુ ચરમશરીરી હઈશ કે અચરમશરીરી ? " આવી આત્મલક્ષી પવિત્ર વિચારણાઓ સ્ફૂરે છે. તમો સંસારી જીવોએ બહુલતાએ બાહ્ય ધનની પ્રાપ્તિમા સર્વ સુખની પ્રાપ્તિ માની લીધેલ હોવાથી દિવસ અને રાત સૂતા તેમજ જાગતા એ બાહ્ય ધનના જ વિકલ્પો આવ્યા કરે છે. તે જ પ્રમાણે ઉત્તમ આત્માઓએ જ્ઞાન, દર્શન અને ચારિત્ર તેમજ મોક્ષ પ્રાપ્તિમા સાચુ સુખ માનેલ હોવાથી તે મહાપુરુષોને રાત્રિદિવસ તેને લાયક જ ઉત્તમ વિચારણાઓ પ્રગટ થયા કરે છે.

## દમસાર મુનિવરનું પ્રભુ મહાવીરદેવ પાસે જવું

દમસાર મુનિ પ્રભાતની આવશ્યક ક્રિયાથી નિવૃત્ત થઈને શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુ પાસે પાછલી રાત્રે પ્રગટ થયેલા વિચારોનો ખુલાસો મેળવવાની અભિલાષાથી જાય છે. ભગવંત પાસે જઈ ત્રણ પ્રદક્ષિણા આપી, વંદન–નમસ્કાર કરી યોગ્ય આસને દમસાર મુનિ બેસે છે. હજુ દમસાર મુનિ ભગવંતને કાંઈ પણ પૂછે તે પહેલા જ ભગવાન મહાવીર દમસારને ઉદ્દેશીને અમૃતથી પણ અધિક મીઠી વાણી વડે બોલાવે છે. " હે દમસાર ! તમો સુખશાંતિથી અહિં આવ્યા છો ને ? તમારી સંયમ–યાત્રામા તમોને આનંદ છે ને ? આજે અત્યારમા તમો મારી પાસે જે આવ્યા છો તે પાછલી રાત્રે તમોને તમારા પોતાના આત્મા

માટે ‘ હું ભવ્ય છું કે અભવ્ય, હુ ચરમશરીરી છું કે અચરમશરીરી ? વગેરે ઉદ્‌ભવેલા વિકલ્પોના સમાધાન માટે અહિં આવ્યા છો ને ?’ દમસાર મુનિવરને પ્રભુના જ્ઞાનમા અખૂટ શ્રધ્ધા તો હતી જ. તેમા હજુ પોતે ભગવતને કાઇ પણ પ્રશ્ન કરે તે પહેલાં જ પોતાના દિલની વાત પ્રભુના શ્રીમુખેથી પ્રગટ થતાં એ શ્રધ્ધાબલમાં ખૂબ વૃધ્ધિ થઇ. અમૃત સમાન પ્રભુની વાણી શ્રવણ કરતાં દમસારના હૈયામાં નિરવધિ આનંદ પ્રગટ થયો. દમસાર મુનિ નમ્રભાવે બે હાથ જોડી ભગવતને જણાવે છે કે–પ્રભુ ! આપે જે પ્રમાણે મારા દિલમાં પ્રગટ થયેલ વિકલ્પો જણાવ્યા અને આપશ્રીની પાસે આવવાનો મારો આશય જે આપે જણાવ્યો તે બરાબર છે. હુ તે વિકલ્પોના સમાધાન માટે જ આપશ્રીના ચરણમા આવ્યો છુ. પ્રભુ મને જણાવો કે હું ભવ્ય છું કે અભવ્ય ? હું ચરમશરીરી છું કે અચરમશરીરી ? ભગવાન મહાવીર દેવ દમસારને જવાબ આપે છે કે–હે વત્સ ! તમો ભવ્ય છો અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળા છો, પણ અભવ્ય નથી એટલું જ નહિ પણ તમો ચરમશરીરી છો એટલે કે આ ભવમા જ તમોને મોક્ષપ્રાપ્તિ થવાની છે. હવે તમારે બીજો ભવ કરવાનો નથી. ભગવંતના મુખથી આ વચનો શ્રવણ કરતા દમસારને જે આનંદ થયો છે તેનું વર્ણન આપણા જેવા છદ્‌મસ્થોથી શુ થઇ શકે ? એ આનદ અવર્ણનીય હોય છે. તમોને કોઇ અષ્ટાંગ નિમિત્તનો બરાબર જાણકાર મળી જાય અને તમારા પ્રશ્નના ઉત્તરમા તમોને કહે કે તમો આ જન્મમા ક્રોડપતિ થવાના છો. એ વાત સાભળીને તમોને કેટલો આનંદ થાય ? એ ક્રોડપતિપણું ફક્ત આ ભવ પૂરતુ જ હોય છે. એ ક્રોડપતિપણાથી કાયમના દુઃખની પરંપરાનો અંત નથી આવતો, એ તમો બરાબર જાણો છો, છતા એ વાત સાભળતા આનદની સીમા હોય છે ખરી ? તો પછી જે મોક્ષપ્રાપ્તિની પાછળ અનત કાળના સર્વ દુઃખોની પરંપરાનો સર્વથા અત આવતો હોય તેવી મોક્ષની પ્રાપ્તિ સંબધી સુંદર વાત પ્રભુના પવિત્ર મુખેથી સાભળતા અવર્ણનીય આનદ થાય તેમા શું આશ્ચર્ય હોય ?

દમસારનુ દૃષ્ટાન્ત અને તેનો બોધ લેવા લાયક ખરો વિભાગ તો હજુ બાકી છે. આજે વ્યાખ્યાનનો સમય પૂર્ણ થયો છે. એ દૃષ્ટાન્ત ટૂકમા કહેવાશે તો બરાબર મજા નહિ આવે, માટે દૃષ્ટાન્તનો બાકીનો ભાગ આવતી કાલ ઉપર રખાય તે વધુ ઠીક લાગે છે. દમસાર મુનિવર પ્રભુના શ્રીમુખેથી પોતે ચરમશરીરી હોવાનુ સાભળીને પ્રભુને પ્રશ્ન કરશે કે હે ભગવંત ! જ્યારે હુ ચરમશરીરી છું, આ ભવમા જ મને મોક્ષ પ્રાપ્ત થવાનો છે તો કૃપાળુ ! કહો તો ખરા કે–મને કેવળજ્ઞાન કયારે પ્રાપ્ત થશે ? દમસારના આ પ્રશ્નનો પ્રભુ શું જવાબ આપશે ? તે તેમજ દૃષ્ટાન્તનો બાકીનો ભાગ સંપૂર્ણ કહેવા ઉપરાત શ્રી ભગવતી સૂત્ર સાથે જયકુંજર હાથીની સરખામણીનો જે અધિકાર ચાલે છે તે વિષયમા આગળ શું વિષય આવશે વગેરે અધિકાર અગ્રે વર્ત્તમાન

॥ श्री मनमोहनपार्श्वनाथाय नमः ॥

# પ્રવચન અગિયારમું

निश्चय–व्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य, योग-क्षेम कर्णयुगलस्य प्रस्तावनावचनरचना-प्रकाण्डशुण्डादण्डस्य, निगमनवचनातुच्छपुच्छस्य, कालाद्यष्टप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य, उत्सर्गापवादसमुच्छलदतुच्छघण्टायुगलघोषस्य.....वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ।

મહામંગલકારી શ્રી ભગવતીજી નામે જે સૂત્ર છે, જેના અર્થરૂપે પ્રણેતા શાસનનાયક શ્રમણ ભગવાન મહાવીર છે, સૂત્રરૂપે સંકલના કરનાર પંચમ ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજી છે અને બાલજીવોને સૂત્રનો ભાવાર્થ યથોચિત સમજી શકાય તે માટે પૂજ્ય શ્રી અભયદેવસૂરિ મહારાજાએ જેના ઉપર વિસ્તૃત ટીકા રચેલ છે એ ભગવતીજીના પ્રારંભમા ટીકાકાર ભગવંતે શ્રી ભગવતીજીની જયકુંજર હાથી સાથે જે સરખામણી કરી છે, તે અધિકાર વર્ણવાય છે એ વર્ણન પ્રસંગે નિશ્ચય અને વ્યવહારનુ યત્કિંચિત્ સ્વરૂપ કહેવાયુ છે. જયકુંજર હાથી બન્ને કુંભસ્થળવડે જેમ શોભે છે તે જ પ્રમાણે જૈન શાસનના રહસ્યભૂત આ ભગવતી સૂત્ર, ઉપલક્ષણથી જૈન શાસન નિશ્ચય અને વ્યવહારથી જ શોભે છે શુધ્ધ નિશ્ચય અને શુધ્ધ વ્યવહાર જેના અંતરાત્મામા પરિણમેલ છે, તે જ સાચો જૈન છે. વગેરે બાબતો થોડી થોડી પણ ગઇ કાલે કહેવાયેલ છે, અને તે પ્રસંગને અનુસરતું **દમસાર** મુનિવરનું દષ્ટાંત ગઈ કાલે શરૂ કરેલ છે. રાજકુમાર દમસારે શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુની ધર્મદેશના શ્રવણ કરીને ભગવંત પાસે ચારિત્ર ગ્રહણ કર્યું છે. ચારિત્ર ગ્રહણ કર્યા બાદ નિશ્ચયના લક્ષ્ય સાથે ચારિત્રને ઉચિત વ્યવહારમાર્ગની સુંદર આરાધના કરનાર દમસાર મુનિવર છઠ્ઠ–અઠ્ઠમ યાવત્ માસક્ષમણ જેવી ઉગ્ર તપસ્યામા જોડાયા છે.

## આહારાદિ ચારેય સંજ્ઞાઓ એ જ સંસારનું પ્રબલ કારણ.

આત્માને અનાદિ સંસારમા રખડાવનાર આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞા છે. એ ચારેય સંજ્ઞાઓમા એક આહારસંજ્ઞા ઘટે, આહારસંજ્ઞા કાબૂમાં આવે તો બાકીની ત્રણ સંજ્ઞાઓને કાબૂમા રાખવા માટે વધુ પરિશ્રમ કરવાની જરૂર નહિ રહે જે વ્યક્તિને આહારસંજ્ઞાનું પ્રબલપણુ હોય તેને મૈથુનસંજ્ઞા પ્રાયઃ જોરદાર હોય છે. અને આહાર તેમજ મૈથુનસંજ્ઞાનુ જેને પ્રબલપણુ હોય તેને પરિગ્રહસંજ્ઞાનુ પણ અવશ્ય જોર રહે છે. કારણ કે પરિગ્રહ અર્થાત્ ધન સિવાય મૈથુનસંજ્ઞા અને આહારસંજ્ઞાને પોષણ મળતુ નથી. આહારસંજ્ઞા તેમજ મૈથુનસંજ્ઞા જેમ જેમ વધે તેમ તેમ તે બન્ને સંજ્ઞાને પોષવા માટે આ જીવ તેના સાધનો મેળવવા માટે ખૂબ ઇન્તેજાર બને છે અને પછી તો તે આત્મા નથી

નીતિનો વિચાર કરતો કે અનીતિનો, નથી હિંસા અહિંસાનો વિચાર કરતો કે નથી સત્ય અસત્યનો વિચાર કરતો, આહારસંજ્ઞા તેમજ મૈથુનસંજ્ઞાના પોષણ માટે ગમે તેવા પાપો કરીને પણ ધન વગેરે મેળવવા પ્રયાસ કરે છે. ધન વગેરે મેળવવા એટલે કે ભોગસુખના સાધનો પ્રાપ્ત કરવા માટે મન–વાણી–કાયાની દોડધામ તેનું નામ ભયસંજ્ઞા છે. મન–વાણી–કાયાની ચંચળતા તેનું નામ જ ભયસંજ્ઞા અને મન–વાણી–કાયાની જેટલી પોતાના ઘરમા સ્થિરતા તેટલી અભય સંજ્ઞા, આનંદઘનજી મહારાજનું વચન છે કે **"ભય ચંચળતા હો પરિણામની"** (શ્રી સંભવનાથ સ્તવન) આહારસંજ્ઞાની પ્રબલતાથી મૈથુનસંજ્ઞા વધે, મૈથુનસંજ્ઞાની પ્રબલતાથી પરિગ્રહસંજ્ઞા વૃદ્ધિ પામે અને પરિગ્રહસંજ્ઞા વધે એટલે ભયસંજ્ઞા વૃદ્ધિ પામે. ભયસંજ્ઞા વૃધ્ધિ પામે એટલે મન–વાણી–કાયાની ચંચળતામાં વધારો થાય, અને જેટલો મન–વાણી–કાયાના વ્યાપારમા ચંચળતાનો વધારો થાય તેટલું કર્મબંધન વૃદ્ધિ પામતું જાય. મન–વચન–કાયાના વ્યાપાર તે જ કર્મબંધનુ કારણ છે. શ્રી તત્ત્વાર્થ સૂત્રના છઠ્ઠા અધ્યાયમાં એ કારણે જ कायवाङ्मन कर्मयोगा, स आश्रव. [ તત્ત્વાર્થ અધ્યાય ૬ સૂત્ર ૧–૨ ] એ સૂત્રો આપ્યા છે. કર્મવર્ગણાના પુદ્‌ગલ સ્કંધો ગ્રહણ કરવાનું કાર્ય મન–વાણી–કાયાના વ્યાપારથી જ થાય છે. શુભ વ્યાપાર હોય તો શુભ કર્મ બંધાય અને અશુભ વ્યાપાર હોય તો અશુભ કર્મ બંધાય એ વાત જુદી છે, પણ જ્યા સુધી મન–વચન–કાયાના વ્યાપારો પૈકી અમુક અંશે પણ વ્યાપાર છે ત્યા સુધી કર્મબંધ અવશ્ય હોય છે. આહાર, મૈથુન અને પરિગ્રહ એ ત્રણ સંજ્ઞાના પોષણ માટે થતો મન–વચન–કાયાનો વ્યાપાર અશુભ જ હોય અને તે દ્વારા અશુભ કર્મનો જ બંધ થાય. **એક આહારસંજ્ઞા કાબુમાં આવે તો મૈથુન, પરિગ્રહ તેમજ ભયસંજ્ઞા ઘટી જાય.** પરિણામે મન–વાણી–કાયાના વ્યાપાર ઓછાં થાય અને કર્મબંધનની પણ અલ્પતા થયા સિવાય ન રહે.

**ભાવચારિત્ર એ સ્વર્ગનું કારણ નથી પરંતુ મોક્ષનું જ કારણ છે.**

આહારસંજ્ઞાનો ઘટાડો કરવા માટેનું અસાધારણ કારણ જો કોઇ હોય તો તપસ્યા છે નાની મોટી કોઈપણ તપસ્યા કરવાના પ્રસંગમા તપસ્યા કરનાર ભાગ્યવાન્ આત્મા આહારસંજ્ઞા ઘટાડવાનુ લક્ષ્ય રાખે, '**આહાર કરવો એ આત્માનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ તો અણાહારીપણાનો છે**' એ વાત ન ભૂલે, તો તે આત્માને આહારસંજ્ઞા ખૂબ જ ઘટી જાય છે અને છેવટ અણાહારીપણુ પ્રાપ્ત થાય છે અનુત્તર વિમાનના દેવોનુ તેત્રીશ સાગરોપમ આયુષ્ય હોય છે, તે દરમ્યાન તેત્રીશ હજાર વર્ષો પસાર થયા બાદ એક વાર આહારની અભિલાષા થાય, તેનુ કારણ શુ ? આપણે સવારે ચ્હા પાણી, બાર વાગે ઉની રસોઇ, બપોરે ફેર ચા–પાણી નાસ્તો, અને સાંજે વાળુ આ સિવાય વધારે આડુઅવળું ખાવાપીવાનુ ચાલે તે જુદું, એમ છતાં સવાર પડે એટલે આહારની અભિલાષા તો તૈયાર જ હોય ! આપણી આ દુર્દશા. જ્યારે અનુત્તર વિમાનના દેવોને તેત્રીશ હજાર વર્ષો બાદ એક વાર આહારની અભિલાષા થાય. મહાનુભાવો આમ થવામાં બીજું કશુ કારણ નથી. પૂર્વ ભવમા આરાધેલ ચારિત્ર અને તે પ્રસંગે ભાવથી કરેલ તપશ્ચર્યાનો જ એ પ્રભાવ છે, ભાવચારિત્રની આરાધના સિવાય અનુત્તર વિમાનમાં કોઈ પણ આત્મા ઉત્પન્ન

થતો નથી. દ્રવ્ય ચારિત્રવંત માટે વધુમાં વધુ નવમી ગ્રૈવેયક હોય છે, પણ અનુત્તર વિમાનમાં તો દ્રવ્ય તેમજ ભાવચરિત્રની આરાધના કરનાર હોય તે જ ઉત્પન્ન થઈ શકે છે. ભાવચારિત્ર યદ્યપિ મોક્ષનું કારણ છે, ભાવચારિત્ર એ દેવગતિ–દેવાયુષ્યના બંધનુ કારણ નથી. આરાધના કરનાર ભાગ્યવાન્ આત્મા મુક્તિના લક્ષ્યથી જ ભાવચારિત્રની આરાધના કરે છે, પરંતુ એ ભાવચારિત્રની આરાધના કરતાં કરતા ક્ષાયિક ભાવનું યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય તે પહેલા જ આયુષ્ય સમાપ્ત થાય છે એટલે તે અવસરે તે આત્મામાં વર્તતો જે પ્રશસ્ત રાગભાવ, તે વડે દેવગતિ–દેવાયુષ્ય બંધાય છે. વ્યવહારમા ઉપચારથી બોલાય કે સમ્યગ્દર્શનના પ્રભાવે આત્મા દેવલોકમા ઉત્પન્ન થયો, દેશવિરતિના યોગે બારમા દેવલોકે પહોંચ્યો, ભાવચારિત્રની આરાધના કરી ધન્નાજી વગેરે સર્વાર્થસિધ્ધ વિમાનમા ઉત્પન્ન થયા, પણ સમ્યગ્દર્શન, દેશવિરતિ કિંવા સર્વવિરતિ એ તો આત્માના સ્વભાવપરિણામ છે. આત્માની શુદ્ધ ચેતનાના અંશો છે. **એ સ્વભાવ પરિણામવડે સંવર અને સકામ-નિર્જરા હોય પણ દેવાદિગતિ વગેરે શુભકર્મના બંધ ન હોય,** એ શુભકર્મનો બંધ તો સમ્યગ્દર્શન, દેશવિરતિ સાથે પ્રશસ્ત રાગાદિ વિકારો રહેલા છે તે કારણે થાય છે. અનુત્તરવિમાનમા ઉત્પન્ન થનાર આત્માને અનુત્તર વિમાનના દિવ્ય સુખોમા જરાપણ ઉપાદેય ભાવ નથી, કિંતુ હેય ભાવ જ હોય છે, અને તે કારણે તેત્રીશ સાગરોપમનુ આયુષ્ય પૂર્ણ થયા બાદ આર્યક્ષેત્રમા માનવ જન્મ પ્રાપ્ત કરી મોક્ષપ્રાપ્તિ માટે પુનઃ એ આત્મા ચારિત્ર ગ્રહણ કરી, એક બે ભવે મુક્તિપુરીમા પહોચી જાય છે. એ બધો પ્રભાવ ભાવચારિત્રનો છે.

### આહારાદિ ચારેય સંજ્ઞાને તોડવા માટે દાનાદિ ચાર પ્રકારનો ધર્મ.

પૂર્વભવમા કરેલી સુંદર તપશ્ચર્યાના પ્રભાવે જ અનુત્તર વિમાનમા આહારસંજ્ઞા અતિ અલ્પ અને તે પણ તેત્રીશ હજાર વર્ષ જેટલા લાબા ગાળે પ્રગટ થાય છે. પૂર્વભવમા પાળેલા પવિત્ર બ્રહ્મચર્યના પ્રભાવે અનુત્તર વિમાનમા મૈથુનસંજ્ઞાનો અત્યંત મંદભાવ હોય છે. પૂર્વ જન્મમા આરાધેલા–દાનધર્મના પ્રભાવે ઐશ્ચર્યની હાજરી છતા પરિગ્રહસંજ્ઞા ખૂબ જ મંદ કોટિની છે અને પૂર્વભવમા સંયમની આરાધના પ્રસંગે પંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિનુ જે પરિપાલન કર્યું છે તેના પ્રભાવે ભયસંજ્ઞા અર્થાત્ મન–વાણી–કાયાની ચંચળતા અલ્પ બની ગઈ છે અનંતજ્ઞાની ભગવંતોએ દાન–શિયલ–તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ જે બતાવ્યો છે, તે આહાર વગેરે ચારેય સંજ્ઞાઓના વિનાશ માટે જ બતાવેલ છે. જગતમા કીર્તિ–માન કે પ્રશંસા માટે દાન નથી આપવાનુ પણ પરિગ્રહસંજ્ઞા ઘટાડવા માટે જ દાન આપવાનું છે, મૈથુનસંજ્ઞાનો ક્ષય કરવાના આશયથી શીલધર્મની આરાધના કરવાની છે, આહારસંજ્ઞાના નિકંદન્ માટે તપશ્ચર્યા કરવાની છે અને ભયસંજ્ઞાના વિનાશ માટે જ ભાવ ધર્મની આરાધનામાં જોડાવાનુ છે. **અનંતકાળથી આ સંસારી જીવને આહારની ભૂખ, વિષયની ભૂખ અને ધનની ભૂખ વળગેલી છે. તેને માટે જ આ અજ્ઞાની જીવે અત્યાર સુધી આંખો મીંચીને ખૂબ અવળી દોટ મૂકી છે, પણ પરિણામ ભૂખ ભાંગવાને બદલે ભૂખ વધવામાં આવ્યુ છે.** એ અનાદિની દુરંત ભૂખ ભાંગવાનો

સાચો માર્ગ જાણ્યા સિવાય અવળી દોટ મુકાય એટલે પરિણામ અવળું જ આવે. સંસારમા રખડાવનારી, આત્માને ખૂબ જ હેરાન-પરેશાન કરનારી એ આહારાદિની ભૂખ ભાંગવાનો અસાધારણ ઉપાય દાન-શિયલ તપ અને ભાવ છે, એ ચારે ય પ્રકારના ધર્મની સંપૂર્ણ આરાધના થવી અશક્ય છે.

## સાધુપણામાં દાનધર્મની આરાધના કેમ સંભવે ?

સભામાંથી **પ્રશ્ન** સાધુપણામાં શીલધર્મ, તપોધર્મ અને ભાવધર્મની આરાધના તો હોય પણ દાનધર્મની આરાધના સાધુપણામાં કેમ સંભવે ? સાધુ તો નિષ્કંચન છે અને કંચન વિના દાન કેમ ઘટે ?

**ઉત્તર** મહાનુભાવ ! 'દાન' એ પદનો અર્થ જો બરાબર લક્ષમા હોય તો આ પ્રશ્નનો અવકાશ જ ન રહે દાન એટલે આપવું એ તો સામાન્ય અર્થ છે. દાનનો ખરો અર્થ તો ત્યાગ છે. આપવાનો સંબધ બીજાની સાથે છે. ત્યાગનો સબંધ પોતાના આત્માની સાથે છે. આપવાની જે ક્રિયામા ત્યાગભાવના વર્ત્તતી હોય તેનું જ નામ વાસ્તવિક દાન છે. ધોબીને ધોવા માટે પોતાના વસ્ત્રો આપવાની ક્રિયા તો થાય છે, છતા તેમાં ત્યાગની ભાવના નથી, માટે તેનુ નામ દાન નથી. "स्वस्वत्वनिवृत्तिपरस्वत्त्वोत्पादन दानम्" પોતાની માલિકીની જેમા નિવૃત્તિ અને અન્ય માલિકીની જેમા ઉત્પત્તિ છે તેનુ નામ દાન છે. અનાદિની પરિગ્રહસંજ્ઞા જેનાથી ઘટે, યાવત્ સર્વથા નાશ પામે તેનું નામ દાન છે. તમારી દુકાને આડતીયાઓ તેમજ માલ ખરીદવા અનેક ગ્રાહકો આવે છે. તેને તમો ઘેર જમવા તેડી જાઓ છો, ચ્હા-પાણી આપો છો. અનેક પ્રકારે તેની બરદાસ્ત કરો છો પણ તેનુ નામ દાન નથી, તે સાધર્મિક ભક્તિ કે માનવરાહત નથી. તેમા તો તમારો સ્વાર્થ છે. જે પ્રવૃત્તિથી મોહની વૃદ્ધિ થાય અને પરિણામે સસારની પરપરા ચાલે એવી કોઈપણ પ્રવૃત્તિને ધર્મ કહેવાયજ નહિ. **જે દાનની પાછળ સ્વાર્થ હોય, જે દાનની પાછળ બદલો લેવાની વૃત્તિ હોય, તેમજ જે દાનની પાછળ કીર્તિ-માન-પ્રશંસાની કામના જોર કરતી હોય તેનું નામ સાચું દાન નથી. સાચું દાન તો મોહનો ત્યાગ છે.** આજે તમો દાનાન્તરાય, લાભાન્તરાયનો અર્થ જે રીતે જાણવો જોઈએ તે રીતે નથી જાણતા. ઘરના આગણે સાધુ કે સાધર્મિકની પધરામણી થઇ હોય, સુપાત્ર દાનનો મહિમા સમજાયેલો હોય એમ છતા તે કારણે ગમે તે કારણે સાધુ કે સાધર્મિક રૂપી સુપાત્રની ભક્તિ ન થાય તેનું નામ દાનાન્તરાય આજે આપણે માનીએ છીએ, આપણી ઇચ્છા મુજબ ધન સપત્તિ આપણને પ્રાપ્ત ન થાય તેનુ નામ લાભાન્તરાય મનાય છે. ઘરમાં ભોગોપભોગોની અનુકૂળ સામગ્રી છતા કૃપણતા કિંવા શોક-સંતાપાદિ ગમે તે કારણે તે સામગ્રીનો ભોગ-ઉપભોગ ન થાય તેનુ નામ અનુક્રમે ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય મનાય છે અને છતી શક્તિએ હરકોઈ કામમાં આળસુ, એદી અથવા ગળીયા બળદ જેવી દશા વર્તે તેનું નામ વીર્યાન્તરાય મનાય છે. લગભગ આજે મોટો વર્ગ પાચે ય પ્રકારના અતરાયનો અર્થ આ પ્રમાણે સમજે છે, જો કે એ અર્થ સર્વથા ખોટો છે એમ કહેવાનો આશય નથી, પણ એ સ્થૂલ-વ્યવહારુ અર્થ છે. સાચો નિશ્ચયદૃષ્ટિએ અર્થ તો આ રીતે છે.

## દાનાન્તરાય-લાભાન્તરાય વગેરેનો વાસ્તવિક અર્થ.

આપણો આત્મા જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી અનંતલક્ષ્મીની અપેક્ષાએ તદ્દન ભિખારી છે. એ જ્ઞાન-દર્શન-ચારિત્રનો અનતમો અંશ હરકોઈ આત્મામાં પ્રગટ છે અને બાકીનો અનતગુણ અશકર્મના આવરણવડે દબાયેલ છે-અપ્રગટ છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અનુકૂળ સામગ્રી છતાં જે કારણે એ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી લક્ષ્મીનું ભિખારી આત્માને દાન ન થાય તે કારણનુ નામ દાનાન્તરાય કહેવાય. સુપાત્રદાનાદિની પ્રવૃત્તિ પાછળ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી લક્ષ્મીનું દાન પોતાના આત્માને થવું જોઈએ. આત્મામા જ્ઞાનાદિ ગુણોનો વિકાસ થવો જ જોઇએ અને એ થાય તો જ સુપાત્રદાન ગણાય, અને તે ત્યારે જ બને કે સુપાત્ર-દાનાદિની પ્રવૃત્તિમાં ધન-સપત્તિ ઉપરનો મોહ ઘટાડવાનુ લક્ષ્ય હોય. ચદનબાળાને અડદના બાકળા શ્રમણ ભગવત મહાવીર પ્રભુને વહોરાવવાનો પુન્યયોગ પ્રાપ્ત થયો, તે પ્રસગે સાડાબાર ક્રોડ સોનૈયાની વૃષ્ટિ થઈ, પચ દિવ્ય પ્રગટ થયા, એ બધુ તો સ્થૂલ ફળ છે, પરંતુ સાચુ ફળ તો ચન્દનબાળાને ચારિત્રના ભાવ થયા, ચારિત્ર ગ્રહણ કર્યું, પરપરાએ કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રાપ્ત કર્યું તે છે. શાલિભદ્રે પૂર્વભવમા માસક્ષમણવત મુનિરાજને ક્ષીરનું દાન આપ્યુ, તેના પ્રભાવે બીજા ભવમા ગોભદ્રશેઠને ત્યાં તેમનો જન્મ થયો. મનુષ્યના ભવમા સ્વર્ગીય ઋદ્ધિના તે ભોકતા બન્યા પરતુ એ બધુ સ્થૂળ ફળ છે. વાસ્તવિક ફળ તો એ સ્વર્ગીય ઋદ્ધિનો પણ અવસરે ત્યાગ કરી રત્નત્રયીની આરાધના માટે સયમ ગ્રહણ કરીને ચાલી નીકળ્યા તે છે. દીવાળીએ શારદાપૂજન પ્રસંગે અમારા બધુઓ, ચોપડાના પહેલા પાને "**ધન્ના શાલીભદ્રની ઋદ્ધિ હોજો**" એ મગળ વાક્ય લખે છે, પણ એ વાક્યોની પાછળ અમારા એ બધુઓને ફક્ત બાહ્ય સપત્તિનુ સગપણ છે. ધન્નાજી કે શાલીભદ્રજીએ ગ્રહણ કરેલા સયમનુ સગપણ પ્રાય. કોઈને ય નથી હોતુ. સાધુમુનિરાજ એટલે રત્નત્રયીનો મૂર્તિમાન પુજ. એ મહર્ષિની ભક્તિ તથા સુપાત્ર દાન એટલે રત્નત્રયીનું જ અનુમોદન. **એ રત્નત્રયીનું સાચું અનુમોદન કેવળ અચેતન ધનના ઢગલા જ ન આપે પરંતુ ચૈતન્યસ્વરૂપ આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્રગુણને પણ અવશ્ય પ્રગટાવે.** સાતે ય ક્ષેત્રમા એ જ પ્રમાણે યથોચિતભાવના સમજવાની છે. સુપાત્રદાન કિવા સાત ક્ષેત્રની ભક્તિને મુક્તિનુ પરમ કારણ ગણ્યુ છે તે આ અપેક્ષાએ ગણેલ છે. **આજે તો દવાખાનાઓ કે વિદ્યાલયો વગેરે માટે ઉપદેશ દેનાર સાધુ મહાન્ સાધુ તથા સમયને ઓળખનારો ગણાય છે.** જ્યારે સાત ક્ષેત્રના પોષણ માટે સુંદર સદુપદેશ આપનાર સાધુ, સમય તથા યુગધર્મના અજાણ મનાય છે પ્રભુના શાસનમા અનુકંપા તથા સુપાત્ર બંનેનુ અવશ્ય સ્થાન છે, પણ અનુકમ્પામા અનુકમ્પા બુદ્ધિ તેમજ સુપાત્રમા સુપાત્ર બુદ્ધિનો વિવેક તેમજ ગૌણ મુખ્યતાનો વિભાગ તો અવશ્ય ખ્યાલમા રહેવો જોઇએ.

## સાધુપણામાં દાનાદિ ચારે ય ધર્મની આરાધના,

જ્ઞાન-દર્શન-ચારિત્રથી વિરહિત આત્માને જ્ઞાન-દર્શન-ચારિત્રની પ્રાપ્તિ જે સુપાત્રદાનાદિ પ્રવૃત્તિવડે થાય તેનુ નામ યથાર્થ દાન છે. પ્રાપ્ત થયેલ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણનો પુન. વિનાશ ન થાય પરતુ આત્મામા ટકાવ રહે તેનું નામ યથાર્થ લાભ છે. એ જ્ઞાન-દર્શન-

ચારિત્રાદિ નિજ ગુણનો ભોગ–ઉપભોગ તેનું નામ સાચો ભોગ–ઉપભોગ છે, અને એ દાન–લાભ–ભોગ–ઉપભોગ માટે જે પુરુષાર્થ તે જ સાચું વીર્ય છે. એ દાન–લાભાદિનો જેનાથી વિઘાત થાય તેનુ નામ અનુક્રમે દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય છે. સાધુ મુનિરાજને દાનધર્મ કેમ ઘટે ? એ પ્રશ્ન ઉપર આ બધું વિવેચન શરૂ થયું છે. દાન કોને કહેવાય ? દાનાન્તરાય કોને કહેવાય ? એ વાત પ્રસગોપાત્ત બહુ જ સક્ષેપમા કહેવામા આવેલ છે. દાનધર્મનો અર્થ જે રીતે કહેવાયો છે તે રીતે વિચારીએ તો સાધુ મુનિરાજને દાનધર્મની આરાધના સદાય ચાલુ છે. તમો તો ગળાબુડ પરિગ્રહસંજ્ઞાથી ભરેલા હોવા છતા જ્યારે સાત ક્ષેત્રો પૈકી કોઈ ક્ષેત્રમા અથવા અનુકમ્પાના ક્ષેત્રમા પાચ–પચીસ વાપરો અને તે અવસરે માન–પ્રશસાનું લક્ષ્ય ન રાખતા ફક્ત મોહત્યાગનું લક્ષ્ય રાખો તો જ દાન ધર્મની આરાધના અને તે પણ તેટલો સમય હોય છે, જ્યારે સાધુ–મુનિરાજે તો જે દિવસે ચારિત્ર ગ્રહણ કર્યું તે દિવસથી મોહત્યાગના લક્ષ્યથી નવે ય પ્રકારનો બાહ્ય પરિગ્રહ વોસિરાવેલ છે. દીક્ષિત થયા બાદ હવે એને બાહ્ય પરિગ્રહ સાથે પુન. મોહપાશમા ફસાય તે રીતે લવલેશ સબધ રાખવાનો નથી, આ વાત જો બરાબર વિચારવામા આવે તો ચારિત્ર ગ્રહણ કર્યા બાદ સાધુ–મુનિરાજને જીવન પર્યંત અવશ્ય દાનધર્મની આરાધના સંભવે છે. સાધુ સાધુપણામા યથોચિતપણે પ્રવર્તે તો એ સાધુપણામા દાન, શીલ, તપ અને ભાવ ચારે ય પ્રકારના ધર્મની આરાધના છે. એ આરાધના દ્વારા અનાદિની ચારે ય આહાર વગેરે સંજ્ઞાઓનો વિનાશ થાય છે અને પરપરાએ આત્મા કેવલજ્ઞાન અને મુક્તિનો અધિકારી બને છે.

## દમસાર મુનિવરના આત્માની ઉત્તમતા.

આપણા દમસાર મુનિવરે સંયમની સાધનામા બરાબર ઝુકાવ્યુ છે. 'અનાદિના કર્મ પાસને છેદવા માટે સયમની આરાધના એ જ અનન્ય ઉપાય છે' એ નિશ્ચય અંતરમા બરાબર વસી ગયો છે, તેમજ આહાર સજ્ઞાના પરિક્ષય માટે ઉગ્ર તપસ્યામા પણ આત્માને તન્મય બનાવ્યો છે. આટલી તપસ્યા કરવા છતા હજુ એ મુનિવરના ચિત્તમા પોતાના ભવ્ય-પણા માટે તેમજ મોક્ષ માટે સશય થયા કરે છે અને એ સશયના નિરાકરણ માટે જ શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ પાસે જાય છે. આટલી તપશ્ચર્યા છતાં આવો સંશય કેમ થાય ? એમ સહજ આપણને લાગે, પણ મુક્તિના સાચા પ્રેમીને શીઘ્ર મુક્તિપુરીમા પહોચ-વાની તાલાવેલી હૃદયમા પ્રગટ થયાનુ એ ચિહ્ન છે. વળી ચારિત્રને ગ્રહણ કરનારા, સાથે સાથે ઉગ્ર તપસ્યા તેમજ જ્ઞાન–ધ્યાનની આરાધનામા ઝુકી પડનારા આત્માઓ પણ પ્રમાદાદિ અંતરંગ શત્રુઓના નિમિત્તે પુન. લાબા સમય સુધી સસારમાં રખડતા થઈ ગયાના દૃષ્ટાન્તો અનેક શાસ્ત્રમા આવે છે. શ્રુતકેવલીપણાની હદે પહોચેલા આત્માઓ પ્રમાદના યોગે નિગોદમા ચાલ્યા જવાનું આપણે અનેક વાર સાભળ્યું છે, તો દમસાર મુનિને પોતાના ભવ્યપણા માટે તેમજ તે ભવમા મોક્ષ માટે સંશય થાય એમા શું આશ્ચર્ય છે ? **જિનપ્રણીત તત્ત્વોમાં આત્માને સંશય થવો એ મિથ્યાત્વનું ચિન્હ છે, પણ પોતાનો આત્મા ભવ્ય છે કે અભવ્ય ? ચરમશરીરી છે કે અચરમશરીરી ? એવો સંશય અથવા વિકલ્પ ઉત્પન્ન થવો એ તો આત્માની ઉત્તમતાનું લક્ષણ છે.**

## કષાયોદયના નિમિત્તે કેવલજ્ઞાનની પ્રાપ્તિમાં વિલંબ થયો.

દમસાર મુનિવર પ્રભુ પાસે પહોંચ્યા. પ્રભુને પ્રશ્ન કર્યો કે હે ભગવન્! હું ભવ્ય છું કે અભવ્ય ? હું ચરમશરીરી છું કે અચરમશરીરી ? પ્રભુએ દમસારને ઉત્તર આપ્યો કે– હે દમસાર! તમે ભવ્ય છો એટલે કે મોક્ષની યોગ્યતા ધરાવો છો તેમજ ચરમશરીરી છો અર્થાત્ આ ભવમા જ તમોને સકલ કર્મનો ક્ષય થવા સાથે મોક્ષ મળવાનો છે. પ્રભુના શ્રીમુખેથી આ ઉત્તર સાંભળતાં દમસાર મુનિવરના અંતઃકરણમા ખૂબ જ આનંદ થાય છે. પણ પોતાના આત્મા માટે વધુ જાણવાની અભિલાષાથી પુનઃ એ મુનિવર ભગવંતને પ્રશ્ન કરે છે કે હે ભગવન્! આપના આ કથન પ્રમાણે હું ભવ્ય છુ તેમજ આ ભવમા જ મને મોક્ષ પ્રાપ્ત થવાનો છે તે તો બરાબર, આપના કથનમા મને સંપૂર્ણ શ્રધ્ધા છે, પરંતુ સાથે સાથે આપને એટલું હુ પૂછુ છું કે- મને કેવલજ્ઞાન ક્યારે પ્રાપ્ત થશે ? કેવળજ્ઞાન મળે ત્યારપછી જ મોક્ષ થાય છે. ચારિત્ર પ્રાપ્ત થયા બાદ તે જ ભવમા મોક્ષ થાય, એ એકાન્ત નિયમ નથી પણ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ તો મોક્ષ તે જ ભવમાં પ્રાપ્ત થવાનું નક્કી છે, એ આશયથી દમસાર મુનિવરે પ્રભુને કેવલજ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રશ્ન પૂછયો હોય તો તે બરાબર છે. ભગવાન મહાવીર દમસાર મુનિવરને જવાબ આપે છે કે હે મુનિવર! આજે અને અત્યારે તમારા અંતરાત્મામાં જે વિશુધ્ધિની ધારા ચાલે છે, એ જ ધારા અવિચ્છિન્નપણે જો બરાબર ચાલે તો એક પ્રહરમા તમોને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય એટલી હદે તમો પહોંચી ગયા છો, પરંતુ આજે તમોને માસક્ષમણની તપસ્યાના પારણાનો દિવસ છે. એટલે મારી પાસેથી રજા લઈને તમારા સ્થાને ગયા બાદ પારણા અંગે ગોચરી નિમિત્તે તમો નજીકના શહેરમા જશો, ત્યા તમોને ક્રોધ કષાયના ઉદયનુ નિમિત્ત મળશે, એ નિમિત્ત મળતાં તમો તમારું ભાન ગુમાવી બેસશો, વધુ પ્રમાણમા ક્રોધ કષાયનો ઉદય તમોને શરૂ થશે અને એ કારણે થોડા સમયમાં પ્રગટ થઈ શકે તેવુ તમારુ કેવલજ્ઞાન દૂર હડસેલાઇ જશે.

## ક્રોધ ચંડાલ કરતાં વધુ ભયંકર છે.

શ્રમણ ભગવાન્ મહાવીર સર્વજ્ઞ હતા. ભૂત, ભાવી અને વર્તમાન ત્રણેય કાળના ભાવો જાણવાની એ ભગવતમા શક્તિ હતી. વર્તમાનમા દમસાર મુનિવરનો આત્મા કેટલી હદે પહોચ્યો છે ? એ પ્રાપ્ત થયેલ હદ કેટલો સમય ટકવાની છે ? અને ભવિષ્યમા અનુકૂલ–પ્રતિકૂલ નિમિત્તોની હાજરીમા એ આત્માનો ઉત્કર્ષ થવાનો છે કે અધપતન થવાનુ છે ? એ બધી વાતો ભગવત જાણુતા હતા, અને એ જાણપણુ હોવાથી–ભગવતે દમસાર મુનિવરને ઉપરની બાબત જણાવી હતી. દમસાર મુનિ આત્માર્થી નિકટ મુક્તિગામી ભાવચારિત્રવંત આત્મા છે. આત્માના ઉત્કર્ષ માટે જ એમનો સતત પુરુષાર્થ છે. આત્માનો અશુધ્ધ પર્યાય ટળે અને શુધ્ધ પર્યાય પ્રગટ થાય તે માટે એ મુનિવરનો આત્મા સદાય જાગૃત છે. પોતાનો આત્મા ઉત્તરોત્તર ગુણસ્થાનકની ભૂમિકા ઉપર આરોહણ કરે એ વાત ઇષ્ટ છે. આત્માનું અધપતન કિંવા અધ.પતનમાં કારણરૂપ ક્રોધ વગેરે અશુધ્ધોપયોગ જરાય ઇષ્ટ નથી. ભગવંતના કથન મુજબ એક પ્રહરમાં કેવલજ્ઞાન પ્રાપ્ત થવાની વાત જાણીને જેમના

હૈયામાં અપરંપાર હર્ષ પ્રગટ થયો હોય તે મહાનુભાવને પ્રાપ્ત થનારી કેવલજ્ઞાનની અનંતલક્ષ્મી દૂર હડસેલાઇ જવાની વાત જરા પણ કેમ ઇષ્ટ હોય? એટલે જ એ દમસાર મુનિવર ભગવંતના પૂર્વોક્ત વચનો શ્રવણ કર્યા બાદ એ ઉપકારી પ્રભુને વિનીતભાવે જણાવે છે કે–પ્રભુ! "ગમે તે પ્રકારનું મને અશુભ નિમિત્ત મળશે છતાં હું એ નિમિત્તને આધીન નહિં બનું. મારા આત્મમંદિરમા ક્રોધ કષાયનો પ્રવેશ નહિ થવા દઉં. ભગવન્! **ક્રોધ એ તો ચંડાલથી પણ વધુ ભયંકર છે.** મારા આત્માને અપવિત્ર બનાવનાર એ નિર્દય ચંડાલ છે. એ વાત જાણ્યા બાદ અને તેનો યથાર્થ નિશ્ચય થયા બાદ હવે હું એ નિર્દય ચંડાલને આધીન કદાપિ નહિ બનુ. પ્રતિકૂલ નિમિત્તની હાજરીમા પણ મારા આત્માને શુદ્ધ ઉપયોગમા ટકાવી રાખીશ." દમસાર મુનિની ભાવના ઉચ્ચ કક્ષાની છે. અને તેથી જ આવા ઉત્તમ શબ્દો ઉચ્ચારે છે, પરંતુ ભગવાન તો દમસાર મુનિનુ ભાવિ જાણતા હોવાથી મૌન ગ્રહણ કરે છે. ભયંકર દર્દોથી કંટાળેલો દર્દી કોઇ સારા વૈદ્યની દવાથી આઠ આની, દશ આની જેટલુ આરોગ્ય પ્રાપ્ત કર્યા બાદ વૈદ્યરાજને પૂછે કે–હું સર્વથા નિરોગી કયારે બનીશ? વૈદ્યરાજ પણ જવાબ આપે કે ભાઈ! અત્યાર સુધી જે રીતે દવા લેવામા તેમજ પથ્ય પાળવામા સાવધાન રહ્યા છો તે જ પ્રમાણે પંદર–વીશ દિવસ સાવધાન રહેશો અને પથ્ય સાથે દવાનો બરાબર ઉપયોગ કરશો તો તમો થોડા દિવસોમાં જરૂર બીલકુલ રોગમુક્ત બની જશો. જરા ક્ષણભર જિહ્વાને સ્વાદનો ચટકો આપે તેવા કુપથ્ય ભોજનથી જો બરાબર દૂર રહેશો તો થોડા સમયમા તમોને કાયમી સંપૂર્ણ આરોગ્ય મળી જશે. આરોગ્યનો અભિલાષી પેલો દર્દી વૈદ્યરાજની પાસે તો હા જ પાડે છે અને બરાબર વૈદ્યરાજને વચન આપે છે કે "કુપથ્ય નહિ કરુ, દવા બરાબર વાપરીશ" પરંતુ વૈદ્યરાજ પાસેથી રજા લઈને ઘેર ગયા બાદ ઢોકળા, ભજીયા અથવા તીખા તમતમતા ખાદ્ય પદાર્થો ઘરમાં તૈયાર થયા હોય તે અવસરે વૈદ્યરાજ પાસે જે વચનો બોલાયા હોય તે વચન પ્રમાણે પથ્ય પાળનારા કોઈક વીરલા હોય છે. દર્દી મનુષ્ય તે સમયે પોતાના મનને અથવા પોતાના પરિચારકને સમજાવે છે કે "એક બે ભજીયાથી અથવા ઢોકળાના ટુકડાથી શુ નુકશાન થવાનુ છે?" મનોબળ તેટલે અંશે નબળુ બને છે, કુપથ્યની શરૂઆત થાય છે અને આઠ–દશ આની પ્રાપ્ત થયેલ આરોગ્યમાથી પુનઃ તે મનુષ્ય વધુ પડતા રોગનો ભોગ બને છે. કસોટીના પ્રસંગે મનોબલને મક્કમ રાખનાર વ્યક્તિઓ બહુ જ અલ્પ સંખ્યામા જોવાય છે. આપણા પોતાના જીવનપ્રસંગો તરફ દૃષ્ટિપાત કરીએ તો આપણી પણ લગભગ એ જ દશા હોય છે

**દમસાર મુનિવરનું ગોચરીએ જવું, કષાયનું નિમિત્ત મળતાં કષાયને આધીન થવું અને તુરત જ પશ્ચાત્તાપ થવો.**

દમસાર મુનિવરે ભગવંતની પાસે જે મક્કમતાભર્યા ઉત્તમ વચનો ઉચ્ચાર્યા હતા, તે હૃદયના શુદ્ધ ભાવથી જ ઉચ્ચાર્યા હતા. ભગવાને તો દમસાર મુનિનું ભવિષ્ય જાણેલું હોઈ મૌન ધારણ કર્યું હતુ. દમસાર ભગવંતની પાસેથી ઊઠયા, વંદના કરી પોતાના સ્થાને પહોચ્યા. ગોચરીનો સમય થયો ત્યારે પાત્રની પડિલેહણા વગેરે કરી ગોચરી માટે નજીકના શહેર તરફ રવાના થયા. રસ્તે ચાલતા મુનિરાજ ઈર્યાસમિતિમા સાવધાન હતા, પણ ચૈત્ર–

વૈશાખની ગ્રીષ્મઋતુ અને મધ્યાહ્નનો સમય એટલે સૂર્યના કિરણોએ માઝા મૂકી હતી. સૂર્યના તીવ્ર કિરણોથી એક બાજુ મસ્તક ખૂબ તપતું હતુ અને ભૂમિ ખૂબ ઉષ્ણ બની ગયેલ હોવાથી નીચેથી પગ શેકાઈ જતા હતા. આજે પણ તમારા શહેરમા ડામરની સડકો, અગિયાર બાર વાગે કેવી ગરમ થયેલી હોય છે, એનો અનુભવ ગોચરી જનારા સાધુઓને બરાબર થાય છે. દમસાર મુનિને એક મહિનાના ઉપવાસની તપશ્ચર્યાનુ પારણુ હતુ. શરીર તદ્દન કૃશ બની ગયુ હતુ. તેમાં ઉષ્ણુ પરિષહનું નિમિત્ત મલ્યું. શરૂઆતમા તો દમસાર મુનિવરને એટલો જ વિચાર આવ્યો કે "નજીકના શહેરમા અને નજીકના ઘરોમાં જ નિર્દોષ ગોચરી મળી જાય તો વધુ સારુ." આટલા વિચારની પાછળ ઊંડાણમા કાયાની મમતાનો અંશ બેઠો હતો. એ તપસ્વી મુનિરાજ ચાલતા ચાલતા શહેરના દરવાજા પાસે આવી પહોંચ્યા. બરાબર તે જ અવસરે એક ક્ષત્રિય પુરુષ ઘણા લાબા સમયની બિમારીમાથી સાજો થઈને આજે પહેલો જ પોતાના ખાસ ઈષ્ટ કાર્ય માટે બીજા ગામ તરફ જતો હતો તે દરવાજામા મુનિરાજને ભેગો થયો. ભેગો થતાં મુનિરાજે તેને પ્રશ્ન કર્યો કે–ભાઈ ! આ શહેરમાં અમો સાધુ-સતોને નિર્દોષ આહાર મળે તેવા ધર્મપરાયણ ગૃહસ્થોના ઘર કઈ બાજુ છે? તપસ્યાના અંગે શરીરની શિથિલતા તેમજ વધુ પ્રમાણુમા તાપ વગેરે કારણે નજીકમા જ જો ગોચરી મળી જાય તો વધુ સારું એ ભાવનાથી દમસાર મુનિવરે પેલા ક્ષત્રિયને નજીકમા ગૃહસ્થના ઘરો માટે પૂછ્યુ, પરતુ જેને પુછ્યુ તે ક્ષત્રિય અજ્ઞાની આત્મા હતો. તેના હૈયામા સાધુ-સંત ઉપર શ્રધ્ધા તથા પૂજ્યભાવનો અભાવ હતો. અને એ જ કારણે "ઘણા લાંબા સમય બાદ હુ મારા ઈષ્ટ કાર્ય માટે આજે પ્રથમ બહાર નીકલ્યો ત્યાં દરવાજામા જ મને આ મુડિયાનુ અપશુકન કયા થયુ ?" આવા વિપરીત વિચારો તેના હૈયામા પ્રગટ થયા. એટલેથી જ તે ન અટક્યો. પણ "આ મુડિયાએ મને અપશુકન કરાવ્યું માટે હુ એને બરાબર કષ્ટમા નાખુ" એમ વિચારીને જે દિશામા ગોચરીને લાયક ગૃહસ્થના ઘરો હતા, તે દિશા ન બતલાવતા દમસાર મુનિવરને અવળા માર્ગે ચડાવી દીધા અને પોતે પોતાના કાર્ય માટે ચાલ્યો ગયો દમસાર મુનિવર એ ક્ષત્રિય પુરુષે બતાવેલા માર્ગે ચાલવા માડયા. અર્ધો કલાક-કલાક ચાલતાં નિર્દોષ ભિક્ષા મળે તેવુ એક પણ ગૃહસ્થનુ ઘર ન દેખાયું. જેમ બને તેમ નજીકમા ગોચરી જવાની ઈચ્છા હતી, તેને બદલે ખૂબ વધુ દૂર જવાનો પ્રસગ આવતા તપસ્વી મુનિરાજ અકળાયા. પ્રથમ પેલા ક્ષત્રિય ઉપર ગુસ્સો આવ્યો. ત્યારબાદ "આ ગામના બધાય માણસો આવા ખરાબ જ હશે." એ વિચારો સાથે ગામના બધા ય માણસો ઉપર ક્રોધ પ્રગટ થયો. એટલેથી જ એ દમસાર મુનિવર ન અટક્યા, પણ આ ગામના માણસો સાધુ-સતને અવળા માર્ગે ચઢાવીને હેરાન કરનારા છે માટે આ બધાયને હું બરાબર શિખામણ આપુ એમ વિચારીને પોતાની પાસે **ઉત્થાન શ્રુત**ની લબ્ધિ હતી એ લબ્ધિનો ઉપયોગ કર્યો નગરની સમસ્ત પ્રજા જે શાત વાતાવરણમાં હતી, આ લબ્ધિનો પ્રયોગ થતા સમસ્ત પ્રજા ભયભ્રાન્ત બનીને આમથી તેમ દોડવા લાગી ઘડી બે ઘડી સુધી આમ ચાલ્યું. ત્યારબાદ દમસાર મુનિરાજને પોતાને જ વિકલ્પ આવ્યો કે–આ નગરના લોકો આટલી બધી દોડધામ કેમ કરે છે? તુરત પોતાને ખ્યાલ આવ્યો કે–આ તો મારી લબ્ધિના પ્રયોગથી બધી દોડધામ શરૂ થઈ છે. ભયભ્રાન્ત

બની આમતેમ એક સરખી નાસભાગ કરતા અનેક મનુષ્યોને જોતા દમસાર મુનિનું હૈયું કોમળ બન્યું એટલુ જ નહિ પણ ગોચરી નીકળવા અગાઉ ભગવંતની પાસે જે વચનો ઉચ્ચાર્યા હતા કે–'પ્રભો ! ગમે તેવુ કષાયનું કારણ મળશે તો પણ કષાયને આધીન નહિ થાઉ' આ વચનો યાદ આવ્યા. ચિત્તમા ખૂબ પશ્ચાત્તાપ શરૂ થયો. ભગવતે મને કહેલું હતું કે–'હે દમસાર ! એક પ્રહરમા કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તેટલી હદે તમારો આત્મા પહોંચ્યો છે, પણ આજે ગોચરી જવાના પ્રસગે તમોને કષાયનુ નિમિત્ત મળશે. તમે ક્રોધને આધીન બની જશો અને પ્રહરમા પ્રાપ્ત થનારું કેવલજ્ઞાન દૂર હડસેલાઈ જશે.' આ વચનો શ્રવણ કર્યા બાદ મે ભગવંતને જણાવ્યુ કે–હે ભગવાન ! 'હું પ્રતિકૂલ નિમિત્તના પ્રસંગે પરાધીન નહિ થાઉ, પરતુ મારા આત્માને સ્વાધીન રાખીશ.' 'આ પ્રમાણે ભગવંતની સમક્ષ જે અક્ષરો મેં ઉચ્ચાર્યા હતા તેનુ પાલન મારાથી ન થયું. કાયાની માયાએ મારું અધઃપતન કરાવ્યુ. હવે મને કેવલજ્ઞાનની અનંતલક્ષ્મી ક્યાંથી પ્રગટ થાય ? પ્રભુના કથન મુંજબ નક્કી મારુ એ કેવલજ્ઞાન દૂર ચાલ્યુ ગયુ. ધિક્કાર છે મને કે મારા આત્માને હુ કબજામાં ન રાખી શક્યો. એ પ્રમાણે એ દમસાર મુનિ ખૂબ પશ્ચાત્તાપની શ્રેણીમાં દાખલ થયો.

## મોક્ષનું અસાધારણ કારણ ચારિત્ર છે

જિનેશ્વરદેવના શાસનમા જ્ઞાન, દર્શન અને ચારિત્રને મોક્ષમાર્ગ કહેલ છે તેમાં પણ મોક્ષનુ અસાધારણ કારણ જો કોઈ હોય તો તે ચારિત્ર છે, અને અનુકૂલ–પ્રતિકૂલ નિમિત્તોની હાજરીમા આત્માને પોતાના ઘરમા–સ્વાભાવ પરિણામમા ટકાવી રાખવો તેનું નામ જ સાચુ ચારિત્ર છે. **અનુકૂલ–પ્રતિકૂલ પ્રસંગો સિવાય સમભાવ જેવા પરિણામ તો ઘણી વાર ઘણી વ્યક્તિઓમાં ઉપલક દૃષ્ટિએ દેખાય, પરંતુ તેટલા સામાન્ય દેખાવમાં ભાવ ચારિત્રની કલ્પના કરવી તે બરાબર નથી. સોનું કસોટીએ ચઢે ત્યારે જ સોનાની પરીક્ષા થાય છે. તેમ અનુકૂલ–પ્રતિકૂલ પ્રસંગોમાં જ ચારિત્રરૂપી સુવર્ણની પરીક્ષા થાય છે.** શાસ્ત્રોમા બે પ્રકારનુ ચારિત્ર કહેલ છે, એક પ્રમત્તચારિત્ર અને બીજુ અપ્રમત્તચારિત્ર. સજ્વલન કષાયના સ્વરૂપમાં પ્રત્યાખ્યાન, અપ્રત્યાખ્યાન કે અનન્તાનુબધી કષાય જેવી તીવ્રતા આવે ત્યારે પ્રમત્ત દશા ગણાય, અથવા વર્તમાનમા સજ્વલન કષાયોદયની માત્રાનુ જેટલું પ્રમાણ હોય તેથી વધુ પ્રમાણ થાય તો તેનુ નામ પણ પ્રમત્ત દશા કહેવાય, અને સજ્વલન કષાયની માત્રામા વધારો ન થતા ઘટાડો થવા માટેનો જ પુરુષાર્થ થાય, તેમ જ આત્મા નિજસ્વરૂપમા જેટલો સમય બરાબર જાગૃત રહે તેનુ નામ અપ્રમત્ત દશા ગણાય. આત્માને મોક્ષ અને મોક્ષના સાધનો પ્રતિ રુચિ પ્રાપ્ત થવી એ દુષ્કર છે. તેથી પણ મોક્ષ અને મોક્ષના સાધનો માટે પુરુષાર્થ શરૂ થવો અર્થાત્ દેશથી કે સર્વથી વિરતિની આરાધનામા આત્માને જોડવો તે તેથી પણ વધુ દુષ્કર છે અને વિરતિની આરાધનામા જોડાયા બાદ અનુકૂલ–પ્રતિકૂલ નિમિત્તોની હાજરી પ્રસગે એ આરાધનામા જરા પણ નબળાઈ ન આવવી તે તો અત્યન્ત દુષ્કર છે. એ કારણે જ દમસાર મુનિ જેવા તદ્ભવ–મુક્તિગામી આત્મા અને તેમા પણ પ્રભુ મહાવીર જેવા પ્રભુ તરફથી અગાઉથી ચેતવણી મળેલ હોવા છતા પ્રતિકૂલ નિમિત્ત મળતા કષાયને આધીન બની ગયા, પોતાની નબળાઈનો પોતાને ખ્યાલ આવતાં ખૂબ પશ્ચાત્તાપ શરૂ થયો, એ

પશ્ચાત્તાપ ને પશ્ચાત્તાપમાં આત્મા સાથે નિર્ણય કર્યો કે "તપસ્યાના પારણે ગોચરી માટે નીકળતાં કાયાને ઉષ્ણુ પરિષહ પ્રાપ્ત થતાં મારી આ દશા થઈને, માટે હવે તો જ્યાં સુધી કેવલજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પારણું કરવું જ નથી. અશન–પાન–ખાદિમ-સ્વાદિમ ચારે ય આહારનો મારે કેવલજ્ઞાનની પ્રાપ્તિપર્યંત સર્વથા ત્યાગ છે." આ પ્રમાણે નિર્ણય કર્યો અને **સમુત્થાન** શ્રુતની લબ્ધિ વડે તે નગરની પ્રજાને ભયમુક્ત બનાવી એ તપસ્વી મુનિવર આહાર ગ્રહણ કર્યા વિના એમ ને એમ જ પ્રભુ પાસે આવ્યા. પ્રભુના ચરણમાં ઢળી પડયા અને અતિ નમ્રભાવે પ્રભુને વિનંતિ કરી કે હે પ્રભો ! આપે મને અગાઉથી ખ્યાલ આપવા છતા આજે ગોચરી જવાના પ્રસગે હુ કષાયને આધીન બની ગયો, પ્રભો ! મારો આત્મા પ્રતિકૂલ નિમિત્તની હાજરીમા ખૂબ નબળો પડી ગયો. મને ઘણો કષાય થયો, મે ગામની સમસ્ત પ્રજાને મારી લબ્ધિવડે ઘણો ત્રાસ આપ્યો. પ્રભુ ! નજીકમા પ્રાપ્ત થનારુ મારુ કેવલજ્ઞાન હુ હારી ગયો. ભગવાન્ મારુ શુ થશે ? આપ અનંત કરુણાના ભંડાર છો. અધમ આત્માઓના પણ ઉદ્ધારક છો, આ આત્માને તારો, અને પ્રભો ! સેવકને પાર ઉતારો. પ્રભુ ! કૃપા કરીને મને જણાવો કે હવે મને કેવલજ્ઞાન ક્યારે પ્રાપ્ત થશે ? ભગવતે જવાબ આપ્યો કે–"હે દમસાર ! તને આજથી સાતમે દિવસે કેવલજ્ઞાન પ્રાપ્ત થશે. ગોચરી જવા પ્રસગે તને જે કષાયની ઉગ્રતા આવેલ, તેથી તારો આત્મા કેવલજ્ઞાનથી વધુ દૂર થયો હતો, પરંતુ તુરત પશ્ચાત્તાપ થવાથી તેમજ ચારે ય પ્રકારના આહારનો ત્યાગ કરવાથી પરિણામની વિશુદ્ધિ વડે તે ઉપાર્જન કરેલા કર્મો ઘણા ઓછા થઇ ગયા છે અને સાતમે દિવસે ઘાતી કર્મનો ક્ષય થવા સાથે તારા આત્મમંદિરમા કેવલજ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થશે." દમસાર મુનિવર પ્રભુ પાસેથી આ વચનો શ્રવણ કરીને ખૂબ આનંદ પામ્યા. સાત દિવસ સુધી સંજમ અને તપવડે આરાધના કરનાર એ મુનિવર સાતમા દિવસે કેવલજ્ઞાન–કેવલદર્શન પામ્યા તેમજ વર્ષો પર્યંત પૃથ્વીતલ ઉપર વિચરી ભવ્યાત્માઓને પ્રતિબોધ કરી છેવટ અઘાતી કર્મોનો ક્ષય કરીને નિર્વાણ પદ પ્રાપ્ત કર્યું.

## નિશ્ચય અને વ્યવહારની આરાધનાથી મોક્ષરૂપી સાચાં મોતી પ્રાપ્ત કરો

નિશ્ચય અને વ્યવહારના નિરૂપણ પ્રસગે દમસાર મુનિવરના દૃષ્ટાન્તની ગઇકાલે શરૂઆત કરી હતી. આજે તે દૃષ્ટાન્ત પૂર્ણ થયુ. દૃષ્ટાન્તમાથી ભાવ એ ગ્રહણ કરવાનો છે કે દમસાર મુનિવરની માફક આચરણમા તપ–જપ–વ્રત–પચ્ચક્ખાણાદિ ધાર્મિક પ્રવૃત્તિનો વ્યવહાર થાય અને અતઃકરણમા જીવનવિશુદ્ધિનું લક્ષ્ય રખાય તો જ સકલ કર્મનો ક્ષય થઇ શકે છે. એકલા વ્યવહારથી કાર્યસિદ્ધિ નથી, તેમજ એકલી નિશ્ચયની વાતો કરવાથી પણ કાર્ય સિદ્ધ થવાનું નથી. નિશ્ચય અને વ્યવહાર એ ઉભય યોગથી જ આત્મશ્રેયની સિદ્ધિ છે. આ બાબત ખ્યાલમા રાખીને જ ટીકાકાર ભગવત શ્રી અભયદેવસૂરિ મહારાજાએ નિશ્ચય અને વ્યવહારને જયકુંજર હાથીના કુંભસ્થળ સાથે સરખાવેલ છે હાથીના બન્ને કુંભસ્થળમાં જેમ સાચા મોતીનો પાક થાય છે, તે જ પ્રમાણે આ ભગવતી સૂત્રમા વર્ત્તતા નિશ્ચય તેમજ વ્યવહારના કથનને ધ્યાનમાં રાખી આપણે પણ મોક્ષરૂપી સાચા મોતીની પ્રાપ્તિ કરવા માટે લક્ષ્ય રાખવાનુ છે.

## ૧૫ તથા ૧૬મા વિશેષણોનું સંક્ષિપ્ત કથન

ચૌદમા વિશેષણમાં ભગવતીસૂત્રમા આવતા નિશ્ચય-વ્યવહારવિષયક સૂત્રોને હાથીના બન્ને કુંભસ્થલ સાથે સરખાવ્યા બાદ પંદરમા વિશેષણમાં જયકુંજર હાથીની શુણ્ડા (શુંઢ) સાથે ભગવતી સૂત્રની પ્રસ્તાવનાને 'प्रस्तावनावचनरचनाप्रकाण्डशुण्डादण्डस्य' એ પદ વડે સરખાવે છે. કોઈ પણ સૂત્ર કે ગ્રન્થના પ્રારંભમા પ્રસ્તાવના રજૂ કરવાની પ્રણાલિકા અતિ પ્રાચીન છે. અનુયોગદ્વારસૂત્રમા સૂત્રકાર મહર્ષિએ જણાવ્યું છે કે– "चत्तारि अणुओगदारा पन्नत्ता, तजहा–उवक्कमो निक्खेवो अणुगमो णओ अ" આ સૂત્રમા उवक्कमो પદ છે તેનો અર્થ 'ઉપક્રમ અર્થાત્ પ્રસ્તાવના થાય છે. ભગવતી સૂત્રના પ્રથમ શતકના પ્રથમ ઉદ્દેશામા 'से भंते किं चलमाणे चलिए' વગેરે પ્રશ્નો અને ઉત્તરો શરૂ થવા અગાઉ શ્રમણ ભગવાન્ મહાવીરપ્રભુનુ રાજગૃહ નગરના ગુણશીલ ચૈત્યમા પધારવું, ત્યા સમવસરણની રચના થવી, બારે ય પર્ષદાઓનું પ્રભુના સમવસરણમા આવવું, ભગવંતની યોજનગામિની ધર્મદેશનાનો પ્રારંભ થવો, દેશનાની પૂર્ણાહૂતિ થતા બારેય પર્ષદાઓનું પોત-પોતાના સ્થાને જવું, ત્યારબાદ પ્રથમ ગણધર ગૌતમગોત્રીય ઇન્દ્રભૂતિનુ પ્રભુ પાસે આવવુ, પ્રભુને ત્રણ પ્રદક્ષિણા આપવા સાથે વંદન-નમસ્કાર કરવો, અને વિનયપૂર્વક ભગવંતને પ્રશ્ન પૂછવાનો પ્રારંભ કરવો–આ બધો ય અધિકાર જે સવિસ્તર કહેવાશે તે ભગવતી સૂત્રની પ્રસ્તાવના છે. જે પ્રમાણે સૂત્રના પ્રારંભમા ઉપક્રમ હોય અર્થાત્ પ્રસ્તાવનાનું કથન હોય તે જ પ્રમાણે ગ્રન્થની સમાપ્તિમા તેમજ ઉદ્દેશાની અને શતકની સમાપ્તિમા તેનો ઉપસંહાર જણાવવાની પ્રણાલિકા પણ તેટલી જ પ્રાચીન છે. પ્રસ્તાવના માટે જેમ उपक्रम શબ્દ છે, તે પ્રમાણે ઉપસંહાર માટે निगमन શબ્દ વપરાયો છે. ઉપક્રમ ગ્રન્થના પ્રારંભમા હોય એટલે હાથીના સર્વ અંગોપાગોમા અગ્રભાગે શુંઢ હોવાથી ઉપક્રમને શુંઢની સાથે સરખાવેલ છે. તે જ પ્રમાણે હાથીના સર્વ અંગોપાગોમા પૂછડું એ સર્વથી પાછળ હોય છે તે કારણે સૂત્રમાં અંતે જણાવવામા આવેલ નિગમનને પૂછડાની સાથે સરખાવવામાં આવેલ છે. કોઈ પણ સૂત્ર ગ્રન્થના પ્રારંભમા ઉપક્રમનુ જો કથન કરવામા ન આવેલ હોય તો તે ગ્રન્થના અભ્યાસીઓને અભ્યાસ કરવામા બરાબર અનુકૂલતા પ્રાપ્ત નથી થતી. તેજ પ્રમાણે સંપૂર્ણ ગ્રન્થના અધ્યયન પાછળ ઉપસંહાર (નિગમન) જો ન જણાવાયેલ હોય તો ગ્રન્થના અધ્યયનનું યથાર્થ તાત્પર્ય મન્દબુદ્ધિવાળા આત્માઓને પ્રાપ્ત થતુ નથી.

## ૧૭ મા વિશેષણમાં જયકુંજર હાથીના અલંકારો વગેરે સાથે ભગવતીજી જેવા સમ્યક્શ્રુતજ્ઞાનના આઠ આચારોની સરખામણી

જયકુંજર હાથીના અંગોપાગ સાથે ભગવતીજી અને તેમા આવતા ભિન્ન ભિન્ન વિષયક સૂત્રોની સરખામણી કર્યા બાદ હવે હાથીના શરીર ઉપર વર્ત્તતા અલંકારો વગેરે સાથે ભગવતીજીને ઘટાવે છે. હાથી ગમે તેટલો સુંદર હોય છતા તેના ઉપર વર્ત્તતા અલંકારો વગેરેથી તેની સુંદરતામા ખૂબ વધારો થાય છે. તે જ પ્રમાણે ભગવતી સૂત્ર પણ જ્ઞાનના આઠ પ્રકારના આચારો સાચવીને જો ભણાવવામા આવે તો તેની શોભામા ખૂબ વૃદ્ધિ થાય છે. ભોજન સમયસર, મર્યાદામા અને તે પણ પથ્ય હોય તે જ જો લેવાય તો શરીરમા જેમ

તુષ્ટિ, પુષ્ટિ, બલ, વીર્ય, કાંતિનો વધારો કરે છે, વસ્ત્રો પણ પોતાના શરીરને યોગ્ય-મર્યાદિત પહેરવામાં આવે તો જ શરીર માટે શોભારૂપ છે. તે જ પ્રમાણે શ્રુતજ્ઞાનનો અભ્યાસ પણ જ્ઞાનના આઠ આચારો સાચવીને થાય તો જ જ્ઞાનમા વૃદ્ધિ અને શોભાનું કારણ બને છે. શ્રમણ ભગવાન મહાવીર પ્રભુના નિર્વાણથી આજ સુધી શ્રુતની જે કાંઈ અવિચ્છિન્ન પરંપરા ટકી છે તે જ્ઞાનના આઠ આચારોની આરાધનાને આભારી છે. આપણા જૈન શાસનમાં સમ્યક્ શ્રુતના અભ્યાસ માટે આ પ્રમાણે આઠ આચારો જણાવ્યા છે.

काले विणये वहुमाणे, उवहाणे तह य अनिन्हणे ।
वंजण अत्थ तदुभये, अट्ठविहो नाणमायारो ॥ १ ॥

(૧) ભણુવવાની અર્થાત્ શ્રુતજ્ઞાનના અધ્યયનની પ્રવૃત્તિ પણ 'કાલે' એટલે યોગ્ય કાળે કરવાની છે. સવારે સૂર્યોદય પહેલા એક ઘડી અને પછી એક ઘડી તે શ્રુતજ્ઞાનના અધ્યયન માટે અકાલ એટલે યોગ્યકાળ નથી. વ્યવહારમા આપણે તે સમયને '**કાળવેળા**' ગણીએ છીએ. પરંતુ તાત્વિક દૃષ્ટિએ તે સમય અકાલ અને તેથી બાકીનો સમય કાળવેળા ગણાય છે. અતિચારમા પણ બોલીએ છીએ કે "કાલવેળાએ પઢચો ગણ્યો પરાવર્ત્યો નહિ, અકાલે પઢયો." સાધુના શ્રમણ સૂત્રમા પણ એ પદો આવે છે કે अकाले कओ सज्झाओ, काले न कओ सज्झाओ એટલે અકાળે-ભણુવા માટે અયોગ્ય સમયે સ્વાધ્યાય કર્યો અને કાલે એટલે ભણુવા યોગ્ય સમયે સ્વાધ્યાય ન કર્યો. આ પ્રવૃત્તિ અતિચારરૂપ છે અને યોગ્ય સમયે થતી સ્વાધ્યાયની પ્રવૃત્તિ આચારરૂપ છે. સવારે સૂર્યોદય પહેલા અને પછીની એક એક ઘડી જેમ ભણુવા માટે 'અકાલ' છે તે જ પ્રમાણે બાર વાગ્યા પછીની બે ઘડીનો સમય, સાયકાલે સૂર્યાસ્ત પહેલા તથા પછીનો એક એક ઘડીનો સમય અને રાત્રે બાર વાગ્યાથી બે ઘડીનો સમય સમ્યક્શ્રુતના સ્વાધ્યાય માટે '**અકાલ**' ગણાય અને એ અકાલમા સ્વાધ્યાય થાય તો અતિચાર લાગે.

**પ્રશ્ન**–આવશ્યક ક્રિયાના સૂત્રો તથા સ્મરણ અકાલમા બોલાય ગણાય ખરા?

**ઉત્તર**–આવશ્યક એટલે કે પ્રતિક્રમણ, પડિલેહણ, દેવવંદન, ચૈત્યવંદન, પચ્ચક્ખાણ પારવું વગેરે ક્રિયામા જે સૂત્રો બોલાય, તેમા કશો વાંધો નથી. તે અતિચાર ન ગણાય, કારણ કે આવશ્યક ક્રિયાની પ્રવૃત્તિ પ્રસંગે બોલાતા સૂત્રો એ સ્વાધ્યાય નથી, વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા, એ પાચ પ્રકારના સ્વાધ્યાય પૈકી મહાનુભાવ! કયા પ્રકારના સ્વાધ્યાયમા એનો સમાવેશ થાય? જરા વિચારશો તો બરાબર સમજાશે કે એ આવશ્યક ક્રિયા, અને તેમા બોલવામા આવતા સૂત્રોનો પાચ પ્રકારના સ્વાધ્યાયમા સમાવેશ થતો નથી, એટલે કે આવશ્યક ક્રિયાના સૂત્રો ઉપર જણાવેલા અકાલના સમયમા બોલવાથી અતિચાર નથી લાગતો, તે જ પ્રમાણે આત્માના કલ્યાણ માટે કિંવા જીવનની શાંતિ માટે ગણવામાં આવતા નવસ્મરણો-અકાલવેલાએ ગણવામા મારી સમજ મુજબ અતિચાર ન લાગે, કારણ કે એ સ્મરણ ગણવાની પ્રવૃત્તિ સ્વાધ્યાય નિમિત્તક નથી હંમેશા તો જેમ ઉપર જણાવ્યુ તે પ્રમાણે અસ્વાધ્યાયનો સમય છે, તે જ પ્રમાણે ત્રણ ચોમાસીની અઢી દિવસની

અસજઝાય, ગ્રહણની અસજઝાય, બળેવની અસજ્ઝાય, બકરી ઈદની અસજ્ઝાય, વગેરે અસજ્ઝાયના દિવસોમા પણ સૂત્રનો સ્વાધ્યાય ન થાય, યોગ્ય સમયે આરાધેલો મંત્ર જેમ સિદ્ધ થાય છે તે પ્રમાણે જ્ઞાની ભગવંતની દૃષ્ટિએ સ્વાધ્યાય માટે જે સમય યોગ્ય ગણાય તે સમયમા શ્રુતનો સ્વાધ્યાય કરવાથી શ્રુતનું સુંદર પરિણમન થવા સાથે જ્ઞાનના ફલમા જે વિરતિ કહેલ છે તે વિરતિની ભાવના અંતરાત્મામા જાગૃત થાય છે. વ્યવહારમાં ભોજન, સ્નાન વગેરે પ્રવૃત્તિ જો નિયમપૂર્વક થાય તો શારીરિક સ્વાસ્થ્યમાં વૃદ્ધિ થાય છે તે જ પ્રમાણે જ્ઞાન દર્શન–ચારિત્રની આરાધના યથાવસરે થાય તો જ આત્માની વિશુદ્ધિમાં અભિવૃદ્ધિ થાય છે.

## શ્રુતજ્ઞાનનો બીજો આચાર ' વિનય '

(૨) સમ્યક્ શ્રુતનો અભ્યાસ યોગ્ય સમયે કરવો જોઈએ એ શ્રુતજ્ઞાનનો જેમ પ્રથમ આચાર છે, તે પ્રમાણે વિનયપૂર્વક શ્રુતનો અભ્યાસ કરવો એ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ માટે બીજો આચાર છે જેમની પાસે શ્રુતનો અભ્યાસ ચાલતો હોય, તેમને પ્રણામ કરવો, પંચાગ પ્રણિપાત ( ખમાસમણ ) વડે વંદન કરવુ, તેઓશ્રીને દેખતાં તુરત ઊભા થવુ, તેમને આસન આપવુ. એ બધી પ્રવૃત્તિને વિનય કહેવાય છે. વિનયપૂર્વક થતું શ્રુતનુ અધ્યયન પાણીના પ્યાલામા નાખેલા તેલના બિન્દુની જેમ ખૂબ વિસ્તાર પામે છે. વિનીત શિષ્ય ઉપર ગુરુની પ્રસન્નતા રહે છે અને તેથી ગુરુજી પ્રસન્નતાપૂર્વક વિનીત શિષ્યને શ્રુતનુ સાગોપાગ અધ્યયન ખૂબ આનંદથી કરાવે છે. અવિનીત શિષ્યને એ લાભ મળતો નથી. તેમજ વિદ્યાનું તેવુ પરિણમન પણ થતુ નથી. વૈનયિકી બુદ્ધિના વર્ણન પ્રસંગે આપણા શાસ્ત્ર ગ્રન્થોમા વિનીત અવિનીત શિષ્યના અનેક દૃષ્ટાંતો આપેલા છે, એક જ ગુરુ પાસે અધ્યયન કરતા તેમજ કાર્ય પ્રસંગે નગર બહાર મોકલેલા બે શિષ્યો પૈકી વિનીત શિષ્યને પાણીની હેલ ભરીને ચાલ્યા આવતા વૃદ્ધ માતાજીએ 'ઘણા સમયથી પરદેશ ગયેલો પોતાનો પુત્ર ક્યારે આવશે ? એ પ્રશ્ન કર્યો અને પ્રશ્ન કરવા સાથે દૈવયોગે વૃદ્ધ સ્ત્રીને મસ્તકે રહેલ માટીનો પાણી ભરેલો ઘડો નીચે પડી જતા ફૂટી ગયો તે અવસરે વિનયવંત શિષ્યે જવાબ આપ્યો કે ' માતાજી ! ચિંતા ન કરશો તમો ઘેર હમણા પહોચશો તે સમયે તમારા ઘરના દ્વાર પાસે તમારો પુત્ર તમારી રાહ જોતો હશે. અવિનીત શિષ્યે વૃદ્ધ માતાના પ્રશ્નના ઉત્તરમા જણાવ્યુ કે "ડોશીમા ! તમારો પુત્ર પરદેશમા મૃત્યુ પામ્યો છે." એક શિષ્યના વચનો શ્રવણ કરતાં વૃદ્ધ માતાના હૈયામા જેટલો હર્ષ થયો હતો, બીજા શિષ્યનો જવાબ સાભળતા, એ વૃદ્ધાના હૈયામા તેટલો જ આઘાત લાગ્યો હતો. હર્ષ અને શોકની મિશ્રિત લાગણીમા ને લાગણીમા વૃધ્ધ માતા ઘેર પહોચ્યા. તે જ અવસરે પરદેશથી આવેલા પુત્રે માતાના ચરણમા પ્રણામ કર્યા. પોતાનો પુત્ર ક્ષેમ-કુશલ ઘરને આંગણે આવેલો જોઈને માતાના અંતરમા અત્યન્ત આનંદ થયો અને વિનીત શિષ્યને અંતરનાં આશીર્વાદ આપવા સાથે શિરપાવ આપ્યો. એક જ ગુરુ પાસે અધ્યયન કરનાર બને વિદ્યાર્થીઓના જવાબમાં આભ–જમીન જેટલુ અંતર હતુ. વિનીત શિષ્યે વૃધ્ધાના પ્રશ્ન સમયે જ બરાબર માથે રહેલો ઘડો નીચે પડેલો જોયો, એટલે તેણે એ વિચારણા કરી કે–માટીમાથી પેદા થયેલો ઘડો માટીમા મળી ગયો, માટે માતાએ જન્મ આપેલો પુત્ર આજે માતાને મળવો જ જોઈએ.

અવિનીત શિષ્યે તો પ્રશ્ન સમયે ઘડો ફૂટી ગયાનું જોયું એટલે અપશુકન થયાનું માનીને માતાને પુત્રનું મૃત્યુ થયાનું જણાવ્યું. વિનીત શિષ્યને અનુકૂલ વિચારણાની સ્ફુરણા થઈ એ વિનયગુણનો પ્રતાપ હતો. બીજા શિષ્યને એ અનુકૂલ વિચાર ન આવ્યો તેમાં કારણ તેનો પોતાનો અવિનય હતો. મહારાજા શ્રેણિક ચંડાલની પાસેથી અવનામિની વિદ્યા ગ્રહણ કરવા તૈયાર થયા. પણ જ્યાં સુધી પોતે ઊંચા આસને બેસી ચંડાલને નીચા આસને બેસાડેલ ત્યા સુધી વિદ્યા પ્રાપ્ત ન થઇ, પરંતુ મંત્રીશ્વર અભયકુમારની સૂચનાથી ચંડાલને ઉચ્ચાસને બેસાડીને મહારાજા શ્રેણિક પોતે નીચા આસને બેઠા એટલે તુરત વિદ્યા સિદ્ધ થઈ ગઈ. તાત્પર્ય એ છે કે, શ્રુતનું અધ્યયન વિનયપૂર્વક થાય તો જ સમ્યક્શ્રુતની અભિવૃદ્ધિ થવા સાથે પરંપરાએ મોક્ષપદની પ્રાપ્તિ થાય છે.

## સમ્યગ્જ્ઞાનનો ત્રીજો આચાર 'બહુમાન'

(૩) ત્રીજો આચાર 'બહુમાન' છે. બાહ્ય શિષ્ટાચાર તે વિનય છે અને સદ્ગુરુ તરફનો હૃદયગત જે આદર તથા શ્રદ્ધાનો ભાવ તે બહુમાન છે. વિનય હોય પણ જો બહુમાન ન હોય તો શ્રુતનું સુંદર પરિણમન ન થાય. વૈદ્ય ડોકટર ગમે તેટલી સુંદર ઔષધિ આપે છતા ઔષધ આપનાર વૈદ્ય કે ડોકટર ઉપર દર્દીને જો શ્રદ્ધા કિંવા આદર ન હોય તો એ ડોકટર વૈદ્યની દવાથી આરામ નથી થતો. એ જ પ્રમાણે જે વિદ્યાગુરુ પાસેથી વિદ્યાનું સંપાદન કરાતુ હોય તેમના પ્રતિ જો હૈયામા આદર–બહુમાન ન હોય તો વિદ્યાની પ્રાપ્તિ તેમજ પરિણમન સુંદર પ્રકારે નથી થતું. આજે **આપણા વિદ્યાર્થી જગતમાં વિનય અને બહુમાનના મંગલ દ્વારે તાળાં દેવાયા છે.** નહિ જેવા પ્રસંગોમા પણ આજનો વિદ્યાર્થી વર્ગ શિક્ષકો, પ્રોફેસરો તેમજ પ્રિન્સીપાલોની સામે ગમે તેવી અશિષ્ટ ભાષા બોલવામા નથી અચકાતો. સત્યાગ્રહ (ખરી રીતે અસત્યાગ્રહ)ના મોરચા માંડે છે. એક બાજુથી આજના શિક્ષાગ્રન્થો આર્ય સંસ્કૃતિથી લગભગ વેગળા, બીજી બાજુથી વિદ્યાર્થી આલમમા વિનય અને બહુમાનનો લગભગ અભાવ. આ પરિસ્થિતિ દિનપ્રતિદિન જ્યા વૃધ્ધિ પામતી જાય ત્યા રાષ્ટ્રની, સમાજની કિંવા ધર્મની આબાદી માટે શુ આશા રખાય ? આજનો વિદ્યાર્થી કાલનો નાગરિક છે રાષ્ટ્રનુ તેમજ સમાજનુ ભાવિ હિત આજના વિદ્યાર્થી વર્ગ ઉપર અવલંબે છે, પરંતુ તેની સફલતા ત્યારે જ થાય કે–પ્રાચીન ગુરુકુલની પધ્ધતિ પ્રમાણે શિક્ષણ પ્રણાલિકામાં પરિવર્ત્તન થાય, શિક્ષા ગ્રન્થોમા સંસ્કૃતિની સૌરભ ભરી હોય અને વિદ્યાર્થી વર્ગમા વિનય તેમજ બહુમાનના સદ્ગુણો વિકાસ પામે.

## શ્રુતજ્ઞાનની આરાધના માટે ચોથો આચાર 'ઉપધાન'

(૪) જ્ઞાનનો ચોથો આચાર **'ઉપધાન'** છે. ઉપધાન શબ્દ આપણા જૈન સમાજમા પ્રસિદ્ધ છે. સાધુને માટે 'યોગ' અને શ્રાવક માટે ઉપધાનની આરાધના પ્રચલિત છે. એ યોગ તેમજ ઉપધાન એટલે શું ? શા માટે તેની જરૂર છે ? એ બધુ સમજવાની ખૂબ જરૂર છે. એ વિષય વિસ્તારથી સમજાવવાનો હાલ અવસર નથી એમ છતા હમણાં તો યોગ–ઉપધાનનો સંક્ષિપ્ત ભાવ સમજીને વધુ સમજવા માટે વળી અવસરે પ્રસંગ લેવાશે. આપણા જૈન શાસનમા આજે આગમોની સંખ્યા પીસ્તાલીશની છે. એ આગમોનો અભ્યાસ કરવા માટેનો

સાચો અધિકાર સાધુઓને છે, અને સાધુઓમાં પણ તે તે આગમોના યોગોદ્વહન જે સાધુએ કરેલ હોય તે સાધુ જ તે આગમને ભણવા-ભણાવવાનો અધિકારી છે. આપણે જે ભગવતી સૂત્ર વ્યાખ્યાનમાં વાંચવાનું શરૂ કર્યું છે તે વાચવાનો અધિકાર જે સાધુએ ભગવતી સૂત્રના છ માસ અને નવ દિવસની તપશ્ચર્યા સાથેના યોગ વહન કરેલ હોય તેને જ મળે છે. આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, આચારાંગ-વગેરે સર્વ આગમો યોગ વહન કરવાપૂર્વક ભણવા-ભણાવવાનો સંપ્રદાય આજે પણ તે તે સુવિહિત સાધુ સમુદાયમાં વિદ્યમાન છે, સાધુઓને આગમોના અધ્યયન માટે જેમ યોગ વહન કરવાની પ્રવૃત્તિ છે તે જ પ્રમાણે શ્રાવકોને ચૈત્યવંદન-દેવવંદનમા આવતા સૂત્રોના ઉપધાન વહન કરવાની પ્રવૃત્તિ છે. યોગ તથા ઉપધાન વહન કરવાપૂર્વક સૂત્રોનું અધ્યયન-અધ્યાપન થાય તે આત્મકલ્યાણની દૃષ્ટિએ ખૂબજ હિતાવહ છે, આગમ તેમજ દેવવંદનમાં આવતા પ્રત્યેક સૂત્રો આત્મપ્રદેશોમા વ્યાપેલા કર્મ-ઝેરને નિવારવા માટે મહામંત્ર સમા છે. એવા એ સૂત્રો તથા આગમોની આરાધના માટે તપસ્યા હોવી જ જોઈએ. એક બાજુથી એ આગમોની આરાધના માટે તપસ્યા અને સાથે સાથે ગીતાર્થ ગુરુ પાસે તે આગમ સૂત્રોનો અભ્યાસ થાય, પછી એ આગમ સૂત્રોમાં અનંત જ્ઞાનીએ બતાવેલા ભાવો ભવ્યાત્માઓના અંતરમા સુંદર રૂપે પરિણમે એમાં શું આશ્ચર્ય છે? સિંહણના દૂધ માટે જેમ સોનાનું પાત્ર જોઈએ, તે જ પ્રમાણે ગણધરાદિ મહાપુરુષોએ રચેલા આગમોના અભ્યાસ માટે યોગ્ય પાત્રની વ્યવસ્થા હોવી જ જોઈએ. આજના કેટલાક કહેવાતા સુધારકોને આ વાત નથી ગમતી અને યદ્વાતદ્વા ગમે તેવા શબ્દો આ વિષય અંગે બોલવા તૈયાર થાય છે, પરંતુ -

"આમે ઘડે નિહત્તં જહા જલં તં ઘડં વિણાસેઇ"

કાચા ઘડામા નાખેલું પાણી જેમ ઘડાના તેમજ પોતાના વિનાશનું કારણ બને છે. તે જ પ્રમાણે આગમ-શ્રુતરૂપી રસાયણ ગમે તેવા અયોગ્ય પાત્રને આપવામા લાભ કરતા અનર્થ થવાનો વધારે સંભવ છે. જૈન શાસનની એક વાત ખુબ ધ્યાનમા રાખવા જેવી છે અને તે એ જ કે જૈન શાસને જ્ઞાનને મોક્ષનું પ્રધાન સાધન નથી માન્યું પણ શ્રદ્ધા અને સંયમને જ મોક્ષના પ્રધાન સાધનરૂપે માન્યા છે. યોગ-ઉપધાનની આરાધના વિના આગમોનુ અધ્યયન થતા શ્રદ્ધા અને સંયમ માટે બહુલતાએ અનાદર પ્રગટ થાય છે અને યોગ-ઉપધાનની આરાધના સાથે થતા આગમોના અભ્યાસથી શ્રદ્ધા અને સંયમમા વૃદ્ધિ થાય છે. તાત્પર્ય એ છે કે, જેમ કાળે ભણવુ, વિનયપૂર્વક ભણવું, બહુમાન સાથે ભણવુ એ જેમ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ માટે આચારો છે તે જ પ્રમાણે યોગ-ઉપધાનની આરાધના સાથે તે તે આગમસૂત્રોનો અભ્યાસ કરવો એ જ્ઞાનનો ચોથો આચાર છે.

## સમ્યક્શ્રુતની આરાધના માટે પાંચમો આચાર અનિહ્નવતા

જે વિદ્યાગુરુ પાસેથી પોતાને કોઈપણ પ્રકારની વિદ્યા પ્રાપ્ત થઈ હોય તે વિદ્યાગુરુનો અપલાપ કરવો નહિ, તેમને ઓળવવા નહિં, તે જ્ઞાનનો પાંચમો આચાર છે. કોઈ મોટા માણસને કોઈ સામાન્ય વ્યક્તિ પાસેથી કોઈ વિદ્યા અથવા લબ્ધિ પ્રાપ્ત થયા બાદ પૂછવામા

આવતાં વિદ્યાગુરુનું નામ દેવામાં તેને પોતાની લઘુતા થતી લાગે છે અને નામ દેવામાં અચકાય છે, પરંતુ તે બાબત કોઈ પણ રીતે ઉચિત નથી. જેની પાસેથી વિદ્યા પ્રાપ્ત થઈ હોય તે મહાનુભાવનો હૃદયમાં ખુબ ઉપકાર માનવો જોઈએ અને ખુબ ઉલ્લાસથી એ વિદ્યાગુરુનું નામ લેવું જોઈએ. એમ બને તો જ મળેલ વિદ્યા સ્થિરતા પ્રાપ્ત કરે છે, પરંતુ જો એમ ન બને અને વિદ્યાગુરુના નામને ઓળવવામા આવે તો મળેલ વિદ્યાનો ટકાવ થતો નથી. કદાચ ટકાવ થાય તો પણ તે વિદ્યાથી આત્મહિત નથી થતું, માટે વિદ્યાગુરુ–જ્ઞાનગુરુનો અપલાપ ન કરવો, તેમનું નામ ન ઓળવવુ, તેમના જરા પણ અવર્ણવાદ ન બોલવા, કિંતુ ખુબ બહુમાન કરવું તે પાચમો જ્ઞાનાચાર છે.

## શ્રુતના ૬–૭–૮ આચાર.

સૂત્રના વ્યજનાક્ષરોમાં જરા પણ અશુધ્ધિ ન થાય એ વ્યંજનશુધ્ધિ નામે જ્ઞાનનો છઠ્ઠો આચાર છે. જે સૂત્રનો જે અર્થ હોય તેમા ફારફેર ન થાય તે અર્થશુધ્ધિ નામે સાતમો જ્ઞાનાચાર છે, અને સૂત્ર તેમજ અર્થ બન્નેની શુદ્ધિ માટે બરાબર ઉપયોગ રહે તે ઉભયશુધ્ધિ નામે આઠમો જ્ઞાનાચાર છે. સૂત્રના વર્ણાક્ષરોમા અશુધ્ધિ થાય તો અનર્થનુ કારણ થાય. પુરુષના સ્થાને પુરિષ બોલાય તો શુ થાય ખબર છે? પુરુષ એટલે તો સહુ કોઈ જાણો છો, પણ પુરિષ એટલે વિષ્ઠા, રુના સ્થાને રિ બોલવામા અર્થનો કેટલો ફેરફાર? અર્થાત્ વ્યજનશુદ્ધિ, અર્થશુધ્ધિ અને ઉભયશુદ્ધિની પણ શ્રુતના અભ્યાસમા ખુબ જરૂર છે. આ પ્રમાણે સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરવા માટેના આઠ આચારો બરાબર સમજાય અને શ્રુતના અભ્યાસ પ્રસગે એ આઠે ય આચારોનુ પાલન થાય તો શ્રુતની ખુબ અભિવૃદ્ધિ થવા સાથે હજારો વર્ષો સુધી આગમશ્રુતની અવિચ્છિન્ન અને નિર્દોષ પરપરા ચાલે છે. દ્રવ્યશ્રુત અને ભાવશ્રુત બને માટે એ આઠે ય આચારો અમૂલ્ય અલંકારોરૂપ છે. એ વાતને ધ્યાનમા રાખીને જ અભયદેવસૂરિ મહારાજાએ જયકુજર હાથીના આભૂષણો સાથે પચમાગ શ્રી ભગવતીજી જેવા મહાન સમ્યક્શ્રુતના આઠ આચારોની સરખામણી કરી છે

આ પ્રમાણે સત્તર વિશેષણોનુ નિરૂપણ કર્યા બાદ અઢારમા વિશેષણમા અપાયેલ उत्सर्गापवादसमुच्छलदतुच्छघण्टायुगघोषस्य પદનુ કેવી રીતે વિવેચન કરવામાં આવશે? ઉત્સર્ગ તેમજ અપવાદ કોને કહેવાય? તે પણ સાથે સાથે કેવી રીતે સમજાવવામાં આવશે? અને બાકીના વિશેષણોનું નિરૂપણ પણ કેવી રીતે થશે? ઇત્યાદિ અધિકાર અગ્રે વર્ત્તમાન



॥ શ્રી ભીડભંજનપાર્શ્વનાથાય નમઃ ॥

# પ્રવચન બારમું.

ઉત્સર્ગાપવાદસમુચ્છલદતુચ્છઘણ્ટાયુગલઘોપસ્ય યતઃપટહૃપટુમતિરવાઽપૂર્ણદિક્ચક્રવાલસ્ય સ્યાદ્વાદવિશદાઙ્કુશવશીકૃતસ્ય વિવિધહેતુહેતિસમૂહસમન્વિતસ્ય મિથ્યાત્વાઽજ્ઞાનાઽવિરમણલક્ષણરિપુવલદલનાય શ્રીમન્મહાવીરમહારાજેન નિયુક્તસ્ય....વૃત્તિરારભ્યતે ઇતિ શાસ્ત્રપ્રસ્તાવના ।

મહામંગલકારી શ્રી **ભગવતીજી** નામે જે સૂત્ર છે, જેના અર્થરૂપે પ્રણેતા શ્રમણ ભગવાન **મહાવીર** પ્રભુ છે. ગણધર શ્રી **સુધર્માસ્વામીજી**એ જેની સૂત્રરૂપે સંકલના કરી છે અને પૂજ્યશ્રી **અભયદેવસૂરિ** મહારાજાએ જે સૂત્રની ટીકા રચેલ છે તે ભગવતીસૂત્રને ટીકાકાર ભગવંતે જયકુંજર હાથીની ઉપમા આપેલ છે. જયકુંજર હાથીના અંગોપાંગો સાથે ભગવતીસૂત્રના તે તે વિષયોને ઘટાવ્યા બાદ ભગવતી જેવા સમ્યક્શ્રુતની આરાધનામાં અત્યંત ઉપયોગી કાલ, વિનય, બહુમાન વગેરે આઠ આચારોની જયકુંજર હાથીના અલંકારો સાથે સરખામણી સંબંધી ગઈ કાલે વિવેચન થયું છે. આજે **ઉત્સર્ગ** અને **અપવાદ** એ બન્નેની જયકુંજર હાથી ઉપર લટકતા અને સુંદર અવાજ કરતા બન્ને ઘંટની સાથે જે સરખામણી કરેલ છે તેનું વિવેચન કરવાનું છે.

### જૈનશાસનનું મુખ્ય ધ્યેય

જૈનશાસનનુ મુખ્ય ધ્યેય અનંતકાળથી સંસારમા પરિભ્રમણ કરનારા તેમજ જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ, રોગ, શોક, સંતાપાદિ વિવિધ દુઃખોથી ઘેરાયેલા જીવોને જ્યા બાહ્ય કે અભ્યંતર યત્કિંચિત્ પણ દુઃખ નથી તેમજ સાદિ અનંત ભાગે અક્ષય અવ્યાબાધ અનંત સુખ જ્યા રહેલ છે તેવું મોક્ષસ્થાન પ્રાપ્ત કરાવવાનું છે. અનંત ઉપકારી શ્રી તીર્થંકર ભગવંતોએ એ ઉત્તમ ભાવનાથી જ જૈન શાસનની કિંવા ધર્મતીર્થની સ્થાપના કરેલ છે. **જૈન શાસન અને મોક્ષ એ બન્નેનો અન્વયવ્યતિરેકભાવે કાર્ય-કારણ સંબંધ છે, અર્થાત્ જે જે આત્માઓ ભાવથી જૈન શાસનના યથાર્થ આરાધક છે તે તે આત્માઓ અવશ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે. જે જે આત્માઓએ સકલ કર્મનો ક્ષય કરીને મોક્ષ પ્રાપ્ત કરેલ છે તેઓએ જૈન શાસનની સુંદર આરાધના દ્વારા જ મુક્તિ પ્રાપ્ત કરેલ છે, જ્યાં જૈન શાસનની આરાધના નથી ત્યાં મોક્ષ નથી. જ્યાં મોક્ષ નથી ત્યાં જૈન શાસનની આરાધના નથી.**

સભામાથી **પ્રશ્ન** સિધ્ધના પંદર ભેદોમાં અન્ય લિંગે પણ સિધ્ધ તો કહ્યા છે તો પછી જૈનશાસન જેને પ્રાપ્ત થયુ હોય તે જ મોક્ષે જઈ શકે એમ કેમ કહેવાય ?

**ઉત્તર**–મહાનુભાવ ! તમારો પ્રશ્ન અવસરોચિત છે. અન્યલિંગે જે સિદ્ધ કહ્યા છે, તે તો બાહ્ય વેશની અપેક્ષાએ કહ્યા છે. જૈનશાસને બાહ્યવેશ સાધુનો ( એટલે કે ઓઘો, મુહપત્તિ વગેરે ) હોય એટલા માત્રમાં મુક્તિ નથી સ્વીકારી. બાહ્યવેશ સાધુનો હોય કે તાપસ પરિવ્રાજકનો હોય, પરંતુ ભાવથી જૈનશાસન જેને પરિણમ્યું હોય અર્થાત્ ક્ષાયિકભાવે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રાદિ આત્મિક ગુણો પ્રગટ થયા હોય તેને જ મુક્તિનો અધિકારી માન્યો છે. એથી સ્વલિંગ–જૈન સાધુના વેષની ( ઓઘા મુહપત્તિની ) કાંઈ કિંમત નથી એમ ન સમજવું. **સ્વલિંગમાં મોક્ષના અંતરંગ સાધનોની જેટલી અનુકૂળતા છે તેટલી અન્યલિંગ કે ગૃહિલિંગમાં નથી.** અન્યલિંગ કે ગૃહિલિંગમાં વર્તમાન વલ્કલચીરી તેમજ ભરત મહારાજા વગેરે જે જે આત્માઓને કેવલજ્ઞાનાદિ લાભો પ્રાપ્ત થયા છે તે બધાય બહુલતાએ પૂર્વભવોમા અનેકશઃ સ્વલિંગને ગ્રહણ કરવા દ્વારા ચારિત્રની આરાધના કરનારા હતા. અર્થાત્ સ્વલિંગનું કાંઈ પ્રયોજન નથી એમ સમજવાનુ નથી. સ્વલિંગ, અન્યલિંગ અને ગૃહિલિંગ એ ત્રણ પ્રકારના સિદ્ધોમા સર્વથી વધુ સંખ્યા સ્વલિંગે સિધ્ધ થયેલાઓની જ છે. અન્યલિંગ અને ગૃહિલિંગની અપેક્ષાએ સ્વલિંગે સિદ્ધ થયેલ આત્માઓની સંખ્યા અનંતગુણી છે એ વાત વિચારાય તો મોક્ષના અંતરંગ સાધનોની અનુકૂલતા માટે અનુકૂલ બાહ્ય સાધનોની ખૂબ જરૂર છે. એ બાબત બરાબર સમજાયા સિવાય નહિ રહે. મોક્ષનું અસાધારણ અંતરંગ કારણ સમ્યક્ત્વાદિ આત્મભાવ જ છે. **આત્મા આત્માવડે આત્માને અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરે છે,** એ વાત યથાર્થ છે, પરંતુ અનુકૂલ બાહ્ય સાધન સિવાય અંતરંગ આત્મભાવ પ્રાપ્ત થતો નથી. એ દૃષ્ટિએ સ્વલિંગની એટલે કે સાધુવેશની અન્યલિંગની અપેક્ષાએ પ્રધાનતા છે. જે શિક્ષણસંસ્થામાં માસ્તરો સદાચારી, સંસ્કારી અને સુશિક્ષિત હોય એ નિશાળ કે હાઈસ્કૂલમા ભણતા વિદ્યાર્થીને સંસ્કાર–સદાચારનું શિક્ષણ સુંદર પ્રાપ્ત થઈ શકે તેવી અનુકૂલતા છે. અને જે શિક્ષણશાળામા સંસ્કારી, સદાચારી માસ્તરોનો સ્ટાફ જોઈએ તેવો ન હોય તે નિશાળમા ભણનાર વિદ્યાર્થીઓને સંસ્કાર અને સદાચારનુ શિક્ષણ પ્રાપ્ત કરવાની અનુકૂલતા ઓછી છે, પરંતુ એ નિશાળમાં ભણનાર વિદ્યાર્થી નાપાસ જ થાય એવુ સર્વથા નથી હોતું અન્ય સાધુઓના બાહ્ય આચારોની અપેક્ષાએ જૈન સાધુના બાહ્ય આચારો ખૂબ જ ઉચ્ચ કોટિના છે. ગમે તેવો જૈન સાધુ હશે તો પણ સૂર્યાસ્ત પછી સવારે સૂર્યોદય થયા બાદ બેઘડી જેટલો ( નવકારશીના પચ્ચક્ખાણનો ) સમય ન થાય ત્યાં સુધી આહાર તો શુ ? પરંતુ પાણીનું ટીપું પણ મુખમા નાખવાની ઇચ્છા નહિ કરે, ભલે પછી ગમે તેવો ઉનાળો હોય કે માંદગીનો પ્રસંગ હોય. જૈન સાધુના પાત્રમાથી સૂર્યાસ્ત થયા બાદ આવતી કાલ માટે રોટલી, રોટલા કે બીજી કોઈ ખાન–પાનની વસ્તુ તો નહિ મળે, પરંતુ સોપારીના ટુકડા જેવી સામાન્ય ચીજ તેના પાત્રમા ન હોય, ગમે તેવા પ્રતિકૂલ સંજોગોમા પણ જૈન સાધુ મોટરગાડી–રેલ–હાથી–ઘોડા–રથ વગેરે કોઈ પણ વાહનનો ઉપયોગ ન કરી શકે. અને જ્યા સુધી જંઘાબલ ક્ષીણ ન થાય ત્યાં સુધીના પોતાના જીવનમા સદાય પાદવિહારી જ હોય. જૈન સાધુ ગમે તેવો પ્રતિષ્ઠિત હોય યાવત્ આચાર્ય હોય છતા તેની માલિકીનુ ઘરબાર, ખેતર કે ખળુ કોઈ પણ ચીજ ન હોય. જ્યારે જ્યારે જે જે સ્થળે જૈન સાધુ આવે તે તે સ્થળના માલિકની

રજા લઈને પછી જ તે સ્થાનમાં ઉતરે. ગમે તેવો કંટાળ રસ્તો હોય છતાં જૈનસાધુ પગમાં જોડા–ચંપલ ન પહેરે, જૈનસાધુ કોઈ પણ એક ગૃહસ્થને ત્યા પાટલો માડી જમવા ન બેસે. જૈનસાધુને તો ગોચરી–માધુકરી વૃત્તિથી જ ભિક્ષા ગ્રહણુ કરવાની હોય. જૈનસાધુને કંચન, કામિનીનો સર્વથા ત્યાગ હોય. અજાણુપણામા સ્ત્રીનો સ્પર્શ થઈ જાય તો પણુ તેને પ્રાયશ્ચિત લેવું પડે. અન્ય દર્શનના સાધુઓમાં બહુલતાએ આવા સુંદર બાહ્ય આચારો નહિં જોવાય. કોઇ કોઇ વાર જૈનેતર સપ્રદાયમા પણુ કોઈ વિશિષ્ટ વ્યક્તિઓ હોય છે એનો નિષેધ નથી પરતુ એટલું જરૂર કે જૈનસાધુના જેવા આચારવિચારો છે તેવા આચારો અન્યદર્શનમાં બહુ જ ઓછા જોવામાં આવશે. એ તો તમે રોજના અમારા પરિચિત થઇ ગયા એટલે તમોને તમારા તારક ગુરુવર્યોની એટલી કિંમત નથી. જ્યારે અમો ગામડાઓમાં જઈએ છીએ અને ઈતર સમાજ અમારા આચારવિચારો સાભળે છે ત્યારે એ વર્ગના મુખમાંથી જૈનસાધુઓના આચારો માટે કેવા પ્રશસાના ઉદ્ગારો નીકળે છે તે તો તમો સાભળો ત્યારે ખબર પડે. જૈન સાધુનુ જીવન ખૂબ સાદાઈ ભરેલુ અને કોઈ પણ વ્યક્તિને યત્કિંચિત્ ભારરૂપ થાય તેવુ ન હોવુ જોઇએ. **જૈન સાધુ જેટલે અંશે પોતાના આચારવિચારમાં ઉપયોગવંત રહેશે તેમજ ખૂબ ત્યાગ–વૈરાગ્ય સાથે સંયમ અને સાદાઈ ભર્યું જીવન જીવશે તો સ્વકલ્યાણુની સાધના સાથે સમાજની અનેક વ્યક્તિઓને કલ્યાણ માર્ગની સાધનામાં જોડશે,** આચારવિચારમા જેટલે અંશે જૈનસાધુમા ખામી હશે અને ત્યાગ વૈરાગ્ય–સયમ તેમજ સાદાઈનો અભાવ હશે તો સ્વ–પર કલ્યાણુની સાધનાથી તે સાધુ વચિત રહેશે. અને કોઇ વાર સમાજને તે સાધુ ભારરૂપ લાગશે. ભાવાર્થ એ જ છે કે–અતરગ વિશુધ્ધિ પ્રાપ્ત કરવાનુ સાધન જેટલુ સ્વલિગમા છે તેટલુ અન્યલિગમાં કિંવા ગૃહિલિંગમા નથી.

## અન્ય ધર્મશાસનોને જૈનશાસન સાથે સરખાવવું એ વિષની સાથે અમૃતને સરખાવવા તુલ્ય છે.

ધાર્મિક ગ્રન્થો, ધર્મશાસ્ત્રો માટે પણુ એ જ સ્થિતિ છે. જૈનધર્મના શાસ્ત્રો નિષ્પક્ષપણે વાચનારને એ શાસ્ત્રોમાથી પૂર્વાપર અવિરુધ્ધ તાત્ત્વિક પદાર્થોનું જેવું જાણુપણુ તેમજ મોક્ષ-માર્ગની અનુપમ વ્યવસ્થાનુ નિરુપણુ મળશે તેવુ નિરુપણુ અન્ય ધર્મના શાસ્ત્રોમાંથી નહિં મળે. આપણે બધાય જૈન છીએ માટે જૈનસાધુની કે જૈન શાસ્ત્રોની પ્રશસા કરીએ છીએ એવુ ન સમજશો, પણુ અન્યદર્શનના પ્રખર વિદ્વાનો તેમજ પાશ્ચાત્ય પ્રોફેસરોએ પણુ જૈન શાસ્ત્રોની ભૂરિ ભૂરિ પ્રશસાઓ પ્રસગે પ્રસંગે કરેલ છે. પ્રાચીન સાક્ષર પુરુષોને બાજુમા રાખો, પરતુ વર્તમાનકાળમા સાક્ષરશિરોમણિ સ્વ. આનદશકર બાપુભાઈ ધ્રુવે તેમજ વિશ્વવિખ્યાત નાટ્યકાર બર્નાર્ડ શોએ જૈન દર્શનના સિધ્ધાન્તો તેમજ શાસ્ત્ર ગ્રન્થોને મુક્તકંઠે પ્રશસાના પુષ્પોથી વધાવ્યા છે. કુદરતનો એ રિવાજ છે કે–ઘરમાં ગમે તેવી સારી વસ્તુ હોય છતા તેના તરફ એટલો આદર–પ્રેમ નથી હોતો, જ્યારે બહારની સામાન્ય વસ્તુ પણુ અમુક વર્ગને ખૂબ પ્રિય લાગે છે. ઘરમા ઘ્હા, દૂધ ચોખ્ખા હોય, રસોઈ વગેરે પદાર્થો ઘરની સૌભાગ્યવતી સુશીલ બાળાએ સારામા સારા બનાવ્યા હોય, પરતુ આજનો અમુક

વર્ગ એવો છે કે–એ મહેરબાનો હોટેલ કે રેસ્ટોરામા જાય અને ત્યાંની એઠી–જૂઠી વાનીઓ ખાય ત્યારે જ એને સંતોષ થાય. **જૈન શાસન કે જૈન શાસનના દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વને ઈતર ધર્મશાસન કે તેના તત્ત્વોની સાથે સરખાવવા તે તો હીરાને કાચની સાથે, સોનાને પિત્તળની સાથે તેમ જ અમૃતને ઝેરની સાથે સરખાવવા જેવું છે.** કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રસૂરિ** મહારાજે કહ્યુ છે કે

ત્વચ્છાસનસ્ય સામ્યં, યે મન્યન્તે શાસનાન્તરૈઃ ।
વિષેણ તુલ્યં પીયૂષં, તેષાં હન્ત હતાત્મનામ્ ॥૧॥

આ કથન રાગદ્વેષ વધારવાના આશય માટે નથી, પરંતુ આજે **સર્વ ધર્મ સરખા** એ મેનીયા જગતમા ખૂબ ચાલ્યો છે, એ ઉચિત નથી, એ સમજાવવા માટે છે. બધી ધાતુ સરખી ગણાય ખરી ? કોઈ સોનાને અને પિત્તળને સરખા ગણે તો તેને મૂર્ખશિરોમણિનું બિરુદ આપો કે બીજું કાંઈ? રાગ–દ્વેષ જરૂર ન કરો પરંતુ સત્યાસત્યનો નિર્ણય કરતા જરૂર શીખો અને તે માટે ખૂબ શાસ્ત્રનુ અધ્યયન કરો. જરૂર સાચા ખોટાની પરીક્ષા-શક્તિ પ્રગટ થશે.

## રાગ–દ્વેષાદિ અંતરંગ શત્રુઓને જીતે તે જિન, તેમનો અનુયાયી તે જૈન.

તાત્પર્ય એ છે કે–બાહ્ય દૃષ્ટિએ વેશ જૈન સાધુનો હોય કે તાપસ પરિવ્રાજકનો હોય તેમજ ભગવતી સૂત્રનો અભ્યાસ હોય કે ગીતા વગેરે ધર્મશાસ્ત્રનો અભ્યાસ હોય. બાહ્ય સાધન ગમે તે હોય, પરંતુ ભાવથી જૈનત્વ જેને પરિણમે તે જ મુક્તિનો અધિકારી છે. જૈન કુલમાં જન્મ થવા છતા વિષય કષાય ઉપર વિજય ન મેળવાય, બલ્કે વિષય કષાયની વૃધ્ધિ થાય તો કુલ પરત્વે ભલે તેને જૈન કહેવાય, પરંતુ ભાવથી જૈન ન કહેવાય, તે જ પ્રમાણે કોઈ વ્યક્તિ વૈષ્ણવકુલમાં જન્મ લે છે પરંતુ સાચી રીતે તેના જીવનમા વિષય-કષાયની વાસનાઓ ઉપર વિજય હોય તો તે વ્યક્તિ વ્યવહારથી ભલે વૈષ્ણવ કહેવાય પરંતુ સાચી રીત કહો તો તે સાચો જૈન છે. **રાગ દ્વેષ વગેરે અંતરંગ શત્રુઓને જીતે તે જિન અને એવા જિન ભગવાનનો જે અનુયાયી તે સાચો જૈન.** આટલી વાત હૈયામાં બરાબર વસી હોય પછી કશોય વાધો નહિ આવે.

## સામાયિક ચારિત્રના અધ્યાવસાયસ્થાનો અસંખ્ય.

આપણે તો ઉત્સર્ગ અને અપવાદનુ સ્વરૂપ વર્ણવવુ છે. એ પ્રસંગે એ વાત રજૂ થઈ કે–જૈન શાસનનુ મુખ્ય ધ્યેય મોક્ષપ્રાપ્તિ છે. મોક્ષની પ્રાપ્તિ ક્ષાયિક ભાવે પ્રગટેલા જ્ઞાન-દર્શન ચારિત્રથી જ હોય છે એ વાત બરોબર છે. એ જ્ઞાન–દર્શન–ચારિત્રની આરાધના કિંવા મોક્ષમાર્ગની આરાધના કરનારા આત્માઓ એક સરખા સંઘયણવાળા, એક સરખા મનોબળવાળા તેમજ એક સરખા વીર્યોલ્લાસવાળા નથી હોતા. એ તો એક નિશાળના પ્રત્યેક વર્ગમા વર્તતા વિદ્યાર્થીઓ બધા ય પહેલા નંબરના નથી હોતા, પરંતુ એમા પહેલો

બીજો યાવત્ પચાસમો વગેરે નંબરો હોય છે તે જ પ્રમાણે મોક્ષની આરાધના કરનારા જીવો પણ સરખા પરિણામવાળા નથી હોતા. શાસ્ત્રકાર ભગવંતોએ એક સામાયિક ચારિત્રના પણ અસંખ્ય લોકાકાશ જેટલા અધ્યવસાયસ્થાનકો કહ્યા છે, છેદોપસ્થાપનીય, પરિહાર-વિશુધ્ધિ વગેરે ઉપરના ચારિત્રની વાત તો પછી પણ પ્રથમ સામાયિક ચારિત્રના જઘન્ય અધ્યવસાયસ્થાનથી ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાન સુધીના સ્થાનોની સંખ્યા એક લોકાકાશ, બે લોકાકાશ નહી પણ અસખ્ય લોકાકાશના જેટલા પ્રદેશો થાય તેટલી વિશાળ સંખ્યા હોય છે.

## લોકાકાશનું સ્વરૂપ.

**પ્રશ્ન:**–એક લોકાકાશના પ્રદેશો કેટલા ?

**ઉત્તર:**–એક લોકાકાશના પ્રદેશો અસખ્ય છે. જેટલા એક આત્માના પ્રદેશો તેટલા જ લોકાકાશના પ્રદેશો છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશ અને એક જીવ એ ચારેયના પ્રદેશોની સખ્યા તુલ્ય છે. આકાશાસ્તિકાયના બે વિભાગ છે એકનુ નામ લોકાકાશ અને બીજાનું નામ અલોકાકાશ જે આકાશમા (ક્ષેત્રમા) ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવાસ્તિ-કાય અને પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્યો રહેલા છે, તે લોકાકાશ કહેવાય છે, એટલા માટે જ શાસ્ત્રોમાં "पञ्चास्तिकायमयो हि लोकः" એવા અક્ષરો જોવાય છે, જે ક્ષેત્રમા (આકાશમાં) ધર્માસ્તિ-કાયાદિ અન્ય કોઈ દ્રવ્ય નથી, તે ક્ષેત્ર કિંવા આકાશને અલોકાકાશ કહેવાય છે. લોકાકાશની અપેક્ષાએ અલોકાકાશ અનંતગુણ મોટો છે લોકાકાશનુ પ્રમાણ ઊચાઈમા ચૌદ રાજ પ્રમાણ અને પહોળાઈમા સાતમી નારક પાસે સાત રાજ, પહલી નારકના ઉપરના ભાગે લગભગ એક રાજ, પાચમા બ્રહ્મલોક પાસે પાચ રાજ અને સિધ્ધશિલા પાસે લોકના અગ્રભાગે એક રાજ છે, પગ પહોળા રાખી, કેડે હાથ દઈને ઊભેલો મનુષ્ય ગોળ ચક્કર ફરે તે સમયે જેવો આકાર હોય તેવો લોકાકાશનો આકાર હોય છે. અથવા એક મોટું શરાવલુ (કોડીયું) ઊંધું મૂકી તેના ઉપર નાનુ શરાવ–સપુટ ગોઠવતાં જેવો આકાર થાય તેવો સમગ્ર ચૌદ રાજલોકનો આકાર છે. આ સમગ્ર ચૌદ રાજલોક તેનું જ નામ લોકાકાશ છે. એ લોકાકાશના ઊર્ધ્વલોક, અધોલોક અને તીર્ચ્છાલોક (સ્વર્ગલોક, પાતાલલોક અને મર્ત્યલોક) એ પ્રમાણે ત્રણ વિભાગો છે. ઊર્ધ્વલોકમા બાર દેવલોક, નવગ્રૈવેયક અને પાચ અનુત્તર વિમાન છે અને ત્યારબાદ ઉપરના ભાગમા સિધ્ધશિલાથી ઉપર લોકના અંતને સ્પર્શીને રહેલા અનંત સિધ્ધ ભગવંતો છે. અધોલોકમા સાત નારકી ઉપરાત ભવનપતિ નિકાયના દેવોનુ સ્થાન છે, અને તીર્ચ્છા-લોકમા વ્યતર જ્યોતિષી દેવો ઉપરાંત અસંખ્ય દ્વીપ સમુદ્રોમા તીર્યંચો અને અઢીદ્વીપમા મનુષ્યોનું સ્થાન છે. આ ચૌદ રાજલોક એ આકાશાસ્તિકાય દ્રવ્યનો દેશ છે. લોકાકાશ અને અલોકાકાશ બન્નેની સાથે કલ્પના કરીએ તો આકાશાસ્તિકાય સ્કંધ કહેવાય પરંતુ અનંત આકાશની અપેક્ષાએ લોકાકાશ તો અનન્તમો ભાગ છે. એટલે આકાશાસ્તિકાયનો દેશ કહે-વાય. તેમજ કેવલી ભગવાન્ પણ જેના એકથી બે વિભાગ ન કલ્પી શકે તેવો નાનામાંનાનો આકાશ દ્રવ્યનો જે વિભાગ તેનું નામ પ્રદેશ કહેવાય, આવા પ્રદેશોની સખ્યા ચૌદ રાજ-લોકમા કેટલી હોય ? તો સમજવુ કે અસંખ્યાતી સખ્યા હોય.

## લોકાકાશના પ્રદેશોની સંખ્યા માટે વિશિષ્ટ વિવેચન.

બાળજીવોને લોકાકાશના પ્રદેશોની સંખ્યાનો કાંઈક ખ્યાલ આવે તે માટે કર્મપ્રકૃતિની ટીકામાં લખેલ છે કે એક અંગુલ પ્રમાણ સૂચીશ્રેણી એટલે કે સાત રાજ લાંબી એક એક આકાશ પ્રદેશોની પંક્તિના અંગુલ જેટલા ભાગમાં કેટલા આકાશપ્રદેશો હોય ? એ પ્રશ્નના ઉત્તરમા ત્યાં વર્ણન કર્યું છે કે એક અંગુલપ્રમાણ આકાશપ્રદેશોની પંક્તિમાં જેટલા આકાશપ્રદેશો છે તેને કલ્પનાદૃષ્ટિથી માનો કે એક એક સમયે એક એક આકાશ-પ્રદેશને તે જગ્યાએથી ઉપાડીને અન્યત્ર મૂકવામા આવે તો એટલી અંગુલપ્રમાણ સૂચીશ્રેણી (આકાશપ્રદેશની પંક્તિ) ને ખાલી થતા અસખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી જેટલો કાળ લાગે, આકાશપ્રદેશો અમૂર્ત છે, એ પ્રદેશો ઉપાડયા ઉપડતા નથી. આ તો ફક્ત ક્ષેત્ર કેટલું સૂક્ષ્મ છે તે સમજાવવા માટે અનંતજ્ઞાની ભગવંતોએ આ વાત વર્ણવી છે. બીજા દ્રવ્યો કરતા કાળ જો કે સૂક્ષ્મ છે પરંતુ તેનાથી પણ આકાશ દ્રવ્ય વધુ સૂક્ષ્મ છે. તે માટે કહ્યું છે કે "सुहुमो य होइ कालो, तत्तो वि सुहुम हवइ खित्त" આવા પ્રદેશો અંગુલ જેટલી સૂચીશ્રેણીમાં જ્યારે આટલી વિશાળ સંખ્યામાં હોય તો પછી સમગ્ર ચૌદ રાજલોકના આકાશપ્રદેશોની સંખ્યા કેટલી વિશાળ હોય ? આવા એક લોક, એ લોક નહિ પરંતુ અસંખ્ય લોકાકાશ જેટલા ક્ષેત્રમાં જેટલી આકાશપ્રદેશોની સખ્યા હોય તેટલા એક સામા-યિક ચારિત્રના અધ્યવસાયસ્થાનકો હોય.

### સંયમના અધ્યવસાયસ્થાનકનું સ્વરૂપ.

**પ્રશ્ન** ચારિત્રના–સયમના અધ્યવસાયસ્થાનકો એટલે શુ ?

**ઉત્તર** મહાનુભાવ ! લોકાકાશના પ્રદેશો કોને કહેવાય તે જેમ ટૂકમા સમજાવ્યું તે જ પ્રમાણે સંયમના અધ્યવસાય સ્થાનકો એટલે શુ ? તે પણ જરા વર્ણવીએ. પ્રથમ તો ચારિત્ર એટલે શું ? તે જરા સમજવું જોઈએ. જો કે આજ સુધીના વ્યાખ્યાનોમા પ્રસગે પ્રસંગે દ્રવ્યચારિત્ર, ભાવચારિત્ર, વ્યવહાર ચારિત્ર, નિશ્ચય ચારિત્રનુ સ્વરૂપ કહેવાયુ છે, છતાં પ્રસગ આવે ત્યારે આવા વિષયનુ પુનરાવર્તન થાય તે જરૂરી છે. આવા વિષયો તો પૂજ્ય વાચક–શિરોમણી ઉમાસ્વાતિ મહારાજાના પ્રશમરતિગત,

ये तीर्थकृत्प्रणीता भावास्तदनन्तरैश्च परिकथिताः ।
तेषां बहुशोऽप्यनुकीर्तनं भवति पुष्टिकरमेव ॥ १२ ॥
यद्वद्विषघातार्थं मन्त्रपदे न पुनरुक्तदोषोऽस्ति ।
तद्वद्राग-विषघ्नं पुनरुक्तमदुष्टमर्थपदम् ॥ १३ ॥

**ભાવાર્થ** તીર્થંકર ભગવંતોએ તેમજ ગણધરાદિ સ્થવિર મહાપુરુષોએ કહેલા ભાવોનુ વારંવાર થતુ કથન આત્માની પુષ્ટિ કરનારુ જ થાય છે. (૧૨) ઝેરના નિવારણ માટે જેમ તે તે મંત્રોનુ વારંવાર ઉચ્ચારણ તે વ્યક્તિ માટે હિતાવહ છે તે જ પ્રમાણે રાગરૂપી ઝેરના નિવારણ માટે તીર્થંકર ગણધરપ્રણીત ભાવોનુ વારંવાર કથન ભવ્યાત્માઓ માટે ખૂબ જ હિતાવહ છે, તેમાં પુનરુક્તિનો દોષ નથી. (૧૩)

આ શ્લોકના કથન પ્રમાણે વારંવાર વર્ણવવા જોઈએ. એમ થાય તો જ આવા વિષયો આત્મામાં ટકે છે. ચારિત્ર એટલે સ્વરૂપરમણતા. સમ્યગ્જ્ઞાન એટલે આત્મસ્વરૂપનું જાણપણું, સમ્યગ્દર્શન એટલે આત્મસ્વરૂપની રુચિ અને સમ્યક્ચારિત્ર એટલે આત્મસ્વરૂપમાં રમણતા. જ્યાં સુધી આત્મામા ક્રોધાદિ ચાર અનન્તાનુબંધી, ચાર અપ્રત્યાખ્યાની અને ચાર પ્રત્યાખ્યાનાવરણ એ બાર કષાયનો ઉદય વર્તતો હોય ત્યાં સુધી આત્મસ્વરૂપમાં રમણતારૂપ ચારિત્રગુણનો આવિર્ભાવ કોઈ પણ આત્માને થઈ શકતો નથી. સર્વઘાતી રસવાળા કર્મસ્કંધો જ્યાં સુધી ઉદયમા હોય ત્યા સુધી આત્માના તે તે ગુણો કોઈ પણ રીતે પ્રગટ ન થઈ શકે.

## અવધિ અને મનઃપર્યવ જ્ઞાન આત્મામાં ક્યારે પ્રગટ થાય ?

આજે મને અથવા તમને અવધિજ્ઞાન તથા મનઃપર્યવજ્ઞાન કેમ નથી ! નક્કી માનવું જોઈએ કે એ બન્ને કર્મો આપણને સર્વઘાતી રસોદયવાળા છે. સર્વઘાતી રસ ન સમજો તો તીવ્ર રસવાળા એટલુ તો સમજશો ને ? કદાચ આ સભામાથી કર્મગ્રન્થાદિ ભણેલ બોલશે કે અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ એ બન્ને કર્મો તો દેશઘાતી છે. પાંચ જ્ઞાનાવરણ કર્મોમા એક કેવલજ્ઞાનાવરણ સર્વઘાતી છે અને બાકીના ચાર જ્ઞાનાવરણ કર્મો દેશઘાતી છે. તો દેશઘાતી એવા અવધિ–મન પર્યવજ્ઞાનાવરણમા સર્વઘાતી રસ કેમ સંભવે ? વાત બરાબર છે, પરંતુ દેશઘાતી કર્મપ્રકૃતિમા સર્વઘાતી રસ કેવી રીતે સભવે છે ? તે બાબત તથા દેશઘાતીપણું કઈ અપેક્ષાએ ? તેમજ તેમા સર્વઘાતી રસ કઈ અપેક્ષાએ એ બધું બીજા પ્રસંગે વિચારાશે, કારણ કે તે બાબતનું વિવેચન હમણા જો કરવામા આવે તો ચાલુ બાબત બાકી રહી જાય. અહિ તો એટલુ નક્કી છે કે અવધિ–મન પર્યવજ્ઞાનાવરણ બન્ને કર્મો દેશઘાતી છતાં આત્માની અમુક દશા સુધી સર્વઘાતી રસના ઉદયવાળા હોય છે અને જ્યા સુધી એ સર્વઘાતીરસ ઉદયમા વર્તતો હોય ત્યા સુધી એ અવધિજ્ઞાન તથા મન·પર્યવજ્ઞાન સંબંધી ગુણ આત્મામા પ્રગટ ન થાય, તે તે પ્રકારના સમ્યગ્દર્શન તેમજ ચારિત્રાદિ ગુણો અંગે આત્મામાં તેને લાયક વિશુદ્ધિ પ્રાપ્ત થાય, કષાયાદિની મંદતા વર્તે ત્યારે સર્વઘાતીરસનો ચાલુ ઉદય બધ પડે અને તે બન્ને કર્મના દેશઘાતી રસનો ઉદય શરૂ થાય. તે દેશઘાતી રસનો ઉદય તેનુ જ નામ ક્ષયોપશમભાવ. અત્યાર સુધી અવધિ–જ્ઞાનાવરણ તેમજ મન·પર્યવજ્ઞાનાવરણના સર્વઘાતી રસોદય અગે એકસરખો જે ઔદયિક ભાવ જ હતો તેને બદલે હવે ઔદયિક અને ક્ષયોપશમિક એવા બે ભાવ શરૂ થયા. જેટલા પ્રમાણમા દેશઘાતી રસનો ઉદય તેટલા પ્રમાણમા ઔદયિકભાવ, અને જેટલા પ્રમાણમાં ઉદયની મંદતા તેટલા પ્રમાણમાં જ્ઞાનનો ઉઘાડ એટલે કે ક્ષયોપશમભાવ. અત્યાર સુધી માદરપાટના જાડા કપડા સરખું ઘટ્ટ જે આવરણ હતું તેને બદલે મલમલના કપડા જેવું આચ્છાદન હોય, આચ્છાદનનો સર્વથા અભાવ નથી, પરંતુ આવરણ એવુ બારીક છે કે અમુક અમુક અતીન્દ્રિય ભાવોને જાણવા–જોવાની શક્તિ આત્મામા પ્રગટ થાય છે.

## ક્યા ક્યા ગુણસ્થાનકમાં કયો કયો કષાયોદય હોય ?

એ જ પ્રમાણે જ્યાં સુધી અનતાનુબંધી વગેરે બાર કષાયોનો ઉદય હોય છે ત્યા સુધી કોઈ પણ આત્મામાં સ્વરૂપરમણતારૂપ ભાવચરિત્ર પ્રગટ થઈ શકતું નથી, કારણ કે બારે ય

કષાયોદયમાં સર્વઘાતી રસ હોય છે, એવો સર્વઘાતી રસોદય હોય ત્યા સુધી ચારિત્રગુણ કેમ પ્રગટ થઈ શકે? પ્રારંભના અનંતાનુબંધી ચાર કષાયોમાં તો એવો તીવ્ર સર્વઘાતી રસોદય હોય છે કે જેના ઉદય અંગે આત્માને આત્મસ્વરૂપની પીછાણ અને આત્મસ્વરૂપની રુચિ જ પ્રાપ્ત થતી નથી. અપ્રત્યાખ્યાન નામના બીજા નંબરના ચારેય કષાયોદયમાં પ્રથમના ચાર કષાયોની અપેક્ષાએ સર્વઘાતી રસ મંદ હોય છે, છતા એ રસોદય આત્મસ્વરૂપની રુચિમા જો કે બાધક નથી થતો પરંતુ તેને લાયક અનુકૂલ પુરુષાર્થમા તો અવશ્ય પ્રતિબંધક થાય છે અને તેથી જ કર્મગ્રન્થાદિ શાસ્ત્રોમા લખ્યું છે કે **અનન્તાનુબંધી–તીવ્ર કષાયોનો જ્યાં સુધી ઉદય હોય ત્યાં સુધી જીવને સમ્યગ્દર્શન પ્રગટે નહિં અને અપ્રત્યાખ્યાન કષાયોદય હોય ત્યાં સુધી દેશવિરતી માટે પણ વીર્યોલ્લાસ ન થાય.**

એ જ પ્રમાણે પ્રત્યાખ્યાનાવરણ નામના ત્રીજા નંબરનો કષાયોદય, બીજા નંબરના કષાયોદયથી મંદરસવાળો છે એટલે દેશવિરતિમાં પ્રતિબંધક ન થાય પરંતુ સર્વવિરતિ ચારિત્ર માટે વીર્યોલ્લાસ તો ન જ પ્રગટ થવા દે, કારણ કે એ ત્રીજા નંબરના કષાયોદયમાં પણ છે તો સર્વઘાતી રસ જ. એ બારેય કષાયોનો જ્યારે ક્ષયોપશમ થાય અને દેશઘાતી (મંદ) રસવાળા ચોથા સંજ્વલન કષાયનો ઉદય હોય ત્યારે જ આત્મામા ભાવચારિત્રનો ગુણ પ્રગટ થવાનો પ્રારંભ થાય છઠ્ઠા ગુણસ્થાનકે ભાવચારિત્ર હોય તેમજ સંજ્વલન કષાયોદય પણ હોય, સાતમા આઠમા ગુણસ્થાનકે ભાવચારિત્ર હોય અને સંજ્વલન કષાયોદય હોય, નવમા તથા દશમા ગુણસ્થાનકે પણ ભાવચારિત્ર હોય અને અત્યન્ત મન્દ-સંજ્વલન કષાયોદય હોય, જેમ જેમ ઉપરના ગુણસ્થાનક તરફ આત્માનો વિકાસ થતો જાય તેમ તેમ કષાયોદયની મંદતા થતી જાય પહેલા ગુણસ્થાનકથી દશમા ગુણસ્થાનક સુધીમા મુખ્યત્વે કષાયોદયની તીવ્રતા મંદતા ઉપર તે તે ગુણસ્થાનકની વ્યવસ્થા છે બાર કષાયોનો જ્યા સુધી ઉદય હોય ત્યા સુધી આત્મામા ચારિત્રગુણનો આવિર્ભાવ ન જ થાય. એ બારે ય કષાયોનો ઉદય બંધ થાય અને એકલા સંજ્વલન કષાયોનો જ ઉદય પ્રવર્તે તે સમયે ચારિત્રગુણ પ્રગટ થાય. સંજ્વલન કષાયોદયમા પણ તીવ્ર સંજ્વલન અને મંદ સંજ્વલન એ અપેક્ષાએ અસંખ્યાતા ભેદો છે. છઠ્ઠા ગુણસ્થાનકથી દશમા ગુણસ્થાનકના અંતિમ સમય સુધી સંજ્વલન કષાયનો ઉદય હોય છે. દશમા ગુણસ્થાનના અંતિમ સમયે અત્યન્ત મંદ કષાયોદય છે, જ્યારે છઠ્ઠા ગુણસ્થાનકમા તીવ્ર સંજ્વલન કષાયોદયનો સંભવ છે, એ સંજ્વલન કષાયોદયની તીવ્રતા અને મંદતાની અપેક્ષાએ અસંખ્યાત વિભાગો જે પ્રમાણે થાય છે, તે જ પ્રમાણે સંયમની વિશુદ્ધિના પણ અસંખ્યાત વિભાગો (સ્થાનકો) થઇ શકે છે સરાગ સંયમની અપેક્ષાએ સર્વજઘન્ય (ઓછામા ઓછી) વિશુદ્ધિનું સંયમસ્થાન છઠ્ઠા ગુણસ્થાનકમા છે અને સર્વોત્કૃષ્ટ ( વધુમાં વધુ ) સંયમની વિશુદ્ધિનુ સ્થાન ક્ષપકશ્રેણિવાળા આત્માને દશમ ગુણસ્થાનકના અન્ત્ય સમયે હોય છે. અગિયારમા, બારમા, તેરમા ગુણસ્થાનકમા તો જો કે સર્વોત્કૃષ્ટ સંયમની વિશુદ્ધિ હોય છે. પરંતુ તે ત્રણેય ગુણસ્થાનકોમા વીતરાગ સંયમ છે. જ્યારે છઠ્ઠા, સાતમા, આઠમા, નવમા અને દશમા ગુણસ્થાનકે સરાગ સંયમ છે. ઓછો કે

**વધુ કષાયોદય જ્યાં સુધી વિદ્યમાન હોય ત્યાં સુધી સરાગ સંયમ હોય અને કષાયોદયનો સર્વથા જ્યારે અભાવ થાય ત્યારે વીતરાગ સંયમ હોય છે. કેવલજ્ઞાનની પ્રાપ્તિનું અનંતર કારણ ક્ષાયિકભાવે વીતરાગ સંયમ જ છે.**

## સંયમના જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ અધ્યવસાય સ્થાનકો

સંયમના અધ્યવસાય સ્થાનક એટલે શું ? એ પ્રશ્ન ઉપર આ વિવેચન કરાયું છે. એટલા વિવેચન ઉપરથી આપણે સહુ કોઈ સમજી શકીએ છીએ કે જેમ જેમ સંજ્વલન કષાયોદયની તીવ્રતા તેમ તેમ ચારિત્રની વિશુદ્ધિ અલ્પ–અલ્પ, અને જેમ જેમ સંજ્વલન કષાયોદયની મંદતા તેમ તેમ ચારિત્રની વિશુદ્ધિ અધિક–અધિક. અહિં ઓછામા ઓછી વિશુદ્ધિવાળુ ચારિત્ર તે જઘન્ય સંયમસ્થાન એટલે કે પ્રથમ સંયમસ્થાન ત્યારબાદ એક પર્યાય અધિક વિશુદ્ધિવાળુ સયમસ્થાન તે બીજું સયમસ્થાન, બે પર્યાય અધિક વિશુદ્ધિ વાળુ સંયમસ્થાન તે ત્રીજું સંયમસ્થાન. એમ કરતા કરતાં વધુમાં વધુ વિશુદ્ધિવાળું સંયમસ્થાન તે સર્વોત્કૃષ્ટ છેલ્લું સયમસ્થાન સમજવું. આવા સયમસ્થાનોની એકંદર સંખ્યા અસંખ્ય લોકાકાશના પ્રદેશો જેટલી હોય છે આ બાબત દૃષ્ટાંતથી સમજીએ તો વધારે સમજ પડશે. દાખલા તરીકે એક મોટી હાઈસ્કૂલ છે. એ હાઈસ્કૂલમાં ઈંગ્લીશ પહેલા ધોરણથી મેટ્રિક સુધીના સાત વર્ગ છે. એક એક વર્ગમા સો સો વિદ્યાર્થીઓ છે. પહેલા ધોરણમાં રહેલા સો વિદ્યાર્થીઓ પૈકી એકનો પહેલો નબર, બીજાનો બીજો નંબર, ત્રીજાનો ત્રીજો નંબર એમ સર્વથી છેલ્લા વિદ્યાર્થીનો સોમો નબર છે. અહિ છેલ્લા નંબરવાળો વિદ્યાર્થી સહુથી ઓછામા ઓછા જ્ઞાનવાળો ગણાય છે નવાણુમા નબરવાળો વિદ્યાર્થી તેનાથી જરા વધારે જ્ઞાનવાળો. અઠ્ઠાણુમા નંબરનો વિદ્યાર્થી તેનાથી પણ જરા વધારે જ્ઞાનવાળો એમ યાવત્ પહેલા ધોરણની અપેક્ષાએ પહેલા નંબરનો વિદ્યાર્થી એ સર્વથી વધુ જ્ઞાનવાળો ગણાય છે. ત્યારબાદ પહેલા ધોરણના પ્રથમ નબરના વિદ્યાર્થીની અપેક્ષાએ બીજા ધોરણના છેલ્લા નબરનો વિદ્યાર્થી વધુ જ્ઞાનવાળો ગણાય છે, એમ કરતા મેટ્રિકના સાતમા ધોરણમો પ્રથમ નંબરનો વિદ્યાર્થી સર્વથી વધુમાં વધુ જ્ઞાનવાળો હુશિયાર ગણાય છે. હાઈસ્કૂલના સાતે ધોરણમાં શિક્ષણનો જ મુખ્ય મુદ્દો હોવા છતા અભ્યાસક્રમના કોર્સની અપેક્ષાએ જેમ સાત વર્ગ પાડવામા આવ્યા અને પ્રત્યેક વર્ગમા ભણનારા વિદ્યાર્થીઓના અભ્યાસનો કોર્સ સમાન છતાં બુદ્ધિ તેમજ પરિશ્રમના અલ્પાધિક કારણે પ્રથમ નબર યાવત્ છેલ્લો નબર એમ નંબરો અપાય છે, તે જ પ્રમાણે ચારિત્ર કિંવા સંયમના અધ્યવસાય સ્થાનકો માટે સમજવાનું છે, હાઈસ્કૂલમા સાત ધોરણ તેમ અહિ સયમના પણ સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ પ્રમાણે પાચ વર્ગ છે. હાઈસ્કૂલના પ્રત્યેક વર્ગમાં જ્ઞાનની તરતમતા પ્રમાણે પહેલો, બીજો, ત્રીજો એમ સો નબર છે તેમ અહિં પણ (યથાખ્યાત સિવાય) એક એક સામાયિકાદિ સંયમમા સજ્વલન કષાયોદયની તીવ્રતા મદતાના કારણે નિજ સ્વભાવમા રમણતારૂપ ચારિત્રની તરતમતા અગે અસંખ્ય નબરો પડે છે. સંજ્વલન કષાયોદય જેને વધુમા વધુ હોય તેને ઓછામા ઓછી નિજગુણમા રમણતા હોય એટલે તે જઘન્ય સંયમસ્થાન કહેવાય અને સંજ્વલન કષાયોદય અત્યંત મંદ સર્વથી ઓછામા ઓછો હોય

તો સરાગ સંયમની અપેક્ષાએ સર્વોત્કૃષ્ટ સંયમસ્થાન હોય. સંજ્વલન કષાયોદયનો સર્વથા અભાવ થાય એટલે તે આત્મા વીતરાગ સંયમી થાય. વીતરાગ સંયમમાં સંયમસ્થાન એક જ હોય છે. અગિયારમું, બારમું અને તેરમું એ ત્રણેય ગુણસ્થાનકમાં વીતરાગ સંયમ છે, અને સંયમસ્થાનની અપેક્ષાએ ત્રણેય ગુણસ્થાનવર્તી આત્માઓની વિશુદ્ધિ એક સરખી છે. કર્મ-ગ્રન્થાદિ શાસ્ત્રોનો અભ્યાસ ન હોય એટલે તમોને આ વાતો સમજવી મુશ્કેલ પડે, પણ જરા ઉપયોગ રાખીને સમજો તો ન સમજાય એવું નથી. સુખેથી સમજાય. આવી તાત્ત્વિક વાતો અમુક અંશે પણ જ્યાં સુધી નહિ સમજીએ ત્યાં સુધી જીવનમાં નિર્મળ ધ્યાનયોગ પ્રગટ નહિં થાય, અને જ્યાં સુધી એ ધ્યાનયોગ પ્રગટ ન થાય ત્યાં સુધી આત્માનો મોક્ષ ન થાય. અનાદિની બહિરાત્મદશા ટળવી અને અંતરાત્મદશાની પ્રાપ્તિ સાથે નિજગુણમાં સ્થિરતા થવી તેનું નામ સાચો ધ્યાનયોગ છે. તે જ સાચો અધ્યાત્મ છે અને તે જ અખંડ શાંતિના ધામમાં પહોંચવાનો રાજમાર્ગ છે. આટલી વાત સમજાવ્યા બાદ હવે ઉત્સર્ગ અને અપવાદ જે આજના વ્યાખ્યાનમાં મુખ્ય વિષય છે તે બાબત વિચારીએ.

## જેટલા ઉત્સર્ગના વચનો તેટલા જ અપવાદના વચનો

પૂ. અભયદેવસૂરિ મહારાજાએ શ્રી ભગવતીસૂત્રને જયકુંજર હાથીની સાથે ઘટાવતા ભગવતીસૂત્ર–ઉપલક્ષણથી તે તે આગમાદિ ગ્રન્થોમાં આવતા ઉત્સર્ગસૂત્ર અને અપવાદસૂત્રોને હાથીના શરીર ઉપર બન્ને બાજુ લટકતા ઘંટાયુગલના ઘોષ–અવાજની સાથે સરખાવેલ છે. હાથી જ્યારે ચાલે છે ત્યારે બન્ને ઘંટાનો અવાજ એક સાથે નથી થતો. બારાકાઈથી જો ધ્યાન આપશો તો એક બાજુની ઘંટાનો અવાજ થયા બાદ બીજી બાજુની ઘંટાનો અવાજ થાય છે. હાથીની ચાલ એવા પ્રકારની છે કે એક સાથે બન્ને ઘંટાનો અવાજ ન થતાં અનુક્રમે જ એક પછી બીજી ઘંટાનો અવાજ થાય છે. એક બાજુની ઘંટાનો અવાજ તે ઉત્સર્ગસૂત્રના સ્થાને અને બીજી બાજુની ઘંટાનો અવાજ તે અપવાદના સ્થાને ઘટાવવાનો છે, કારણ કે શાસ્ત્રસિદ્ધાન્તોમાં જેટલા ઉત્સર્ગના વચનો તેટલા જ અપવાદના વચનો છે. શાસ્ત્રમાં લખ્યું છે કે

> જાવઇયા ઉસ્સગ્ગા તાવઇયા હુંતિ ચેવ અવવાયા ।
> જાવઇયા અવવાયા ઉસ્સગ્ગા તત્તિયા ચેવ ॥ (बृहत्कल्प गाथा ३२२)

**ભાવાર્થ:** જેટલા ઉત્સર્ગ વચનો છે તેટલા જ અપવાદ વચનો છે. જેટલા અપવાદના વચનો છે, ઉત્સર્ગના વચનો પણ તેટલા જ છે. આનું કારણ શું ? તો કહે છે કે 'सर्वस्यापि प्रतिषेधस्य अनुज्ञाभावात् द्वयेऽपि तुल्या' સર્વ પ્રકારના પ્રતિષેધની સકારણ અનુજ્ઞા પણ છે માટે બન્ને તુલ્ય છે જેમ કે સાધુ–મુનિરાજને સચિત્ત જળનો સ્પર્શ ન થઇ શકે, એ ઉત્સર્ગ વચન છે એના એ જ સાધુ–મુનિરાજ વિહાર કરતા માર્ગમાં નદી આવે તો શાસ્ત્રમાં જણાવેલ વિધિ મુજબ નદી ઉતરીને એટલે સચિત્ત જલને સ્પર્શીને પણ સામે કાંઠે જાય એ અપવાદ છે. અથવા શાસ્ત્રમાં એક વચન છે કે "नो कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा आमे तालपलंबे अभिन्ने पडिगाहित्तए ।" સાધુ સાધ્વીને કાચું કેળું આખું

અથવા ભાગેલુ ગ્રહણ કરવુ ન કલ્પે" આ ઉત્સર્ગસૂત્ર. હવે તે બાબત અંગે જ અપવાદ સૂત્ર જેમકે, कप्पइ निग्गंथाण पक्के तालपलंबे भिन्नेऽ भिन्ने वा पडिगाहित्तए સાધુ–મુનિરાજને પાકુ કેળું આખું અથવા ભાંગેલુ ગ્રહણ કરવુ કલ્પી શકે. સચિત્ત જલના સ્પર્શનો તેમજ કાચા કેળાને ગ્રહણ કરવાનો જે નિષેધ તે ઉત્સર્ગ. અને જેનો નિષેધ તેની જ અનુજ્ઞા તે અપવાદ. બીજી વાત સંવચ્છરી પ્રતિક્રમણ પહેલાં સાધુ મુનિરાજે લોચ અવશ્ય કરાવવો જોઈએ, આ ઉત્સર્ગસૂત્ર. મસ્તકમા ગુમડા થયાં હોય, અથવા આંખો વગેરે અંગોમાં ગરમીનુ દર્દ તથા બહુ નબળાઈ હોવાના કારણે લોચ ન થાય તેમ હોય તો અસ્ત્રાથી મુંડન અથવા કાતરથી વાળ કપાવવા, આ અપવાદ. ચોમાસુ પૂર્ણ થાય એટલે સાધુ–સાધ્વીઓએ વિહાર કરવો અર્થાત્ તે ક્ષેત્રમા ન રહેવું એ ઉત્સર્ગ છે. ચોમાસુ પૂર્ણ થયા પછી પણ રસ્તાઓ કાદવ–કીચડવાળા હોય તો સાધુ સાધ્વી ચોમાસુ પૂર્ણ થવા છતા વિહાર ન કરે અને ત્યાને ત્યા જ રહે તે અપવાદ છે: આવી તો અનેક બાબતો શાસ્ત્રોમાં જણાવેલ છે.

**શંકા:** ઉત્સર્ગ અને અપવાદનો વાસ્તવિક અર્થ શું ? તેમજ બેમાથી બલવાન કોણ?

**સમાધાન:**—उद्यतः सर्ग विहार उत्सर्ग. અર્થાત્ ઉજમાળ–જોરદાર સાધુચર્યા તે ઉત્સર્ગ. અને એ ઉત્સર્ગનો પ્રતિપક્ષ એટલે કે મન્દ સાધુચર્યા તેનુ નામ અપવાદ. અહિ શંકા થાય કે–અપવાદનું સેવન કરનારા સાધુ ભગ્ન વ્રતવાળા ગણાય કે કેમ ? તો તેના સમાધાનમા સમજવુ કે ભગ્ન વ્રતવાળો ન કહેવાય, પરંતુ ઉત્સર્ગમાર્ગની આરાધના કરનાર આત્મા શીઘ્ર મોક્ષ પ્રાપ્ત કરે છે. અપવાદ માર્ગની આરાધના કરનાર વિલંબે મોક્ષ પામે છે. જેમકે એક મુસાફર દોડતો દોડતો ઇષ્ટસ્થલે પહોચવા માટે પ્રયાસ કરે છે, પરંતુ તેને થાક વધુ પ્રમાણમા લાગવાથી હવે તે દોડવાને બદલે ધીમી ગતિએ ચાલે છે. દોડતા દોડતા વધુ પ્રમાણમા થાક લાગ્યા બાદ પણ દોડવાનુ ચાલુ જ રાખે તો તો ઇષ્ટસ્થળે પહોચવા પહેલા જ મૃત્યુ પામે, ઇષ્ટસ્થાને પહોચી ન શકાય. એમ અહિ અપવાદના પ્રસંગે પણ ઉત્સર્ગને જ જો પકડી રાખે તો તે પણ ઇષ્ટ એવા મોક્ષને ન પામી શકે. દોડવું એ ઉત્સર્ગમાર્ગ છે અને વધુ શ્રમ લાગતા ધીમી ગતિએ ચાલવુ તે અપવાદ માર્ગ છે.

## સ્વસ્થાનમાં ઉત્સર્ગ–અપવાદ બન્ને બળવાન અને પરસ્થાનમાં બન્ને નિર્બળ

ઉત્સર્ગ બળવાન કે અપવાદ બળવાન ? એ જે પ્રશ્ન છે, તે માટે પણ ટૂંકમાં એટલું જ કે સ્વસ્થાનમા બન્ને બળવાન અને પરસ્થાનમા બન્ને નિર્બળ છે, એટલે કે ઉત્સર્ગના પ્રસંગે ઉત્સર્ગનુ સેવન થાય તો ઉત્સર્ગ બળવાન, પરંતુ સાચી રીતે અપવાદ સેવન કરવાના પ્રસંગે ઉત્સર્ગને જ પકડી રાખે તો ઉત્સર્ગ નિર્બળ ગણાય છે. તે જ પ્રમાણે અપવાદના પ્રસંગે અપવાદ સેવાય તો અપવાદ બળવાન, પરંતુ ઉત્સર્ગના પ્રસંગે મનોબલની નબળાઈ વગેરે કારણે અપવાદ સેવાય તો અપવાદ નિર્બળ છે. ઉત્સર્ગમાર્ગની આરાધના એ જેમ આત્મકલ્યાણ માટે છે એમ અપવાદમાર્ગની આરાધના એ પણ આત્મકલ્યાણ માટે જ છે. ફક્ત ઉત્સર્ગમાર્ગની આરાધનામા પુરુષાર્થની પ્રબલતા છે. અપવાદમાર્ગની આરાધનામા

પુરુષાર્થની મંદતા છે. આ ઉત્સર્ગ અને અપવાદ માર્ગની વ્યવસ્થા ખૂબ સમજીને ઉપયોગમાં રાખવાની હોય છે. બૃહત્કલ્પસૂત્રમા આ ઉત્સર્ગ–અપવાદ સબંધી ઘણું વિસ્તારથી વિવેચન કરેલ છે. આજે અમો વાત વાતમાં સામાન્ય પ્રસંગોમા શારીરિક શક્તિ વગેરેની અનુકૂલતા હોવા છતા અપવાદમાર્ગનું સેવન કરવા તૈયાર થઈ જઈએ છીએ, એ વાત કોઈ રીતે ઉચિત નથી. વર્તમાન અમારી સાધુચર્યા તરફ જો અમો દૃષ્ટિપાત કરીએ તો ડગલે અને પગલે નજીવી બાબતોમાં પ્રાય અપવાદનુ સેવન ચાલુ છે. **જ્ઞાની ભગવંતોએ માનસિક નબળાઈના પોષણ માટે અપવાદ માર્ગો નથી બતાવ્યા, પરંતુ સંયમના રક્ષણ માટે બતાવ્યા છે.** રણસંગ્રામમા યુધ્ધ માટે જનાર શૂરવીર સૈનિક તલવારની સાથે ઢાલ પણ રાખે છે. તલવાર ચલાવવાના પ્રસગે તલવારનો ઉપયોગ થાય, અને ઢાલ ધરવાના પ્રસગે અર્થાત્ શત્રુના ઘા ઝીલવાના પ્રસગે ઢાલનો ઉપયોગ થાય, પરંતુ તલવાર ચલાવવાના પ્રસગે પણ ઢાલનો જ વારવાર ઉપયોગ કરે તો એ સૈનિક વિજયની વરમાળ ન પામી શકે, એજ પ્રમાણે સાધુ–મુનિરાજ કર્મશત્રુઓની સામે ઝઝુમતા પુરુષાર્થની નબળાઈના કારણે વારવાર અપવાદ જ સેવન કર્યા કરે તો તેને પણ કર્મશત્રુઓની સાથેના સગ્રામમા વિજયની વરમાળ ન મળી શકે. શારીરિક શક્તિ જ્યા સુધી ચાલી શકે ત્યા સુધી તો ઉત્સર્ગ માર્ગનુ જ સેવન થવુ જોઈએ. શારીરિક શક્તિ જ્યારે ન જ કામ આપી શકે તેમ હોય ત્યારે અપવાદ માર્ગનુ સેવન થાય તો તે વ્યાજબી ગણાય.

## ઉત્સર્ગ તથા અપવાદની સાથે સંયમના અધ્યવસાય સ્થાનકોનો સંબંધ

ઉત્સર્ગ તેમજ અપવાદના વર્ણન પ્રસગે સયમના સ્થાનકોનુ હમણા જે સ્વરૂપ સમજાવ્યુ છે, તેની સાથે ઉત્સર્ગ અપવાદનો સબધ કેવી રીતે ઘટી શકે? તે બાબત હવે વિચારીએ. ચારિત્ર ગ્રહણ કર્યા બાદ પરિસહ તેમજ ઉપસર્ગના પ્રસગોમા પણ જો સાધુ-મુનિરાજ મનોબલની મક્કમતા અને આત્મકલ્યાણની તીવ્ર ભાવનાના યોગે જરા પણ શિથિલ ન થતાં ઉત્સર્ગ માર્ગની આરાધનામા પરાયણ રહે તો તે સાધુ–મુનિરાજનુ મોક્ષ માર્ગ તરફ પ્રયાણ શીઘ્રગતિવાળુ હોય છે એટલે કે વિવક્ષિત સયમસ્થાનમાથી અનતગુણ અનંતગુણ વિશુધ્ધિવાળા સયમસ્થાનોમા પ્રતિસમય આગળ વધતા જાય છે આત્માને શરીરાદિ તરફ જેટલુ નિરીહપણુ તેટલી અધ્યાત્મદશા વધારે અને એ અધ્યાત્મદશાની પ્રબલતામાં શરીરને પીડા કરનારા નિમિત્તોની હાજરી છતા તે શરીર તરફ આત્માનું લક્ષ્ય નથી. એ મહાનુભાવનું લક્ષ્ય અધ્યાત્મદશાના વિકાસમા જ હોય છે. જેમકે **મેતારજ મુનિ**ના મસ્તક ઉપર લીલા ચામડાની વાધર બાધી અને તેમને તડકામા ઊભા રાખ્યા. એવા પ્રાણાંત કષ્ટમય પરીષહના પ્રસગે એ મુનિરાજને શરીર કે સોની તરફ યત્કિંચિત્ પણ મમત્વભાવ તેમજ દ્વેષભાવ નથી જાગ્યો; પરતુ પોતાની અધ્યાત્મદશામા બરાબર સ્થિર રહ્યા છે. એવા પ્રસંગે એ મુનિરાજ પ્રતિસમય અનતગુણ વિશુદ્ધ સયમસ્થાન ઉપર આરોહણ કરતા જાય છે. એ જ પ્રમાણે લોચ વગેરે પરિષહના પ્રસગે શરીર ઉપર નિરીહપણું રાખવા સાથે સંયમી સાધુ મુનિરાજ સમભાવે એ પરિષહને સહન કરવા માટે બરાબર ઉપયોગવંત તો એ ઉત્સર્ગ માર્ગની આરાધનામા પ્રતિસમય સયમના અધ્યવસાય સ્થાનકોની અનતગુણ યાવત્ અસખ્ય

ગુણ, સંખ્યગુણ વિશુદ્ધિ હોય પણ એ જ સાધુ શરીરની પ્રતિકૂલતા અને સાથે સાથે મનોબલની જરા નબળાઈના કારણે, લોચ એ સાધુનો મુખ્ય ધર્મ છે, એમ જાણવા સાથે તે અંગે રુચિ હોવા છતા મુંડન વગેરે કરાવે તો તે સમયે અનંતગુણ વિશુદ્ધ સંયમસ્થાનકો પ્રતિસમય ન પ્રાપ્ત થાય પરંતુ સયમના જે અધ્યવસાય સ્થાનમાં હોય ત્યાં ટકે અથવા અનતભાગ અધિક વિશુધ્ધ સયમસ્થાન પ્રાપ્ત થાય. અર્થાત્ મોક્ષ–માર્ગના પ્રયાણમાં મંદ ગતિ હોય. સાચી રીતે શરીરાદિની પ્રતિકૂલતાનુ કારણ હોય અને અપવાદનું સેવન થાય અને ઉત્સર્ગ માર્ગની આરાધના નથી તે માટે હૈયું ડંખતુ હોય તો તે આત્મા વિવક્ષિત સયમસ્થાનથી નીચે ઉતરતો નથી પરંતુ ઉપર–ઉપરના સંયમસ્થાનો પ્રાપ્ત કરવામાં તેની મન્દગતિ છે. શરીરાદિની અનુકૂલતા હોવા છતા અપવાદનું સેવન થાય તો તે વિવક્ષિત સયમસ્થાનથી નીચેના સંયમસ્થાનમા તે આત્મા ચાલ્યો જાય છે.

## ઉત્સર્ગ અને અપવાદ બન્નેની યથોચિત આરાધના કરનાર આત્માઓ આરાધક જ છે

લાખ રૂપીઆની મૂડી પ્રાપ્ત કરવાનો અભિલાષી મનુષ્ય રોજે હજાર હજાર રૂપીઆની કમાણી કરે અને વચ્ચે જરા પણ ખોટ ન આવે તો તેને સો દિવસમા જ લાખની મુડી પેદા થાય છે, પરંતુ રોજે રૂપીઓ, બે રૂપીઆ પેદા કરનારને લાખની મૂડી ભેગી કરતાં હજારો દિવસો પસાર થાય છે. તે જ પ્રમાણે પ્રતિસમય અનતગુણ વિશુદ્ધ સયમસ્થાન પ્રાપ્ત કરનારને વીતરાગ સંયમ અને કેવલજ્ઞાન શીઘ્ર પ્રાપ્ત થાય છે. પણ પ્રતિસમય અનંત ભાગાધિક કે અસખ્યભાગ અધિક સયમસ્થાન પ્રાપ્ત કરનારને વીતરાગ સયમ અને કેવલજ્ઞાનની પ્રાપ્તિમા ઘણો સમય લાગે છે. **ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગ, એ બન્ને સ્થાનોની યથોચિત આરાધના કરનાર જરૂર આરાધક આત્માઓ જ છે, પરંતુ ઉત્સર્ગ માર્ગની આરાધનામાં મોક્ષ પ્રતિ શીઘ્ર ગતિ છે અને અપવાદ માર્ગની આરાધનામાં મોક્ષ તરફ મંદગતિ છે. ઉત્સર્ગ–અપવાદના વિવેચનમાં ઘણું ઘણું સમજવા જેવું છે. ભવભીરૂ ગીતાર્થ મુનિરાજો આ વિષયના ખાસ અધિકારી છે.**

## ઉત્સર્ગ માર્ગમાં સનત્કુમાર ચક્રવર્ત્તીનું દ્રષ્ટાન્ત.

સનત્કુમાર ચક્રવર્તીનુ દૃષ્ટાન્ત આપણા જૈન શાસનમા પ્રસિધ્ધ છે. ઉત્સર્ગ માર્ગની આરાધના ઉપર એ દૃષ્ટાન્તને ઘટાવીએ તો જરા વધુ ખ્યાલ આવશે. સનત્કુમાર ચક્રવર્તીને ચક્રવર્તી યોગ્ય છ ખંડનો વૈભવ પ્રાપ્ત થવા ઉપરાત મનુષ્યલોકમા જે રૂપ ન સંભવી શકે એવુ અદ્‌ભૂત રૂપ પ્રાપ્ત થયુ હતુ. ઈન્દ્રસભામા ઈન્દ્રમહારાજના મુખથી તેમના રૂપની પ્રશસા સાભળીને બે દેવો ચક્રવર્તીનુ રૂપ જોવા માટે પૃથ્વી ઉપર આવ્યા જે અવસરે એ બન્ને દેવો પૃથ્વી ઉપર આવ્યા તે સમયે સનત્કુમાર ચક્રી બરાબર સ્નાન કરવાની તૈયારીમા હતા. સ્નાન કરવાની તૈયારી અંગે શરીર ઉપર વિશિષ્ટ વસ્ત્રો તેમજ અલંકારોનો અભાવ હતો એમ છતા સ્વાભાવિક અદ્‌ભુતરૂપ જોઇને આવેલા બન્ને દેવો ખૂબ પ્રસન્ન થયા

અને મસ્તક ધુણાવવા સાથે બોલવા લાગ્યા કે "અહો શું અદ્‌ભુત કાંતિ અને લાવણ્યભરપુર સ્વરૂપ છે! ખરેખર ઈન્દ્રમહારાજાએ તમારા રૂપની જે પ્રશંસા કરેલ હતી તે બરાબર છે." પોતાના રૂપની સ્વર્ગલોકમાં પણ પ્રશંસા થાય છે તેમજ દેવો સાક્ષાત્ મારા સુંદર રૂપનું અવલોકન કરવા આવે છે, એ બાબતે ચક્રવર્તીના હૃદયમાં અભિમાન પ્રગટ કર્યું. રૂપના અભિમાનમાં ને અભિમાનમાં ચક્રવર્તીએ આવેલા બન્ને દેવોને જણાવ્યું કે 'હમણાં તો હું સ્નાન કરવાની તૈયારીમાં છું. એટલે મારા શરીર ઉપર સુંદર વસ્ત્રો તથા અલંકારો નથી પરંતુ હુ સ્નાન કરી લઉં, સુંદર વસ્ત્રો તેમજ હીરા, મણિ, માણેકના આભૂષણો પહેરી મુખ્ય કચેરીમાં રત્નજડિત સિંહાસન ઉપર બિરાજમાન થાઉં. મારું ખરું સુંદર રૂપ જોવું હોય તો તે અવસરે આવજો.' **કોઈ પણ બાબત પોતાની પ્રશંસા શ્રવણ કર્યા પછી અહંભાવ ન આવવો એ બહુ જ આકરી વાત છે.** શાસ્ત્રોમા સત્કાર પરીષહને અનુકૂલ પરિષહ ગણ્યો છે અને પ્રતિકૂલ પરિષહ કરતા અનુકૂલ પરીષહ જીતવો વધુ કઠણ છે. ભલભલા આત્માઓનું પ્રશંસા શ્રવણ કરીને અહંતા દ્વારા અધઃપતન થયું છે. **આપણા કોઈ પણ ગુણની પ્રશંસા જ્યાં થતી હોય ત્યાં વિવેકી આત્માએ કાન બંધ રાખવા અને ત્યાંથી અન્યત્ર ચાલ્યા જવું.** એમાં જ આત્માનું શ્રેય છે. આજે તો તેથી અવળી દિશામા પ્રયાણ છે વગર ગુણે માનપત્રના ઢગલાની આજના માનવોને અભિલાષાઓ જાગ્યા કરે છે. કોઈ પણ ઉત્તમ કાર્ય થવા બાદ તેની પાછળ માનપાન કે પ્રશંસાની કામના જાગે તો તે ઉત્તમ ધર્મકાર્યનુ ફળ માનપાન કિંવા પ્રશસામાં જ પરિપૂર્ણ થાય છે. એટલુ જ નહિ પરતુ તે બાબતમા વધુ અભિમાન આવે તો તેથી વિપરીત દશામા તે આત્મા મુકાઈ જાય છે. તે તે ગ્રન્થોમાં લખેલ છે કે–

जातिलाभकुलैश्वर्य–वलरुपतपःश्रुतैः ।
कुर्वन् मदं पुनस्तानि, हीनानि लभते जनः ॥ १ ॥

**ભાવાર્થ :** 'ઉત્તમ જાતિ, વધુ પ્રમાણમા કોઈ લાભ, ઉત્તમ કુલ, ઐશ્વર્ય, બલ, સુંદર રૂપ, તપસ્યાની શક્તિ અને વિશિષ્ટ જ્ઞાન પ્રાપ્ત થયા બાદ તે અગે જે કોઈ અભિમાનના આવેશમા આવે છે તે આત્માને તે તે ભાવોની હીનતા પ્રાપ્ત થાય છે.' સનત્કુમારે પણ અભિમાનના આવેશમા ઉપરના શબ્દો ઉચ્ચાર્યા અને પોતે સ્નાનાગારમા ગયા, સ્નાન કર્યા બાદ વસ્ત્ર–અલંકારોથી સજ્જ થઈને રાજસભામા પહોચી સિહાસન ઉપર આરૂઢ થયા, મસ્તક ઉપર છત્ર અને બન્ને બાજુ ચામરો વિઝવાની શરૂઆત થઇ. બરાબર તે અવસરે પેલા બને દેવો આવી પહોચ્યા. ચક્રવર્તી સનત્કુમારે તો કહ્યું હતુ કે મારુ ખરુ સ્વરૂપ જોવુ હોય તો રાજસભામા જાઉં ત્યારે આવજો પરતુ આવનાર બન્ને દેવોને રાજસભામાં બેઠેલા ચક્રવર્તીના રૂપમા ઘણુ પરિવર્તન દેખાયુ. સ્નાન કરવાની તૈયારીમા વસ્ત્ર–અલકારોનો અભાવ છતા જે અદ્‌ભુત સ્વરૂપ જોયેલુ તે રૂપમા અને હમણાના રાજસભામા વસ્ત્ર–અલકારોથી સજ્જ થયેલા સનત્કુમારના રૂપમા આભ–જમીન જેટલુ અતર જણાયુ, એટલુ જ નહિ પરંતુ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકતાં ખ્યાલમા આવ્યુ કે ટૂંક સમયમાં જ રાજાનુ શરીર અનેક વ્યાધિઓથી ગ્રસ્ત થઈ ગયુ છે. રાજસભામા બેઠેલા રાજાને જોઈને બન્ને દેવોના મુખ

ઉપર જે હર્ષ અને પ્રસન્નતા દેખાવી જોઇએ તેને બદલે વિષાદ દેખાયો. રાજાએ પ્રશ્ન કર્યો કે-હર્ષના સ્થાને વિષાદ કેમ છે? બન્ને દેવોએ જવાબ આપ્યો કે-"રાજન્ ! સ્નાનાગારમાં જતી વખતે તમારું જે અદ્ભુત રૂપ જોયેલ હતું તે રૂપનો અમુક અંશ પણ હવે તમારા મુખ તથા શરીર ઉપર રહ્યો નથી. ઉપરાંત તમારું શરીર અનેક વ્યાધિઓનું ઘર બની ગયું છે. રાજાના મુખમાંથી પાનની પીચકારીની અસહ્ય દુર્ગંધથી રાજાને તે બાબતની ખાત્રી થઈ. અને આટલા નિમિત્તથી સનત્કુમારના મનોમંદિરમાં સાચા વૈરાગ્યના ભાવ પ્રગટ થયા. जललवतरल जीवियं, अथिरा लच्छी विभगुरो देहो । तुच्छा य कामभोगा..." જીવન પાણીના પરપોટા જેવું ચંચળ છે. લક્ષ્મી સંધ્યાના રંગ જેવી અસ્થિર છે. શરીર છેવટે વિનાશ પામવાના સ્વભાવવાળું છે. અને કામભોગો આત્માના અધઃપતનનું કારણ હોવાથી અત્યન્ત તુચ્છ છે" આ ભાવનાનું પ્રતિસમય પુનરાવર્ત્તન શરૂ થયું.

## સનત્કુમાર ચક્રવર્તીનું ચારિત્ર ગ્રહણ

પૂર્વભવમા જે મહાનુભાવે રત્નત્રયીની આરાધના કરેલી હોય છે, વર્ત્તમાનભવમાં તે આત્માને જ્યારે વૈરાગ્યનું નિમિત્ત મળે છે ત્યારે એ આત્મા જાગૃત બની જાય છે. વૈરાગ્ય-જનક નિમિત્તના યોગે આત્મમંદિરના દ્વાર ખુલ્લા થાય છે, અને નિર્મળ જ્ઞાન-પ્રકાશ પ્રગટ થતા એ આત્મા આત્મકલ્યાણની સાધના માટે ચાલી નીકળે છે. છ ખંડના વૈભવને તૃણની માફક ત્યજી દે છે. હજારો રાણીઓને સર્પ કાચળીને છોડે તેમ છોડી દે છે અને ચારિત્ર ગ્રહણ કરવા કટિબદ્ધ થાય છે. સનતકુમાર ચક્રવર્તી પણ વૈરાગ્યજનક નિમિત્ત મળતાં છ ખંડના વૈભવને છોડી ચારિત્ર ગ્રહણ કરી આત્મકલ્યાણની સાધના માટે ચાલી નીકળ્યા; પરંતુ દિવસો અને મહિનાઓ જેમ જેમ જતા ગયા તેમ તેમ તેમના શરીરમા રોગો વૃદ્ધિ પામવા લાગ્યા. ચરિત્રગ્રન્થોમા લખ્યુ છે કે સાતસો વર્ષો પર્યંત ભયંકર મોટા સોળ રોગોના વ્યાધિને સમભાવે એ મહાન્ આત્માએ સહન કર્યા. ચારિત્ર ગ્રહણ કર્યું ત્યારથીજ આરાધનામાં બન્ને ચક્ષુ ખૂબ ઉપયોગી છે એ ખ્યાલ હોવાથી બન્ને ચક્ષુઓમા કોઇ ઉપદ્રવ થાય તો તેની ચિકિત્સા કરાવવાની જયણા રાખીને બાકીના સર્વ શરીરમા ગમે તેવા વ્યાધિ કે ઉપદ્રવો થાય છતા યત્કિંચિત્ પણ ચિકિત્સા ઔષધોપચારાદિ ન કરાવવુ, એ તેમની પ્રતિજ્ઞા હતી, એટલે ભયંકર વ્યાધિઓથી શરીર ઘેરાયેલુ હોવા છતા, બાહ્યરોગના ઔષધ માટે તેમને જરાય અભિલાષા ન હતી. ચારિત્ર ગ્રહણ કર્યા બાદ તીવ્ર તપશ્ચર્યાના પ્રભાવે ભયંકર રોગોનો વિનાશ થાય તેવી અનેક લબ્ધિઓ પણ એ મહર્ષિને પ્રાપ્ત થઇ હતી, પરંતુ અનંતજ્ઞાનાદિ ગુણો પ્રગટ કરવાની તમન્ના ધરાવનાર એ મહામુનિવર પોતાના રોગની શાંતિ માટે પોતાની લબ્ધિનો ઉપયોગ કેમ કરે?

## દ્રવ્યરોગની ચિકિત્સા જાણો છો કે ભાવરોગની?

આ મહામુનિના શરીરસંબંધી નિરીહપણાના ગુણની ઇન્દ્રસભામાં પ્રશંસા થઈ. ખાત્રી કરવા માટે પ્રથમ આવેલા બન્ને દેવો વૈદ્યના સ્વરૂપને વિકુર્વી આ મહર્ષિ પાસે આવ્યા. અને વિનીત શબ્દોમા પ્રાર્થના કરી કે-' પ્રભો ! આપ જેવા ત્યાગી તપસ્વી મુનિરાજની

સેવાનો અમને લાભ આપો. આપના શરીરમાં વર્તતા રોગોની અમોને ચિકિત્સા કરવાની અનુમતિ આપો. મહામુનીશ્વરે જવાબમાં જણાવ્યું કે–" તમે દ્રવ્યરોગનું ઔષધ જાણો છો કે–કામ–ક્રોધ–રાગ–દ્વેષાદિ ભાવરોગોનું ઔષધ જાણો છો ? જો દ્રવ્યરોગની ચિકિત્સા કરવા માટે તમો આવ્યા હો તો તેનું મને હવે જરા ય પ્રયોજન નથી, હવે તો દ્રવ્યરોગ જેનાથી પ્રગટ થાય છે તે ભાવરોગોનો પ્રતિકાર કરવાની ભાવના છે. દ્રવ્યરોગનો પ્રતિકાર કરવાની તો મને પણ લબ્ધિ પ્રાપ્ત થયેલ છે." એમ જણાવીને દેવોને પ્રતીતિ થાય તે માટે પોતાનુ થૂંક પોતાની આંગળી ઉપર જ્યાં ચોપડયું એટલે આગળીમાથી કુષ્ઠના દર્દના અંગે જે લોહી પરુ વહેતું હતું તે બંધ થયુ અને કંચનના સરખી કાંતિવાળી આગળી બની ગઈ. દેવો ખૂબ આશ્ચર્ય પામ્યા અને વારંવાર એ મહર્ષિના ચરણમાં વંદન કરી તેમના ગુણની અનુમોદના કરતા કરતા સ્વર્ગમાં ચાલ્યા ગયા. સનત્‌કુમાર મહર્ષિ પણ ચિરકાળ પર્યંત ચારિત્રની આરાધના કરી, આયુષ્ય પૂર્ણ થયે સ્વર્ગલોકમા સીધાવ્યા. અહિં સનત્કુમાર મહર્ષિએ શરીર વ્યાધિગ્રસ્ત છતાં શરીર ઉપરના નિરીહ ભાવને અંગે રોગની ચિકિત્સા ન કરાવી તે ઉત્સર્ગમાર્ગ છે. એ માર્ગમાં મોક્ષ તરફ શીઘ્ર પ્રયાણ છે. જ્યારે બીજા કોઈ મુનિરાજ શરીરમા આવા રોગાદિના પ્રસંગે સાધુધર્મને બાધા ન પહોંચે તેવી ચિકિત્સા કરાવે તે અપવાદ માર્ગ છે. તેમા અમુક અંશે પણ શરીર તરફ સાપેક્ષભાવ હોય છે અને એ કારણે મોક્ષ તરફના પ્રયાણમા તે મુનિરાજની મંદગતિ છે.

ઉત્સર્ગ અને અપવાદની આટલી સંક્ષિપ્ત વ્યાખ્યા તેમજ સાથે સાથે સંયમના અધ્યવસાયસ્થાનકોનુ સ્વરૂપ શ્રવણ કરીને શરીરાદિ બાહ્ય ભાવો ઉપર આપણે નિરીહપણુ કેળવવાની ખૂબ જરૂર છે **શરીરાદિ બાહ્ય ભાવો તરફ થોડું ઘણું પણ નિરીહપણું હશે તો જ કસોટીના પ્રસંગમાં વ્રત–નિયમ બરાબર પાળી શકાશે અને ઉત્તરોત્તર અધિક આત્મવિશુદ્ધિ પ્રાપ્ત થશે.** ઉત્સર્ગ અને અપવાદનુ આટલુ વિવેચન થયા બાદ હવે यश पटहपट्टप्रतिरवाऽऽपूर्णदिकूचक्रवालस्य स्याद्वादविशदाङ्कुशवशीकृतस्य વગેરે ભગવતીજીના તથા જયકુંજર હાથીના આગળના વિશેષણોનું સ્વરૂપ કેમ કહેવાશે ? તે અધિકાર અગ્રે વર્તમાન.



॥ श्री मनमोहनपार्श्वनाथाय नमः ॥

# પ્રવચન તેરમું.

यशःपटहपटुप्रतिरवाऽऽपूर्णदिक्चक्रवालस्य स्याद्वादविशदांकुशवशीकृतस्य विविधहेतु-हेतिसमूहसमन्वितस्य मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुबलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य....वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ।

મહામંગલકારી શ્રી ભગવતીસૂત્રનો વ્યાખ્યાનમાં પ્રારંભ થયાને આજે તેરમો દિવસ છે. એ ભગવતીસૂત્રના અર્થરૂપે પ્રણેતા શ્રમણભગવાન્ મહાવીર પ્રભુ છે, સૂત્રરૂપે રચયિતા ગણધર શ્રી સુધર્માસ્વામીજી છે અને પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજ આ ભગવતીજી સૂત્રના ટીકાકાર છે. ભગવતીજીના મૂલ સૂત્રનો તેમજ મૂલસૂત્ર અગાઉ સૂત્રકાર ભગવતે કરેલ મંગલાચરણનો હજુ પ્રારંભ નથી થયો. હજુ તો ટીકાકાર મહર્ષિનું મગલાચરણ, મંગલાચરણ પ્રસગે કરેલા પાચ નમસ્કારો, પૂર્વાચાર્ય ભગવંતોએ રચેલી ટીકા–ચૂર્ણી વગેરેના આધારે જ રચવામા આવતી આ ટીકા, તે દ્વારા ટીકાકારે પ્રદર્શિત કરેલી પોતાની લઘુતા વગેરે બાબતોનું વિવેચન થયા બાદ એ ટીકાકાર ભગવંતે ભગવતીસૂત્રને જયકુજર હાથીની જે ઉપમા આપી છે તે અધિકાર હાલમા વર્ણવાય છે એ અધિકારમા ગઈકાલે અઢારમા વિશેષણરૂપે ઉત્સર્ગ સૂત્ર તેમજ અપવાદ સૂત્રોને હાથીની બન્ને બાજુ લટકતી તથા સુદર ઘોષ–અવાજ પ્રગટ કરતી બન્ને ઘંટાઓની સાથે સરખામણી અંગે યથોચિત વિવેચન થયુ છે. પ્રાસંગિક ઉત્સર્ગ–અપવાદનું સ્વરૂપ પણ ટૂકમા સમજાવાયું છે. આજે હવે આગળના ઓગણીશમા–વીશમા વગેરે વિશેષણોનું વિવેચન શરૂ થાય છે.

## ઓગણીશમા વિશેષણનું ટૂંકું વિવેચન

यशःपटहपटुप्रतिरवाऽऽपूर्णदिक्चक्रवालस्य આ ઓગણીશમું વિશેષણ છે. 'યશ.પટહ સંબધી સુંદર પ્રતિઘોષ (પડઘા) દ્વારા વ્યાપ્ત થયો છે દિશાઓનો સમુદાય જેના વડે' એવો જયકુંજર હાથી તેમજ ભગવતીસૂત્ર, આ પ્રમાણે એ વિશેષણનો શબ્દાર્થ છે. તાત્પર્ય એ છે કે જયકુંજર સેચનક હાથીની યશ કીર્તિ ચારેય બાજુએ દેશ–દેશાન્તરમા પથરાએલી છે. તેમજ ગણધર શ્રી સુધર્માસ્વામીપ્રણીત ભગવતીસૂત્રની ખ્યાતિ પણ દૂર દૂર વસનારી જૈન–જૈનેતર પ્રજામા ખૂબ વિસ્તારભાવને પામેલ છે. શ્રી આચારાંગ વિગેરે અન્ય આગમ ગ્રન્થોના નામની જેટલી પ્રસિદ્ધિ છે તે અપેક્ષાએ ભગવતીસૂત્રની પ્રસિદ્ધિ ખૂબ જ વધુ પ્રમાણુમા છે, જે બાબત આપણે સર્વ કોઈ જાણીએ છીએ. વ્યાખ્યાનમાં બીજું કોઈ આગમસૂત્ર વંચાતું હોય તો જનસમુદાયનું એટલું આકર્ષણ નહિ થાય, પરતુ ભગવતીસૂત્ર વંચાતું હોય તો

સહજભાવે આકર્ષણ વધુ થાય છે, જે આજે પણ અનુભવીએ છીએ. જૈન સમાજમા તો ભગવતીજીની ઘણી જ પ્રસિદ્ધિ તેમજ બહુમાન પ્રત્યક્ષ દેખાય છે. પરંતુ જૈનેતર સમાજના સારા સારા પંડિતો કે જેણે ભગવતિસૂત્રનુ થોડુંઘણુ શ્રવણ કર્યુ છે તેઓને પણ આ સૂત્ર માટે ખૂબ બહુમાન છે અને એ કારણે જ આ આગમસૂત્રનું વાસ્તવિક નામ **વિવાહપન્નતિ** ( વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ) હોવા છતાં વિશિષ્ટ પૂજ્યપણુ પ્રતિપાદન કરનાર '**ભગવતિસૂત્ર**' એ નામ સર્વત્ર એકસરખું પ્રસિદ્ધ છે. તમો બધાયની પાસે વિવાહપન્નતિ સૂત્ર એ શબ્દનો ઉપયોગ કરું તો તમોને વિવાહપન્નતિ સૂત્ર એટલે કયુ સૂત્ર ? એનો ખ્યાલ નહિ આવે, પરંતુ ભગવતીસૂત્ર એ નામનો પ્રયોગ કરું એટલે તમો તુરત કયા સૂત્ર માટેની વાત છે ? તે સમજી જશો. ભાવાર્થ એટલો જ છે કે–અદ્‌ભુત શૌર્ય, નિમકહલાલી, સર્વલક્ષણ સંપન્નતા વગેરે ગુણોવડે જયકુંજર હાથીની સર્વત્ર જેમ ખ્યાતિ છે તે જ પ્રમાણે પૂર્વાપર અવિરોધીપણુ, જ્ઞાન અને ક્રિયા, નિશ્ચય અને વ્યવહાર, ઉત્સર્ગ અને અપવાદ વિગેરે વિષયોનું અનુપમ શૈલીથી પ્રતિપાદન તેમજ પદવાકયની મનોરમ પ્રણાલિકા વગેરે ગુણોથી ભગવતીસૂત્રનો યશ પણ દિગન્તવ્યાપી છે.

### વીશમું વિશેષણ અને તે પ્રસંગે 'સ્યાદ્‌વાદ'ની મહત્તાનું વિવેચન

ઓગણીસમા વિશેષણનુ ટૂંક વિવેચન થયા બાદ હવે આપણે વીશમા વિશેષણના વિવેચન માટે ધ્યાન આપીએ. અત્યારસુધી જયકુંજર હાથી તેમજ ભગવતીસૂત્રના જે જે વિશેષણો પૂ. શ્રી અભયદેવસૂરિ મહારાજે વર્ણવ્યા છે તે પ્રત્યેક વિશેષણો વાસ્તવિક તેમજ ખૂબ જ મનનીય છે. એમ છતા स्याद्वादविशदाङ्कुशवशीकृतस्य આ વીશમુ વિશેષણ અપેક્ષાએ અન્ય સર્વ વિશેષણો કરતા વધુ ચઢિયાતુ છે. હાથીની કાયા કેટલી વિશાળ ? તેમજ તેનું કેટલું વધુ પડતુ બળ ? એમ છતા લગભગ એક વેંત જેટલુ જેનુ પ્રમાણ છે એવા અંકુશવડે હાથી કબજામા રહી શકે છે. હાથી ગમે તેવું તોફાન કરતો હોય પણ મહાવત અંકુશનો જ્યા ઉપયોગ કરે એટલે તોફાની હાથી કાબૂમા આવી જાય, એ જ પ્રમાણે **અત્યન્ત વિશાળ શ્રુતરૂપી સમુદ્રને કાબૂમાં રાખનાર સ્યાદ્વાદરૂપી નિર્મળ અંકુશ છે. જૈન સિદ્ધાન્તોની અન્ય સર્વકોઈ દર્શનના સિદ્ધાન્તોથી જે મહત્તા છે તે આ સ્યાદ્‌વાદરૂપી વિશદ અંકુશને જ આભારી છે.** કોઇ પણ પદાર્થતત્ત્વની વાસ્તવિક વ્યાખ્યા જૈન દર્શનમા જે મળે છે તે આ સ્યાદ્‌વાદના પ્રતાપે જ મળે છે. જે સ્યાદ્‌વાદરૂપી અંકુશના પ્રભાવે જૈનદર્શન સર્વોત્તમ ગણાયુ છે તે સ્યાદ્‌વાદ અંગે થોડું પણ વિવેચન કરવું એ અસ્થાને નહી ગણાય. આજે કેટલાક અજ્ઞાની આત્માઓ કે જેને સ્યાદ્‌વાદના સાચા રહસ્યનો ખ્યાલ નથી તેઓના મુખેથી અથવા કલમથી સ્યાદ્‌વાદના સ્વરૂપને ખૂબ વિકૃત દશામા રજૂ કરાય છે. સ્યાદ્‌વાદ એટલે અનિશ્ચિતવાદ, સ્યાદ્‌વાદ એટલે શંકિતવાદ, સ્યાદ્‌વાદ એટલે દૂધ–દહીમા પગ રાખવા જેવુ કથન કરનારો વાદ. આ પ્રમાણે સ્યાદ્‌વાદની મનઃકલ્પિત ગમે તે પ્રકારે વ્યાખ્યાઓ થાય છે. બીજાની વાત બાજુમા રાખો પરંતુ રોજ વ્યાખ્યાન શ્રવણ કરનારા તેમજ સામાયિક, પ્રતિક્રમણાદિ ધર્મક્રિયા કરનારા આપણા કેટલાક ભાઇઓ પણ કોઈ તેવા કાર્યપ્રસંગે ઘણીવાર બોલતા સંભળાય છે કે

'ભાઈ ! આપણામા તો સ્યાદ્‌વાદની મુખ્યતા, અવસરે આ પ્રમાણે ય થાય અને કોઈ તેવા સંજોગ હોય ત્યારે બીજી રીતે ય થાય.' સ્યાદ્‌વાદના સાચા રહસ્યથી અજાણ આત્માઓ આવુ અગડંબગડં કાંઈ કાંઈ બોલે છે અને લખી નાખે છે. **જે સ્યાદ્વાદનો સિદ્ધાન્ત પદાર્થમાત્રમાં રહેલા સર્વ ધર્મોનું સાપેક્ષભાવે સુંદરમાં સુંદર રીતે નિરુપણ કરી સર્વ પદાર્થોના સર્વ ધર્મોને સાચો ન્યાય આપે એ સ્યાદ્વાદનો અર્થ અનિશ્ચિતવાદ કે શંકિતવાદ એવો કેમ જ હોઈ શકે !** જૈન કુલમા જન્મ લીધા બાદ અમારા પ્રત્યેક જૈન બધુઓ તથા બહેનોએ સ્યાદ્‌વાદનો સાચો અર્થ સમજવા જરૂર પ્રયત્ન કરવો જોઈએ.

## 'સ્યાદ્વાદ પદનો અર્થ'

એટલુ તો આપણે સહુ કોઇ જાણીએ છીએ જે આજે મારો કિંવા તમારો આત્મા જાણવા જોવાની-જેટલી શકિત વર્તમાનમા ધરાવે છે તેટલી જ આપણા આત્માની શક્તિ છે. એમ નથી પરંતુ કોઈ પણ આત્માની વાસ્તવિક જ્ઞાનશકિત અનત છે, અમર્યાદિત છે અને અવિનાશી છે. આજે એ અનત જ્ઞાનશકિત અપ્રગટ દશામા હોવાનું કારણ માયા અથવા પ્રકૃતિના (કર્મના) આવરણ છે. જ્યારે મોહમાયાના બધનની જાળ આ આત્મા ભેદી નાખે છે ત્યારે પ્રકૃતિના આવરણનો સર્વાશે વિલય થાય છે અને અત્યાર સુધી અપ્રગટ અનંતજ્ઞાનશક્તિ હવે પ્રગટ થાય છે. અનતજ્ઞાનની અપ્રગટ દશામા કોઈ પણ દ્રવ્ય (પદાર્થ)ના અનત ધર્મો પૈકી અમુક જ ધર્મો જાણી શકાય છે, અને તેમાં પણ વિવક્ષિત સમયે વિવક્ષિત ધર્મમા જ લક્ષ્ય (ઉપયોગ) સંભવી શકે છે. પરંતુ જેટલા ધર્મો જાણવામાં આવેલા હોય તે દરેક ધર્મોમા વિવક્ષિત સમયે ઉપયોગ કિંવા લક્ષ્ય સંભવી શકતું નથી. જ્ઞાનાવરણીય આદિ કર્મના આવરણોનો જે અવસરે સર્વાંશે વિલય થાય છે અને અનંતજ્ઞાન જ્યારે પ્રગટ થાય છે ત્યારે લોક અલોકના સર્વ પદાર્થોનો અને તેના સર્વ અનતધર્મોનો એક સાથે આત્માને સાક્ષાત્‌કાર થાય છે. એટલુ જ નહિ પરતુ એક જ સમયે સર્વદ્રવ્યોમા ઉપયોગ પણ એક સાથે હોય છે. 'स्याद्वाद' પદનું સાચું રહસ્ય એ છે કે-સ્યાત્ પદથી યુકત વાદ એટલે કથન જેમા હોય તેનું નામ સ્યાદ્‌વાદ.' જેમકે आत्मा नित्योऽपि स्यादनित्योऽपि स्यात् (આત્મા નિત્ય પણ હોય, આત્મા અનિત્ય પણ હોય) આત્મા વગેરે પદાર્થોના નિરૂપણ પ્રસંગે આ પ્રમાણે 'स्यात्' એવા પદનો જ્યા પ્રયોગ થતો હોય તેને સ્યાદ્‌વાદ કહેવાય.

## તત્ત્વનિરૂપણમાં સ્યાદ્વાદની જરૂર શા માટે ?

અમારા બધુઓને શકા થાય કે આ પ્રમાણે આત્મા વગેરે પદાર્થોના નિરૂપણમા સ્યાત્ પદનો પ્રયોગ કરવાનુ શુ પ્રયોજન છે? તો સમજવુ જોઇએ કે આત્મા વગેરે વિશ્વવર્તી હરકોઈ દ્રવ્યો એક ધર્મવાળા નથી પણ અનેક યાવત્ અનત ધર્મોથી યુકત છે અને તે દ્રવ્યોના અનંત ધર્મો પૈકી કેટલાક ધર્મો પરસ્પર અવિરોધી તેમજ કેટલાક ધર્મો પરસ્પર વિરોધી છે. સર્વજ્ઞ ભગવતોને લોક-અલોકવર્તિ સર્વદ્રવ્યોના સર્વધર્મોનુ જાણપણું છે અને આપણા જેવા છદ્મસ્થોને અનેક ધર્મોનું જાણપણું છે. લબ્ધિરૂપે જાણપણુ સર્વજ્ઞને ભલે અનત ધર્મોનુ હોય અને છદ્મસ્થોને અમુક ધર્મોનુ હોય પરતુ જ્યારે આત્મા વગેરે તે તે દ્રવ્યોના

ધર્મોનુ પ્રતિપાદન કરવાનો પ્રસંગ આવે ત્યારે સર્વજ્ઞ ભગવંત કે છદ્મસ્થ વિવક્ષિત સમયે એક જ ધર્મનું પ્રતિપાદન કરી શકે છે પરંતુ અનેક ધર્મોનું પ્રતિપાદન કરી શકતા નથી. **સર્વજ્ઞ ભગવંતો ભલે જાણે બધું, ઉપયોગ પણ એક સાથે અનંત દ્રવ્ય વિષયક કિંવા અનંતપર્યાય વિષયક હોઈ શકે પણ ધર્મદેશના પ્રસંગે જ્યારે જીવ-અજીવ વગેરે દ્રવ્યોનું તેમજ દ્રવ્યોના ધર્મોનું પ્રતિપાદન કરે ત્યારે વિવક્ષિત સમયે એક દ્રવ્યનુ તેમજ તેના કોઈ પણ એક જ ધર્મનું પ્રતિપાદન થઇ શકે પરંતુ સર્વ દ્રવ્યો તેમજ તે દ્રવ્યોના સર્વ ધર્મો જાણવા છતાં યુગપત્ પ્રતિપાદન તો ન જ થઈ શકે;** કારણ કે વાણીમા પ્રગટ થતા અક્ષરો અનુક્રમે જ પ્રગટ થાય છે. રંગીલભાઇ એટલુ હુ નામ ઉચ્ચારું તેમા જે સમયે 'ર'નુ ઉચ્ચારણ કર્યું તેથી 'ગી'નુ ઉચ્ચારણ તેમજ 'લ' વગેરે અક્ષરોનું ઉચ્ચારણ અન્ય અન્ય સમયોમાં જેમ થાય છે, તે જ પ્રમાણે અનતજ્ઞાની તીર્થંકર ભગવતો પણ જે સમયે જે દ્રવ્યના જે ધર્મનુ પ્રતિપાદન કરે છે તે સમયે તે દ્રવ્યના અન્યધર્મોનુ પ્રતિપાદન સભવી શકતું નથી. પ્રત્યેક દ્રવ્યના સર્વ ધર્મોનુ એ અનતજ્ઞાની ભગવતોને જ્ઞાન એક સાથે અવશ્ય હોય છે પણ વર્ણાક્ષરો તેમજ પદ-વાકયોદ્વારા થતુ હોવાથી અને વર્ણાક્ષરોનુ નીકળવુ અનુક્રમે જ થતુ હોવાથી એક સાથે દ્રવ્યો તેમજ કોઈ પણ દ્રવ્યના સર્વ ધર્મોનું પ્રતિપાદન તો એક સાથે બની શકતુ જ નથી.

### કેવલી ભગવંતને એક સમયમાં બે ઉપયોગ ન હોય, એ કેવી રીતે ?

સભામાથી **પ્રશ્ન :** કેવલીને પણ એક સાથે બે ઉપયોગ ન હોય એ વાત આપણા ધર્મમા પ્રસિદ્ધ છે, તો એક સાથે બધાય દ્રવ્યો તેમજ દરેક દ્રવ્યોના સર્વ ગુણ અને પર્યાયો કેવી રીતે એક સાથે જાણે ?

**સમાધાન :** મહાનુભાવ ! કેવલીને પણ એક સાથે બે ઉપયોગ ન હોય એવી જે આપણા ધર્મમા પ્રસિદ્ધિ છે તે બરાબર છે, પણ કઇ અપેક્ષાએ એ પ્રસિદ્ધિ છે તેનો ખ્યાલ છે? ઘણા ભાગે એ ખ્યાલ નહિ હોય. પાચ જ્ઞાનોપયોગ, ત્રણ અજ્ઞાનોપયોગ અને ચાર દર્શનોપયોગ એમ એકંદરે બાર પ્રકારનો ઉપયોગ છે. છદ્મસ્થ આત્માઓને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગ સિવાય બાકીના દશ ઉપયોગ પૈકી એક સમયે એક ઉપયોગ હોઈ શકે છે. કેવલી ભગવતને એ બાર ઉપયોગ પૈકી ફક્ત કેવલજ્ઞાનોપયોગ અને કેવલદર્શનોપયોગ એ બે ઉપયોગનો જ સભવ છે તે બન્ને ઉપયોગો પણ એક સાથે હોતા નથી. જે સમયે કેવલજ્ઞાનોપયોગ હોય તે સમયે કેવલદર્શનોપયોગ ન હોય, જે સમયે કેવલદર્શનોપયોગ હોય તે સમયે કેવલજ્ઞાનોપયોગ ન હોય. આ અપેક્ષાએ કેવલીભગવતને એક સમયમા બે ઉપયોગનો નિષેધ છે પણ એટલુ જરૂર કે જ્યારે કેવલજ્ઞાનોપયોગ હોય ત્યારે કેવલી ભગવતો વિશ્વવર્તી સર્વદ્રવ્યોને વિશેષરૂપે જાણે અને જ્યારે કેવલજ્ઞાનોપયોગ હોય તે સમયે વિશ્વવર્તી સર્વદ્રવ્યોને સામાન્યપણે જાણે. દર્શન એ સામાન્ય ચેતના છે અને જ્ઞાન એ વિશિષ્ટ ચેતના છે. જે સમયે સામાન્ય ચેતનાનો વ્યાપાર હોય તે સમયે વિશિષ્ટ ચેતનાનો વ્યાપાર ન હોય. જે સમયે વિશિષ્ટ ચેતનાનો વ્યાપાર હોય તે સમયે

સામાન્ય ચેતનાનો વ્યાપાર ન હોય. પણ જે સમયે સામાન્ય ચેતના અથવા વિશિષ્ટ ચેતનાનો એ કેવલી ભગવંતને વ્યાપાર (ઉપયોગ) ચાલતો હોય તે સમયે એ સામાન્ય કે વિશિષ્ટ ચેતનાવડે વિશ્વવર્તી એક જ દ્રવ્યનો સામાન્ય કે વિશેષ એક જ ભાવને જાણે એમ નહિં પરંતુ વિશ્વના સર્વ દ્રવ્યોને સામાન્ય અથવા વિશેષરૂપે જાણે છે. આપણા જેવા છદ્મસ્થ આત્માઓ માટે જ્ઞાનોપયોગ સમયે દર્શનોપયોગ ન હોય, અને દર્શનોપયોગ સમયે જ્ઞાનોપયોગ ન હોય, એ તો બરાબર, પણ જે વખતે જ્ઞાનોપયોગ હોય તે સમયે તે જ્ઞાનોપયોગવડે કોઈ એક દ્રવ્યના એક જ વિશેષભાવ (પર્યાય)ને જાણે. પણ તે સમયે બીજા દ્રવ્યને તેમજ વિવક્ષિત દ્રવ્યના અન્ય પર્યાયને ન જાણે. તેજ પ્રમાણે દર્શનોપયોગમા પણ સમજવું, પદાર્થ માત્રમાં સામાન્ય અને વિશેષ એવા બે ભાવો રહેલા છે. વિશ્વના હરકોઈ જીવ–અજીવ પદાર્થોમા રહેલી સત્તા (સત્ત્વ–જ્ઞેયત્વ–પ્રમેયત્વ) વગેરે સામાન્ય ધર્મો છે. એ જીવ–અજીવ વગેરે પદાર્થોમાં વર્તતા દ્રવ્યત્વ, અજીવત્વ વગેરે ધર્મો અપેક્ષાએ વિશેષ અને અપેક્ષાએ સામાન્ય છે. જીવદ્રવ્યોમા પણ એકેન્દ્રિયપણું, બેઇન્દ્રિયપણુ યાવત્ પંચેન્દ્રિયપણું, મનુષ્યત્વ, દેવત્વ વગેરે ધર્મો અપેક્ષાએ સામાન્ય ધર્મો છે. અપેક્ષાએ વિશેષ ધર્મો પણ છે. મહાસામાન્ય અને અવાન્તર સામાન્ય અન્ત્યવિશેષ અને અવાન્તરવિશેષ વગેરે વિભાગો જો ખ્યાલમા હોય તો આ બાબત બરાબર સમજી શકાય, મહાસામાન્ય એ સદાય સામાન્ય ધર્મ છે અને અન્ત્યવિશેષ એ સદાય વિશેષધર્મ હોય છે અવાન્તર સામાન્ય ધર્મો એ પૂર્વના સામાન્યધર્મની અપેક્ષાએ વિશેષધર્મો છે અને પછીના વિશેષધર્મોની અપેક્ષાએ સામાન્ય ધર્મો છે.

## સામાન્યધર્મ અને વિશેષધર્મનું સંક્ષિપ્ત સ્વરૂપ

'સત્' શબ્દનો પ્રયોગ થાય એટલે તેમાં દ્રવ્ય, ગુણ અને પર્યાય એ ત્રણેનો સમાવેશ થઈ જાય. વિશ્વમા કોઇ પણ એવી વસ્તુ નથી કે જેનો 'સત્' મા સમાવેશ ન થાય, માટે 'સત્' કિવા સત્તા એ મહાસામાન્ય છે. એમાથી દ્રવ્યને અલગ પાડવામા આવે એટલે સત્વની અપેક્ષાએ દ્રવ્યત્વ એ વિશેષધર્મ છે. પણ દ્રવ્યત્વમા છએ દ્રવ્યનો અન્તર્ભાવ થતો હોવાથી એ સામાન્ય પણ છે પરતુ તે અવાન્તર સામાન્ય કહેવાય છે. દ્રવ્યમાથી એક જીવદ્રવ્યની અપેક્ષાએ જીવ પદનો પ્રયોગ થાય એટલે છ દ્રવ્યો પૈકી પાચ દ્રવ્યો છૂટી ગયા. ફક્ત એક જીવદ્રવ્યનું ગ્રહણ થયુ. એ અપેક્ષાએ જીવત્વ એ વિશેષધર્મ છે. પણ જીવત્વ એ પદના ઉચ્ચારમા વિશ્વવર્તી સર્વ જીવોનો સમાવેશ થતો હાવાથી એને (અવાન્તર) સામાન્ય પણ કહેવાય છે. મનુષ્યત્વમા સર્વ મનુષ્યોનો સમાવેશ થાય એ અપેક્ષાએ મનુષ્યત્વ એ સામાન્ય ધર્મ છે પણ મનુષ્યો સિવાય બીજા કોઈ પણ જીવોનું તેમા ગ્રહણ નથી એ અપેક્ષાએ વિશેષધર્મ છે. આ પ્રમાણે આગળ વધતા વધતા 'રમણલાલ ચંદુલાલ ઝવેરી વડોદરામા રહેનારા' એટલુ બોલાય એટલે એક રમણભાઈનુ જ ગ્રહણ થાય. બીજા કોઇનું પણ તેમાં ગ્રહણ ન હોય એટલે તે અન્ત્ય એટલે છેલ્લામા છેલ્લો વિશેષધર્મ છે. હવે તેમા સામાન્ય ધર્મ નથી. આપણે રસ્તે ચાલતા અનેક મનુષ્યોને જોઈએ તે વખતે નજરમા આવતા મનુષ્યો તરફ આપણો સામાન્ય ઉપયોગ છે પણ કોઈ જાણીતું માણસ મળ્યુ તેના તરફ જે આપણો ઉપયોગ તે વિશેષોપયોગ છે. ભાવાર્થ એ છે કે–પદાર્થમા વર્તતા અનેક પ્રકારના ધર્મો પૈકી

છદ્મસ્થ જીવોને વિવક્ષિત સમયે એક દ્રવ્યના એક જ સામાન્ય અથવા વિશેષધર્મનો ઉપયોગ હોય છે, પણ અનેક દ્રવ્યોનો તેમજ એક દ્રવ્યના અનેક ધર્મોનો એક સાથે ઉપયોગ હોતો નથી. કેવલીભગવંતોને એક સમયમા સર્વ દ્રવ્યોનો વિશેષઉપયોગ અથવા સામાન્યઉપયોગ થાય પણ એક સમયમાં સર્વદ્રવ્યોનો સામાન્યરૂપે અને સર્વ પર્યાયોનો વિશેષરૂપે એમ બન્ને પ્રકારનો ઉપયોગ યુગપત્ થઈ શકતો નથી. **એ સર્વજ્ઞ ભગવંતોને જ્ઞાનમાં ભલે એક સાથે અનંતદ્રવ્યોના સામાન્યધર્મો અથવા વિશેષધર્મો પ્રાપ્ત થતા હોય છતાં કથનમાં તો એક જ ધર્મનું પ્રતિપાદન થાય છે.**

## દ્રવ્યપર્યાય વગેરેનું પરસ્પર સાપેક્ષપણું.

પ્રત્યેક ધર્મમા અનેક ધર્મો છે એ વાત જેમ નક્કી છે તેમ છદ્મસ્થ કે સર્વજ્ઞભગવંત એ દ્રવ્યોના અનેક ધર્મોનુ યુગપત્ અર્થાત્ એક સાથે પ્રતિપાદન કરી શકતા નથી એ વાત પણ ઉપર જણાવવામાં આવી તે રીતે નક્કી છે. જો આટલી બાબત બરાબર ખ્યાલમાં રહે તો 'સ્યાદ્વાદ' નો અર્થ સમજવામાં મુશ્કેલી ન પડે, આત્મા દ્રવ્યનયની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયનયની અપેક્ષાએ અનિત્ય છે. જ્યારે આત્માના નિત્યત્વ ધર્મનું પ્રતિપાદન થતું હોય તે સમયે અનિત્યત્વ ધર્મનો પણ ખ્યાલ તો હોવો જોઇએ અને એ જો ખ્યાલ હોય તો આત્મા એકાન્ત નિત્ય જ છે એ પ્રમાણે પ્રતિપાદન ન થાય. **આત્મામાં નિત્યત્વ હોવા છતાં અનિત્યત્વ ધર્મથી નિરપેક્ષપણે એકાન્ત નિત્યત્વ પ્રતિપાદન થાય તો યથાર્થ પ્રતિપાદન નથી પરંતુ મિથ્યા પ્રતિપાદન છે. એજ પ્રમાણે નિશ્ચયનું પ્રતિપાદન કરવાના પ્રસંગે વ્યવહારનું સાપેક્ષપણું રખાય તો તે પ્રતિપાદન યથાર્થ છે, પણ વ્યવહાર નિરપેક્ષ જો નિશ્ચયનું પ્રતિપાદન થાય તો તે યથાર્થ નથી. જ્ઞાનનયનું પ્રતિપાદન ક્રિયાથી સાપેક્ષ હોય તો તે બરાબર છે, પણ ક્રિયાથી નિરપેક્ષપણે જો જ્ઞાનનયનું પ્રતિપાદન થાય તો તે અવાસ્તવિક છે.** દ્રવ્યાસ્તિકનયના પ્રતિપાદન પ્રસગે પર્યાયનયની અપેક્ષા હોવી જોઈએ, ઉત્સર્ગના પ્રતિપાદન પ્રસંગે અપવાદનો ખ્યાલ અવશ્ય રહેવો જોઇએ. એનુ જ નામ સ્યાદ્વાદ છે. વિશાલ શ્રુતસાગર અથવા જૈન દર્શનની ખરી મહત્તા આ સ્યાદ્વાદને આભારી છે. સ્યાદ્વાદ, અનેકાન્તવાદ કિંવા સાપેક્ષવાદ એ બધાય એક અર્થવાળા પર્યાય શબ્દો છે.

## સ્યાદ્વાદનો જીવનવ્યવહારમાં અમલ કરવાની જરૂર

ઉપર મુજબ તે તે પદાર્થતત્ત્વોના નિરૂપણના જ અથવા જાણવામા જ સ્યાદ્વાદની પૂર્ણાહૂતિ માનવાની નથી. પરતુ એ નિરૂપણદ્વારા પદાર્થતત્ત્વોનુ જે વાસ્તવિક જાણપણું થાય તેના ઉપર યથાર્થ શ્રદ્ધાન કરવા સાથે જીવનના વ્યવહારમા તેનો અમલ કરવાનો છે. તો જ એ સાચો સ્વાદ્વાદ છે. જેમ દ્રવ્યનયની અપેક્ષાએ આત્માને નિત્ય કહ્યો, અને મનુષ્યત્વ, પંચેંદ્રિયત્વ વગેરે પર્યાયોની અપેક્ષાએ આત્માને અનિત્ય કહ્યો. જ્ઞાનાદિ સ્વગુણોનો આત્માની સાથે નિત્યસયોગ માન્યો. શરીર ધન દોલત સ્ત્રી પુત્ર વગેરેનો આત્માની સાથે અનિત્યસયોગ માન્યો. આ પ્રમાણે જાણવા અને માનવા બાદ જ્યારે જ્યારે શરીર સ્ત્રી, પુત્ર, ધન, દોલત વગેરે પદાર્થોના અનુકૂળ પ્રતિકૂળ સયોગો હોય ત્યારે ત્યારે તે તે પદાર્થોના અનિત્યપણાનો

ખ્યાલ રાખી અનુકૂળ સંયોગમાં વધુ પડતો ઉન્માદ ન આવી જાય તેનો ઉપયોગ રાખવો અને પ્રતિકૂલ સંયોગોમા વધુ પડતો શોક સંતાપાદિ ન થઈ જાય તે અંગે જાગૃત રહેવું જોઈએ. આપણા અનુકૂળ સંયોગોમાં આપણા સાધર્મિક બંધુઓ, માનવ બંધુઓ કે પ્રાણિમાત્ર પ્રત્યે કરુણાવૃત્તિ, મૈત્રીભાવના રાખવા સાથે મળેલ સંયોગોને સફળ કરતાં શીખવું જોઈએ. તો જ અંતરાત્મામા સ્યાદ્‌વાદનું પરિણમન યથોચિત થયું છે, એમ માની શકાય. પરંતુ અનુકૂળ સંયોગો હોવા છતા શરીર તેમજ ધન દોલત તરફની વધુ પડતી મમતાના કારણે પોતાના સાધર્મિક બંધુઓ પ્રતિ કે અન્ય માનવ બંધુઓ વગેરે તરફ જો બેદરકાર રહેવાય તો તો સ્યાદ્‌વાદ એ ફક્ત પોપટના મુખમાથી નીકળતા રામ-રામની માફક તે તે વ્યક્તિઓના મુખમાં શબ્દ માત્ર છે. સાધુ મુનિરાજના શરીરમાં અશાતાનો ઉદય થાય અથવા કોઈ વ્યક્તિ તરફથી ઉપસર્ગ થાય તે અવસરે અનિત્ય સંયોગવાળા શરીરમાં વધુ પડતી મમતાના કારણે જો તીવ્ર આકુલ-વ્યાકુલપણુ થાય તો પણ તે સાધુમુનિરાજને સ્યાદ્‌વાદનું વાસ્તવિક પરિણમન થયું ન ગણાય. **સ્યાદ્‌વાદનો સિદ્ધાંત જેમ વિશ્વના સર્વ પદાર્થોનું યથાર્થ જ્ઞાન થવામાં પરમ સાધન છે. તે જ પ્રમાણે અનુકૂલ-પ્રતિકૂલ સંયોગોમાં આત્માને સમભાવમાં રાખવાનું પણ અસાધારણ કારણ છે. સ્યાદ્વાદનો સિદ્ધાન્ત વસ્તુધર્મનું પ્રતિપાદન અયથાર્થ ન થઈ જાય તે માટે જેમ અંકુશનું કામ કરે છે, તે જ પ્રમાણે મુક્તિમાર્ગની સાધના કરનારા સાધક મહાનુભાવો સ્વધર્મથી ચ્યુત ન થઈ જાય તે માટે પણ જબ્બર અંકુશ સમાન છે.**

## અંતરાત્મામાં સ્યાદ્વાદનું પરિણમન કરવા ઉપર દૃષ્ટાંત

પાપી પાલકે ખંધકસૂરિના પાચસો શિષ્યોને જે અવસરે ઘાણીમાં પીલ્યા તે અવસરે એ ખંધક આચાર્યે સર્વ શિષ્યોને નિઝામણા કરાવવા પ્રસંગે સ્યાદ્‌વાદની સૌરભથી ભરપૂર વાક્યો કહ્યા છે કે-"હે શિષ્યો ! હે સાધુઓ ! શરીરનો આત્માની સાથે અનિત્યસંયોગ છે. આત્માની સાથે નિત્યસંયોગ તો જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ સ્વગુણોનો છે. પાપી પાલક ભલે અનિત્યસંયોગી અને વિનાશધર્મી એવા શરીરને પીલે, શરીરના પીલાવામા તમારું કાંઈ પીલાતુ નથી. પાપી પાલકમા નિમિત્તરૂપે શરીર પીલવાની ભલે શક્તિ હોય, પણ તમારા નિર્મળ આત્માને કે આત્માના જ્ઞાનાદિ ગુણોને પીલવાની જરા પણ તાકાત તેનામા નથી. વળી પાપી પાલક એ તો શરીર પીલાવામા ફક્ત નિમિત્તરૂપ છે. વાસ્તવિક રીતે તો ભૂતકાળમા તમોએ પોતે જ સંચિત કરેલા અશુભ કર્મોના ઉદયથી ઘાણીમા પીલાવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. પાપી પાલક એ સાચી રીતે વિચારાય તો તમારો શત્રુ નથી પણ કર્મની નિર્જરા કરાવવામા સહાયક મિત્ર છે. એ પાલકનુ નિમિત્ત ન મળ્યુ હોત તો ભૂતકાલમા સંચિત થયેલા અશુભ કર્મોની નિર્જરાનો ઉત્તમ પ્રસંગ પ્રાપ્ત ન થાત" સર્વે સાધુઓ પણ ગુરુદેવના સ્વાદ્‌વાદ ગર્ભિત અક્ષરો શ્રવણ કરીને તેનું રહસ્ય વિચારતાં વિચારતા નિર્મલ ભાવનાના યોગે ક્ષપકશ્રેણિ ઉપર આરોહણ કરવા સાથે અંતકૃત્ કેવલી થઈને મોક્ષે ગયા છે. આપણા જીવનમાં પણ આપણે સહુ કોઇ એ સ્યાદ્‌વાદના સિદ્ધાન્તનો અમુક અંશે પણ અમલ કરીએ તોજ આપણને પ્રાપ્ત થયેલ જૈનદર્શન સફલ થાય અને ઉત્તરોત્તર આત્માની ઉન્નતિ સાધી શકીએ.

## ભગવતી અને જયકુંજરનું એકવીશમું વિશેષણ.

પૂજ્યશ્રી અભયદેવસૂરિ મહારાજાએ ભગવતીસૂત્રને જયકુંજર હાથીની સાથે ઘટાવતા હાથીને વશ રાખવા માટે જેમ અંકુશ જોઈએ તેમ ભગવતીસૂત્ર અર્થાત્ તેમાં આવતા ભિન્ન ભિન્ન જીવાજીવાદિ વિષયોનું અયથાર્થ પ્રતિપાદન ન થઈ જાય અને યથાર્થ પ્રતિપાદન જ થાય એ માટે સ્યાદ્‌વાદને અંકુશની ઉપમા આપી. સ્યાદ્‌વાદ કોને કહેવાય ? સ્યાદ્‌વાદનો આપણા જીવનવ્યવહારમાં પણ આપણે કેવી રીતે અમલ કરવો તેનું બહુ જ ટૂંકમા હમણા વિવેચન કર્યું. વીશમા વિશેષણનુ નિરૂપણ થયા બાદ એકવીશમા વિશેષણમા એ ટીકાકાર મહર્ષિએ "विविधहेतुहेतिसमूहसमन्वितस्य" એ પદ આપ્યુ છે. તે પદનો ટૂંકમા અર્થ હવે વિચારીએ. હાથી ગમે તેવો પરાક્રમી, બલવાન્ અને લક્ષણસંપન્ન હોય, પરંતુ તેના રક્ષણ કિંવા શોભા માટે આજુબાજુમા ભાલાને ધારણ કરનારા મનુષ્યો ચાલતા હોય છે. એમ અહીં ભગવતીસૂત્ર જેવા મહાશાસ્ત્રોમા ગમે તેવા સુંદર તત્ત્વોનું પ્રતિપાદન કર્યું હોય, પણ તે તત્ત્વોના પ્રતિપાદનની પુષ્ટિ માટે તે તે પ્રકારના હેતુઓનુ નિરૂપણ હોવુ જોઈએ. કોઈ પણ બાબતનુ નિરૂપણ કર્યા બાદ તેના સમર્થન માટે હેતુ અર્થાત્ કારણની રજુઆત તો થાય છે, પણ કેટલીક વાર તે હેતુમા વાસ્તવિકપણું નથી હોતુ. એવો જે હેતુ હોય તે સાચો હેતુ નથી પણ તેને હેત્વાભાસ કહેવાય છે શસ્ત્ર તો એવુ હોય કે અવસરે ઉપયોગમા જ્યારે લેવાય ત્યારે બરાબર કામ આપે, પણ દેખાવ પૂરતુ જ જો શસ્ત્ર હોય એટલે કે બૂઠું હોય તો તે શસ્ત્ર સાચું શસ્ત્ર નથી. એ જ પ્રમાણે તત્વનિરૂપણના પ્રસંગમા પણ હેતુ એવો રજૂ થાય કે જેનાથી તત્વની યથાર્થ સિદ્ધિ જ થાય. જેમકે पर्वतो वह्निमान्, धूमात् એ વાક્યમા પર્વત એ પક્ષ છે, વહ્નિ એ સાધ્ય છે અને धूमात् એ હેતુ છે, જંગલમા ચાલ્યા જતા મનુષ્યે દૂરના ડુંગરમાથી ધૂમાડો નીકળતો દેખ્યો. એ મનુષ્યે સાક્ષાત્ અગ્નિને એ ડુંગરમા જોયો નથી પણ ધૂમાડાને જોતા જ એ બોલી ઊઠ્યો કે 'ડુંગરમા આગ લાગી છે.' અગ્નિ પ્રત્યક્ષ જોયા વિના ધૂમાડો દેખવા માત્રથી અગ્નિનુ જે અનુમાન કર્યું તેનું કારણ એ છે કે–ધૂમાડો અગ્નિ વિના હોઇ શકતો નથી. જ્યા જ્યા ધૂમાડો હોય ત્યાં ત્યા અગ્નિ અવશ્ય હોવો જોઈએ એ વ્યાપ્તિનુ તે મનુષ્યને જાણપણુ છે. એટલે જ ધૂમાડો દેખવા માત્રથી અગ્નિનુ અનુમાન કરીને "पर्वतो वह्निमान्, धूमात्" આ વાક્ય તેણે ઉચ્ચાર્યું. અને હેતુ યથાર્થ હોવાથી એ અનુમાન વાક્ય પણ સાચું હતુ, પરંતુ એ જ જગ્યાએ पर्वतो वह्निमान्, श्यामवर्णवत्त्वात् એ પ્રમાણે જો વાક્ય બોલે તો તે અનુમાન એકાન્તે સાચુ ન હોઈ શકે. કારણ કે કેટલીક વાર પર્વત ઉપર ધૂમસ અથવા વાદળની છાયા અંગે પણ શ્યામવર્ણ હોય છે એટલે શ્યામવર્ણ એ પર્વતમાં અગ્નિ હોવા માટેનો યથાર્થ હેતુ નથી. પર્વતનુ દૃષ્ટાંત તો બાલજીવોને માટે આપ્યુ છે, પણ એ જ પ્રમાણે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વગેરે દ્રવ્યોની સિદ્ધિ માટે જે જે હેતુઓ આ શાસ્ત્રમા અપાયા છે, તે બધાય યથાર્થ હેતુઓ જ અપાયા છે એટલુ જ નહિં પણ હિંસા અહિંસા કોને કહેવાય ? વગેરે વગેરે વિષયોમા પણ જે જે હેતુઓ આપવામા આવ્યા છે, તે પણ ખૂબ સમજપૂર્વક અપાયા છે.

## પ્રમત્તયોગ એ જ હેતુહિંસાનું વાસ્તવિક કારણ.

વાચકશિરોમણિ ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થસૂત્રના છઠ્ઠા અધ્યાયમાં હિંસા કોને કહેવાય ? એ બાબત 'प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा' આ સૂત્ર આપ્યું છે. સામાન્ય રીતે પ્રાણનો વિયોગ, પ્રાણનો અતિપાત તેનું નામ હિંસા છે, પણ એટલા અર્થ માત્રમાં હિંસાનુ વાસ્તવિક સ્વરૂપ નથી આવી જતું. પ્રાણનો વિયોગ કિંવા પ્રાણનો અતિપાત એ તો દ્રવ્યહિંસા છે, પણ વાસ્તવિક હિંસા કોને કહેવાય ? તે માટે 'प्रमत्तयोगात्' એ હેતુ આપ્યો. અર્થાત્ **જ્યાં જ્યાં ઓછી કે વધુ, વ્યક્ત કે અવ્યક્ત પ્રમત્ત દશા છે ત્યાં ત્યાં હિંસા છે. ઉપલક્ષણથી જ્યાં જ્યાં અપ્રમત્ત દશા છે ત્યાં અહિંસા છે.** શુદ્ધચૈતન્યમય ઉપયોગની જેટલા પ્રમાણમા ખામી તેટલા પ્રમાણમાં પ્રમત્તદશા ગણાય છે. જેટલા પ્રમાણમા શુદ્ધચૈતન્યમય ઉપયોગમા ટકાવ તેટલો અપ્રમત્ત ભાવ ગણાય છે. શરૂઆતના ત્રણ ગુણસ્થાનકોમાં અશુદ્ધ ચેતના છે એટલે સર્વથા પ્રમત્તયોગ હોય છે. ચોથા ગુણસ્થાનકે શુદ્ધ ચેતનાનું જાણપણું અને રુચિ છે, પણ એ શુદ્ધ ચેતના માટે હજુ પુરુષાર્થ નથી, એટલે ત્યા પણ પ્રમત્તયોગ છે. પાચમા દેશવિરતી ગુણસ્થાનકમાં શુદ્ધ ચેતના માટે બહુ જ અલ્પ પ્રમાણમા પુરુષાર્થ હોય છે પરંતુ હજુ એ શુદ્ધ ચેતનામાં સ્થિરતા નથી એટલે ત્યા પણ પ્રમત્તયોગ હોય છે. છઠ્ઠા સર્વવિરતિ ગુણસ્થનાકમા શુદ્ધોપયોગનું જાણપણુ, રુચિ અને તે માટે ખૂબ પુરુષાર્થ હોય છે. પણ એ શુદ્ધોપયોગમાં હજુ સ્થિરતા નથી. યત્કિંચિત્ અનુકૂલ પ્રતિકૂલ નિમિત્ત મળતા શુદ્ધોપયોગમાંથી આત્મા ખસી જાય છે. એટલે એ અવસ્થામાં પ્રમત્તયોગની બહુલતા હોય છે આત્મા જ્યારે સાતમા ગુણસ્થાનકે અથવા તેથી આગળના ગુણસ્થાનકોમાં પહોચે છે ત્યારે તે આત્માને શુદ્ધોપયોગ માટે જ પુરુષાર્થ, તેમા સ્થિરતા અને તેમા આગળ વધવાપણુ હોય છે. **આત્મસ્વરૂપનું જ્ઞાન, તેની રુચિ, તેના માટેનો પુરુષાર્થ, અને તેમાં જરા પણ નબળાઈનો અભાવ એવી દશા જ્યારે આત્મામાં આવે ત્યારે જ અપ્રમત્તયોગ ગણાય.** એ અવસ્થા જ્યા સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ઓછો કે વધુ, વ્યક્ત કિંવા અવ્યક્ત પ્રમત્તયોગ હોય છે અને જ્યા જ્યા જેટલા અંશે પ્રમત્તયોગ છે તેટલે તેટલે અંશે હિંસા છે.

## હેતુહિંસા, સ્વરૂપહિંસા અને અનુબંધહિંસા.

જૈન દર્શનમા કોઇ પણ પ્રાણીના દ્રવ્યપ્રાણનો વિયોગ થાય તેની સાથે હિંસાનો મુખ્ય સંબંધ નથી પરંતુ હિંસાનો મુખ્ય સંબંધ તેને લાયક આત્મા પરિણામ સાથે છે, આ કારણે જ જૈન દર્શનમા હિંસાના ત્રણ વિભાગો–પ્રકારો બતાવ્યા છે. ૧ હેતુહિંસા ૨ સ્વરૂપહિંસા અને ૩ અનુબંધહિંસા મૈત્રીભાવના અથવા વિશ્વબંધુત્વની પરાકાષ્ઠા તેનું નામ પૂર્ણ અહિંસા છે. એ મૈત્રી ભાવનાનો જ્યા જ્યા જેટલા પ્રમાણમા અભાવ અને તે અભાવને દૂર કરવા માટે પ્રયાસની ખામી તેટલા પ્રમાણમા તે તે આત્માઓમા હિંસાનું સ્થાન છે. ભલે પછી તે વ્યક્ત હોય કિંવા અવ્યક્ત હોય. જાણપણામા હોય કે અજાણપણામા હોય, પરંતુ મૈત્રીભાવનાનો અભાવ તેનુ નામ હિંસા અને તે હિંસાને હેતુહિંસા કહેવાય છે. જેમકે કોઈપણ મનુષ્ય બીજા કોઈ પ્રાણીને મારવાના ઈરાદાથી મારવાની પ્રવૃત્તિ કરે, પરંતુ જેને મારવો

છે તે પ્રાણીનું આયુષ્ય પ્રબલ હોવાથી મારનારની પ્રવૃત્તિ સફલ ન થાય એમ છતા હૈયામાં મારવાનો ઇરાદો અને સાથે સાથે મારવા માટે કાયિક પ્રવૃત્તિ હોવાથી મારનારને તો હિંસાનુ પાપ અવશ્ય લાગે છે. ભલે સામા પ્રાણીનું આયુષ્ય પ્રબલ હોવાથી તેને લવલેશ પણ નુકશાન નથી થતું પણ મારનાર વ્યક્તિના પરિણામ અને પ્રવૃત્તિ બન્ને હિંસાવાળા હોવાથી તેને લાયક અશુભ કર્મનો બંધ તે આત્માને અવશ્ય થાય છે. કેટલીક વાર પરાધીનતા અથવા સામર્થ્યના અભાવે હિંસાની કાયિક પ્રવૃત્તિ ન હોય પરંતુ હૈયામા હિંસાના પરિણામ હોય ત્યાં પણ હિંસાના પરિણામ અંગે તે આત્માને અશુભ કર્મ બંધાય છે.

## હેતુહિંસાવિષયક ભિન્ન ભિન્ન દ્રષ્ટાન્તો.

**ધવલશેઠ શ્રીપાલકુમારને** મારી નાખવાના પરિણામથી અગાસીમા જ્યા શ્રીપાલ કુમાર સૂતા હતા ત્યા જવા માટે હાથમાં તીક્ષ્ણ ધારવાલી કટારી લઇને સીડી ઉપર ચઢતા ચઢતા પગ ખસી જવાથી નીચે પડયા પોતાના હાથની કટારી પોતાની જ છાતીમાં ભોંકાણી. વારંવાર ભયંકર આપત્તિમાંથી ઉગારનાર એવા શ્રીપાલકુમારને મારવાના અશુભ પરિણામ અને અશુભ પ્રવૃત્તિવડે સાતમી નરકયોગ્ય આયુષ્ય તથા ગતિનો બંધ કરીને ધવલશેઠ સાતમી નરકમા ચાલ્યા ગયા. અહિં પ્રવૃત્તિ અને પરિણામ બન્ને અશુભ હતા અને સ્વરૂપહિંસાનો એટલે કે શ્રીપાલકુમારને યતૂકિંચિત્ પણ પીડાનો અભાવ હોવા છતાં હેતુહિંસાનુ ખૂબ પ્રાબલ્ય હતુ. મોટા મગરમચ્છની પાંપણ ઉપર થવાવાળો **જે તંદુલિયો મચ્છ** તેના હૈયામા એક સરખા હિંસાના પરિણામ હોય છે, પણ ચોખાના દાણા જેટલુ શરીર એટલે તેને લાયક હિંસાની પ્રવૃત્તિ નથી એમ છતા હિંસાના જોરદાર પરિણામ અંગે તે આત્મા પણ સાતમી નરકનો અધિકારી થાય છે. ધવલશેઠ અને તંદુલીયા મચ્છના દૃષ્ટાંતમા હેતુહિંસા છે, પરંતુ સ્વરૂપહિંસા નથી, તે ખાસ ધ્યાનમા રાખવાનુ છે. સ્વરૂપહિંસા તેનું નામ છે કે જ્યા પૃથ્વી, પાણી યાવત્ પંચેન્દ્રિય વગેરે જીવોના પ્રાણનો વિયોગ થાય, અથવા એ જીવોને ઓછી વધુ પીડા થાય. શ્રેણિક મહારાજાએ શિકારના શોખમા ગર્ભવતી મૃગલીનો જે વધ કર્યો અને મૃગલી તેમજ તેના ગર્ભમા વર્તતા બચ્ચાનુ મૃત્યુ થયુ તે પ્રસંગમા હેતુહિંસા અને સ્વરૂપહિંસા બન્નેનુ સ્થાન છે અને તે કારણે મહારાજા શ્રેણિકને નરકગતિ નરકાયુષ્યનો બંધ થયો છે. કેટલીકવાર એવુ પણ બને છે કે કોઈ પણ નાના મોટા જીવને પ્રગટપણે મારવાનો ઇરાદો ન હોય, સાથે સાથે નાના મોટા જીવોનુ રક્ષણ કરવા માટે જાગૃતિ–ઉપયોગ હોવો જોઇએ તે પણ ન હોય તેવા પ્રસંગમા પણ હેતુહિંસા અવશ્ય હોય છે. અને તે કારણે જ **પૃથ્વીકાય અપ્કાય વગેરે એકેન્દ્રિય જીવોથી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના પ્રત્યેક જીવોને સતત હેતુહિંસા** છે દેવ, નારકી, તિર્યંચ અને મનુષ્ય એ ચાર પ્રકારના સંજ્ઞીપંચેન્દ્રિય જીવોમા કોઈપણ નાની મોટી માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિ પ્રસંગે અન્ય જીવોનુ રક્ષણ કરવાનો જો ઉપયોગ ન હોય એટલે કે અવિરતિ હોય તો હેતુહિંસા અવશ્ય હોય છે. **સંસારી આત્માને હેતુહિંસાનું સ્થાન** અનાદિકાલથી ચાલ્યું આવે છે. એ હેતુહિંસા જ્યા સુધી વિદ્યમાન હોય ત્યા સુધી તે નિમિત્તે આત્માને અશાતાનો બંધ પણ ચાલુ હોય છે.

## હેતુહિંસા સંબંધી પ્રશ્ન અને તેનો ઉત્તર.

સભામાથી **પ્રશ્ન** આપણા મનમાં કોઈ જીવને મારવાની કે ત્રાસ આપવાની ઈચ્છા ન હોય તો પછી હેતુહિંસા કેમ હોઈ શકે ?

**ઉત્તર** મહાનુભાવ ! વ્યક્તપણે ભલે મારવાની કે ત્રાસ આપવાની ઈચ્છા ન હોય પરંતુ એ જીવોનું રક્ષણ કરવાનો તે આત્માને ઉપયોગ છે ખરો ? એક માણસ પોતાના ઘરથી બહાર જતા ભલે બારણુ બંધ ન કરે કે સાકળે તાળું ન મારે, અને માનો કે ઘરમા કોઈ બીજું માણસ પેસીને કોઈ વસ્તુ ન ઉઠાવી જાય, પણ તે માણસના હૃદયમાં ઘરમાથી કોઈ વસ્તુ ચોરાઈ જવાનો ભય તો રહેને ? **આપણા જૈન શાસનમાં જેટલો જેટલો ઉપયોગ તેટલે અંશે ધર્મ, જેટલી ઉપયોગની ખામી તેટલે અંશે અધર્મ,** આ માન્યતા છે. અહિંસા ધર્મનો સબંધ અન્ય જીવોના રક્ષણ કિંવા મરણ વગેરે સાથે નથી, પણ આપણા આત્મામા જીવોનુ રક્ષણ કરવાનો જે ઉપયોગ તે સાથે છે. એજ પ્રમાણે હિંસા અધર્મનો સબધ પણ અન્ય જીવોના રક્ષણ કિંવા મરણ સાથે નથી પણ અન્ય જીવોનુ રક્ષણ કરવાના ઉપયોગની જ્યા જ્યાં ખામી ત્યા ત્યા હિંસા છે, ત્યા ત્યા અધર્મ છે. **જેટલો જેટલો શુદ્ધોપયોગ તેટલે અંશે ધર્મ.** આટલુ વાકય આપણા હૈયામાં જો બરાબર વસી જાય તો પછી તમોએ જે પ્રશ્ન કર્યો છે તે પ્રશ્નનો અવકાશ ન રહે. આ જ બાબત જરા તમો સહુ કોઈને વધુ સમજી શકાય તે ઉપર એક નાનુ દૃષ્ટાંત આપુ.

## હેતુહિંસાના વિષયમાં એક મોટર ડ્રાઇવરનું દૃષ્ટાન્ત.

એક મોટર ડ્રાઈવર મુંબઇ, અમદાવાદ કે વડોદરા જેવા શહેરમા મોટર હાકી રહ્યો છે. મોટર હાકતી વખતે રસ્તે ચાલતા માણસોને મારવાનો તેનો ઇરાદો નથી, પણ સાથે સાથે કોઈ પણ માણસને ઇજા ન થાય તે માટે જે સાવધાની હોવી જોઈએ તે પણ નથી. મોટર ચલાવતી વખતે આડુ અવળું જોયા કરે છે, બરાબર ચાર મોટા રસ્તાઓ જ્યા ભેગા થતા હતા તેવા સ્થાન ઉપર મોટર આવતા ડ્રાઈવરની બેદરકારીને અગે એક માણસ જરા મોટરની હડફેટમા આવી ગયો. એમ છતા તેના પુન્યોદયે તે આબાદ રીતે બચી ગયો. તે સ્થળે ઉભેલા પોલિસે આ બનાવ નજરોનજર જોતા તેણે મોટર ડ્રાઈવરનો કબજો લીધો. અને પોલિસ સ્ટેશને પહોચાડયો. ઉપરી અધિકારી પાસે કેસ ચાલતા પેલા પોલિસની જુબાની લેવામા આવી. પોલિસે મોટર ડ્રાઇવરની બેદરકારી પ્રત્યક્ષ જોયેલી હોવાથી તે પ્રમાણે સાક્ષી આપી અને મેજીસ્ટ્રેટે ડ્રાઈવરને શિક્ષા ફરમાવી. ડ્રાઈવરનો કોઈને મારવાનો ભલે ઇરાદો ન હતો છતા કોઇ પણ વ્યક્તિ મોટરની હડફેટમા ન આવી જાય તે માટે જે સાવધાની રાખવી જોઇએ તે ન હોવાથી તે જેમ શિક્ષાને પાત્ર બન્યો તે જ પ્રમાણે આપણા હૈયામાં ભલે કોઈને મારવાનો પ્રગટ આશય ન હોય પરતુ જીવરક્ષાનો જો ઉપયોગ ન હોય તો અવશ્ય હેતુહિંસાનુ સ્થાન હોય છે. “**સાધુ સાધ્વી અથવા પૌષધમાં વર્તતા શ્રાવક શ્રાવિકાઓ, પડિલેહણ કરતાં પરસ્પર વાતો કરે તો છએ કાયની વિરાધના થાય, ચાલતી વખતે ઈર્યાસમિતિનો ઉપયોગ ન રહે તો છએ કાયની વિરાધના થાય, અમારી બ્હેનો સવારમાં ચૂલો સળગાવવા પહેલા પુંજણીથી**

**આજુબાજુના ભાગની પ્રમાર્જના ન કરે તો છએ કાયની વિરાધનાનું પાપ લાગે, સાધુ–સાધ્વી ગોચરી પાણી વહોરવા જવા અગાઉ ઘડો તેમજ પાતરા વગેરેની ઉપયોગપૂર્વક પ્રમાર્જના ન કરે તો છએ કાયની વિરાધના થાય."** આ પ્રમાણે શાસ્ત્ર ગ્રન્થોમા જે જણાવેલ છે તે બધુ હેતુહિંસાની અપેક્ષાએ છે. **પ્રગટ હિંસાના પરિણામથી તો આત્મા બચી શકે છે પણ આ હેતુહિંસાથી બચવું ખૂબ જ મુશ્કેલીવાળું છે.** ચાલવાની કે ઊભા રહેવાની, સૂવાની કે બેસવાની તેમજ ખાવાની કે બોલવાની હરકોઈ પ્રવૃત્તિમા જો ઉપયોગ રહે તો જ આત્માનો આ હેતુહિંસાથી બચાવ થઈ શકે **એકસો પાંચ ડીગ્રી જેટલો મેલેરીયાનો તાવ ઉતરતાં વાર ન લાગે પણ ટી.બી.નો ઝીણો તાવ જેમ એકદમ ન જાય તે જ પ્રમાણે જિનવાણી શ્રવણ કરનારા અમારા મહાનુભાવોના હૈયામાં પ્રાયઃ પ્રગટ રીતે નાના મોટા જીવોને મારવાના પરિણામ ન આવે અને આવી જાય તો લાંબો કાળ ન ટકે પણ અવ્યક્તપણે આત્મામાં વર્તતી હેતુહિંસાના પરિણામમાંથી આત્માની નિવૃત્તિ થવી એ તો ખૂબ જ આકરી વાત છે.** એમા તો ખૂબ જ અનુકૂલ પુરુ–પાર્થની જરૂર છે. નિજગુણરમણતાના આનંદની લહેરો આત્મામા ઉછાળા મારતી હોય ત્યારે જ હેતુહિંસામાંથી બચી શકાય. શ્રુતકેવલી ભગવાન શ્રી શય્યંભવસૂરિ મહારાજને [દશવૈકાલિક સૂત્રમા] શિષ્યે પ્રશ્ન કર્યો–હે ભગવન્ !

કહં ચરે? કહં ચિટ્ઠે? કહં આસે? કહં सए?।
કહં ભુંજંતો भासंतो पावकम्मं न बंधइ ॥ [ દશ૦ अध्य० ૪ ]

**ભાવાર્થ :** કેવી રીતે ચાલુ ? કેવી રીતે ઊભો રહુ ? કેવી રીતે બેસુ ? કેવી રીતે શયન કરુ ? કેવી રીતે ભોજન કરુ ? અને કેવી રીતે બોલુ ? કે જેથી પાપકર્મ ન બંધાય. શિષ્યના પ્રશ્નને શ્રવણ કરી શ્રુતકેવલી ભગવંતે તેનો જવાબ આપ્યો કે–હે શિષ્ય !

જયં ચરે જયં ચિટ્ઠે જયં આસે જયં सए ।
જયં ભુંજંતો भासंतो, पावं कम्मं न बंधइ ॥ [ દશ૦ अध्य० ૪ ]

**ભાવાર્થ :** જયણાથી ચાલ, જયણાથી ઊભો રહે, જયણાથી બેસ, જયણાથી શયન કર, જયણાથી ભોજન કર અને જયણા સાચવીને બોલ. એ પ્રમાણે હરકોઈ પ્રવૃત્તિમા જયણા રાખીશ તો પાપકર્મ નહિ બંધાય. શ્રુતકેવલી ભગવંતની આ એક ગાથાના અર્થનુ રહસ્ય બરાબર ધ્યાનમા લેવાય અને હરકોઈ કાર્યમા જયણા રાખવામા આવે તો આત્મા અનેક કર્મના બંધનમાથી અવશ્ય બચી જાય **મહાપુરુષોએ આ કારણથી જ જયણાને ધર્મની જનની કહેલ છે.** આ જયણાનો જ્યા જ્યા અભાવ ત્યા ત્યા હિંસાનો હેતુ અર્થાત્ હેતુહિંસા અવશ્ય હોય, નાના મોટા જીવને ઓછી અથવા વધુ પીડા થાય, યાવત્ કોઈ પણ જીવનુ મૃત્યુ થાય તે **સ્વરૂપહિંસા** છે અને હેતુહિંસા દ્વારા જે કર્મનો અશુભ બંધ પડવો તે **અનુબંધ હિંસા** છે. જ્યા જ્યા હેતુહિંસા હોય ત્યા ત્યા અનુબંધ હિંસા અવશ્ય હોય, પણ સ્વરૂપહિંસાની ભજના હોય અર્થાત્ હોય અથવા ન પણ હોય. જ્યા જ્યા સ્વરૂપહિંસા હોય ત્યા ત્યા અનુબંધ હિંસાનો પણ વિકલ્પ હોય. ઈર્યા-

સમિતિમાં બરાબર સાવધાન એવા નિર્ગ્રન્થ અણગાર રસ્તે જયણાપૂર્વક ચાલવા છતાં ભવિતવ્યતાના યોગે તેમનો પગ પડયો અને કોઈ નાની દેડકીને ફદકો મારી પગ નીચે આવી જવુ. આવા પ્રસંગે સ્વરૂપહિંસા તો છે પણ જયણા એટલે કે ઈર્યાસમિતિનો ઉપયોગ બરાબર વિદ્યમાન હોવાથી હેતુહિંસા નથી અને હેતુહિંસા નથી એટલે અનુબંધહિંસા પણ નથી. અનુબંધહિંસાનો અર્થ એવો નથી કે બીલકુલ કર્મ ન બંધાય. એમ તો તેરમા ગુણસ્થાનક સુધી કર્મનો બંધ ચાલુ હોય છે, પરંતુ પ્રમત્ત ગુણસ્થાનક સુધી હેતુહિંસા હોવાથી જે કર્મ બંધાય છે તે ભવની પરંપરાનું કારણ છે, અને તેવા બંધને અનુબંધહિંસા કહેવાય છે. પણ અપ્રમત્ત ગુણસ્થાનકથી તેરમા ગુણસ્થાનક સુધી જે કર્મ બંધાય છે, તે કર્મ ભવની પરંપરાનું કારણ નથી. એટલે તેવા કર્મબંધને અનુબંધહિંસા ગણવામા આવતી નથી. દશવૈકાલિકસૂત્રની એક જ ગાથામાં ભગવાન શય્યંભવસૂરિ મહારાજાએ ત્રણેય હિંસાનું સુંદર સ્વરૂપ રજૂ કર્યું છે.

अजयं चरमाणो य, पाणभूयाइ हिंसइ ।
बंधइ पावयं कम्मं, तं से होइ कडुयं फलम् ॥ [ दश० अध्य० ४ ]

अजय चरमाणो એટલે 'જયણા વિના ચાલનાર" આ પદથી હેતુહિંસા સમજવાની છે, पाणभूयाइ हिंसइ એટલે 'એકેન્દ્રિય, બેઇન્દ્રિય વગેરે જીવોની હિંસા કરે છે' આ પદથી સ્વરૂપહિંસા સમજવાની છે. बंधइ पावय कम्म त से होइ कडुय फलम् એટલે પાપ અર્થાત્ અશુભ કર્મનો બંધ કરે છે અને તેનું કડવું ફળ આત્માને ભોગવવું પડે છે. એ પદથી અનુબંધ હિંસા સમજવાની છે. આ ત્રણેય પ્રકારની હિંસાના સ્વરૂપને બરાબર સમજવામા આવે અને હરકોઈ નાનીમોટી પ્રવૃત્તિ પ્રસંગે હેતુહિંસાથી બચવા માટે ઉપયોગની જાગૃતિ રહે તો આત્મા અલ્પકાલમાં મુક્તિનો અધિકારી બને છે.

## તેરમા વ્યાખ્યાનનો ઉપસંહાર.

આ ત્રણેય પ્રકારની હિંસાના વિવેચનનો પ્રસંગ प्रमत्तयोगात् प्राणव्यपरोपण हिंसा એ સૂત્રમાથી ઊભો થયો છે, અને એ સૂત્રને કથન કરવાનું કારણ 'विविधहेतुहेतिसमूहसमन्वितस्य' એ ભગવતીજી તથા જયકુંજરનુ એકવીશમું વિશેષણ છે. જયકુંજર હાથીને કાબૂમાં રાખવા માટે મહાવત પાસે અંકુશની હાજરી હોવા છતા મહાવત અને અંકુશના રક્ષણ માટે ભાલા વગેરે શસ્ત્રોને ધારણ કરનારા પુરુષો હાથીની આજુબાજુ જેમ ચાલે છે, તેજ પ્રમાણે સ્યાદ્વાદ વડે દ્વાદશાંગીસ્વરૂપ આગમપુરુષ ઉપલક્ષણથી ભગવતીસૂત્ર જો કે સુરક્ષિત છે તો પણ સ્યાદ્વાદના સંરક્ષણ માટે અબાધિત હેતુઓની પણ તેટલી જ જરૂર છે. આ વિષયને પુષ્ટ કરવાના આશયથી હેતુહિંસા વિગેરે બાબતો આજે કહેવામા આવી છે. આ પ્રમાણે એકવીશમા વિશેષણનુ સંક્ષિપ્ત વિવેચન થયુ. હવે मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुवलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य આ બાવીશમા વિશેષણનું વિવેચન કેવી રીતે કરવામા આવશે ? શ્રમણ ભગવાન્ મહાવીર ભગવંતે શા માટે આ ભગવતીસૂત્રરૂપી જયકુંજર હાથીનુ સંયોજન કર્યું છે ? વગેરે બાબતોનુ નિરૂપણ પણ કેવી રીતે થશે ઈત્યાદિ અધિકાર અગ્રે વર્ત્તમાન

॥ श्री अजाहरापार्श्वनाथाय नमः ॥

# પ્રવચન ચૌદમું

મિથ્યાત્વાऽज्ञानाऽविरमणलक्षणरिपुवलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य..... वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ॥

મહામંગલકારી શ્રી ભગવતીજી સૂત્ર કે જેના અર્થરૂપે પ્રણેતા શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુ છે, સૂત્રરૂપે સંકલના કરનાર ગણધર શ્રી સુધર્માસ્વામીજી છે અને જેના પ્રત્યેક સૂત્રોનું રહસ્ય બાલજીવોને સમજી શકાય તે માટે પૂ. શ્રી અભયદેવસૂરિ મહારાજે જે સૂત્રની વિશદ ટીકા રચેલ છે, એ ભગવતી સૂત્રની શરૂઆતમા ટીકાકારના મંગલાચરણાદિનું વિવેચન થઈ ગયા બાદ ટીકાકારે ભગવતી સૂત્રની જયકુંજર હાથીની સાથે જે સરખામણી કરેલ છે તે અધિકાર વર્ણવાય છે ગઇકાલે विविधहेतुहेतिसमूहसमन्वितस्य આ એકવીશમા વિશેષણનું વિવેચન થયું છે. આજે श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य આ બાવીશમા વિશેષણનું વિવેચન કરવાનું છે. અત્યાર સુધીમા ભગવતી સૂત્ર તેમજ હાથીના જે જે વિશેષણો અપાયાં છે તે પ્રત્યેક વિશેષણો અને તેના વિવેચન તરફ લક્ષ્ય આપવામા આવે તો એટલુ જરૂર સમજી શકાય કે આ ભગવતીસૂત્રની યોજના કરનાર તેમજ જયકુંજર હાથીને રણસંગ્રામમા આગળ કરનાર કોઈ વિશિષ્ટ–સર્વાતિશાયી વ્યક્તિ હોવી જોઈએ,–આવા અતિ અદ્ભુત ભગવતીજીની યોજના કરવી એ સામાન્ય વ્યક્તિનુ કાર્ય ન સંભવી શકે. અહિ ચાલુ વિવેચન ભગવતીસૂત્ર અંગે હોવાથી એક ભગવતીજીનુ જ નામ આપણે લઈએ છીએ. પરંતુ ઉપલક્ષણથી સમગ્ર દ્વાદશાંગી માટે એ જ પ્રમાણે સમજવાનુ છે. ભગવતીસૂત્રની જે સર્વાતિશાયી મહાપુરુષે યોજના કરી છે, સમગ્ર દ્વાદશાંગીની યોજના કરનાર તે જ સર્વાતિશાયી ઉત્તમોત્તમ મહાપુરુષ છે. દ્વાદશાંગીના બાર અંગો પૈકી ભગવતીસૂત્ર એ પાચમુ અંગ છે જે વાત અગાઉ કહેવાઈ ગયેલ છે.

## દ્વાદશાંગીની રચનાનો અધિકાર સામાન્ય કેવલીને પણ ન હોય.

આપણા જૈન શાસનની અન્ય સર્વ ધર્મશાસનોની અપેક્ષાએ એક ખાસ વિશિષ્ટતા છે કે ગમે તેવા સમર્થ આચાર્ય, ઉપાધ્યાય કે સુવિહિત સાધુ–મુનિરાજનો યાવત્ કેવલી ભગવાન્ તેમજ કોઈ પણ મહર્ષિઓનો સ્વતંત્રપણે દ્વાદશાંગી અથવા દ્વાદશાંગી પૈકી કોઈ પણ એકાદ અંગસૂત્ર કિંવા કોઈ પણ ધર્મશાસ્ત્ર રચવાનો અધિકાર નથી. નથી હોતો, જે વાત આપણે જાણીએ છીએ. તીર્થંકર ભગવંતનું કેવલજ્ઞાન અને સામાન્ય કેવલી ભગવંતનું કેવલજ્ઞાન યદ્યપિ સમાન છે. બન્નેના કેવલજ્ઞાનમા જરાય તફાવત નથી.

બન્ને કેવલી ભગવંતો કેવલજ્ઞાનના બલવડે વિશ્વના સમગ્ર ત્રૈકાલિક ભાવો સંપૂર્ણપણે જાણે છે, એમ છતાં તીર્થસ્વરૂપ દ્વાદશાગીરૂપે વિશ્વના સર્વ ભાવોનું યથાર્થ પ્રતિપાદન કરવાનો અધિકાર તીર્થંકર ભગવંતોને જ હોઈ શકે છે. સામાન્ય કેવલીને એ અધિકારનો સંભવ નથી. એટલે કે તીર્થંકર ભગવતની ધર્મદેશનામાથી જ દ્વાદશાગીરૂપી ધર્મતીર્થની રચના થાય છે. સામાન્ય કેવલીની ધર્મદેશનામાથી એ દ્વાદશાંગીરૂપ ધર્મતીર્થની રચના થતી નથી.

## સામાન્ય કેવલીને દ્વાદશાંગીની રચનાનો અધિકાર કેમ ન હોય?

**પ્રશ્ન** સામાન્ય કેવલી ભગવંતોને ધર્મદેશના આપવાનો અધિકાર તો હોય છે, તો પછી દ્વાદશાંગીરૂપે સર્વ ભાવોનું પ્રતિપાદન કરવાનો અધિકાર તેમને કેમ ન સંભવે?

**ઉત્તર** મહાનુભાવ! તમારો પ્રશ્ન અવસરોચિત છે. કેવલજ્ઞાની તીર્થંકરો ધર્માસ્તિકાયાદિ ષડ્ દ્રવ્યોનુ જે પ્રમાણે નિરૂપણ કરે છે, સામાન્ય કેવલી ભગવંતોની ધર્મદેશનામા તે જ નિરૂપણ હોય છે. તીર્થંકર કેવલી જીવાજીવાદિ નવતત્ત્વોનુ, દ્રવ્યગુણપર્યાયનુ ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યનુ, સપ્તનયનું, સપ્તભંગીનું જે પ્રમાણે નિરૂપણ કરે છે, સામાન્ય કેવલી પણ તે જ પ્રમાણે નિરૂપણ કરે છે. બન્ને કેવલી ભગવંતોના પ્રતિપાદન કરવા યોગ્ય વિષયો એક સરખા, બન્નેનુ જ્ઞાન સરખું, બન્નેના પ્રતિપાદનમા સંપૂર્ણ યથાર્થતા–આ બધુ હોવા છતા તીર્થંકર કેવલીને અમુક પ્રકારનો અધિકાર હોઈ શકે અને સામાન્ય કેવલીને તે અધિકાર ન હોઈ શકે, તેનુ મુદ્દામ કારણ છે. સામાન્ય કેવલીને તીર્થંકરનામકર્મનો વિપાકોદય નથી અને તીર્થંકર કેવલીને તીર્થંકરનામકર્મનો વિપાકોદય છે. તીર્થંકર ભગવંતો કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ સમવસરણમાં બિરાજમાન થાય અને દેવ–મનુષ્યની પર્ષદામા ધર્મદેશના આપે. એ ધર્મદેશનાને સાંભળ્યા બાદ પર્ષદામાં બેઠેલા ગણધરપદની યોગ્યતાવાળા મહાનુભાવો ભગવંતને ત્રણ પ્રદક્ષિણા આપવાપૂર્વક ત્રણ વાર પ્રશ્ન કરે કે–"હે ભગવન્! તત્ત્વ શું છે?" ભગવાન પણ પૂછાયેલા પ્રશ્નોના ઉત્તરો આપે છે કે–उप्पन्नेइ वा विगमेइ वा, धुवेइ वा" ઉત્તરરૂપે પ્રાપ્ત થયેલા આ ત્રણ પદો જેને માતૃકાપદ કહેવાય છે તે ઉપરથી બીજબુદ્ધિના નિધાન ગણધર ભગવંતો ત્યા ને ત્યા જ અન્તર્મુહૂર્ત્તમા દ્વાદશાગીની સંકલના કરે. આ બધુ તીર્થંકર કેવલીની ધર્મદેશનાથી બને પણ સામાન્ય કેવલીની ધર્મદેશનામા આ વ્યવસ્થા ન સંભવી શકે, તીર્થંકરનામકર્મના ઉદયજન્ય તીર્થંકર ભગવંતનો એટલો પુન્યપ્રકર્ષ હોય કે તેમની વાણીમાં પાંત્રીસ ગુણો, તેમને પોતાને ચોત્રીશ અતિશયો અને શ્રુતધર્મ–ચારિત્રધર્મસ્વરૂપ અથવા એ બન્ને પ્રકારવાળા ધર્મના આધારસ્વરૂપ ચતુર્વિધ સંઘરૂપી ધર્મતીર્થની સ્થાપના કરવાનો અધિકાર હોય. તીર્થંકર કેવલી અને સામાન્ય કેવલી એ બન્ને આત્માઓ કેવલજ્ઞાનમા સમાન છતા તીર્થંકરનામકર્મના ઉદય અંગે તીર્થંકર કેવલી એ જૈનશાસનના નાયક છે. અને તીર્થંકરનામકર્મના ઉદયના અભાવે સામાન્ય કેવલી ભગવાનનો જૈનશાસનની પ્રજામા સમાવેશ થાય છે. નવકારમંત્રના શરૂઆતના ચાર પદોમા સામાન્ય કેવલીનો અન્તર્ભાવ નથી પણ પાચમા 'નમો લોએ સવ્વસાહૂણં' પદમા સામાન્ય કેવલી ભગવંતની ગણતરી છે. આ કથનમા સામાન્ય કેવલી ભગવંતની લઘુતા જણાવવાનો આશય જરા પણ નથી, પરંતુ તીર્થંકર ભગવંતની કેટલી સર્વાતિશાયિ મહત્તા છે તે જણાવવાનો મુખ્ય હેતુ છે,

## બાવીશમા વિશેષણનું વિવેચન

આ વાત તો પ્રાસંગિક છે. મુખ્ય વાત તો એ છે કે દ્વાદશાંગી અથવા તદન્તર્ગત શ્રી ભગવતીજી જેવા અનેક વિશેષણોથી વિભૂષિત અંગ સૂત્રની યોજના કરનાર સામાન્ય વ્યક્તિ નથી, પણ વર્તમાન જૈન શાસનના અધિપતિ શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુ છે. ગણધરભગવંતો દ્વાદશાગીની રચના કરે છે, પરંતુ તે પણ તીર્થંકર ભગવતની પાસેથી "**ઉપ્પન્નેઈ વા, વિગમેઈ વા, ધુવેઈ વા**" એ ત્રણ માતૃકાપદને શ્રવણ કરીને જ દ્વાદશાગી રચે છે. તાત્પર્ય એ છે કે–દ્વાદશાગીની રચનાના આદિપુરુષ જો કોઈ પણ હોય તો તીર્થંકર ભગવંતો જ છે. 'તીર્થંકર' એ પદના અર્થનો વિચાર કરાય તો પણ એ વાત બરાબર સમજાય તેમ છે तीर्यते अनेन भवसमुद्रमिति तीर्थम्. જેના અવલબનથી ભવસાગરનો પાર પામી શકાય તેનુ નામ તીર્થ છે. ભવસાગરનો પાર પ્રાપ્ત થવામા કોઈ પણ પ્રધાન કારણ હોય તો સમ્યક્ શ્રુતજ્ઞાન છે અને દ્વાદશાગી એ સમ્યક્ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિનું અસાધારણ કારણ હોવાથી તે પણ શ્રુતજ્ઞાન છે. આ દ્વાદશાંગીરૂપ સમ્યક્ શ્રુતજ્ઞાનના અર્થાત્ તીર્થના જે કોઈ પ્રણેતા તે આપણા તીર્થંકરો છે. શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, સિધ્ધસેનદિવાકર, હરિભદ્રસૂરિ તેમજ હેમચન્દ્રસૂરિ મહારાજ વગેરે પ્રાવચનિક મહાપુરુષોએ અનેક શાસ્ત્રોની રચનાઓ કરી પરતુ તે બધી રચનાઓ સ્વતત્રપણે નથી કરી, પૂર્વના ગણધરાદિ મહાપુરુષોએ રચેલા આગમોને અનુસારે જ કરેલ છે, જે બાબત ઘણી વાર સમજાવેલ છે. જૈન શાસનમા અર્થની અપેક્ષાએ દ્વાદશાગીની રચનાનો એટલે કે આત્માગમનો અધિકાર તીર્થંકર ભગવતોને અને સૂત્રની અપેક્ષાએ આત્માગમનો અધિકાર ગણધર ભગવતોને જ હોય છે. બીજા બધાય આચાર્યાદિ મહાપુરુષો અનન્તરાગમ અને પરપરાગમના અધિકારી હોય છે.

## ભગવંતને શ્રી ભગવતીસૂત્રની રચના કરવાનું પ્રયોજન

'श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य' આ પદથી એ વાત નક્કી થઈ કે–આ ભગવતી સૂત્રરૂપી જયકુંજર હાથીની યોજના કરનાર શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુ છે. મહાવીર ભગવંતે આ ભગવતીજી–જયકુંજર હાથીની યોજના કરી તે તો બરાબર, પરતુ પ્રયોજન વિના સામાન્ય પુરુષો પણ કોઇ પ્રવૃત્તિ કરતા નથી, તો પછી શ્રમણ ભગવાન્ મહાવીરને આ ભગવતીસૂત્રની યોજના કિવા રચના કરવાનુ શુ પ્રયોજન? તે પણ જાણવુ જોઈએ. એ વાત જાણવા માટે જ શ્રી અભયદેવસૂરિ મહારાજાએ "मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुबलदलनाय" એ પદ આપ્યુ છે. ભગવત મહાવીરે મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિરૂપ અતરંગ શત્રુઓના બલનો વિનાશ કરવા માટે આ ભગવતીસૂત્રની યોજના કરી છે. એટલે કે ભગવતીજીની રચના નિષ્પ્રયોજન નથી પણ પ્રયોજનપૂર્વક છે. ભગવતે પોતે તો પોતાના આત્મામા રહેલા મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિરૂપ અતરગ શત્રુઓનો સર્વથા ક્ષય કર્યો છે, પરંતુ વિશ્વમા રહેલા ભવ્યાત્માઓ પણ એ અતરંગ શત્રુઓનો વિનાશ કરવા સાથે અનતજ્ઞાનાદિ આત્માની લક્ષ્મીને પ્રાપ્ત કરે તેમજ શિવરમણીના ભોકતા થવા સાથે અનત શાંતિના અધિકારી બને એ કારણે આ ભગવતીજીની ઉપલક્ષણથી દ્વાદશાગીની રચના

કરેલ છે. એ કારણે જ તીર્થંકર ભગવંતોને ઉત્તમોત્તમ પુરુષ તરીકે ગણવામાં આવ્યા છે. શ્રી તત્ત્વાર્થસૂત્રની સંબંધકારિકામાં શ્રી **ઉમાસ્વાતિ** મહારાજે જણાવ્યું છે કે-

યસ્તુ કૃતાર્થોઽપ્યુત્તમ ગવાપ્ય ધર્મં પરેભ્ય ઉપદિશતિ ।
नित्य स उत्तमेभ्योऽप्युत्तम इति પૂજ્યતમ એવ ॥

**ભાવાર્થ** ક્ષાયિક ભાવના જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરે ઉત્તમ ધર્મને પ્રાપ્ત કરીને કૃતાર્થ થયેલા એવા પણ ભગવાન્ અન્ય ભવ્યાત્માઓને એ ઉત્તમ ધર્મનો નિરંતર ઉપદેશ આપે છે. (ધર્મતીર્થની સ્થાપના કરે છે) માટે સર્વ આત્માઓની અપેક્ષાએ ભગવાન્ ઉત્તમોત્તમ છે અને ઉત્તમોત્તમ છે માટે અતિશય પૂજનીય છે.

## કેવલજ્ઞાન પ્રાપ્ત થવું સુલભ છે પણ સમ્યગ્દર્શન પ્રગટ થવું ખૂબ મુશ્કેલ છે.

આત્માના અનાદિ કાળના અંતરંગ શત્રુઓ જો કોઈ પણ હોય તો તે મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ છે. **બાહ્ય શત્રુઓનો પરાભવ કરવો એ સહેલી વાત છે, પણ અંતરંગ શત્રુઓનો પરાભવ કરવો એ ઘણી આકરી વાત છે.** આજે પૂજા–પ્રતિક્રમણ–તપ–જપ–વ્રત–પચ્ચક્ખાણ વગેરે અનેક પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિઓ યથાશક્તિ તમો સહુ કોઈ કરો છો, પણ એ બધું કરવા પાછળ શરીર–સ્ત્રી–પુત્ર–કુટુંબપરિવાર–ધન–દોલત ઉપર અનંતકાળની મમતાની જે મડાગાઠ બંધાઈ ગયેલ છે તે ગાંઠ કેટલે અંશે ઢીલી થાય છે? અરિહંતદેવને દેવાધિદેવ તરીકે માનવા, નિર્ગ્રન્થ અણગાર સાધુ મહારાજાઓને સુગુરુ તરીકે માનવા અને જૈન શાસનમા જણાવેલ સુવિહિત ધર્મક્રિયા કરવી એ જો કે ઘણું ઉત્તમ છે, પરંતુ એ બધું હોવા છતા સાચી રીતે આત્માને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયેલું ત્યારે જ ગણાય કે અનંતકાલની મમતાની મડાગાઠ ઢીલી થાય અને સમતાની સુરવેલડી અંતરાત્મામા અમુક અંશે પણ પ્રગટે. મહાનુભાવો! તમારા આત્માને જરા પૂછી જુઓ કે ધન–દોલત ઉપર રહેલી મમતાની મડાગાઠ ઢીલી થાય છે કે મજબૂત થાય છે? શરીર તેમજ સ્ત્રી–પુત્રાદિ પરિવાર ઉપરનો મોહ ઘટે છે કે વધે છે? દેવાધિદેવને દેવ તરીકે, સુગુરુને સુગુરુ તરીકે માનવા અને સુવિહિત ધર્માનુષ્ઠાનો આચરવા એ તો સાધનધર્મ છે. એ સાધનધર્મનું સેવન કરવા પછી મમતાની ગાઠ ઢીલી થાય, અમુક અંશે પણ સમતાનું સ્થાન પ્રગટે તો જ મિથ્યાત્વ ગયું અને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયુ એમ માની શકાય.

**અઢારે ય પાપસ્થાનકોમાં મોટામાં મોટું પાપસ્થાનક અઢારમું મિથ્યાત્વશલ્ય છે.** એ અઢારમું પાપસ્થાનક જો ઓછું થઇ જાય તો બાકીના સત્તર પાપસ્થાનકોનો અર્ધપુદ્ગલપરાવર્ત્તમા અંત થયા સિવાય ન રહે. મહાપુરુષો એટલા માટે જ કોઈ કોઈ વાર તે તે ગ્રંથોમા જણાવે છે કે–"**કેવલજ્ઞાન પ્રાપ્ત થવું સહેલું છે પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત થવું ખૂબ કઠિન છે.**" સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા બાદ કેવલજ્ઞાન અને મોક્ષ અર્ધપુદ્ગલપરાવર્ત્તમા પ્રાપ્ત થાય, જ્યારે એક સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવામા અનંતા પુદ્ગલ પરાવર્ત જેટલો કાળ જાય.

## વર્ત્તમાનમાં મિથ્યાત્વના મહાવાયુએ ઊભી કરેલી ભયંકરતા

સુદેવ સુગુરુને માનવા સાથે અને સુવિહિત ધાર્મિક પ્રવૃત્તિ કરવા સાથે આત્મા હંમેશા થોડું થોડું પણ આત્મચિંતન કરે કે સાચી રીતે મારું શું છે? અને પરાયું શું છે? જેને હું મારા માનું છું તેમાથી ખરે અવસરે કોઈ પણ મારા થાય તેમ છે કે કેમ ? એ બધોય વિચાર કરે તો જ અનંતકાળની મમતાનો અંશ ઘટે. અખિલ વિશ્વના લગભગ બધાય આત્માઓને અંધ બનાવનાર હોય તો अहं અને मम એ બબ્બે અક્ષરોના મંત્રો છે. મોહ મહારાજાના એ મંત્રાક્ષરોની અસરથી અધ બનેલ આત્મા ન કરવાનું કરે છે, કરવા જેવું નથી કરતો, ન બોલવાનું બોલે છે, બોલવા જેવુ નથી બોલતો, ન વિચારવાનુ સતત વિચારે છે. જે વિચારવા જેવું છે તે નથી વિચારતો. **દર્શનાવરણીય કર્મના ઉદયજન્ય ચક્ષુનો અંધાપો સારો છે, પરંતુ મિથ્યાત્વમોહના ઉદયજન્ય અંતરનો અંધાપો મહા-ભયંકર છે. આજના સમયમાં એ અંધાપાએ મર્યાદા મૂકી દીધી છે. જેટલું મિથ્યાત્વનું જોર, તેટલું જ અજ્ઞાનનું જોર, અને જેટલું અજ્ઞાનનું જોર તેટલું જ અસંયમનું જોર.**

આજે સમગ્ર ભારતવર્ષમાં એકસરખો જે જડવાદ ફેલાયો છે અને ભૌતિક સુખમાં સુખ મનાયું છે તે આ અંધાપાનો પ્રતાપ છે. આજનો નવો વર્ગ ધર્મપ્રવૃત્તિ ન કરે તેની એટલી ચિંતા નથી પણ ધર્મને હંબક માને છે તે ખૂબ જ ભય કર છે. વર્ત્તમાનમાં ધનની પ્રાપ્તિમા સુખ મનાયું, સાત માળની આલીશાન ઈમારતમા સુખ મનાયુ, ચળકતી શેવરોલેટ મોટરોમાં સુખ મનાયુ, ભક્ષ્ય કે અભક્ષ્ય, પેય કે અપેયના વિચાર વિના જિહ્વાને લહેજત આવે એવા ખાણા-પીણામા સુખ મનાયુ. સાજ પડે અને સિનેમાનો શો જોવા જવામા સુખ મનાયું, પાંચ સરખેસરખા ભેગા થઈને હોટલ કે રેસ્ટોરામાં પહોચી મહેફીલ માણવામાં સુખ મનાયું. આ બધોય પ્રભાવ મિથ્યાત્વમોહના જોરદાર અંધાપાનો છે, સમાજ કે સંઘમા હજુ કોઈ કોઇ ઉદાર આત્માઓ છે. સર્વથા ઉદારતાનો અસ્ત થયો છે એમ કહેવાનો આશય નથી. પરંતુ બહુલતાએ ઉદારતાનુ પ્રમાણ ઘટી ગયું છે.

આપણો માનવબંધુ અથવા સાધર્મિક બધુ અતરાયના ઉદયથી કફોડી સ્થિતિમાં મુકાયો હોય તો સ્વમાન ન હણાય તે પ્રમાણે તેને સહાય આપનાર કે ભક્તિ કરનારની સંખ્યા ઘણી જ ઓછી નીકળે છે. પોતાની સામે પ્રત્યક્ષપણે પાચ પૈસા વાપરવા યોગ્ય સ્થાન દેખવા છતાં મોહજન્ય વધુ પડતી મમતા અગે તે આત્મા એ લાભથી વચિત રહે છે. ધનની પાછળ ઘેલો બનેલો આજનો માનવ અસત્ય બોલતા કે ચોરી કરતા નથી અચકાતો, કોઈના ખીસા કાતરવાની કે ઘર ફાડવાની ચોરી ભલે ન કરતો હોય પણ ધંધામાં ભેળસેળની પ્રવૃત્તિ ચાલતી હોય, તો તે પણ ચોરી જ છે, પોતાના યત્કિંચિત્ સ્વાર્થ માટે બીજાની આંતરડી વધુ પ્રમાણમાં દુભાવાતી હોય આ બધોય પ્રભાવ મહામિથ્યાત્વનો છે.

## મિથ્યાત્વનું સાચું સ્વરૂપ

આજે કોઈ આપણો જૈન બધુ અરિહતદેવ સિવાય બીજા દેવ-દેવીને પ્રણામ કરે, એટલે આપણે તેને મિથ્યાત્વી કહીએ છીએ, પંચમહાવ્રતધારી સાધુ સિવાય બીજા જોગી-

જતિ-સંન્યાસીને વદન કરે તેને મિથ્યાત્વીનું બિરુદ આપીએ છીએ, અને નાગપાંચમ, રાધણછઠ્ઠ કે શીલસાતમ અથવા હોળી-બળેવના પર્વને માને તેને પણ મિથ્યાત્વી કહેવા તૈયાર થઈએ છીએ. કુદેવને દેવ તરીકે, કુગુરુને ગુરુ તરીકે અને કુધર્મને ધર્મ તરીકે માનનારા મિથ્યાત્વીઓ નથી એમ કહેવાનો આશય નથી, પરંતુ એ મિથ્યાત્વ કરતા આપણા હૈયામાં જોરદાર મિથ્યાત્વ કયુ ભરેલુ છે? તે વાત સમજાવવાનો આશય છે. જૈનશાસનની અનેકાંત વ્યવસ્થાને જો ખ્યાલમા લેવાય તો અરિહંતદેવ સિવાય બીજા દેવને, સુસાધુ સિવાય બીજા સાધુને અને જૈનધર્મ સિવાય બીજા ધર્મને માનનારા હોવા છતાં દુરાગ્રહી ન હોય અને સ્વપરના વિવેકી હોય તો તેને સમ્યગ્દર્શન માનવામા વિરોધ નહિં આવે.

જ્યારે **અરિહંત પ્રભુને દેવ તરીકે, સુસાધુને સાધુ તરીકે માનનારા અને જૈન ધર્મના બાહ્ય આચારો પાલનારાઓ પણ સ્વ-પરના વિવેક વિનાના હોય, અને દુરાગ્રહના દરીયા સમા હોય તો તેવાઓને મિથ્યાદૃષ્ટિ** ગણવામાં આવ્યા છે. ઉપાધ્યાય યશોવિજયજી મહારાજાએ તે તે ગ્રન્થોમા એ કારણે જ જણાવ્યુ છે કે- હે પ્રભુ! તારા શાસનને જેટલો અન્ય દર્શનનો ભય નથી તેથી વધુ ભય જૈનદર્શન માનવાનો દાવો કરનારા દુરાગ્રહીઓનો છે. સિંહને બીજા વનપશુઓનો ભય નથી હોતો, પણ પોતાના શરીરમા પેદા થયેલા કીડાઓનો ખૂબ ભય છે. હરકોઈ પ્રકારે સર્વોત્તમ ગણાતું આપણુ જૈન શાસન જુદા જુદા ફીરકાઓ, જુદા જુદા ગચ્છો-મતમતાતરો અગે વેર-વિખેર થઈ ગયુ છે, તે આ દુરાગ્રહનો પ્રતાપ છે. તે ઉપરાત બીજી પણ એક વાત ખાસ વિચારવા જેવી છે, અને તે એ કે ધર્મસ્થાનકમા આપણો દેખાવ સમ્યગ્દૃષ્ટિ જેવો હોય છે અને ધર્મસ્થાનકથી બહાર નીકળ્યા બાદ આપણો વ્યવહાર તેથી તદ્દન ઊલટો હોય છે એ અવસરે હુ માનવ છુ, અને જૈન છુ, આર્ય છુ એ બધી વાત ભૂલી જવાય છે.

જે આત્મા પુન્ય-પાપ-પરલોક મોક્ષ વગેરે ભાવોને અસ્તિ (છે) રૂપે માને તે આસ્તિક, અને જે આત્મા પુન્ય-પાપ-પરલોક-મોક્ષ વગેરે ભાવોને નાસ્તિ (નથી) રૂપે માને તે નાસ્તિક: એવી આસ્તિ-નાસ્તિકની વ્યાખ્યા તો ઘણીવાર તમોએ સાભળી છે. એ વ્યાખ્યાના સ્થૂલ ભાવાર્થ પ્રમાણે તમો બધાય પોતાની જાતને આસ્તિક માનો છે ને? પણ હુ તમોને પૂછું છુ કે એ તમારુ આસ્તિકપણુ એટલે કે પુન્ય-પાપ અને પરલોકની માન્યતા અહિં દેરાસર, ઉપાશ્રય વગેરે ધર્મસ્થાનો પૂરતી છે કે? તમારા સંસારના વ્યવહારમા પણ એ આસ્તિકપણુ વિદ્યમાન હોય છે? અને જો સસારના વ્યવહારમા પણ આસ્તિકપણું હોય, પુન્ય-પાપની માન્યતા વિદ્યમાન હોય તો માનવને ન છાજે અને જૈનત્વ લાજે તેવી અનિષ્ટ પ્રવૃત્તિઓ નિર્ધ્વસ પરિણામે થાય ખરી? **મહાનુભાવો! સુદેવ, સુગુરુ અને સુધર્મની ખૂબ આરાધના કરજો. કુદેવ, કુગુરુ અને કુધર્મના ફંદમાં ન ફસાશો; પણ સાથે સાથે સુધર્મ અને કુધર્મ કોને કહેવાય? તેનો પણ ખૂબ વિચાર કરશો. વીતરાગ પ્રભુના દર્શન, પૂજા, સામાયિક, પ્રતિક્રમણ એ જરૂર સુધર્મ છે; પરંતુ એ સુધર્મની આરાધનાના ફળમાં જીવનપલટો કરવાની પણ**

**તેટલી જરૂર છે.** એ સુધર્મના સેવન પછી પાપસ્થાનકનું સર્વથા સેવન ન જ થાય, એ વાત આ કાળમાં અશક્ય છે. એમ છતાં પાપસ્થાનકના સેવન પ્રસંગે નિર્ધ્વંસ પરિણામ તો ન જ થવા જોઇએ. સુદેવ, સુગુરુ અને સુધર્મનુ આરાધન કરવા પછી પણ સંસારના વ્યવહારમા પાપસ્થાનકોમા સેવન પ્રસંગે નિર્ધ્વંસ પરિણામ રહેતા હોય, આત્મા સર્વથા ભાનભૂલો થઈ જતો હોય તો તે પણ મિથ્યાત્વ જ છે.

ટૂંકમા વિશ્વવર્તી જે ભાવો જે સ્વરૂપે હોય તે ભાવોને તે સ્વરૂપે ન માનતા વિપરીતરૂપે જાણવા અને માનવા તેને 'મિથ્યાત્વ' કહેવાય છે. વિશ્વવર્તી ભાવોને તે રૂપે જાણવા છતા તેને લાયક માન્યતા ન હોય, અર્થાત્ હેય-ઉપાદેયનો વિવેક ન હોય તો તે પણ મિથ્યાત્વ છે. વિશ્વના ભાવો પૈકી એકાદ ભાવને વિપરીત માને અને તેમા ખૂબ અભિનિવેશ હોય તો તે પણ મિથ્યાત્વ છે. સંસારના કારણો ઉપર રુચિ અને મોક્ષના કારણો ઉપર અરુચિ તે પણ મિથ્યાત્વ છે. જડ-ચેતનના ભેદજ્ઞાનનો કિંવા સ્વ-પરના વિવેકનો અભાવ તે પણ મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વમા અનભિગ્રહિક, આભિગ્રહિક, આભિનિવેશિક, સાંશયિક અને અનાભોગિક વગેરે ભેદો ઉપરાત લૌકિક મિથ્યાત્વ, લોકોત્તર મિથ્યાત્વ વગેરે અનેક પ્રકારના ભેદો છે. મિથ્યાત્વ મોહના ઉદયની તરતમતાના કારણે આ બધાય વિભાગો હોય છે. એકંદર આઠેય કર્મનું મૂલ આ મિથ્યાત્વ છે. એ મિથ્યાત્વ છે ત્યાં સુધી સંસાર ઓછો નથી થતો, જન્મ જરા મરણની પરંપરા ઘટતી નથી, આત્માનો મોટામા મોટો શત્રુ આ મિથ્યાત્વ છે.

## મિથ્યાત્વના પ્રબલ ઉદયથી ઉચ્ચ આત્માઓનું પણ સંસારમાં પરિભ્રમણ !

આ મિથ્યાત્વ મોહનીયનો પ્રબલ ઉદય થવાથી ઉચ્ચ કક્ષાએ પહોચેલા આત્માઓનું પણ કેવુ અધઃપતન થઇ જાય છે? એ વિષય ઉપર આપણા જૈન શાસ્ત્રમા અનેક દૃષ્ટાન્તો છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછીના ભગવંત મહાવીર પ્રભુના સત્યાવીશ ભવો પૈકી ત્રીજા **મરીચિના** ભવમા 'कविला इत्थं पि इहयं पि 'હે કપિલ ! જૈન માર્ગમાં પણ ધર્મ છે અને મારા માર્ગમા પણ ધર્મ છે' આટલા ઉત્સૂત્રકથનથી ભગવંતના આત્માને ચતુર્થ ગુણસ્થાનકમાથી પ્રથમ ગુણસ્થાનકમા જવાનો પ્રસંગ પ્રાપ્ત થવા ઉપરાત એક કોડાકોડી સાગરોપમ જેટલી સંસારની વૃદ્ધિ થઇ છે. चलमाणे चलिये વગેરે શ્રી ભગવતીજીના પહેલા શતકના પહેલા ઉદ્દેશાની શરૂઆતના પ્રશ્નસૂત્રોના વિષયમા અશ્રદ્ધા કરનાર ખૂદ ભગવંત મહાવીરના સંસારપક્ષના જમાઈ-**જમાલી અણગાર** પણ જૈન શાસનમા નિહ્નવ તરીકે પ્રસિદ્ધ થયા છે. ઉપયોગની શૂન્યતામા અથવા આવેશમા કિંવા અગીતાર્થપણામા રભસવૃત્તિથી કોઇ વાર એકાદ વચન પણ જૈન પ્રવચનની વિરુદ્ધ બોલાઈ જવામા આત્માને કેવો મિથ્યાત્વોદય હોય છે અને તેના પ્રભાવે આત્માને કેટલા લાંબા સમય સુધી સંસારમા રઝળવુ પડે છે? તે વિષય ઉપર **રજ્જા** સાધ્વીજીનું દૃષ્ટાંત ખૂબ મનનીય છે. આ દૃષ્ટાન્તનો સવિસ્તાર અધિકાર મહાનિશીથ સૂત્રમા છે.

## રજ્જા સાધ્વીજીનું દૃષ્ટાન્ત.

આ ભરતક્ષેત્રમાં ભૂતકાળમાં **ભદ્ર** નામના એક આચાર્ય ભગવંત થઇ ગયા તેમને પાંચસો સાધુઓ અને બારસો સાધ્વીઓનો પરિવાર હતો. તે ગચ્છમાં ત્રણ પ્રકારનું અચિત્ત પાણી વાપરવાની પ્રવૃત્તિ હતી **૧ ત્રણ ઉકાળાથી ઉકાળેલું પાણી, ૨ આયામ અને ૩ સૌવીર.** શાસ્ત્રમા આ સિવાય બીજા પણ અચિત્ત જલના પ્રકારો છે, પરંતુ તે ગચ્છમાં આ ત્રણ પ્રકારના અચિત્ત જલ સિવાય બીજા કોઈ પણ પ્રકારનું અચિત્ત જલ વાપરવાનો પ્રતિબંધ હતો. બારસો સાધ્વીસમૂહમા રજ્જા નામે એક વિશિષ્ટ સાધ્વી હતાં. અનેક શિષ્યાઓનો તેમને પરિવાર હતો. પૂર્વકર્મના વિપાકોદયથી આ રજ્જા સાધ્વીના શરીરે એક અવસરે કોઢનો રોગ થયો. કોઢના રોગથી સાધ્વીજીનું શરીર ક્ષીણ બની ગયુ. સમુદાયવર્તી બીજા સાધ્વીઓએ રજ્જા સાધ્વીનુ શરીર કોઢના રોગથી ક્ષીણ થયેલું જોઈને તેમને કહ્યુ કે હે દુષ્કારકારિકે! (હે કષ્ટમય ચારિત્રની આરાધના કરનાર!) તમારા શરીરમાં આ શું થયું? અન્ય સાધ્વીઓના વચનને સાભળતા અશુભોદયવાળા તે રજ્જા સાધ્વીજીએ અગીતાર્થપણાને અંગે ઉતાવળથી વગરવિચાર્યો જવાબ આપ્યો, કે "આ અચિત્ત જળ ઉકાળેલું પાણી વાપરવાથી મારા શરીરમા કોઢનો રોગ થયો અને મારુ શરીર ક્ષીણ બની ગયું છે." રજ્જા સાધ્વીના મુખમાથી વિચાર્યા વિના પ્રગટ થયેલા શબ્દો સાભળીને ભદ્રક પરિણામી કેટલાક સાધ્વીઓએ વિચાર્યું કે 'આપણા શરીરમા પણ આ પાણી વાપરવાથી કોઢનો રોગ થશે માટે આપણે આ અચિત્ત જળ વાપરવુ છોડી દઈએ.

## બરાબર ત્રણ ઉકાળા સાથે ઉકાળેલ અચિત્ત પાણી વાપરવાથી શરીર તથા આત્મા બન્નેને લાભ છે.

આજે પણ કોઈ કોઈ વાર અજ્ઞાનવશ એવા શબ્દો બોલી જવાય છે કે "ઉકાળેલું પાણી વાપરવાથી આંખોને નુકશાન પહોચે છે." બોલાય છે એટલુ જ નહિ પણ કેટલાક ભાઈઓ બહેનો આ શબ્દોને સાચા માની ઉકાળેલુ અચિત્ત પાણી હમેશાં વાપરતા સંકોચાય છે અને નથી વાપરતા. ઉકાળેલા અચિત્ત જળથી આંખોને નુકશાન થાય, અથવા શરીરમા બીજુ કાઈ નુકશાન થાય, એ માન્યતા તદ્દન વિપરીત છે. બરાબર ત્રણ વાર ઉકાળાથી ઉકાળેલુ પાણી શરીર કે આંખોમા નુકશાન તો જરાય નથી કરતું પરતુ શરીરની તંદુરસ્તીમા ઘણો લાભ આપનારૂ છે જાણકાર ડોકટરો તથા કુશલ વૈદ્યો વિષમજ્વર (ટાઈફોઇડ) જેવા તાવ વગેરે માંદગી પ્રસંગે ખૂબ ઉકાળેલુ યાવત્ અર્ધું બળી ગયેલ પાણી વાપરવાની જ દર્દીઓને સલાહ આપે છે. ચોમાસા સિવાય શેષકાળમા વિહાર દરમ્યાન સાધુ–સાધ્વીઓને અનેક ભિન્ન ભિન્ન ગામો તથા શહેરના પાણી વાપરવાનો પ્રસંગ આવવા છતાં પાણીના વિકારો જેમકે ખસ, ખરજવું, દાદર વગેરે દર્દો સાધુ–સાધ્વીના શરીરમાં નથી દેખાતા તેનુ કારણ ઉકાળેલું પાણી જ છે. પાણી બરાબર ન ઉકળ્યું હોય, ધૂમાડીયું હોય તેવા પાણીથી શરીરમા કોઇવાર વિકારો થાય, અથવા એ પાણીનો સ્વાદ બરાબર ન હોય તો તે સંભવિત છે, પણ જે પાણી ત્રણ ઉકાળા આવવાથી બરાબર ઉકળ્યુ હોય તેવુ પાણી શરીર માટે તેમજ આત્મા માટે હિતકારક છે, તેનો સ્વાદ પણ સરસ હોય છે.

## પાણીને ઉકાળીને વાપરવામાં અસંખ્ય પાણીના જીવોની હિંસા થાય છે, તો પછી તેવું પાણી કેમ વપરાય ?

**પ્રશ્ન** જૈન દર્શન પાણીના એક બિંદુમા અસંખ્યાતા જીવો માને છે, તો બે ઘડા કે ચાર ઘડા જેટલું પાણી ઉકાળવામાં કેટલા જીવોની હિંસા થાય ? અને એવી હિંસાથી તૈયાર થયેલું પાણી વાપરવામા શું લાભ ?

**સમાધાન :** મહાનુભાવ ! તમારો પ્રશ્ન બરાબર છે. આજે હંમેશા ઉપાશ્રયે આવનારાઓ પૈકી ઘણા ભાઈઓને આ બાબતનુ અજ્ઞાન હોય છે. ચાલતા વિષયોમાં આવા અનુકૂલ પ્રશ્નો તથા તેના સમાધાનોથી અનેક ભાઈઓને આ બાબત જાણવાની મળે છે. જૈન દર્શને પાણીના એક બિંદુમા અસંખ્ય જીવો માન્યા છે. આજના વિજ્ઞાને સૂક્ષ્મદર્શક યંત્રથી એક પાણીના બિંદુમાં લાખો જીવોની સંખ્યા નક્કી કરી છે, પણ તે સર્વ જીવો પાણીના બિંદુના આધારે રહેલા બેઈન્દ્રિય જીવોની છે. પાણીના એક બિંદુમાં અસંખ્ય જીવોની જે સંખ્યા જૈન દર્શને નિરૂપિત કરેલ છે, તે તો પાણીના એકેન્દ્રિય જીવોની સંખ્યા સમજવાની છે.

એક વાત આ પ્રસંગે ખાસ ધ્યાનમાં રાખવાની છે કે પાણીનાં બિન્દુમાં કે ઘડા જેટલા પાણીમા જેટલી પાણીના જીવોની સંખ્યા છે, કાચુ એટલે ઉકાળ્યા વિનાનું સચિત્ત પાણી પીનારને તેટલા જ જીવોની હિંસા લાગે છે એમ નથી, પરંતુ પોતાના ઉપયોગ માટે રાખેલ ઘડા જેટલા પાણીમા વારવાર અસંખ્ય–અસંખ્ય જીવો નવા નવા ઉત્પન્ન થયા કરે છે અને પહેલાંના એ પાણીના જીવો મરણ પામતા જાય છે. સવારથી સાજ સુધી પીવા માટે તમોએ એક પાણીનો ઘડો રાખ્યો, સમજવા ખાતર કલ્પના કરો કે દર પાચ પાચ મિનીટે પહેલાના પાણીના જીવો મૃત્યુ પામે છે અને નવા નવા અસંખ્ય, અસંખ્ય જીવો ઉત્પન્ન થાય છે. દર પાચ પાંચ મિનીટે આ પ્રમાણે બને તો બાર કલાકમા તમારા ઉપયોગ માટે રાખેલા ફક્ત એક પાણીના ઘડા અગે તમોને અપ્‌કાયના કેટલા જીવોની વિરાધનાનું પાપ લાગે ? એક બાજુથી આ બાબતનો બરાબર વિચાર કરો. હવે એક વાર પાણી ઉકાળ્યું એટલે એ ઘડા જેટલા પાણીમાં વર્ત્તતા અસંખ્ય અપ્‌કાયના જીવોની વિરાધના ( હિંસા) જરૂર થઈ. પણ ત્રણ ઉકાળા સાથે એ પાણી બરાબર ઉકળી ગયા બાદ ચોમાસામાં નવ કલાક (ત્રણ પ્રહર ) સુધી, શિયાળામા બાર કલાક સુધી અને ઉનાળામા પદર કલાક સુધી એ ઉકાળેલા પાણીમા નવો એક પણ અપ્‌કાયનો જીવ ઉત્પન્ન નહિં થાય. બરાબર ત્રણ ઉકાળા આવે એ રીતે ઉકાળેલું પાણી અપ્‌કાયના નવા જીવોને ઉત્પન્ન થવા માટે (વિધ્વસ્ત યોનિ) અયોગ્ય બની જાય છે. એક વાર જ્યારે પાણી ઉકાળવામાં આવે ત્યારે જરૂર અસંખ્યાત–અપ્‌કાયના જીવોની વિરાધના થાય એમા ના નથી પણ ઉકાળ્યા વિનાનુ કાચુ પાણી પીવામા સવારથી સાંજ સુધી વારવાર નવા નવા અસંખ્ય અસંખ્ય જીવોની ઉત્પત્તિ તથા મરણ થાય અને એ બધાય જીવોના મરણમા પાણી વાપરનાર આત્મા નિમિત્ત બને અને એ અપેક્ષાએ એક વાર પાણી ઉકાળીને વાપરવામા તે આત્મા ઘણા ઓછા જીવોની હિંસામા નિમિત્ત બને. આ મુદ્દો ધ્યાનમાં રાખીને જ જ્ઞાની મહર્ષિઓએ ઉકાળેલા પાણી વાપરવાની મર્યાદા

બતાવી છે. સાધુ–મુનિરાજ છએ કાયના પિયર છે, છએ કાયની હિંસાના તેઓએ ત્રિવિધે ત્રિવિધે પચ્ચક્ખાણ કર્યા છે, પરંતુ શ્રાવકોને સ્થૂલથી હિંસાના પચ્ચક્ખાણ છે એટલે પૃથ્વી, પાણી વગેરે પાંચે ય સ્થાવરોની સર્વથા હિંસાના પચ્ચક્ખાણ નથી હોતા, ગૃહસ્થાશ્રમનું જીવન જ એવા પ્રકારનુ છે કે–પૃથ્વી, પાણી વગેરે પાંચે ય સ્થાવર જીવોની સર્વથા હિંસાથી બચવું તેને માટે લગભગ અશકય છે. એમ છતાં એ પાંચે ય સ્થાવરોની ઓછામાં ઓછી હિંસા થાય અને જીવનવ્યવહાર ચાલતો હોય તો એક પણ સ્થાવર જીવની વધુ હિંસાના પાપમાંથી શ્રાવકે અવશ્ય બચવું જોઈએ.

આજની તમારી પરિસ્થિતિમાં પ્રાચીનકાલના શ્રાવકોની પરિસ્થિતિથી ઘણું પરિવર્તન થઈ ગયું છે. પ્રાચીન કાળના શ્રાવકો, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ એમ પાંચે ય સ્થાવરોની હિસામાથી બચવાનું ખૂબ લક્ષ્ય રાખનારા હતા. જ્યારે આજે તમોને એ લક્ષ્ય નથી તેમજ યંત્રવાદના કારણે સ્થાવરોની હિસામાંથી બચી શકો એ સંજોગો પણ પ્રાયઃ નથી. અર્ધો પ્યાલો પાણીની જરૂર ન હોય પણ નળની ચકલીએ પહોચો, ચકલી ખુલ્લી મૂકી દો, પછી ભલે અર્ધા પ્યાલાની જગ્યાએ ડોલ જેટલુ પાણી નકામું જાય, જરા નહિ જેવુ અંધારું લાગે અથવા જરા ઉકળાટ થતો હોય એટલે તુરત સ્વીચ દબાવો જેથી ઈલેક્ટ્રીક લાઈટ તેમજ પંખાથી અસંખ્ય અગ્નિકાય, વાયુકાયના જીવોની વિરાધના શરૂ થઈ જાય. જેના ઘરમા વીજળીની બત્તીઓ વધુ, વીજળીનાં પખા વધુ, રેફ્રીજેટર વધુ તે વ્યક્તિ આજે સમાજમા મોટી અને સુખી ગણાય છે. વ્યાપાર–ધંધામા પણ ધર્મ જેવી પવિત્ર વસ્તુનું સ્થાન આજે લગભગ અદૃશ્ય થઈ ગયુ છે. ગમે તેવા કારખાનાઓમા ગમે તેટલી સૂક્ષ્મ કે સ્થૂલ હિસાઓ થાય એનો વિચાર બાજુમા મુકાઈ જવા સાથે ધનપ્રાપ્તિના વિચારને સ્થાન અપાયું છે. આટલી અવળી દિશામા પ્રયાણ છતા "અમારા કારખાનાઓમાં અનેક માણસોને રોજી–રોટી મળે છે. કારખાનાઓ ન હોય તો માણસોને રોજી–રોટીનુ શું થાય ?" આવા વાકયો દ્વારા અમે સારું કામ કરીએ છીએ એવુ એવું ઉચ્ચારાય છે. સમાજ પણ તેવી વ્યક્તિઓને ઉદ્યોગપતિના બિરુદથી નવાજે છે. પ્રાચીનકાળમા સપત્તિ હતી, ઉદ્યોગો હતા, કળા અને કારીગરી માટે અન્ય સર્વ દેશોની અપેક્ષાએ ભારતનુ પ્રધાન સ્થાન હતું એમ છતા ય ભારતમા અહિંસાનુ વાતાવરણ પ્રત્યેક ઘરમા અને હરકોઈ પ્રવૃત્તિમા ગુંજારવ કરતું હતું તાત્પર્ય એ છે કે–ગૃહસ્થાશ્રમમા પણ સ્થૂલ કે સૂક્ષ્મ જીવોની અહિંસા વધુમાં વધુ પાળી શકાય તેનો ઉપયોગ રાખવો જોઈએ, ઉકાળેલુ પાણી વાપરવામાં શારીરિક દૃષ્ટિએ અવશ્ય લાભ છે. સાથે સચિત્ત પાણી વાપરનારાઓની અપેક્ષાએ અપ્કાયના (પાણીના) જીવોની ઘણી અલ્પ પ્રમાણમા હિંસા છે અને એ આશયથી જ પ્રભુશાસનમાં અચિત્ત પાણી વાપરવાની આજ્ઞા છે.

## રજજા સાધ્વીજીના દૃષ્ટાન્તની પૂર્ણાહૂતિ.

રજજા સાધ્વીજીએ અન્ય સાધ્વીઓની પાસે જ્યારે એ શબ્દો ઉચ્ચાર્યા કે "પ્રાસુક-અચિત્ત પાણી વાપરવાથી મારા શરીરમા કોઢનો રોગ ઉત્પન્ન થયો છે' તે વચનો શ્રવણ

કરીને સમુદાયમાં રહેલા ભદ્રિક પરિણામી ઘણા સાધ્વીઓએ વિચાર્યું કે આપણે આ પ્રાસુક અચિત્ત પાણી વાપરવું છોડી દઈએ, નહિં તો રજ્જા સાધ્વીજીની માફક આપણું શરીર પણ કોઢના દર્દથી ક્ષીણ થઇ જશે. સમુદાયમા રહેલા ઘણા સાધ્વીઓને તો આ વિચાર આવ્યો, પરંતુ એક વિદુષી-પરિણત સાધ્વીજીએ રજ્જા સાધ્વીના ઉપર જણાવેલા વચનો સાંભળીને વિચાર્યું કે-"રજ્જા સાધ્વીજી ભલે ગમે તે માને કે બોલે, પણ તેમનું માનવું કે બોલવું પ્રભુના શાસનથી વિપરીત છે. બીજી સાધ્વીઓ ભલે અજ્ઞાનવશ રજ્જા સાધ્વીના વચનને અનુસરે પરંતુ હુ તો મારા પ્રાણુના ભોગે પણ અચિત્ત પાણીનો ત્યાગ નહિ કરુ. મારા શરીરમાં કોઢ અથવા ગમે તેવા બીજા ભયંકર દર્દો ઉત્પન્ન થાય પરતુ હુ તો એ પ્રાસુક અચિત્ત જળનો જ ઉપયોગ કરીશ. રજ્જા સાધ્વીજી જે કહે છે કે-અચિત્ત-પ્રાસુક જળ વાપરવાથી મારા શરીરમાં કોઢનો રોગ થયો અને એ રોગથી શરીર ક્ષીણ થયું તે વાત સાચી નથી. શરીરમા કોઢ વગેરે રોગ પ્રગટ થયા છે તે તો પૂર્વસંચિત કર્મનો પ્રભાવ છે.

વળી આ વિદુષી સાધ્વીજી વિચારમા આગળ વધે છે કે-અજ્ઞાનના દોષવડે જેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે તેમજ જેનો આત્મા નિર્લજ્જ બન્યો છે એવી આ રજ્જા સાધ્વીએ મહાપાપ-મિથ્યાત્વના ઉદયથી ભવિષ્યમાં ઘોર દુઃખદાયક કેવુ દુષ્ટ ઉત્સૂત્ર વચન ઉચ્ચાર્યું છે? કે જેનાથી પોતાના આત્માનું તો અધપતન થયું પરતુ બીજી અનેક ભદ્રિક સાધ્વીઓને પણ અધઃપતનમાં એનુ વચન નિમિત્તરૂપ બન્યું. આ પ્રમાણે ભાવના ભાવતા એ સંયમપરાયણ વિદુષી સાધ્વીજીને ઘાતીકર્મનો ક્ષય થવા સાથે **કેવલજ્ઞાન-કેવલદર્શન** પ્રાપ્ત થયુ. દેવોએ કેવલીનો મહિમા કર્યો કેવલજ્ઞાની સાધ્વીજીએ દેવો વગેરે સમક્ષ ધર્મદેશના આપી. ધર્મ-દેશના બાદ રજ્જા સાધ્વીએ કેવલી સાધ્વીજીને પ્રશ્ન કર્યો કે-હે ભગવતિ! કયા કર્મોદયવડે મારા શરીરમા કોઢ વગેરે દર્દો પ્રગટ થયા? રજ્જા સાધ્વીએ પૂછેલા પ્રશ્નના ઉત્તરમા સર્વજ્ઞ સાધ્વીજીએ જવાબ આપ્યો કે-એક તો તમારા શરીરમા રક્તપિત્તનુ દર્દ હતું અને તેવી સ્થિતિમા તમે અત્યત રસકસવાળો સ્નિગ્ધ આહાર ખૂબ વધુ પ્રમાણમા કર્યો વળી જે આહાર કર્યો તેમા કરોળીયાનુ કલેવર હતું

આ ઉપરાત શ્રાવકના નાના બાળક ઉપર વધુ પડતો મોહ હોવાથી શ્લેષ્મ વગેરેથી ભરેલું તે બાળકનુ મુખ તમે સચિત્ત પાણીથી સાફ કર્યું. સમુદાયમા આગળ પડતા તમારા જેવા સાધ્વીજીનીત્તિ આ પ્રવૃ શાસનદેવથી સહન ન થઈ, અને ભવિષ્યમા અન્ય સાધ્વીઓ આવી અનુચિત પ્રવૃત્તિ ન કરે તે શુભાશયથી કોઢ વગેરે દર્દો તમારા શરીરમા પ્રગટ કરીને તમારી અનુચિત પ્રવૃત્તિનુ ફળ તમને બતાવ્યું. હે રજ્જા! આ કારણે તમારા શરીરમાં દર્દ પેદા થયેલ છે, પણ તમે બોલો છો કે-અચિત્ત-પ્રાસુક જલ વાપરવાથી મારા શરીરમા કોઢનો રોગ પેદા થયો છે, તે વાત તદ્દન જૂઠી છે. આ વચન બોલીને તમારું તેમજ અન્ય અનેક સાધ્વીઓનું તમોએ અધપતન કરવા દ્વારા મહાપાપ ઉપાર્જન કર્યું છે. કેવલ-જ્ઞાની સાધ્વીજી પાસેથી આ વૃત્તાત શ્રવણ કરતા રજ્જા સાધ્વીજીને તેમની વાત યથાર્થ લાગી અને રજ્જા સાધ્વીજીએ કેવલી સાધ્વીજીને વિનતિ કરી કે-હે પૂજ્ય, આપ મારી અનુચિત પ્રવૃત્તિ માટે તેમજ હમણા રભસવૃત્તિથી બોલાયેલા શબ્દો માટે જે પ્રાયશ્ચિત આપો તે

પ્રાયશ્ચિત કરીને મારા આત્માને તેમજ મારા શરીરને નીરોગી બનાવવા ઈચ્છું છું. કેવલી સાધ્વીજીએ જવાબમાં કહ્યુ કે–હે દુષ્કરકારિકે ! પ્રાયશ્ચિત તો તમોને આપું, પરંતુ તમોએ સંયમમાર્ગ વિરુદ્ધ ઉતાવળીયુ વચન બોલીને અનેક ભોળી સાધ્વીઓના હૃદયમાં ક્ષોભ ઊભો કરવાનું જે મહાપાતક ઉપાર્જન કર્યું છે, તેનું કોઈ પ્રાયશ્ચિત જ નથી. આ મહાપાપના ઉદયથી અનંત ભવો સુધી સંસારમાં રખડવું પડશે અને દરેક ભવોમાં કુષ્ઠ ભગંદર જલોદર વગેરે ભયંકર રોગો ઉપરાંત દુઃખ દારિદ્રય અપયશ વગેરે વિવિધ યાતનાઓ ચિરકાલ પર્યંત ભોગવવી પડશે તેમજ અનંતકાલ વ્યતીત થયા બાદ તમો મુક્તિના અધિકારી થશો.

## આપણી અનુચિત પ્રવૃત્તિ બીજાને અહિતનું કારણ ન બને તે માટે રાખવો જોઈતો ખ્યાલ

પ્રબલ મિથ્યાત્વના ઉદયથી આવેશપૂર્વક ઉન્માર્ગનું પોષક એકાદ વચન પણ નીકળવામા આત્માની કેવી કારમી દશા થાય છે તે ઉપર આ દૃષ્ટાન્ત અપાયું છે. **'અજ'** શબ્દનો અર્થ જૂની ડાગર કરવો જોઈએ તેને બદલે 'બોકડો અર્થ કરવા માત્રમાં **વસુરાજાને** સાતમી નરક જેવી અધોગતિ પ્રાપ્તિ થઈ, હમણાં જે રીતે ચરિત્ર શ્રવણ કરવામાં આવ્યું તે રીતે રજ્જા સાધ્વીજી પણ એક જ વચન આવેશપૂર્વક માર્ગ વિરુદ્ધ બોલવાથી અનંત ભવભ્રમણના અધિકારી થયા. મન–વચન–કાયાનો અવળો વ્યાપાર કેટલીકવાર ફક્ત પોતાના આત્માનુ જ અહિત કરનારો હોય છે, એવા સંજોગોમા એ આત્માને એ અવળો વ્યાપાર એટલા બધા સુદીર્ઘ કાળ પર્યંત ભવભ્રમણનુ કારણ નથી થતો, પરંતુ મન–વાણી કાયાનો અવળો વ્યાપાર કેટલીકવાર પોતાનુ અહિત કરવા સાથે અનેક આત્માઓનુ વર્ત્તમાનમાં અહિત થવાનુ કારણ બને છે, ઉપરાત ભવિષ્યમા હજારો લાખો વર્ષ સુધી અનેક આત્માઓના ઉન્માર્ગગામીપણામાં પણ કારણ બને છે, એવા પ્રસંગે એ શાસ્ત્રવિરુધ્ધ અવળી વાણી ઉચ્ચારનાર વ્યક્તિ ગાઢ અશુભ કર્મબંધનો અધિકારી થઈ જાય છે. આવા દૃષ્ટાન્તોના શ્રવણમાંથી એટલો સાર તો ખાસ ગ્રહણ કરવાનો છે કે–આપણા પોતાના આત્માનું અહિત થાય તેવી કોઈ પણ પ્રવૃત્તિ ન થાય તે તો સર્વોત્તમ છે, પણ એ સ્થિતિએ જ્યા સુધી ન પહોચાય ત્યા સુધી **આપણી અનુચિત પ્રવૃતિ નિમિત્તો અન્ય કોઈ પણ જીવો ઉન્માર્ગગામી ન બની જાય અને એ શાસ્ત્રવિરુદ્ધ પ્રવૃત્તિની પરંપરા ન ચાલે તે માટે હરકોઈ ધર્માનુરાગી આત્માએ ખૂબ ઉપયોગ રાખવો ઘટે છે.**

## અજ્ઞાનનું સ્વરૂપ

શ્રમણ ભગવાન્ મહાવીરે મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ એ ત્રણ અંતરંગ શત્રુઓના બલનો વિનાશ કરવા માટે અને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ભવ્યાત્માને પ્રાપ્તિ થાય એ માટે ભગવતી સૂત્રરૂપે જયકુંજર હાથીની યોજના કરેલ છે. मिथ्यात्वाज्ञानाविरमणरिपुबलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य એવુ ટીકાકારે જે વિશેષણ આપેલ છે તેના વિવેચન પ્રસંગે મિથ્યાત્વનુ સ્વરૂપ અને પ્રસંગોચિત રજ્જા સાધ્વીજીનું દૃષ્ટાન્ત કહ્યું.

હવે 'અજ્ઞાન'નુ સ્વરૂપ સમજવાનું છે. સામાન્ય રીતે તો ज्ञानस्य अभाव अज्ञानम् (જ્ઞાનનો અભાવ એનું નામ અજ્ઞાન) એવો અજ્ઞાનનો અર્થ થાય, પરંતુ અજ્ઞાનનો અર્થ એ પ્રમાણે કરવાનો નથી, કારણ કે એ પ્રમાણે અર્થ કરવામાં આવે તો તો જેટલા જેટલા અજ્ઞાની જીવો હોય તે બધાય જીવોમાં જ્ઞાનનો સર્વથા અભાવ માનવો પડશે અને વિશ્વમાં કોઈ પણ જીવમાં જ્ઞાનનો સર્વથા અભાવ હોતો જ નથી. જો જીવમાં જ્ઞાનનો સર્વથા અભાવ મનાય તો તો તે જીવ જ ન કહેવાય, કારણ કે જ્ઞાન એ તો જીવનું અવિનાભવિ લક્ષણ છે. સૂક્ષ્મનિગોદ તેમજ સચેતન પૃથ્વી પાણી યાવત્ પચેન્દ્રિય વગેરે દરેક જીવોમાં અવ્યક્ત કિંવા વ્યક્તભાવે અલ્પાધિકતયા જ્ઞાન અવશ્ય હોય છે. તાત્પર્ય એ છે કે–જ્ઞાનનો અભાવ તેનુ નામ અજ્ઞાન નહિ પરંતુ વ્યાકરણના નિયમ મુજબ नञ् સમાસના અનેક પ્રકારો હોવાથી "कुब्राह्मणो अब्राह्मणः" ની માફક "कुत्सित ज्ञान अज्ञानम्" એ પ્રમાણે અર્થ કરવાનો છે. બ્રાહ્મણકુલમા કિંવા જૈન કુલમા જન્મ થવા છતા બ્રાહ્મણ તેમજ જૈન ધર્મના આચાર વિચારોથી જે વિરુદ્ધ પ્રવૃત્તિ કરનાર છે તે સાચો બ્રાહ્મણ અને સાચો જૈન નથી, બલ્કે કુબ્રાહ્મણ, કુજૈન છે. સાધુનો વેષ પહેરવા છતા સાધુધર્મની મર્યાદાથી જે વિરુધ્ધ પ્રવૃત્તિ કરનાર છે તે સુસાધુ નથી અર્થાત્ કુસાધુ છે, તે જ પ્રામાણે **જે જ્ઞાનથી અંતરાત્મામાં સાચો પ્રકાશ પ્રાપ્ત ન થાય, પોતાનું હિતાહિત ન સમજાય તે જ્ઞાન ઓછું હોય કે વધુ હોય પરંતુ જ્ઞાન નથી કિંતુ અજ્ઞાન અથવા કુજ્ઞાન છે.**

## અનાદિથી જ્ઞાનના ક્ષયોપશમ સાથે મિથ્યાત્વનો ઉદય

વિશ્વમાં કોઇ પણ જીવ એવો નથી કે જે જીવમા ઓછે વધુ અંશે જ્ઞાનનો ઉઘાડ ન હોય, જ્ઞાનનો ક્ષયોપશમભાવ આત્માને અનાદિથી હોય છે. જે આત્માને જેટલા પ્રમાણમાં એ જ્ઞાનનો ક્ષયોપશમ અર્થાત્ ઉઘાડ છે તેટલા પ્રમાણમા તે જ્ઞાનનો અંશ સ્વયં તો નિર્મળ જ છે. આત્મામાં હિતાહિતનુ સાચુ અજવાળુ આપવાની તે જ્ઞાનમા અવશ્ય શક્તિ બેઠેલી છે, પરંતુ જેમ પ્રત્યેક જીવને અનાદિથી ઓછે વધુ અશે જ્ઞાનનો ઉઘાડ છે તે જ પ્રમાણે દરેક જીવને અનાદિથી દર્શન (મિથ્યાત્વ) મોહનીય તેમજ ચારિત્ર મોહનીયનો ઉદય પણ અવશ્ય છે. જ્ઞાનમા પોતાનામા તો જે ભાવો જે પ્રમાણે હોય તે ભાવોને તે પ્રમાણે, જણાવવાની મનાવવાની તેમજ પોતાના સ્વભાવમા ટકાવવાની શક્તિ હોય છે,પરતુ તે જ્ઞાન સાથે વર્તતા દર્શનમોહ તેમજ ચારિત્રમોહના ઉદયથી વિપરીત જાણપણુ વિપરીત માનવાપણુ તેમજ પોતાના સ્વભાવમાં ટકવાને બદલે પરભાવમા રમણતાના દોષો પ્રગટ થાય છે. નિર્મળ ચક્ષુવાળો મનુષ્ય સફેદ વસ્તુને સફેદ, શ્યામ વસ્તુને શ્યામ અને લાલ વસ્તુને જેમ લાલ દેખે છે, એમ છતા એ જ વ્યક્તિ નિર્મળ ચક્ષુ ઉપર કાળા રગના કાચવાળા ચશ્મા પહેરે તો સફેદ તેમજ લાલ વગેરે બધી વસ્તુ શ્યામ દેખાય છે. તેજ પ્રમાણે મિથ્યાત્વના ઉદયવાળા આત્માને તે તે પદાર્થોના સ્વરૂપને જાણવામાં પણ વિપર્યાસ ઉત્પન્ન થાય છે અને તેનું નામ અજ્ઞાન છે અથવા કુજ્ઞાન–મિથ્યાજ્ઞાન છે.

## અનેક વિષયોનું સાચું જાણપણું છતાં મિથ્યાત્વીનું જ્ઞાન અજ્ઞાન શા માટે ?

**પ્રશ્ન:** મિથ્યાદૃષ્ટિ આત્મા પણ માણસને માણસ જાણે છે, પશુને પશુ જાણે છે, પક્ષીને પક્ષી જાણે છે, સાકરને સાકર અને મીઠાના ગાંગડાને મીઠાનો ગાગડો જાણે છે તેમજ માને છે. માણસને પશુ અથવા પશુને મનુષ્ય નથી જાણતો–માનતો. સાકરને મીઠાનો ગાગડો અને મીઠાના ગાગડાને સાકર નથી માનતો તો પછી તેવા મિથ્યાદૃષ્ટિના જાણપણાને અજ્ઞાન કેમ કહેવાય ? સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે ઘણી ઘણી બાબતોનું બરાબર જાણપણુ તેનામા હોય એમ છતાં તેના જાણપણાને અજ્ઞાન ગણાવાય છે તે કઈ અપેક્ષાએ ?

**ઉત્તર**–મહાનુભાવ ! તમારો પ્રશ્ન બરાબર છે. મનુષ્યને મનુષ્ય, પશુને પશુ, સાકરને સાકર વગેરે પદાર્થોને જો કે તે સ્થૂલદૃષ્ટિએ બરાબર જાણે છે. છતાં સૂક્ષ્મદૃષ્ટિએ મનુષ્યને જે રીતે મનુષ્ય તરીકે જાણવો જોઈએ તે રીતે નથી જાણતો એટલે એ જાણપણાને જ્ઞાન નથી ગણ્યુ પણ અજ્ઞાન ગણ્યું છે. મનુષ્યપણુ એ આત્માને કેવી રીતે સ્વપર્યાય છે ? અને કેવી રીતે પરપર્યાય છે, કેવી રીતે અસ્તિપર્યાય છે, કઈ અપેક્ષાએ નાસ્તિપર્યાય છે, આ બધી વ્યવસ્થા સ્યાદ્વાદ શૈલી મુજબ જે રીતે સમજવી જોઇએ તે રીતે નથી જાણતો માટે એ જાણપણું જ્ઞાન નથી પણ અજ્ઞાન છે. આ બાબતને ધ્યાનમા રાખીને જ વાચકશિરોમણિ ઉમાસ્વાતિ ભગવંતે તત્ત્વાર્થસૂત્રના પહેલા અધ્યાયમા "सदसतोरविशेषाद् यदृच्छोपलब्धेरुन्मत्तवत्" [તત્ત્વાર્થ અધ્યાય ૧. સૂત્ર ૩૩ મું] એ સૂત્રમા 'सदसतोर्विशेषात्' એ પદ મૂક્યુ છે. આ બાબત તમોને શીઘ્ર નહિ સમજાય તેમજ એકદમ હૈયામાં બેસશે નહિ. એટલે એ બાબત બાજુમા રાખીને બીજી રીતે હવે વિચાર કરીએ. એક આત્મા–મનુષ્ય, પશુ, પક્ષી, સાકર, મીઠાનો ગાગડો વગેરે બાબતમાં હમણા જણાવ્યુ તે પ્રમાણે ભલે બરાબર જાણકાર હોય. પરંતુ હું કોણ છું ? ક્યાથી આવ્યો છુ ? ક્યાં જવાનો છુ ? મારું શુ સ્વરૂપ છે ? વર્તમાનમાં હુ જે સ્થિતિમાં છુ તે મારું અવિકારી સ્વરૂપ છે કે વિકારી સ્વરૂપ છે ? અને જો વિકારી સ્વરૂપ છે તો વિકારી સ્વરૂપ શાથી થયુ ? અને વિકારી સ્વરૂપમાથી અવિકારી સ્વરૂપ શી રીતે પ્રગટ થાય ? શરીર–ધન–દોલત–સ્ત્રી–પુત્ર–બાગ–બંગલા–વાડી–વજીફા વગેરે ભૌતિક પદાર્થો જેને હુ મારા માનુ છું અને મારા માનીને લગભગ આખી જિંદગી તેની પાછળ જ પસાર કરુ છુ તો તે ભૌતિક પદાર્થોમાથી પરભવમા ચાલતી વખતે મારી સાથે ચાલનારુ શુ છે ? આવા આવા અનેક સદ્‌વિચારો આવે. સાથે સાથે

'शुद्धात्मद्रव्यमेवाहं, शुद्धज्ञानं गुणो मम'

ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજના એ વાક્ય પ્રમાણે પોતાના શુધ્ધસ્વરૂપનો પોતાને ખ્યાલ પ્રગટ થાય અને સ્વપરનો વિવેક દીપક જાગે તેનુ નામ જ્ઞાન કહેવાય. દુનિયાદારીનુ ગમે તેટલુ જ્ઞાન મેળવો, વકીલ, સોલિસીટર, બેરિસ્ટર કે ડોકટર બનો પણ મહાનુભાવો ! આપણા પોતાના આત્માનુ જે રીતે શ્રધ્ધાપૂર્વક જાણપણું થવુ જોઇએ તે જાણપણુ જ્યાં સુધી ન થાય ત્યા સુધી બધુ જાણપણુ અજ્ઞાન ગણાય છે.

## જ્યાં જ્યાં સમ્યગ્જ્ઞાન હોય ત્યાં ત્યાં રાગાદિ અંતરંગ શત્રુઓનું જોર ન હોય

હું તમોને પૂછું છું કે–આજે ભલે બીજી બાબતોમાં તમો ગમે તેટલી કુશળતા ધરાવતા હો અને કોઈના કલેશ–કંકાસ પતાવવા સલાહકાર તરીકે તમોને બોલાવીને ઊંચે આસને બેસાડવામા આવતા હોય પરંતુ તમારા પોતાના ઘરમાં હંમેશા ચાલુ રહેલા આત્મા અને કર્મના ઝગડા મટાડવા માટે તમારી કેટલી કુશળતા છે? કુશળતાની વાત કયાં કરો છો? એ આપણા પોતાના ઘરના અનંતકાલના ઝગડામાં આપણો પોતાનો ઘરધણી આત્મા કેટલો નિર્બળ અને કંગાલ બની ગયો છે? તેનો ખ્યાલ સરખો પણ આવે છે ખરો? એ આત્મા અને કર્મના કલેશ–કંકાસને મટાડી, આત્માનો વિજય થાય તે માટે કોઈ વાર અભિલાષા પણ થાય છે ખરી? **બહારની દુનિયાના ડહાપણનો આપણે ત્યાં પાર નથી, પણ આત્માની દુનિયાના ડહાપણમાં મીંડું છે.** મહાનુભાવ! બહારની દુનિયાનું ગમે તેટલું જાણપણું હોય પરંતુ આપણા પોતાના આત્માનું વાસ્તવિક સ્વરૂપ જાણવા સાથે સ્વપરનો વિવેક ન પ્રગટ થાય, હેય–ઉપાદેયનો ભાવ ન આવે અને જડ–ચેતનનો ભેદ અંધારામા રહે તો સમજવું કે બધું જાણપણું તે સાચું જાણપણું નથી પણ મિથ્યા જાણપણું છે અને એ કારણે જ અજ્ઞાન છે, આપણા જૈનદર્શનમાં તો જે જાણપણાથી સંસારનો ઘટાડો ન થાય, અને વધારો થાય તે જાણપણું મિથ્યાજ્ઞાન કિંવા અજ્ઞાન, તેમજ જે જાણપણાથી સંસારનો વધારો ન થાય, બલકે ઘટાડો થાય, પરંપરાએ મોક્ષ પ્રાપ્ત થાય, તે જાણપણાનું નામ સમ્યગ્જ્ઞાન ગણેલ છે. ગીતા વગેરે અન્ય સંપ્રદાયના ધર્મશાસ્ત્રોમાં પણ આ પ્રમાણે જ જ્ઞાન–અજ્ઞાનનું સ્વરૂપ સમજાવેલ છે; નવ પૂર્વ સુધીના જાણપણાવાળા અભવ્ય આત્માઓને અજ્ઞાની અને અષ્ટપ્રવચન માતા જેટલું જ્ઞાન ધરાવનારા **માષતુષ** મુનિ વગેરેને જ્ઞાની તરીકે જે ગણ્યા છે તે હમણા સમજાવ્યું તે અપેક્ષાએ જ ગણ્યા છે, એ બાબત ધ્યાનમા રાખવાની છે. પૂર્વાચાર્ય ભગવંતોએ કહેલ છે કેઃ

તજ્જ્ઞાનમેવ न भवति, यस्मिन्नुदिते विभाति रागगणः ।
तमसः कुतोऽस्ति शक्ति–र्दिनकरकिरणाग्रतः स्थातुम् ? ॥

**ભાવાર્થ :** જે જ્ઞાનની હાજરીમા રાગાદિ અંતરંગ શત્રુઓ વધુ જોર કરતા હોય, ખરી રીતે તે જ્ઞાન જ નથી. સૂર્યના કિરણ પાસે શું અંધકારને ઊભા રહેવાની શક્તિ હોય છે ખરી? જો અંધકાર છે તો સૂર્યના કિરણો નથી અને સૂર્યના કિરણ છે તો અંધકાર નથી, તે પ્રમાણે જ્યા સમ્યગ્જ્ઞાન છે ત્યા રાગાદિ અંતરંગ શત્રુઓનું જોર નથી અને રાગાદિ અંતરંગ શત્રુઓનું જોર છે ત્યા સમ્યગ્જ્ઞાન નથી

## તત્ત્વોનું જાણપણું અને તત્ત્વોની શ્રદ્ધા એ બેમાં શ્રદ્ધાનું સ્થાન ઊંચું છે.

બીજી વાત એ પણ છે કે–જ્યા જ્યા મિથ્યાત્વનો ઉદય છે અને જાણપણામા વિપર્યાસ છે ત્યાં ત્યાં અજ્ઞાન છે અર્થાત્ સમ્યગ્જ્ઞાન નથી, પરંતુ કોઈ વાર શ્રુતસામાયિકની પ્રાપ્તિના કારણે જીવ–અજીવ–પુણ્ય–પાપ વગેરે તત્ત્વોનું યથાર્થ જાણપણું થાય પણ મિથ્યાત્વોદયના

કારણે તે તત્ત્વો ઉપર હેયોપાદેયની રુચિ ન હોય તો તે પણ અજ્ઞાન છે. વર્ત્તમાન યુગમા જ્ઞાન–વિજ્ઞાનના વિકાસના ઓઠા તળે આ હેયોપાદેયની રુચિનો ખ્યાલ લગભગ નષ્ટપ્રાય બન્યો છે. આજે તો જે વ્યક્તિએ દર્શનશાસ્ત્રોનો વધુ અભ્યાસ કર્યો હોય, અધ્યયન–અધ્યાપનની પ્રવૃત્તિ અંગે તે તે વિષયોનું તલસ્પર્શી નિરૂપણ કરવાની જે વ્યક્તિમાં કુશલતા હોય અને અનેક યુક્તિ–પ્રયુક્તિ તેમજ તર્ક–વિતર્કો માટેની તાકાત જે ધરાવતા હોય તેવાઓને પંડિત–મહાપંડિત, સાક્ષરશિરોમણિ કિંવા સમર્થ વિદ્વાન તરીકે ગણવામા આવે છે. ભલે પછી એ પંડિત–મહાપંડિત ગણાતી વ્યક્તિઓમાં શ્રધ્ધા, (હેયો-પાદેયની રુચિ) તેમજ સંયમની શૂન્યતા હોય ! પ્રભુના શાસનમાં જો કે જ્ઞાનનું ઘણું ઘણું મહત્ત્વ છે એમ છતા જ્ઞાનની અપેક્ષાએ શ્રધ્ધાનુ અને શ્રદ્ધાની અપેક્ષાએ સંયમનું મહત્ત્વ ઘણુ ઘણુ વિશેષ છે. એક આત્માએ જીવ–અજીવ, પુણ્ય–પાપ, આશ્રવ–સંવર, નિર્જરા–બંધ અને મોક્ષ, એ નવતત્ત્વના સ્વરૂપનો અભ્યાસ કર્યો, અભ્યાસની પાછળ ચિંતન વગેરે કરવા દ્વારા તે તે વિષયમા તેને સારી કુશળતા પ્રાપ્ત થઇ, પરંતુ એટલી કુશળતા પ્રાપ્ત થવા માત્રમા એ જાણપણું સમ્યગ્જ્ઞાન નહિં ગણાય, સમ્યગ્જ્ઞાન તો ત્યારે જ ગણાશે કે એ કુશલતા પ્રાપ્ત થવા સાથે નવતત્ત્વ પૈકી કયા તત્ત્વો મોક્ષતત્ત્વના સાધક છે? અને કયા તત્ત્વો મોક્ષતત્ત્વના બાધક છે? એ બાબતનો ખ્યાલ આવે, ખ્યાલ આવે એટલું જ નહિ પણ 'પાપ, આશ્રવ અને બંધ એ ત્રણેય તત્ત્વો મોક્ષપ્રાપ્તિ માટે બાધક હોવાથી વર્જવા યોગ્ય છે અને પુણ્યાનુબંધી પુણ્ય, સંવર તેમજ નિર્જરા એ ત્રણેય તત્ત્વો મોક્ષ માટે સાધક હોવાથી આદરવા યોગ્ય છે.' એવો અંતરાત્મામાં રુચિરૂપ પરિણામ થાય તો જ નવતત્ત્વનું જાણપણુ તે સમ્યગ્જ્ઞાન ગણાય છે. જો એ રુચિપરિણામ ન હોય તો જાણપણુ છતાં સમ્યગ્જ્ઞાન નથી પરંતુ અજ્ઞાન છે, ઝેરને ઝેર તરીકે અને અમૃતને અમૃત તરીકે જાણ્યા બાદ ઝેરને વર્જવાનો અંતરમાથી ભાવ ન જાગે અને પ્રથમની માફક ઝેરનો આનંદથી ઉપયોગ થતો હોય, તેમજ અમૃતનો પ્યાલો આપણી સામે હાજર હોવા છતાં એ અમૃતનું પાન કરવાને બદલે એને ઢોળી નાખવાની વૃત્તિ થતી હોય તો અમૃત તથા ઝેરના સ્વરૂપને જાણવાથી શો લાભ? અમુક બાબત કહેતાં હૈયામાં જો કે ઘણું દુઃખ થાય છે છતાં નિરુ-પાયે કહેવુ પડે છે કે-**શ્રદ્ધાવિહોણા કહેવાતા ભણેલાઓએ વર્તમાનમાં પ્રભુના પવિત્ર અને નિર્મળ શાસનને જેટલું ડહોળ્યું છે તેટલું બીજા કોઇએ ડહોળ્યું નથી.** પ્રાચીનકાળના શ્રદ્ધાસંપન્ન વિદ્વાન્ મહાપુરુષોએ શાસનને સુરક્ષિત રાખવાની પ્રવૃત્તિમાં જીવનની ધન્યતા માની હતી. જ્યારે આજના શ્રદ્ધારહિત કેટલાક પંડિતમન્યોએ શાસનની અવિચ્છિન્ન પ્રણાલિકામા કંટક પાથરવાની પ્રવૃત્તિમાં જીવનની ધન્યતા માની છે. આ અંગે ઘણું કહેવાનુ છે પણ આજે તો સમય થઇ ગયો છે એટલે આ વિષય અંગે તેમજ અવિરતિ વગેરે બાકીના વિષયો ઉપર વિવેચન હવે પછી કેવી રીતે કરવામા આવશે તે અધિકાર અગ્રે વર્ત્તમાન.



॥ श्री भीडभंजनपार्श्वनाथाय नमः ॥

# પ્રવચન પંદરમું.

मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुबलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य बलनियुक्तकल्पगणनायकमतिप्रकल्पितस्य मुनियोधैर्नावाधर्माधिगमाय पूर्वमुनिशिल्पिकल्पितयोर्बहुप्रवरगुणत्वेऽपि ह्रस्वतया महतामेव वाञ्छितवस्तुसाधनसमर्थयोर्वृत्तिचूर्णिनाडिकयोस्तदन्येषां च जीवाभिगमादिविविधविवरणदवरकलेशानां संघट्टनेन वृहत्तरा अतएवाऽमहतामप्युपकारिणी हस्तिनायकादेशादिव गुरुजनवचनात् पूर्वमुनिशिल्पिकुलोत्पन्नैरस्माभिर्नाडिकेवेयं वृत्तिरारभ्यते इति शास्त्रप्रस्तावना ॥

મહામંગલકારી શ્રી ભગવતીસૂત્રનો વ્યાખ્યાનમાં પ્રારંભ થયા આજે પંદરમો દિવસ છે. પૂજ્ય અભયદેવસૂરિ મહારાજે રચેલી આ મહાસૂત્રની ટીકાના મંગલ શ્લોકોના વિવેચનમા, અને ત્યારબાદ શાસ્ત્રની પ્રસ્તાવનારૂપે હમણાં ચાલતા ભગવતીસૂત્રરૂપી જયકુંજર હાથીના વિવેચનમા આજ સુધીના દિવસો પસાર થયા છે અમારા ઘણા ભાઈઓ મને પૂછે છે કે 'મહારાજજી, ગૌતમસ્વામીના પ્રશ્નો અને ભગવાન્ મહાવીર પ્રભુના ઉત્તરો ક્યારે શરૂ થશે?' પૂછનાર મહાનુભાવોની ભાવના બીજી કોઈ નથી, પણ જે કારણે અન્ય સર્વ આગમોમા ભગવતી સૂત્રની મહત્તા છે તે પ્રશ્નોત્તરો શીઘ્ર સાભળવાની તીવ્ર અભિલાષા એ ભાવનામા દેખાય છે. હુ એ વાત સમજું છું અને શીઘ્ર પ્રશ્નોત્તરો શરૂ થાય એ લક્ષ્ય રાખુ છુ, પરંતુ આપણી વર્ત્તમાન ધાર્મિક પરિસ્થિતિ અંગે તે તે વિષયોની છણાવટ કર્યા સિવાય પણ ચાલતું નથી. અને તેથી પ્રશ્નોત્તરોના પ્રારંભમા વિલંબ થાય છે. ગઇ કાલે મિથ્યાત્વના વિષય ઉપર રજ્જા સાધ્વીના દૃષ્ટાંત સાથે થોડુ ઘણુ વિવેચન કરવામા આવ્યું હતું અને ત્યારબાદ 'અજ્ઞાન'ના વિષય ઉપર વિવેચનનો પ્રારંભ કર્યો હતો.

## અજ્ઞાનના નિરૂપણ પ્રસંગે આપણી વર્ત્તમાન દશા

વિશ્વના જે ભાવો જે પ્રમાણે હોય તે ભાવોનું તે સ્વરૂપે જાણપણુ ન હોય અને અન્યરૂપે અર્થાત્ વિપરીત રૂપે જાણપણુ હોય તેને અજ્ઞાન કહેવાય. પરંતુ તે તે ભાવોનુ તે તે પ્રમાણે જાણપણું હોવા છતા તે જાણપણા પાછળ અંતરંગ શ્રદ્ધા ન હોય, જે જે ભાવો જાણ્યા છે તે તે ભાવો પૈકી હેયમા હેયપણાની રુચિ અને ઉપાદેયમા ઉપાદેયપણાની રુચિ ન હોય તો તે પણ અજ્ઞાન જ છે. એ વાત ગઈ કાલે વ્યાખ્યાનની સમાપ્તિ લગભગમાં થોડી થોડી સમજાવેલી હતી. આજે એ જ વાતને જરા વધુ સમજાવવા પછી અવિરતિના સ્વરૂપનો વિચાર કરવાનો છે. તે તે વિષયનુ જાણપણુ ન હોય અથવા જાણપણું હોવા છતા વિપરીત જાણપણુ હોય એવા જાણપણાને અજ્ઞાન કહેવામા કોઈને વાધો નથી, પણ

તે તે બાબતોનું સાચું જાણપણું હોવા છતા એ જાણપણું અજ્ઞાનની ગણુતરીમાં કેમ ગણાય ? એ મુદ્દો સમજવાની ખૂબ જરૂર છે. મહાનુભાવો ! તમો પ્રતિવર્ષે ચાતુર્માસ દરમ્યાન સંવિગ્ન સુવિહિત સાધુના મુખેથી જિનવાણી શ્રવણ કરો છો. જીવ–અજીવ–પુન્ય–પાપ વગેરે તત્ત્વોની વ્યાખ્યા સાંભળો છો અને અમારા ભાઇચંદભાઈ પટવા કે રમણભાઈ ઝવેરી જેવાને પુન્ય–પાપની તેમજ આશ્રવ–સંવરની વ્યાખ્યા પૂછવામાં આવે તો ટૂંકમાં વ્યાખ્યા પણ કહી શકે એમ છે. એમ છતા એ પુન્યતત્વ કે સંવરતત્વ ઉપર આદરભાવ અને પાપ તથા આશ્રવ તત્ત્વને છોડવાનો ભાવ કેટલા પ્રમાણુમા પ્રગટ થયો છે ? તમો બધાયની સમક્ષ જો આ પ્રશ્ન થાય તો લગભગ મોટા પ્રમાણુના સમુદાયને મૌન લેવાનો પ્રસંગ આવે. **શબ્દ તેમજ પદ વાક્યોના અર્થોને જાણવા માત્રમાં ધર્મનું સ્થાન નથી, પણ જે જે અર્થો જાણ્યા છે તે તે અર્થોના જાણપણા સાથે અંતરંગ પરિણામરૂપ હિતાહિતના વિવેકમાં ધર્મ છે.** એક માણસને અમદાવાદ જવું છે. અમદાવાદ જવાનો માર્ગ પણ જાણ્યો છે. એમ છતા તે અમદાવાદના માર્ગે ચાલતો તો નથી પરંતુ જાણેલા અમદાવાદના માર્ગ અંગે શ્રદ્ધા પણ નથી અને અમદાવાદ જવાની ઈચ્છા છતાં સુરતના માર્ગે પ્રેમથી પ્રયાણ કરે છે. આ ભાઇને અમદાવાદનો માર્ગ જાણ્યાનો શું લાભ ? ટૂંકમા એટલું જ કે વસ્તુને વસ્તુરૂપે જાણો. સાથે સાથે હેયોપાદેયનો વિવેક પ્રગટ કરો તો જ સાચું જાણપણું છે. સમ્યગ્જ્ઞાન છે. અન્યથા મિથ્યાજ્ઞાન છે કિંવા અજ્ઞાન છે. પોતાનુ ઓછું કે વધુ જ્ઞાન પોતાના આત્મહિતમા બાધક થાય તો તે મિથ્યાજ્ઞાન છે અને આત્મહિતમા સાધક થાય તો સમ્યગ્જ્ઞાન છે.

## અવિરતિના નિરૂપણ પ્રસંગે વિરતિનું યથાર્થ સ્વરૂપ

મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ આ ત્રણ અંતરંગ શત્રુઓનો પરાભવ કરવા માટે શ્રમણ ભગવાન મહાવીરે ભગવતી સૂત્રરૂપી જયકુંજરહાથીનુ નિયોજન કર્યું છે. એ વિષયના વિવેચન પ્રસંગે મિથ્યાત્વ તથા અજ્ઞાનનું ખૂબ સંક્ષેપમા સ્વરૂપ સમજાવાયું છે. હવે ત્રીજા અંતરંગ શત્રુ અવિરતિના સ્વરૂપનું વિવેચન કરવાનું છે. વિરતિનો અર્થ જ્યા સુધી નહિં સમજાય ત્યા સુધી અવિરતિનો અર્થ સમજવો મુશ્કેલ પડશે, માટે પ્રથમ વિરતિનો શું અર્થ છે તે વિચારીએ " विशिष्टा रति विरति. " વિશિષ્ટ રતિ, વિશિષ્ટ રમણુતા, વિશિષ્ટ આનંદ તેનું નામ વિરતિ, એક આત્માને ખાવા–પીવામાં, પહેરવા–ઓઢવામાં અથવા મોજશોખમા આનંદ આવે છે. જ્યારે બીજા આત્માને અનુકૂલ પ્રતિકૂલ સંજોગોની હાજરીમાં સમભાવ ટકાવી રાખવામા તેમજ ક્રોધ આવી જાય તેવા કારણોની હાજરીમાં ક્ષમાનો ભાવ ટકાવવામાં આનંદ આવે છે. આ પ્રસંગમાં ખાનપાનાદિમા આનંદ માનનારને અવિરતિ છે અને સમભાવ તેમજ ક્ષમા ટકાવી રાખવામા આનંદ માનનારને વિરતિ છે. ક્રોધ કરવો એ પાપ છે, તાવથી જેમ શરીરને નુકશાન થાય તેમ ક્રોધથી આત્માને નુકશાન થાય એ વાત મહર્ષિઓના કથનદ્વારા જાણી, તેમજ તે બાબત તે પ્રમાણે સ્વીકારી અર્થાત્ તે પ્રમાણે માની એટલું જ નહિં પરંતુ ક્રોધનુ કારણુ મળવા છતા પણ ક્રોધ ન આવવા દીધો એટલે આત્માને ક્ષમાગુણમાં ટકાવી રાખ્યો આનું નામ વિરતિ છે. ચારિત્ર અને સંયમ એ વિરતિના પર્યાયો

**છે. ક્રોધ એ વિભાવ પરિણામ છે, ક્ષમા એ સ્વભાવ પરિણામ છે. અનુકૂલ પ્રતિકૂલ સંજોગોની હાજરી હોવા છતાં આત્મામાં વિભાવ પરિણામ ન આવવા દેવો અને સ્વભાવ પરિણામમાં આત્માને ટકાવી રાખવો તે યથાર્થ વિરતિ છે.**

## દ્રવ્યવિરતિ તથા ભાવવિરતિનું સ્વરૂપ.

**પ્રશ્ન** સ્વભાવપરિણામમા આત્માનો ટકાવ તે જો વિરતિ છે તો નાના મોટા કોઈ પણ પ્રકારના વ્રતપચ્ચક્ખાણને વિરતિ ગણાય કે કેમ? અને ગણાય તો કેવી રીતે ગણાય?

**ઉત્તર** મહાનુભાવ! વિરતિના દ્રવ્યવિરતિ તથા ભાવવિરતિ એમ બે પ્રકાર છે. અભક્ષ્ય પદાર્થોના પચ્ચક્ખાણ, રાત્રિભોજનના પચ્ચક્ખાણ, નવકારશી, પોરસી, સાઢપોરસી, પુરિમઢ, આયંબિલ, એકાસણું, ઉપવાસ વગેરે તપશ્ચર્યાના પચ્ચક્ખાણ એ બધાયને દ્રવ્યથી વિરતિમાં ગણી શકાય. સમકિતમૂલ બાર વ્રતો અને સાધુના પંચમહાવ્રતોને પણ દ્રવ્યવિરતિમા ગણી શકાય. ભાવથી વિરતિ તો ત્યારે જ ગણાય કે દ્રવ્યવિરતિની આરાધનાના ફળમાં વિષય-કષાયોની વાસના મંદ થાય તો જ. વિરતિ એટલે સંવર, સંવર એટલે બધ્યમાન કર્મનુ અટકવુ, એ બધ્યમાન કર્મનો અટકાવ ત્યારે જ થાય કે વિષયકષાયોની વાસનાઓ જ્યારે મંદ થાય. દ્રવ્યવિરતિનો અર્થાત્ નાના મોટા વ્રતપચ્ચક્ખાણનો સ્વીકાર કરવા છતા કષાયભાવની મંદતા થવા સાથે કર્મબંધનમાં ઘટાડો ન થાય તો તેનુ નામ ભાવથી વિરતિ ન કહેવાય. અનંત કાળથી આપણી જીવનનૈયા સંસારસાગરમાં ગોથા ખાય છે, તેનુ મુખ્ય કારણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય વગેરે મોટા મોટા આશ્રવો રૂપી છિદ્રો એ જીવનનૈયામા વિદ્યમાન છે. જ્યા સુધી એ આશ્રવો રૂપી છિદ્રો વિદ્યમાન છે ત્યા સુધી એ જીવનનૈયામા કર્મરૂપી જળનો એકધારો પ્રવેશ પ્રતિક્ષણે ચાલુ છે. એ સ્થિતિમા એ જીવનનૈયા સંસાર સાગરનો પાર પામી શકતી નથી. સંસારસાગરનો પાર ત્યારે જ પામે કે કર્મરૂપી જળની આવક ઓછી થાય અને અગાઉનુ કર્મજળ ઘટે. કર્મ-જળની આવક ત્યારે જ ઘટે કે જ્યારે મિથ્યાત્વાદિ આશ્રવોરૂપ છિદ્રો અનુક્રમે બંધ થાય. એ આશ્રવોરૂપી છિદ્રોને બંધ કરવાની શક્તિ ભાવચારિત્રમા-ભાવથી વિરતિમા છે. જેટલા પ્રમાણમા આત્મામા ભાવથી વિરતિનુ સ્થાન તેટલા પ્રમાણમા આશ્રવનુ સ્થાન અલ્પ, મિથ્યાત્વ ખસે અને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય એટલે એક મોટુ આશ્રવ દ્વાર બંધ થયુ. પરિણામ એ આવ્યુ કે મિથ્યાત્વગુણસ્થાનકમા ઓઘથી ચારેય ગતિની અપેક્ષાએ ૧૧૭ કર્મપ્રકૃતિઓ બંધાતી હતી. સમ્યક્ત્વ ગુણસ્થાન પ્રાપ્ત થતા ૭૭ પ્રકૃતિઓનો બંધ થાય, મિથ્યાત્વ ગુણસ્થાને જ્ઞાનાવરણીયાદિ કર્મોની ત્રીશ કોડાકોડી સાગરોપમ, સીત્તેર કોડાકોડી સાગરોપમ, વીશ કોડાકોડી સાગરોપમ વગેરે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ હતો. જ્યારે સમ્યક્ત્વગુણસ્થાનમા એક કોડાકોડી સાગરોપમમા પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી ઓછી સ્થિતિ બંધાય. હજુ આત્મામા ભાવથી વિરતિ-ભાવચારિત્ર સ્પર્શ્યું નથી, પણ સમ્યક્ત્વના પ્રભાવે ભાવવિરતિ-ભાવચારિત્રની અભિરુચિ જાગી છે. ચારિત્રના પરિણામની પ્રાપ્તિમા પણ જ્યારે કર્મની આવકમા આટલો જબ્બર ઘટાડો થાય તો પછી ભાવચારિત્રની આત્મામા સ્પર્શના થાય ત્યા તો કર્મની આવકમા

કેટલો ઘટાડો થાય? એ આપણે સહુ કોઈ સમજી શકીએ તેવી બાબત છે. તાત્પર્ય એ છે કે-કર્મબંધનમા ઘટાડો થાય અને તે અંગે મોહની મંદતા થાય તેનું નામ (ભાવથી) વિરતિ છે-તેનું નામ સંવર છે, તેનુ નામ ચારિત્ર છે. આવી ઉત્તમ વિરતિ, સંવર કિંવા ચારિત્ર જીવનમા એમને એમ પ્રાપ્ત થતું નથી. ખાવુ પીવું, એશઆરામ કરવા મોજમજાહુ ભોગવવી અને રંગરાગમા ગુલતાન રહેવાથી આ વિરતિ આવતી નથી. એ વિરતિને પ્રાપ્ત કરવા માટ જ જુદા જુદા પ્રકારના વ્રતો, નિયમો કે પચ્ચક્ખાણો સ્વીકારવાના છે. વિદ્યાર્થી માટે સામાન્ય રીતે નિશાળ તેમજ હાઈસ્કુલમા નિયમિત હાજરી આપવા સાથે અભ્યાસ કર્યા સિવાય બહુલતાએ જેમ તે તે પ્રકારનું જ્ઞાન સંપાદન થતું નથી તેજ પ્રમાણે નાના-મોટા વ્રત-પચ્ચક્ખાણો સ્વીકાર અને લક્ષ્યપૂર્વક તેનુ પરિપાલન કર્યા સિવાય ભાવથી વિરતિ કિવા સંવરનું સ્થાન પ્રાપ્ત થતું નથી. કોઈ ભાગ્યવાન્ આત્માઓ વ્રત-પચ્ચક્ખાણ વગેરેની આરાધના કર્યા સિવાય પણ ભાવથી વિરતિના અધિકારી બનવા સાથે કેવલજ્ઞાન વગેરે આત્માના ગુણોને પ્રગટાવી શકયા હોય તો તેમાં પણ પૂર્વજન્મમાં તે આત્માએ વ્રત-પચ્ચક્ખાણ વગેરે દ્રવ્યવિરતિની તથા ભાવવિરતિની આરાધના કરેલી છે, તેનું એ ફળ છે. આત્મા એક ભવનું આયુષ્ય પૂર્ણ કરી અન્ય ભાવમા જ્યારે જાય છે ત્યારે તેનું શરીર બદલાય, સ્થાન બદલાય, આહારાદિ બદલાય પણ પોતે બદલાતો નથી, એટલું જ નહિં પરંતુ પૂર્વજન્મમા કરેલ આરાધનાના સંસ્કારો આ જન્મમા સાથે લઈને આવે છે. તાત્પર્ય એ છે કે-નાના મોટા કોઈ પણ વ્રત પચ્ચક્ખાણોને વિરતિરૂપે ગણવામા હમણા સમજાવ્યું તે રીતે વાંધો નથી. કારણમા પણ કાર્યનો ઉપચાર થઈ શકે છે. બાકી યથાર્થ સાચી વિરતિ તો કપાયની મંદતા થવા સાથે નિજગુણની રમણતા આત્મામા પ્રાપ્ત થાય તે જ છે. વ્રત-પચ્ચક્ખાણ બીલકુલ નહિં કરનારા, એટલું નહિ પરંતુ વ્રત-પચ્ચક્ખાણ પ્રતિ અનાદાર રાખનારા આત્માઓની અપેક્ષાએ નાના મોટા વ્રત-પચ્ચક્ખાણની આરાધના કરનારા ભાગ્યવંત આત્માઓ ઉત્તમ કોટિના છે, એમા જરાય શક નથી, પરંતુ વ્રત-પચ્ચક્ખાણની આરાધના પાછળ કષાયની મંદતા માટે જે દુર્લક્ષ્ય રખાય છે, તેમજ વ્રત-પચ્ચક્ખાણ કર્યા એટલે વિરતિવંત બની ગયા એવી જે રૂઢ માન્યતા થઈ ગઈ છે તે પણ કોઈ રીતે ઉચિત નથી. **વ્રત-પચ્ચક્ખાણ યથાશક્તિ જરૂર આદરો અને સાથે સાથે વિષય કપાયના વિભાવ પરિણામોને ઘટાડી સ્વરૂપરમણતારૂપ ભાવચારિત્રના અધિકારી બનવાનું બરાબર લક્ષ્ય રાખો.**

### કપાયોની મંદતા સાથે સમ્યગ્દર્શન-દેશવિરતિ-સર્વવિરતિનો સંબંધ

બીજુ, શાસ્ત્રોમાં ચાર પ્રકારના કષાયો સમજાવ્યા છે. અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલન. એમા શરૂઆતના ત્રણ પ્રકારના કપાયોને સર્વઘાતી ગણવામાં આવ્યા છે અને ફક્ત સંજ્વલન કપાયોની ચોકડીને દેશઘાતી ગણવામાં આવેલ છે. જ્યા સુધી સર્વઘાતી કપાયોનો ઉદય વર્તતો હોય ત્યા સુધી આત્મામા નિજગુણની રમણતારૂપ ભાવચારિત્રનો અંશ પ્રગટ થતો નથી. અનંતાનુબંધીની ચોકડી, અપ્રત્યાખ્યાન કપાયોની ચોકડી અને પ્રત્યાખ્યાન કપાયોની ચોકડી એ બારેય કપાયોનો ક્ષયોપશમ, ઉપશમ અથવા

ક્ષય થાય ત્યારે જ સર્વવિરતિગુણ આત્મામાં પ્રગટ થાય છે. પંડિતપ્રવર શ્રી પદ્મવિજયજી મહારાજે નવપદજીની પૂજામાં ચારિત્રપદની પૂજા પ્રસંગે જણાવેલ છે કે

**'બાર કષાય ઉપશમે રે, સર્વવિરતિ ગુણઠાણ, સંયમ રંગ લાગ્યો.'**

પંચમ ગુણસ્થાને જો કે દેશથી વિરતિનું સ્થાન છે, પરંતુ તેની માત્રા ઘણી અલ્પ છે. વિરતિ કરતાં અવિરતિનું પ્રમાણ ઘણું વધારે છે. વિરતિ હોય તો સવાવિશ્વા જેટલી, અને અવિરતિ પોણીઓગણીશ વિશ્વા જેટલી છે. એટલે કે ત્રીજા પ્રત્યાખ્યાની કષાયોની ચોકડીનો પંચમગુણસ્થાને ઉદય વર્તે છે, પરંતુ ક્ષયોપશમ નથી. અનન્તાનુબંધી કષાયોનો ઉદય સમ્યગ્દર્શન ગુણ માટે પ્રતિબંધક છે, અપ્રત્યાખ્યાની કષાયોનો ઉદય દેશવિરતિ ગુણ માટે પ્રતિબંધક છે અને પ્રત્યાખ્યાની કષાયોનો ઉદય સર્વવિરતિ માટે પ્રતિબંધક છે. પ્રત્યાખ્યાની કષાયોદય સર્વવિરતિ માટે પ્રતિબંધક થાય પરંતુ દેશથી વિરતિ માટે પ્રતિ-બંધક ન થાય.

### સર્વઘાતી કષાયોના ઉદયમાં દેશથી પણ વિરતિ કેમ હોઈ શકે?

**પ્રશ્ન** ત્રીજા કષાય પ્રત્યાખ્યાનીને પણ સર્વઘાતી ગણવામા આવેલ છે, એ કષાયો જો સર્વઘાતી છે તો દેશથી પણ વિરતિ કેમ સંભવી શકે?

**ઉત્તર** મહાનુભાવ! સર્વઘાતી સર્વઘાતીમા પણ મંદતા તીવ્રતાના અનેક ભેદો છે. કર્મના પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રવેશબંધ એવા જે ચાર વિભાગો છે તેમા સર્વઘાતીપણુ, દેશઘાતીપણું તેમજ અઘાતિપણુ એ રસબંધની અપેક્ષાએ છે. આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્ય ગુણોનો સ્વતંત્રપણે ઘાત કરવાની જે કર્મોમાં શક્તિ નથી તે વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય એ ચારને અઘાતી કહેવાય છે અને આત્માના જ્ઞાનાદિ-ગુણોનો જેનાથી ઘાત થાય તે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય તેમજ અંતરાય એ ચાર કર્મો ઘાતી ગણાય છે. જ્ઞાનાવરણાદિ ચાર કર્મોની ઉત્તરપ્રકૃતિમા કેટલીક કર્મપ્રકૃતિઓ દેશ ઘાતી છે અને કેટલીક સર્વઘાતી છે. જેમકે જ્ઞાનાવરણ કર્મની પાચ ઉત્તરપ્રકૃતિમા કેવલ-જ્ઞાનાવરણીય કર્મપ્રકૃતિ સર્વઘાતી છે અને બાકીની ચારેય મતિજ્ઞાનાવરણાદિ દેશઘાતી છે. લોકાલોકના ત્રૈકાલિક સર્વ ભાવોને જાણવારૂપ આત્માનો જે જ્ઞાન ગુણ તેનો ઘાત કરનાર જે કર્મ તે કેવલજ્ઞાનાવરણીય કર્મ, પ્રત્યેક દ્રવ્યો અને તેના અનંતપર્યાયો જાણવાનો આત્માનો જે સ્વભાવ એ સ્વભાવનો આ કર્મવડે ઘાત થયો માટે તેનુ નામ સર્વઘાતી. સર્વઘાતીનો અર્થ એવો નથી લેવાનો કે-આત્માના જ્ઞાન સ્વભાવનો સર્વથા ઘાત કરી આત્માને જડ સ્વરૂપ બનાવે. સર્વઘાતી એટલે વિશ્વના સર્વ ભાવોને જાણવાનો આત્માનો જે શુદ્ધ અને મૂલ સ્વભાવ તેનો ઘાત થાય છે. પરંતુ અનંતમા અંશ જેટલો જ્ઞાન સ્વભાવ તો અનાહત-(અનાવૃત) રહે છે. એ અનંતમો અંશ જે અનાહત રહેલ છે તે આત્માના સંપૂર્ણજ્ઞાન સ્વભાવની અપેક્ષાએ દેશ છે અને એ દેશ જ્ઞાનસ્વભાવનો જે કર્મોથી ઘાત થાય તેનું નામ દેશઘાતી છે મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ તથા મનઃપર્યવજ્ઞાના-વરણ આ ચારેય કર્મપ્રકૃતિઓ બાકી રહેલા દેશ જ્ઞાનસ્વભાવનો ઘાત કરનારી હોવાથી

દેશઘાતી છે. એ ચારેય દેશઘાતી કર્મોથી દેશ જ્ઞાનસ્વભાવનો ઘાત થવા છતાં અનંતમાં અંશ જેટલો જ્ઞાન સ્વભાવ તો જીવ માત્રને સદાકાળ અનાહત છે. અને તેથી જ જીવ તે સદાને માટે જીવ છે, જીવ કદાપિ અજીવ થતો નથી. અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ એ બન્ને દેશઘાતી કર્મોનો અનાદિથી જેમ કેવળ ઔદયિકભાવ છે, તેમ મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણનો અનાદિથી ક્ષયોપશમાનુવિદ્ધ ઔદયિકભાવ છે, એટલે કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો કોઈ પણ જીવને અનાદિથી ઓછો-વધુ ક્ષયોપશમ અવશ્ય હોય છે.

વળી દેશઘાતી-કર્મપ્રકૃતિઓમાં પણ સર્વઘાતી રસસ્પર્ધકો હોય છે. અને સર્વઘાતી રસસ્પર્ધકોનો જ્યા સુધી ઉદય વર્ત્તતો હોય ત્યાં સુધી તે આત્માને તે તે ગુણનો આવિર્ભાવ ન થઈ શકે. જેમકે વર્ત્તમાનમા આપણે બધાયને મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ એ ચારે ય દેશઘાતી કર્મપ્રકૃતિઓનો ઉદય છે એમ છતા મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ એ બન્ને પ્રકૃતિઓ દેશઘાતી રસસ્પર્ધકોના ઉદયવાળી છે, અને માટે જ આપણને સહુ કોઈને અમુક પ્રમાણમા મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો સદ્ભાવ સદાકાળ વિદ્યમાન છે, જ્યારે અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ એ બન્ને દેશઘાતી કર્મો સર્વઘાતી રસસ્પર્ધકોના ઉદયવાળા હોવાથી વર્ત્તમાનમા આપણા આત્મામા અવધિજ્ઞાન તેમજ મનઃપર્યવજ્ઞાનનો જરા પણ આવિર્ભાવ નથી. આત્મામા તે તે પ્રકારના ગુણની અથવા દેવ-નરકના ભવની પ્રાપ્તિ થાય અને સર્વઘાતી રસનો ઉદય બંધ પડે ત્યારે જ અવધિ મનઃપર્યવજ્ઞાન યથાયોગ્યપણે પ્રગટ થાય છે.

## દેશઘાતી કર્મપ્રકૃતિમાં પણ સર્વઘાતી રસનો સદ્ભાવ

**પ્રશ્ન** દેશઘાતી કર્મમા સર્વઘાતી રસ હોઈ શકે ખરો ? અને હોય તો કેવી રીતે હોય ?

**ઉત્તર** રસમા એકસ્થાનિક, દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક અને ચતુઃસ્થાનિક એવા ચાર વિભાગો છે, દાખલા તરીકે ચાર શેર લીંબડાના અથવા શેરડીના રસને ઉકાળીને એક શેર જેટલો રખાય તો તે રસ ચતુઃસ્થાનિક ગણાય, ત્રણ શેર રસ ઉકાળીને એક શેર રખાય તો ત્રિસ્થાનિક કહેવાય, બે શેર રસને ઉકાળીને એક શેર રખાય તો તે દ્વિસ્થાનિક કહેવાય અને સ્વાભાવિક શેરનો શેર રસ હોય તે એક સ્થાનિક કહેવાય. દરેક રસનું માપ તો એક શેર છે, છતા દરેક શેર રસની તીવ્રતા મંદતામાં ઘણો ઘણો તફાવત છે એ જ પ્રમાણે કર્મના રસમા પણ રસની તીવ્રતા મંદતામા તરતમતા છે. શુભ કર્મમાં શુભ રસની અને અશુભ કર્મમા અશુભ રસની તરતમતા જાણવી કોઈ પણ સારુ ખોટુ કોઈ કાર્ય કરે તે પ્રસંગે તે આત્માને જેવી લેશ્યા હોય તેને અનુસારે કર્મમા તીવ્ર-મંદપણે, શુભ-અશુભ રસ ઉત્પન્ન થાય છે, અને તે તીવ્રતા મંદતાના અસંખ્ય વિભાગો છતા મુખ્યત્વે એક સ્થાનિક, દ્વિસ્થાનિક વગેરે ચાર વિભાગમાં તેની વહેંચણી કરેલ છે. એ ચાર વિભાગો પૈકી અસંખ્ય રસબંધના સ્થાનોમા પણ રસની તરતમતા છે આ રસબંધના સ્થાનોમાં ચતુઃસ્થાનિક અને ત્રિસ્થાનિક રસબંધના સ્થાનો તો સર્વઘાતી જ છે. એ સર્વઘાતી રસબંધસ્થાનો

ઉદયમાં પ્રવર્તમાન હોય ત્યાં સુધી આત્મામાં તે તે ગુણની પ્રાપ્તિ ન થાય, જે એક સ્થાનિક રસબન્ધના સ્થાનો છે તે બધાય દેશઘાતી જ છે. અને દ્વિસ્થાનિક રસબન્ધના અસંખ્ય સ્થાનો પૈકી એકસ્થાનિક તરફના જે રસબંધના સ્થાનકો છે, તે દેશઘાતી છે, પરંતુ ત્રિસ્થાનિક તરફના જે રસબંધના સ્થાનકો છે તે સર્વઘાતી છે. દ્વિસ્થાનિક અસંખ્ય રસબંધના સ્થાનકોમા રસની તીવ્રતા, મંદતા અંગે એ પ્રમાણે દેશઘાતીપણું તથા સર્વઘાતીપણું ઉભયનો સદ્ભાવ છે.

આટલી વાત જો બરાબર સમજાય તો સર્વઘાતી પ્રત્યાખ્યાની કષાયોનો ઉદય હોવા છતાં દેશથી વિરતિ કેમ હોઈ શકે ? એ સમજવામાં અગવડ ન આવે. અનંતાનુબંધી કષાયોમાં જેવો સર્વઘાતી રસ છે તેવો સર્વઘાતી રસ અપ્રત્યાખ્યાનીમાં નથી, અપ્રત્યાખ્યાનીમા જેવો સર્વઘાતી રસ છે તેવો પ્રત્યાખ્યાની કષાયોમાં નથી. એટલુ જ નહિં પરંતુ પ્રત્યાખ્યાની કષાયોમાં સર્વઘાતી રસની મંદતાને કારણે દેશથી વિરતિ હોવામા બાધકપણું નથી. આ બધી બાબતો વિશેષ રીતે સમજવા માટે શાસ્ત્રાભ્યસની તેમજ તે તે વિષયોના ચિન્તન-મનનની ઘણી જરૂર છે. આ બધાય નિરૂપણમાથી એક સારાશ આપણે કાઢી શકીએ છીએ અને તે એ જ કે કષાયોની મન્દતા થયા સિવાય આત્મામા તે તે ગુણનો દિવ્યપ્રકાશ પ્રગટ નથી થવાનો. મહાનુભવો ! એ કષાયોની મંદતા કરવા માટે જ દેવદર્શન-પૂજન-સામાયિકાદિ મંગલમય આરાધના કરવાની છે **આત્મામાં મોટામાં મોટો ભાવરોગ જો કોઇ પણ હોય તો તે કષાયોની તીવ્રતા છે અને કષાયોની તીવ્રતારૂપી ભયંકર ભાવરોગના નિવારણ માટે મંગલમય સુવિહિત ધર્માચરણ એ રામબાણ ઔષધ છે.**

## વ્રત-પચ્ચક્ખાણોની જીવનમાં જરૂરિયાત.

આપણા ધર્મપિતા શ્રમણ ભગવંત મહાવીર પ્રભુએ અનંતકાળથી આપણને હેરાન કરનાર મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિરૂપ અંતરંગ શત્રુઓનો પરાભવ કરવા માટે ભગવતીસૂત્રરૂપી જયકુંજર હાથી રજૂ કર્યો છે. એ વિષયના પ્રસંગમા મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિના સ્વરૂપનું વિવેચન ચાલે છે વિરતિના નિરૂપણમા દ્રવ્યવિરતિ અને ભાવવિરતિ કોને કહેવાય ? તે ટૂંકમા સમજાવાયું છે આહારસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞાને ઘટાડવા તેમજ તે નિમિત્તે સેવાતા અનેક પ્રકારના પાપસ્થાનકોની પ્રવૃત્તિને ઘટાડવા અથવા એ પાપોને સર્વથા પરિત્યાગ કરવા માટે કરવામા આવતા પચ્ચકખાણો એ દ્રવ્યવિરતિ છે. અને એ દ્રવ્યવિરતિના ફળમા આત્માનો પોતાના જ્ઞાનસ્વભાવમા ટકાવ તેનુ નામ ભાવવિરતિ છે. **મોક્ષનું કારણ કર્મનો સર્વથા અભાવ, કર્મનો સર્વથા અભાવ થવાનું કારણ ભાવથી વિરતિ અને ભાવથી વિરતિનું કારણ દ્રવ્યવિરતિ છે;** માટે જ સુવિહિત મહાપુરુષોએ ભવ્યાત્માઓ માટે વારંવાર જુદા જુદા વ્રતો, નિયમો, પચ્ચક્ખાણો વગેરે ગ્રહણ કરવા માટે ખૂબ ખૂબ ફરમાન કર્યું છે.

જયકુંજર હાથીના અનેક વિશેષણોનું થોડું ઘણું વિવેચન આજ સુધી થયેલ છે હજુ બાકીના વિશેષણોનું પણ એ જ રીતે જો વિવેચન કરવામા આવે તો ભગવતીજી શરૂ કર્યા

જેમ પંદર દિવસ આજે થયા તેમ બીજા દશ પંદર દિવસ થાય. જો કે બાકીના વિશેષણોનું પણ આજ રીતિએ વિવેચન થવું જોઈએ છતા પ્રશ્નોત્તરો શ્રવણ કરવાની સહુ ભાઈઓની પ્રબલ ભાવના તેમજ હવે પછીના વિશેષણો અંગે કરવા યોગ્ય વિવેચન પ્રશ્નોત્તરોના વિવરણ પ્રસંગે તે તે અવસરે કરવાની અભિલાષા અંગે આજે આ પ્રસ્તાવનાનો અધિકારપૂર્ણ કરવાનો વિચાર છે. અને તેથી પ્રસ્તાવનાના હવે પછીના પદ વાક્યોનો શબ્દાર્થ સાથે ટૂંકમા ભાવાર્થ કહેવાનુ સમુચિત ધાર્યું છે.

वलनियुक्तकल्पगणनायकमतिप्रकल्पितस्य ભગવતીજીના આ વિશેષણમા बलनियुक्तकल्प એ પદનો અર્થ સેનાપતિતુલ્ય કરવાનો છે. गणनायक એટવે ગણધરભગવંત અને मतिप्रकल्पितस्य એટલે ( ગણધર ભગવંતની ) બુદ્ધિવડે (સૂત્રરૂપે) રચાયેલ. આ તો શબ્દાર્થ થયો. ભાવાર્થ એ છે કે–શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુ શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘના અધિનાયક છે અને ગણધર ભગવંત એ શ્રમણપ્રધાન સંઘના મહામાત્ય કિંવા સેનાધિપતિ તુલ્ય છે. ભગવંત મહાવીરે કેવલજ્ઞાન પ્રાપ્ત થવા બાદ અર્થરૂપે ધર્મદેશના આપી અને એ દેશના આધારે બીજબુદ્ધિના ધણી ગણધર ભગવંતે દ્વાદશાંગીરૂપે ( સૂત્રરૂપે ) સંકલના કરી. આપણુ આ ભગવતી સૂત્ર પણ એ રીતે જ રચાયુ છે જયકુંજર હાથીના પક્ષમા પણ આ વિશેષણની પૂર્વાપર વિરોધ ન આવે તે પ્રકારે અર્થઘટના કરવાની છે.

આ ભગવતી સૂત્રરૂપી જયકુંજર હાથી ઘણો ઊંચો છે. જ્યારે વર્તમાનકાળના મુનિવરોરૂપી યોદ્ધાઓને એ હાથી ઉપર આરોહણ કરવા માટે (એટલે કે ભગવતી સૂત્રમા રહેલા ભાવો સમજવા માટે) પૂર્વાચાર્ય ભગવંતોએ બનાવેલ ટીકાઓરૂપી દોરડાઓ ઘણા ગુણસંપન્ન હોવા છતા ટૂંકા હોવાથી જોઈએ તેવા ઉપયોગમા આવે તેમ નથી. ઘણા મજબૂત અને ખૂબ સુંદર એ ટીકાઓરૂપી ટૂંકા દોરડાને વધારે લાંબા બનાવવાની જરૂર હતી. પૂજ્ય અભયદેવસૂરિ મહારાજાએ પૂજનીય ગુરુવર્યની અનુજ્ઞાથી જીવાભિગમ, પન્નવણાજીવગેરે સૂત્રોના વિવરણોરૂપી અંશોને પૂર્વાચાર્યવિરચિત લઘુ ટીકારૂપી દોરડા સાથે યથાયોગ્ય સ્થાને જોડીને એ દોરડાઓને (અર્થાત ટીકાઓને) સુદીર્ઘ બનાવ્યા જેથી મંદ બુદ્ધિવાળા મુનિવરોરૂપી યોદ્ધાઓને પણ એ લાંબા ટીકારૂપી દોરડાના અવલંબનથી ભગવતી સૂત્રરૂપી જયકુંજર હાથી ઉપર આરોહણ કરવાનુ સુગમ થયુ. मुनियोधैरनावाधमधिगमाय એ પદથી अस्माभिर्नाडिकेवेय वृत्तिरारभ्यते ત્યા સુધીના પદોનો આ હમણા કહ્યો તે સંક્ષિપ્ત ભાવાર્થ છે આ કથનમાથી અનેક બાબતો આપણે તારવી શકીએ છીએ. જેમકે–(૧) અભયદેવસૂરિ મહારાજાએ રચેલી શ્રી ભગવતી સૂત્રની આ ટીકા પહેલા બીજી ટીકા રચાયેલ હતી (જે આજે પણ છે) (૨) એ ટીકા ઘણી સંક્ષેપમા હોવાથી થોડા કથનમા પણ વાસ્તવિકભાવને સમજી શકે તેવા વિશિષ્ટ બુધ્ધિવાળા સાધુઓ માટે યોગ્ય હતી પણ મંદબુધ્ધિવાળા સાધુઓ માટે એ ટીકાથી ભગવતી સૂત્રના તે તે ભાવો વિશદપણે સમજી શકાય તેમ ન હતુ. (૩) પૂ. અભયદેવસૂરિજીએ સાશનદેવીની કિંવા પૂ ગુરુવર્યની આજ્ઞાથી એ ભગવતીજીની લઘુટીકાનો વિસ્તાર કર્યો પણ તે બિલકુલ નવેસરથી હતો નહિ પરંતુ તે લઘુટીકાના ભાવને કાયમ રાખી જ્યા જ્યાં વિસ્તાર કરવો ઉચિત લાગ્યો ત્યાં ત્યા જીવાભિગમ, પન્નવણાજી વગેરે

સૂત્રોના વિવરણોને જોડવાપૂર્વક વિસ્તાર કર્યો. (૪) આ ભાવને કથન કરનારા ટીકાના પદો પૂ. અભયદેવસૂરિ મહારાજના પોતાના છે. તે 'अस्माभिर्नाङ्किकेवेय वृत्तिरारभ्यते' એ પદોથી સિદ્ધ થાય છે. અનુપમ ત્યાગ, વૈરાગ્ય અને અસાધારણ વિદ્વતા છતા એ ટીકાકાર ભગ-વંતની કેટલી લઘુતા છે? તે પણ આ પ્રસ્તાવનાની પંક્તિઓ ઉપરથી સમજી શકાય છે.

આ પ્રમાણે ટીકાના પ્રથમ શ્લોકમાં ત્રણેય કાલના તથા સર્વ ક્ષેત્રોના સર્વ તીર્થંકરોને નમસ્કાર, બીજા શ્લોકમા શાસનપતિ શ્રમણ ભગવાન મહાવીર, સૂત્રતા પ્રણેતા પંચમગણધર સુધર્માસ્વામી, અનુયોગવૃદ્ધ સ્થવિરમહર્ષિઓ અને સર્વજ્ઞ પ્રભુની વાણીને નમસ્કાર કર્યા બાદ ત્રીજા શ્લોકમાં પૂર્વાચાર્યોની ટીકા ચૂર્ણિ વગેરેને કાયમ રાખી પંચમાંગ શ્રી ભગવતી સૂત્રની ટીકા રચવાનું જણાવીને મહામંગલકારી શ્રી ભગવતી સૂત્રની જયકુંજર હાથી સાથે ખૂબ સુંદર રીતે ઘટના કરી અને એ પ્રકારે ટીકાની આ પ્રસ્તાવના પૂર્ણ થઇ. હવે આ ભગવતી સૂત્રનુ મુખ્ય નામ विवाहपन्नति व्याख्याप्रज्ञप्ति છે એ નામનો વાસ્તવિક શુ અર્થ છે? સાચું નામ એ છતા ભગવતી સૂત્ર એવું નામ પ્રસિદ્ધ થવાનુ શુ કારણ છે? વગેરે બાબત સવિસ્તરપણે કેવી રીતે કહેવાશે તે અધિકાર અગ્રે વર્તમાન

सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं । प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥

**શ્રી ભગવતીસૂત્રના ૧૫ ધાર્મિક પ્રવચનોનો**

**મંગલાચરણ-પ્રસ્તાવનારૂપ પ્રથમ વિભાગ સંપૂર્ણ.**

# પરિશિષ્ટ

**નોંધ:** **'योगक्षेमकर्णद्वितयस्य'** આગમોદય સમિતિ તરફથી છપાયેલ શ્રી ભગવતી સૂત્રની પ્રતમાં આ વિશેષણ છાપવું રહી ગયેલ છે. પરંતુ હસ્તલિખિત પ્રતો વગેરેમાં આ વિશેષણ વિદ્યમાન છે. ભગવતીસૂત્રના પ્રવચનોની અગાઉની આવૃત્તિઓમાં મુદ્રિત પ્રતમાં આ વિશેષણ ન હોવાથી તેનું વિવેચન રહી ગયેલ હતું. પૂ. પ્રવચનકાર આચાર્યશ્રી તરફથી આ પદનું વિવેચન અહિં ઉમેરવામાં આવે છે.

  

હાથીના અંગોપાંગોમાં જેમ સૂંઢ, ચક્ષુ, દંતૂશલ, ગંડસ્થળ વગેરેની પ્રધાનતા છે તે જ પ્રમાણે હાથીના બંને કાનની પણ પ્રધાનતા છે બીજા પંચેન્દ્રિય પશુઓને પોતાના શરીરના પ્રમાણની અપેક્ષાએ પ્રમાણોપેત બે કાન અવશ્ય હોય છે. એમ છતા હાથીના શરીરના પ્રમાણની અપેક્ષાએ હાથીના બન્ને કાનનુ પ્રમાણ વધુ મોટુ છે કાનનો આકાર સુપડા જેવો હોય છે. અને આ બન્ને કાન ઘણા ચપલ જોવામા આવે છે. હાથી પોતાના બન્ને ચપલ કાનો વડે બન્ને કાનોને સતત હલાવવા પડે. એક બાજુથી પોતાના શરીરને જાણે પવન નાખતો હોય તેવો આભાસ થાય છે બીજી રીતે વિચારીએ તો પોતાના કર્ણમા મચ્છર વગેરે કોઈ ક્ષુદ્ર જંતુઓ પ્રવેશ ન કરે તે માટે નિરંતર હલાવ્યા કરે છે. મચ્છર જેવુ ઘણુ નાનુ પ્રાણી પણ હાથીના કાનમા પેસી જાય તો હાથી જેવા મોટા બળવાન પ્રાણીને એકવાર તો ખૂબ અકળાવી મુકે છે આ અકળામણ ન થાય અને પવન વડે શરીરને શિતલતા રહે તે માટે હાથીના ચપલ બંને કર્ણ એક સરખા હલ્યા જ કરતા હોય છે. કોઇ પણ પંચેન્દ્રિય જીવને પાચમી શ્રવણેન્દ્રિય શબ્દાદિ સાભળવાના ઉપયોગમા મુખ્યત્વે આવે છે અને હાથી પણ પોતાના બંને કર્ણ વડે મોટા નાના અવાજને તુરત સાભળે છે. એ વાત બરાબર છતા ટીકાકાર ભગવાન અભયદેવસૂરિ મહારાજે 'શબ્દ શ્રવણની અપેક્ષાએ **યોગ** અને **ક્ષેમ** ની સાથે બંને કર્ણની ઉપમા આપી હોય તે કરતા શબ્દ શ્રવણ સાથે બંને કર્ણની ચપલતાની અપેક્ષાએ યોગ-ક્ષેમની ઘટના કરી હોય તો વધુ સુસંગત લાગે છે

પાચ ઈન્દ્રિયો પૈકી સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિય આ ચારે ય ઈન્દ્રિયો પ્રાપ્ત થાય એમ છતા એ ચારેય ઈન્દ્રિય જાતિનામ કર્મોને પાપ પ્રકૃતિ તરીકે કર્મગ્રન્થાદિ શાસ્ત્રોમા ગણવામાં આવેલ છે. આ ચારેય ઈન્દ્રિયો સાથે પાચમી શ્રવણેન્દ્રિયની પ્રાપ્તિનો સુયોગ થાય એટલે એ પંચેન્દ્રિય જાતિનામ કર્મને પુન્ય પ્રકૃતિ તરીકે ગણવામા આવેલ છે અને એનુ પ્રધાન કારણ જો કોઈ હોય તો મોક્ષના બધાય અસાધારણ અંગોમા પ્રાથમિક અંગ તરીકે શ્રુતસામાયિકની લબ્ધિ શ્રવણેન્દ્રિયથી જેવી થાય છે તેવી બીજી ઈન્દ્રિયોથી થતી નથી.

શ્રવણેન્દ્રિય દ્વારા શ્રુતસામાયિકની પ્રાપ્તિ અને તે પછી ભવ્યાત્માને સમ્યકત્વ સામાયિક, દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિકની ક્રમશઃ પ્રાપ્તિ થવી એનુ નામ યોગ છે. આત્મામા તિરોભાવે વર્તતા ગુણોનો આત્માને આવિર્ભાવ થવો એનુ નામ યોગ છે અને યોગ થયા પછી ઉપસર્ગ-પરીષહના પ્રસંગોમા ચલિત ન થતા એ ગુણો ટકાવી ગખવા, સાથે સાથે એ ગુણોમા અભિવૃદ્ધિ થવી એનું નામ ક્ષેમ છે.

એક કર્ણથી યોગ થાય અને બીજા કર્ણથી ક્ષેમ થાય એમ સમજવું એ પણ બરાબર નથી. પણ ભગવતી સૂત્ર રૂપી હાથીના બંને કર્ણોથી યોગ થાય અને બંને કર્ણોથી ક્ષેમ થાય એ રીતે ઘટના કરવામાં આવે તો તે સુસંગત લાગે છે